# નિવેદન

ચરક, સુશ્રુત અને વાગ્ભટ એ ત્રણ ગ્રંથો આયુર્વેદની બૃહત્ત્રયી અને ભાવપ્રકાશ, <u>શાર્ઙ્ગધર</u> અને <u>માધવનિદાન</u> એ લઘુત્રયી ગણાય છે આ મહત્ત્વના છ ગ્રંથો પૈકી સુશ્રુત અને વાગ્ભટ સંસ્થાએ બહાર પાડ્યા છે અને ભાવપ્રકાશ હાલ છપાય છે એ ગ્રંથના પ્રથમ ખંડમા ઔષધિઓના ગુણદોષના વર્ણનનો 'નિઘંટુ' નામનો ભાગ આવેલો છે, તેની વિશેષ ઉપયોગિતાને લીધે આ 'ભાવપ્રકાશ-નિઘંટુ' નામે પ્રકટ કરવામા આવે છે

આ ગ્રંથની વિશેષતા આ છે કે દરેક ઔષધિ આદિના અનેક જુદાજુદા નામો કેવા નિગૂઢ અર્થ દર્શાવે છે અને કેટલા સાર્થક, ગુણદર્શક છે, તે સમજાવવા દરેક નામોના પ્રકૃતિ-પ્રત્યય-પૂર્વકની કૃદંત-તદ્ધિત વ્યુત્પત્તિઓ તથા સામાસિક શબ્દોના વિગ્રહો પણ યથાસ્થિત આપવામા આવ્યા છે ઉપરાંત પ્રત્યેક શ્લોકના અર્થ સમજી શકાય તે માટે પ્રત્યેક શ્લોકની નીચે તેનો અન્વય આપ્યો છે અને તે પછી ગુજરાતી ભાષાંતર અપાયુ છે વળી કયાંક કયાંક પ્રાસંગિક જરૂરી ટિપ્પણો પણ આપ્યા છે

આયુર્વેદમા પ્રવેશ ઇચ્છનાર માટે નિઘંટુનો અભ્યાસ અતિ આવશ્યક ગણાય છે, કારણ કે આયુર્વેદનાં આઠે અંગોમા ઔષધિ આદિના નામો તથા ગુણો દર્શાવનાર પર્યાય-નામસંગ્રહરૂપ તે એક અગત્યનો શબ્દકોષ છે

આ ગ્રંથ અભ્યાસની દૃષ્ટિએ અને શાસ્ત્રીય રીતે સામાન્ય માણસથી લઈને આયુર્વેદનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ, આયુર્વેદના અધ્યાપકો, વૈદ્યો વગેરે સૌ કોઈને ઉપયોગી થઈ શકે એ રીતે તૈયાર કરવામા આવ્યો છે આ વિભાગમા આયુર્વેદના ગ્રંથોમા ઉપયોગમા લેવાયલી લગભગ બધી વનસ્પતિઓ વગેરેનો વિસ્તૃત પરિચય આપવામાં આવ્યો છે.

અનુવાદ શુદ્ધ અને સરળ બનાવવા અનુવાદક શ્રી શાસ્ત્રી ગિરિજાશંકર મયાશંકરે અથાગ પ્રયાસ કર્યો છે આ ઉપરાંત જાણીતા વયોવૃદ્ધ રાજવૈદ્ય શ્રી પ્રભાશંકર નાનભાઈ ગઢડાવાળાએ અનુભવપૂર્ણ સૂચનાઓ અને માર્ગદર્શન આપવાનો ઘણો પરિશ્રમ લીધો છે, તે માટે અહીં તેમનો આભાર માનવામા આવે છે મૂળ શ્લોકોના પાઠની શુદ્ધિ માટે મુંબઈ 'જગદીશ્વર પ્રેસ'ની તેમ જ કાશી 'ચૌખમ્બા સીરીઝ'ની પ્રતનો મુખ્યત્વે આધાર લેવામા આવ્યો છે એટલે મૂળ શ્લોકોમા અશુદ્ધિ રહેવા ન પામે એ માટે બનતી કાળજી રાખવામા આવી છે

અક્ષરો ભાગવાતૂટવાથી અને દૃષ્ટિદોષથી કેટલીક ભૂલો રહી ગયેલી જણાઈ આવી છે, તે માટે પાન ૩૮૪ ઉપર શુદ્ધિપત્ર આપ્યુ હોઈ પ્રથમ એ પ્રમાણે ગ્રંથ સુધારી લઈને વાચવા વિનંતિ છે પૂર્ણ તો એક પરમાત્મા જ હોઈ આ અનુવાદમા કે મૂળ શ્લોકો, વ્યુત્પત્તિઓ કે વિગ્રહ-વ્યાખ્યાઓમા કોઈ સ્થળે ભૂલ જણાય તો તે તરફ ધ્યાન દોરવા અભ્યાસીઓ ને વિદ્વાનોને વિનંતિ છે, જેથી તેનો યથાયોગ્ય ઉપયોગ બીજી આવૃત્તિ પ્રસંગે કરી લેવાશે

આપણા દેશની આ પ્રાચીન અને નિર્દોષ આરોગ્યવિદ્યાનો લોકો ઉપયોગ કરી તેનો લાભ લઈ શકે એ હેતુથી આ દિશામા સદ્ગત સ્વામીજીના વખતથી આવા પ્રમાણગ્રંથો તથા સામાન્ય જનતાને ઉપયોગી થાય એવા વૈદકના પુસ્તકો પણ વખતોવખત પ્રસિદ્ધ કરવામા આવે છે

આ પછીના પાનમા 'ગ્રંથપરિચય' તથા સામાન્ય અનુક્રમ ઉપરાંત તેમનો અકારાદિ અનુક્રમ પણ આપ્યો છે, તેથી આ ગ્રંથમા આવતી વનસ્પતિઓ વગેરે શોધવામા સરળતા થશે આયુર્વેદમા રસ ધરાવતા તેમ જ વનસ્પતિના ગુણદોષના જિજ્ઞાસુઓ માટે આ નિઘંટુ ખૂબ જ ઉપયોગી થઈ પડશે એવી આશા છે

મુંબઈ,
તા ૨-૫-'૫૫

સસ્તુ સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# ગ્રંથપરિચય

'નિઘંટુ' એટલે 'नितरां घण्टयति—भाषते एकत्र संगृहीतान् विविधपदार्थपर्यायीभूतान् शब्दान् इति निघण्टु—नामसमुद्गरूपो ग्रन्थः। निपूर्वकाद् घटि भाषायाम् इत्यस्माद् धातोः 'मृगय्वादि.' (उणा. १–७) इत्यस्माद् उः। એક સ્થળે સંગ્રહરૂપે લીધેલા જુદાજુદા પદાર્થોના ભિન્નભિન્ન એકાર્થક શબ્દોને જે બરાબર જણાવે તેવો શબ્દસંગ્રહરૂપ ગ્રંથ તે નિઘંટુ કહેવાય છે. ભાવપ્રકાશનો આ વિભાગ પણ આવા જ સ્વરૂપનો હોઈને. ઔષધ આદિનાં અનેક પર્યાયનામોને, ગુણોને તથા ક્યાંક ઉત્પત્તિ આદિને પણ એકત્ર સંગૃહીત જણાવતો યથાર્થ નિઘંટુ કે શબ્દકોષ જ છે. આ નિઘંટુ સૌથી છેલ્લો પંડિત ભાવમિશ્રે રચેલો હોઈને તેમા બીજા સર્વ નિઘંટુઓ કરતાં ઔષધિ આદિ વધારે છે અને તે શુદ્ધ આયુર્વેદને જ અનુસરે છે.

આયુર્વેદમાં ઉપયોગી મનાયેલી નાનીમોટી વનસ્પતિઓ, ધાન્યો, સુવર્ણ વગેરે ધાતુઓ, પારો, અભ્રક, ગંધક વગેરે ખનીજ દ્રવ્યો તથા તમામ જાતના રસો, ઘૃત, તૈલ, દૂધ, મધ, માંસ, મૂત્ર, ક્ષારો વગેરેના ગુણ, વીર્ય, વિપાક, પ્રભાવ વગેરેનું વિગતવાર વર્ણન આ નિઘંટુમાં અપાયેલું છે. કયા રોગમાં કયું ઔષધ હિતકારક છે અથવા હાનિકારક છે તે આ નિઘંટુથી જાણી શકાય છે.

ભગવાન સુશ્રુતે વનસ્પતિ માત્રના ચાર વર્ગો કહ્યા છેઃ (૧) ફૂલ આવીને ફળ આવે છે તે (વૃક્ષ), (૨) ફૂલ વગર ફળ આવે છે તે (વનસ્પતિ), (૩) લતા—વેલી વગેરે (વીરુધ) અને (૪) ફળ આવ્યા પછી જેના છોડનો નાશ થાય છે તે (ઓષધિઓ). આ સામાન્ય વર્ગો ઉપરથી આયુર્વેદાચાર્યોએ તેના કપૂર, વાળો, જટામાંસી વગેરે સુગંધી ઔષધિઓનો સુગંધી વર્ગ; વડ, પીપળો, ઉમરડો જેવાં મોટાં વૃક્ષોનો વટાદિ વર્ગ; બહુ કઠણ કે બહુ પોચી નહિ એવી વનસ્પતિઓનો વર્ગ; શાકભાજી વગેરેનો વર્ગઃ એ રીતે જુદા જુદા ૨૩ વર્ગો પણ પાડેલા છે.

ઔષધિઓના સબંધમા ભગવાન ચરકે કહ્યું છે કે,

> ओषधीर्नामरूपाभ्यां जानते ह्यजपा वने। अविपाश्चैव गोपाश्च ये चान्ये वनवासिन.।
> न नामज्ञानमात्रेण रूपज्ञानेन वा पुनः। ओषधीनां परां प्राप्तिं कश्चिद्वेदितुमर्हति॥
> योगविन्नामरूपज्ञस्तासां तत्त्वविदुच्यते। (ચરકસંહિતા અ. ૧લો શ્લોક ૧૧૯–૨૦)

ઔષધિઓના નામ અને રૂપ તો જંગલમાં રહેનારા ભરવાડો પણ જાણે છે, ઘેટાં ચારનારાઓ અને ગોવાળિયાઓ પણ જાણે છે અને બીજા વનવાસીઓ પણ જાણે છે. પણ ઔષધિના નામના જ્ઞાનથી કે તેને ઓળખવા માત્રથી ઔષધિનું તત્ત્વ કોઈથી જાણી શકાતું નથી, પરંતુ કયા રોગમાં કઈ ઔષધિ યોજવી એ તથા તેના ગુણદોષને જે જાણે છે તે જ ઔષધિઓના તત્ત્વને જાણનારો છે.

વળી તેમણે બધાં દ્રવ્યોના ગુણદોષના આધારે મુખ્ય ત્રણ વિભાગ પાડ્યા છે. તે કહે છે કેઃ

> किंचिद्दोषप्रशमनं किंचिद्धातुप्रदूषणम्। स्वस्थवृत्तौ हितं किंचित् त्रिविधं द्रव्यमुच्यते।
> (સૂત્રસ્થાન અ૦ ૧લો શ્લોક ૬૬)

દ્રવ્યો ત્રણ પ્રકારનાં છેઃ (૧) કેટલાંક દ્રવ્યો દોષપ્રશમન કરનારાં એટલે વધેલા દોષને ઘટાડીને અને ઘટેલાને વધારી સરખા કરનારાં છે, જેમ કે ગળો ઇત્યાદિ. (૨) કેટલાંક દ્રવ્યો ધાતુઓને દૂષિત કરનારાં છે, જેમ કે ફણુસ, અફીણ ઇત્યાદિ. (૩) કેટલાંક દ્રવ્યો તંદુરસ્તી સ્થાપનાર તથા વધારનાર છે, જેમ કે હરડે, આમળાં ઇત્યાદિ.

વૈદક શાસ્ત્રમાં સૌથી મહત્ત્વનું અંગ પથ્યાપથ્યનું છે. વાયુવાળાને વાયુવાળું તથા કફ કે પિત્તવાળાને કફ કે પિત્તવાળું દ્રવ્ય આપવામાં આવે, તો રોગો અનેકગણા વધી જાય. એટલે કયું દ્રવ્ય વાયુ કરનાર, પિત્ત કરનાર કે કફ કરનાર છે, એ જાણવું અતિ આવશ્યક છે. ખોરાકના હલકા-ભારેપણા ઉપર પણ વધારે ધ્યાન આપવાની જરૂર છે; કારણ કે આમ લોકો ખજૂર, ફ્લાવર, કોબીજ, પાલખની ભાજી વગેરેને સામાન્ય રીતે હલકાં ગણે છે, ચોખાને વાયુ કરનાર ગણે છે, મરચાંને તામસી ગણે છે, કાચાં શાક-ફળોમાં પુષ્કળ વિટામિન હોવાનું માનીને તે ઉપયોગી છે એમ માને છે, આ બધું વિપરીત ચાલે છે. આ અંધારું ઉલેચવા માટે આવા ગ્રંથોનો તલસ્પર્શી અભ્યાસ જરૂરનો છે. સામાન્ય જનતાને પણ આ પુસ્તકમાંથી ઉપયોગી માર્ગદર્શન મળી રહે તેમ છે."

ગ્રંથમાં અમુક દ્રવ્યો અમુક રોગો મટાડે છે એવું જે કહ્યું છે તે રોગની નિરામ અવસ્થા માટે સમજવું. દ્રવ્યનાં રસ, ગુણ અને વીર્ય કદાચ સ્થૂળ પૃથક્કરણથી જાણી શકાય, પરંતુ પ્રભાવ અને વિપાક માટે તો મહર્ષિપ્રણીત શાસ્ત્રોને પ્રમાણભૂત માનવાં જોઈએ. તેથી આ શાસ્ત્રો પર શ્રદ્ધા મૂકવાની જરૂર છે. દુનિયાનાં તમામ 'મટિરિયા મેડિકા' એટલે 'દ્રવ્યગુણ-વિજ્ઞાન'માં કેટલાંયે સ્થાનોમાં વખતોવખત ફેરફાર થતા જાય છે, જ્યારે ઋષિ-પ્રણીત આ ગ્રંથોમાં આપેલા વનસ્પતિઓના ગુણદોષના નિર્ણયોમાં ફેરફાર બતાવી શકાતો નથી એટલું જ નહિ પણ તેના ઉપર જેમ જેમ વિચાર અને સંશોધન થતાં જાય છે તેમ તેમ તેનામાં રહેલી સંપૂર્ણ વૈજ્ઞાનિકતા અને અવિચળતા પ્રકટ થતી જાય છે.

આ ગ્રંથમાંથી અભ્યાસીને ઘણું જાણવાનું મળશે. જેમ કે જાયફળની છાલ 'જાવંત્રી' કહેવાય છે. લવિંગના ગુણ માટે 'હિમ' શબ્દ યોજયો છે, છતાં તે કફ તોડે છે એ એનો પ્રભાવ છે. કાશ્મીરના કેસરને ઉત્તમ કહ્યું છે, જ્યારે ઈરાની કેસરને અધમ કહ્યું છે. ઘણાં નામો બે ત્રણ જાતનાં દ્રવ્યો માટે વપરાતાં હોય છે, તેથી જે શ્લોકમાં જે રોગની વાત ચાલતી હોય તે પૂર્વાપરના સંબંધથી લક્ષમાં લઈને તેના યોગ્ય અર્થ કરવા; જેમ કે ભોંયઆમલી અને ખીજડી એ બન્નેનું એક જ નામ 'શિવા' છે. તદુપરાંત હરડેનું નામ પણ 'શિવા' છે. 'વિજયા' એ ભાંગનું તેમ જ હરડેનું પણ નામ છે. શેતૂતનું નામ 'ક્રમુક' છે અને સોપારીનું નામ પણ 'ક્રમુક' છે. મહુડાનું નામ 'મધૂક' છે, એવી જ રીતે જેઠીમધનું નામ પણ 'મધુક' છે. માટે શ્લોકમા એવા અનેકાર્થી શબ્દો આવતા હોય, ત્યાં પૂર્વાપરનો સંબંધ અને રોગ જોઈને તેમનો અર્થ નક્કી કરવો જોઈએ. આ સિવાય કુલિંજન, હપુષા, કાસૂંદરો અગથિયો જેવી હાલ નહિ ઉપયોગમાં લેવાતી વનસ્પતિઓની ઓળખ થતા તે ઉપયોગમાં લઈ શકાય એમ છે.

જે વનસ્પતિઓ ઓળખાય તેવી નથી તેનું વિસ્તૃત વર્ણન ગ્રંથકારે આપ્યું છે. જેમકે ૨૮મા પૃષ્ઠ પર ઋદ્ધિ અને વૃદ્ધિ નામના કંદની ઓળખાણ આપી છે. તેમણે ૬૪મા પૃષ્ઠ પર અમુક ગુગળ હાથીઓને અને અમુક ગુગળ ઘોડાઓને આપવાનું કહ્યું છે, તે એ દર્શાવે છે કે ગ્રંથમા મનુષ્યો ઉપરાંત શક્ય હોય ત્યા પશુઓના રોગનો પણ વિચાર કરીને તેમને માટેનાં ઔષધો બતાવ્યાં છે. નાગરમોથ જેવી ઘાસનાં મૂળની સામાન્ય ઔષધિઓ માટે પણ દીપન-પાચન-ગ્રાહી વગેરે ગુણો બતાવ્યા છે અને તે સંબંધી સંશય ન રહે તે માટે ત્યાં 'મુનિભિઃ પ્રોક્તમ્' એમ જણાવ્યું છે.

ઉપર આપેલા દ્રવ્યોના ત્રણ પ્રકારના ભેદને અનુસરીને દશ દશ નિર્ણય ઔષધિઓનું વર્ગીકરણ કરીને ભગવાન ચરકે ૫૦ સમૂહોની 'દશેમાની' જણાવી છે તે ઉપયોગી જણાયાથી પુસ્તકની છેવટે પાન ૩૮૧ ઉપર આપી છે. તેમાં રોગ અને દોષવાર દસ દસ ઔષધોના જે ગણ (ગ્રુપ) આપેલા છે, તે દરેક ચિકિત્સકને ઘણા માર્ગદર્શક ને ઉપયોગી થઈ પડે એવા છે.

આ નિઘંટુમાં માંસવર્ગ પણ આપેલો છે. ભગવાન મનુ કહે છે કે જે બીજાના પ્રાણ લે છે તેને કોઈ પણ સમયે પોતાના પ્રાણ આપવા પડે છે. આયુર્વેદમાં આ માંસનો ઉપયોગ આપદ્ધર્મ માટે કહેલો સમજવાનો છે. મનુષ્યજીવન બીજાં પ્રાણીઓના કરતાં મહત્ત્વનું અને ઉપયોગી હોઈ તેની રક્ષા માટે આપત્તિમાં માંસનો ઉપયોગ કરવો પડે તો કેવી રીતે કરવો એ જણાવવાના હેતુથી જ આમાં માંસવર્ગ આપેલો છે.

કોઈ પણ દ્રવ્ય કે ઔષધિની ઉંદર, દેડગરોળી વગેરે ખાનારી બિલાડીના આંતરડામાં થતી અસરો માણસ માટે લાગુ પડી શકે નહીં. એવી જ રીતે બીજાં નિર્જીવ-નિરિન્દ્રિય દ્રવ્યોમાંથી વૈજ્ઞાનિક ઢબે બનતી ઔષધિઓનાં પરિણામ મનુષ્યેતર પ્રાણીઓ ઉપર અખતરા કરીને મનુષ્ય શરીરને લાગુ કરી શકાય નહિ. રોગોના કારણરૂપ વાત-પિત્ત-કફનો પાયો જાણ્યા વગર એવાં દ્રવ્યોની એ રીતે શોધાયેલી દવાઓથી માણસના શરીરમાં બીજી કશી વિકૃતિ ન થઈને કાયમી ફાયદો થાય છે એમ કહી શકાતું નથી. કારણ કે એવી દવાઓના વપરાશથી એક રોગ મટીને તેમાંથી બીજા નવા વિકૃત રોગો ઉત્પન્ન થતા જોવામાં આવે છે, તેમ જ સમાજમાં રોગનું પ્રમાણ વધતું જાય છે.

હરડેમાં ટેનિન, ચેબ્યુલિક એસિડ, પાણી એ સર્વ પૃથક્કરણ કરવાથી મળી આવતાં દ્રવ્યો ભેગાં કરીએ તો હરડે બનતી નથી. વળી દ્રવ્યનું પૃથક્કરણ કરવા માટે તેમાં બીજું દ્રવ્ય (કેમીકલ) નાખીને તેનાં તત્ત્વો છૂટાં પાડીને પૃથક્કરણ કરવામાં આવે છે. તેથી જેમ ચૂનામાં હળદર નાખવાથી ત્રીજો જ પદાર્થ-કંકુ બની જાય છે તેમ દ્રવ્યોના પૃથક્કરણ માટે નાખવામાં આવતાં અન્ય દ્રવ્ય(કેમીકલ)ના સંયોગથી મૂળ દ્રવ્યનું સ્વરૂપ બદલાઈ જતાં સાચું તત્ત્વ હાથમાં આવી શકે નહિ એ સમજાય તેવી વાત છે. અમુક દ્રવ્યમાં લોઢું, તાંબું કે ચૂનો છે તે આપણા કામની વાત નથી, પણ તે દ્રવ્યના રસ, ગુણ, વીર્ય, વિપાક અને પ્રભાવની વાત જાણવા-સમજવાની જરૂરની છે. અને તે વાત શાસ્ત્રના આધાર સિવાય સમજાય તેમ નથી. આયુર્વેદની ઔષધિઓના રસ, ગુણ, વીર્ય, વિપાક, પ્રભાવ વગેરે બાબતો અન્ય કેમીકલના સંયોગ દ્વારા કરાયલા પૃથક્કરણથી શોધાયલાં નથી. મહર્ષિ વાગ્ભટ જેવા પણ કહે છે કે 'ब्रह्मा स्मृत्वा आयुषो वेदम्' એટલે કે બ્રહ્માએ આયુર્વેદ યાદ કરીને કહ્યો છે. આટલી વાત જો સમજાઈ જાય તો જે 'કુકરબટેસી' અને 'એન્ગ્રીએસી' જેવાં ગ્રુપો-વર્ગ પાડવામાં આવે છે તે મિથ્યા અને કાળક્ષેપ કરવા જેવું છે એ જણાયા વિના રહેશે નહિ.

# અનુક્રમણિકા



# અકારાદિ અનુક્રમ

## ખ



## ગ



## ઘ



## ચ

પંડિત ભાવમિશ્ર–વિરચિત

# ભાવપ્રકાશ-નિઘંટુ[1]

## ૧. હરીતક્યાદિવર્ગ

### હરડેની ઉત્પત્તિ વગેરેના પ્રશ્નો

इति रसगुणवीर्यविपाकप्रभावाणां स्वरूपाण्यभिधाय कस्मिन् द्रव्ये के रसगुणविपाकप्रभावाः सन्तीति बोधयितुं द्रव्यगतान् रसगुणवीर्यविपाकप्रभावानाह । तत्र प्रथमं हरीतक्या उत्पत्तिनामलक्षणगुणानाह–दक्षमिति–એમ રસ ગુણ વીર્ય, વિપાક તથા પ્રભાવોના સ્વરૂપો કહીને કયા દ્રવ્યમાં કયા રસ, ગુણ વીર્ય વિપાક તથા પ્રભાવ રહેલા છે, તે જણાવવા માટે દ્રવ્યમાં રહેલા રસ ગુણ વીર્ય, વિપાક તથા પ્રભાવ કહે છે તેમાં પ્રથમ હરડેની ઉત્પત્તિ નામો લક્ષણો તથા ગુણો 'दक्ष' ઇત્યાદિ શ્લોકોમાં જણાવે છે

दक्ष प्रजापतिं स्वस्थमश्विनौ वाक्यमूचतुः ।
कुतो हरीतकी जाता तस्यास्तु कति जातयः ॥१॥
रसाः कति समाख्याताः कति चोपरसाः स्मृताः ।
नामानि कति चोक्तानि किंवा तासां च लक्षणम् ॥
के च वर्णा गुणाः के च का च कुत्र प्रयुज्यते ।
केन द्रव्येण संयुक्ता कांश्च रोगान् व्यपोहति ॥३॥
प्रश्नमेतद्यथा पृष्टं भगवन् वक्तुमर्हसि ।
अश्विनोर्वचनं श्रुत्वा दक्षो वचनमब्रवीत् ॥४॥

अन्वय –( एकदा ) अश्विनौ स्वस्थं दक्षं प्रजापतिं वाक्यम् ऊचतुः – हरीतकी कुतः जाता ? तस्याः तु जातयः कति ( सन्ति ) ? रसाः कति समाख्याताः ? च उपरसाः कति स्मृताः ? नामानि च कति उक्तानि ? तासां च लक्षणं किंवा ( चोक्तम् ) ? के च वर्णाः ? के च गुणाः ? का च कुत्र प्रयुज्यते ? केन च द्रव्येण संयुक्ता ( सती ) कान् रोगान् व्यपोहति ? हे भगवन् ! एतत् प्रश्नं यथा पृष्टं ( तथा ) वक्तुम् अर्हसि ' अश्विनोः वचनं श्रुत्वा दक्षः वचनम् अब्रवीत् ॥

એકવેળા સ્વસ્થ બેઠેલા દક્ષપ્રજાપતિને અશ્વિનીકુમારોએ પૂછ્યું, કે 'હરડે કયા પદાર્થમાંથી ઉત્પન્ન થઈ છે? તેની જાતો કેટલી છે? તેમાં રસ કેટલા કહ્યા છે? ઉપરસ કેટલા માન્યા છે? તેના નામો કેટલા કહ્યા છે? તેઓનું લક્ષણ શું છે? તેઓના વર્ણ અને ગુણો કયા કયા છે? કઈ હરડેનો કયા કામમાં ઉપયોગ થાય છે? એ હરડે કયા પદાર્થની સાથે મળ્યાથી કયા રોગોને મટાડે છે? હે મહારાજ! આ અમારા પ્રશ્નના બરાબર ઉત્તરો આપે દેવા ઘટે છે' એવું અશ્વિનીકુમારોનું વચન સાંભળી દક્ષપ્રજાપતિએ આ વચન કહ્યું ૧–૪

### હરડેની ઉત્પત્તિનું કથન

पपात बिन्दुर्मेदिन्यां शक्रस्य पिबतोऽमृतम् ।
ततो दिव्यात् समुत्पन्ना सप्तजातिर्हरीतकी ॥५॥

अन्वय–शक्रस्य अमृतं पिबतः मेदिन्यां बिन्दुः पपात ततः दिव्यात् सप्तजातिः हरीतकी समुत्पन्ना ॥

ઇંદ્ર જ્યારે અમૃત પીતા હતા, ત્યારે પૃથ્વી પર ( તે અમૃતનું ) ટીપું પડ્યું હતું, તે દિવ્ય ટીપામાંથી સાત જાતની હરડે ઉત્પન્ન થઈ છે ૫

### હરડેના નામો, જાતિ તથા આકૃતિ વગેરે

हरीतक्यभया पथ्या कायस्था पूतनामृता ।
हैमवत्यव्यथा चापि चेतकी श्रेयसी शिवा ॥६॥

---

૧ આ ભાવપ્રકાશનિઘંટુ એ પંડિત ભાવમિશ્ર ભાવપ્રકાશગ્રંથમાં હરીતક્યાદિવર્ગથી આરંભી અનેકાર્થ–નામવર્ગ સુધીના ૨૩ વર્ગોમાં લગભગ ઘણીખરી ઔષધિઓ ધાતુઓ ઉપધાતુઓ રસો ઉપરસો રત્નો ઉપરત્નો વિષો તથા ઉપવિષો આદિના પર્યાયનામોનો એકત્ર અર્થ કહેવા રચેલો એક સંગ્રહ અથવા શબ્દકોશ જ છે જેમાં પ્રથમ હરીતકી–હરડેના પર્યાયનામોથી શરૂઆત કરી લગભગ બધી ઔષધિ આદિના પર્યાયનામો તથા ગુણદોષ બતાવી તે તે ઔષધિ આદિનો કયા કયા રોગો પર ઉપયોગ થાય છે તે પણ દર્શાવેલ છે એ ઉપરાંત તે તે એકએક પર્યાયનામનો અર્થ વ્યાકરણદૃષ્ટિએ કેવો થાય છે, તેમ જ તે તે નામ વ્યાકરણ દ્વારા કઈ રીતે સિદ્ધ થયેલ છે અને તે તે નામ પાડવામાં શું કારણ છે, તે જાણવા અહીં ભાષાંતરની નીચે અર્થ સહિત સંસ્કૃત કૃદન્તતદ્ધિત–વ્યુત્પત્તિઓ તથા સામાસિક વિગ્રહો અપાયેલ છે

वयस्था विजया चापि जीवन्ती रोहिणीति च।
विजया रोहिणी चैव पूतना चामृताऽभया ॥ ७ ॥
जीवन्ती चेतकी चेति विज्ञेयाः सप्त जातयः।
अलाबुवृत्ता विजया वृत्ता सा रोहिणी स्मृता ॥८
पूतनाऽस्थिमती सूक्ष्मा कथिता मांसलाऽमृता।
पञ्चरेखाऽभया प्रोक्ता जीवन्ती स्वर्णवर्णिनी ॥ ९ ॥
त्रिरेखा चेतकी ज्ञेया सप्तानामियमाकृतिः।
विजया सर्वरोगेषु रोहिणी व्रणरोहिणी ॥ १० ॥
प्रलेपे पूतना योज्या शोधनार्थेऽमृता हिता।
अक्षिरोगेऽभया शस्ता जीवन्ती सर्वरोगहृत् ॥११
चूर्णार्थे चेतकी शस्ता यथायुक्तं प्रयोजयेत्।
चेतकी द्विविधा प्रोक्ता श्वेता कृष्णा च वर्णतः ॥१२
षडङ्गुलायता शुक्ला कृष्णा त्वेकाङ्गुला स्मृता।
काचिदास्वादमात्रेण काचिद्गन्धेन भेदयेत् ॥१३॥
काचित्स्पर्शेन दृष्ट्यान्या चतुर्धा भेदयेच्छिवा।
चेतकीपादपच्छायामुपसर्पन्ति ये नराः ॥ १४ ॥
भिद्यन्ते तत्क्षणादेव पशुपक्षिमृगादयः।
चेतकी तु धृता हस्ते यावत्तिष्ठति देहिनः।
तावद्भिद्येत वेगैस्तु प्रभावान्नात्र संशयः ॥ १५ ॥

अन्वय—हरीतकी अभया पथ्या कायस्था पूतना अमृता हैमवती अव्यथा अपि च चेतकी श्रेयसी शिवा वयस्था विजया अपि च जीवन्ती च रोहिणी इति (नामानि), विजया च रोहिणी पूतना च अमृता अभया जीवन्ती च चेतकी इति सप्त जातय एव विज्ञेया। (तत्र) अलाबुवृत्ता विजया, (या) वृत्ता सा रोहिणी स्मृता, अस्थिमती सूक्ष्मा पूतना कथिता, मांसला अमृता, पञ्चरेखा अभया, स्वर्णवर्णिनी जीवन्ती प्रोक्ता, त्रिरेखा चेतकी ज्ञेया, इयं सप्तानाम् आकृतिः, विजया सर्वरोगेषु हिता, रोहिणी व्रणरोहिणी, पूतना प्रलेपे योज्या, अमृता शोधनार्थे हिता, अभया अक्षिरोगे शस्ता, जीवन्ती सर्वरोगहृत्, चूर्णार्थे चेतकी शस्ता, यथायुक्तं प्रयोजयेत्, चेतकी वर्णेन द्विविधा प्रोक्ता, शुक्ला च कृष्णा, शुक्ला षडङ्गुला आयता, कृष्णा तु एकाङ्गुला स्मृता, काचित् आस्वादमात्रेण भेदयेत्, काचित् गन्धेन भेदयेत्, काचित् स्पर्शेन, अन्या दृष्ट्या (इत्येवं) चतुर्धा शिवा भेदयेत्। ये नराः (च) पशुपक्षिमृगादयः (अपि) चेतकीपादपच्छायाम् उपसर्पन्ति, (ते) तत्क्षणात् एव भिद्यन्ते, चेतकी तु देहिनः हस्ते यावत् धृता तिष्ठति, तावत् प्रभावात् वेगैः तु भिद्येत, अत्र संशयः न (अस्ति) ॥

હરીતકી,[૧] અભયા,[૨] પથ્યા,[૩] કાયસ્થા,[૪] પૂતના,[૫] અમૃતા,[૬] હૈમવતી,[૭] અવ્યથા,[૮] ચેતકી,[૯] શ્રેયસી,[૧૦] શિવા,[૧૧] વયસ્થા,[૧૨] વિજયા,[૧૩] જીવંતી,[૧૪] અને રોહિણી[૧૫] એટલાં હરડેનાં સંસ્કૃત નામો છે. વિજયા, રોહિણી, પૂતના, અમૃતા, અભયા, જીવંતી અને ચેતકી, એમ સાત હરડેની જાતો જ જાણવી.

તેમા જે તુંબડા જેવી ગોળ હોય તે વિજયા; સાધારણ ગોળ હોય તે રોહિણી; જે મોટા ઠળિયાવાળી તથા પાતળી હોય તે પૂતના; ઝાઝા ગર્ભવાળી હોય તે અમૃતા; પાંચ રેખાવાળી હોય તે અભયા; સોના જેવા રંગવાળી હોય તે જીવંતી, અને ત્રણ રેખાવાળી હોય તે ચેતકી કહેવાય છે; આમ હરડેની સાત જાતોની આકૃતિ સમજવી.

(આ સાતે જાતિના અલગ અલગ ઉપયોગ:) વિજયા સઘળા રોગો પર વપરાય છે, રોહિણી વ્રણને રુઝાવનારી છે, પૂતના લેપમા વપરાય છે, અમૃતા રેચ માટે હિતકારી છે, અભયા આંખોના રોગમાં વખણાય છે, જીવંતી સઘળા રોગોને દૂર કરનારી છે અને ચેતકી ચૂર્ણ માટે ઉત્તમ છે; આમ યથાયોગ્ય તેઓને વાપરવી. ચેતકી રંગે બે પ્રકારની કહી છે: ધોળા રંગવાળી અને કાળા રંગવાળી. ધોળી છ આંગળ લાંબી, અને કાળી એક આંગળની માની છે. કોઈક હરડે માત્ર ખાવાથી, કોઈક માત્ર ગંધથી, કોઈક માત્ર સ્પર્શથી અને કોઈક માત્ર જોવાથી—એમ ચાર પ્રકારોથી હરડે રેચ લગાડે છે. જે મનુષ્ય, પશુ, પક્ષી કે મૃગ વગેરે કોઈ પણ પ્રાણી ચેતકીના ઝાડની છાયામા જાય છે, તેઓને તે જ ક્ષણે રેચ લાગે છે ચેતકીને માણસ જેટલીવાર હાથમા રાખે, તેટલીવાર તેના પ્રભાવથી તેને ઝાડા થાય છે, એમાં સંશય નથી. ૬–૧૫

હરડેના આ પંદર નામો તેના ગુણ પ્રમાણે બરાબર બંધબેસતા અર્થવાળા છે, તે જાણવા તેમની વ્યુત્પત્તિ જાણવી જરૂરી છે, એટલે વ્યાકરણદૃષ્ટિએ તેમની વ્યુત્પત્તિ કે વ્યાખ્યા આ રીતે થાય છે:

૧. हरति सर्वान् रोगान् इति हरीतकी—हृञ् हरणे—'हृश्यादि०' (हैम-उणा० ७६) इति ईतक प्रत्यय—જે સર્વ રોગોને દૂર કરે છે, અથવા—'हरिर्वर्णो इतो यस्याम् इति हरीतकी—संज्ञायां कन्, गौरादि—

જેમા પિંગળો વર્ણ મળેલો હોય છે તેથી હરીતકી.

૨. नास्ति भय यस्या सेवनात् रोगेभ्य इति अभया–જેના સેવનથી કોઈ રોગનો ભય રહેતો નથી, તેથી અભયા–હરડે

૩. पथ अनपेता इति पथ्या, 'धर्मपथ्यर्थे'ति यत्–टाप्–આયુર્વેદના કે શરીરના હિતના માર્ગથી જે કદી દૂર થઈ નથી–સર્વ રીતે હિતકારી છે, તેથી પથ્યા–હરડે

૪. कायस्तिष्ठति अनया इति कायस्था–'घजर्थे कविधानम्' इति वार्तिकात् क–टाप् જેના સેવનથી શરીર ખૂબ સ્વસ્થ–નીરોગી રહે છે, તેથી કાયસ્થા.

૫ पूत करोति पूतयति–तत्करोतीति णिच्–पूतयति शरीरम् मलादिशोधनेन–इति पूतना, 'बहुलमन्यत्रापी'ति औणादिको युच्, टाप् મળ આદિની શુદ્ધિ કરી શરીરને નિર્મળ અથવા દોષોથી રહિત–નીરોગી કરે, અથવા पूत करोति व्रणम्–જે પોતાના લેપથી વ્રણને શુદ્ધ કરે–રૂઝવે છે, તેથી પૂતના–હરડે

૬. 'न म्रियन्ते मनुजा अकालमरणादिना यया इति अमृता–'तनिमृङ्भ्या किच्' इति औणादिकक्तन्–टाप्–જેના સેવનથી માણસો અકાળ મૃત્યુ વગેરેથી કમોતે મરે નહિ, તેથી અમૃતા–હરડે.

૭. हिमवति जाता इति हैमवती–तत्र जात इति अण्–ङीप्–હિમાલયમા જે નીપજે છે, તેથી હૈમવતી

૮. न व्यथा यस्या सेवनेन सा अव्यथा–જેના સેવનથી કોઈ પીડા કે રોગ કદી થાય નહિ તેથી અવ્યથા–હરડે.

૯ चेतयति–सम्यक् ज्ञान करोति इति चेतकी–ण्वुल्, गौरादि–જેનુ સેવન કરવામા આવે તો મનુષ્યમા ઉત્તમ જ્ઞાન જે વધારે છે, તેથી ચેતકી–હરડે.

૧૦ अतिशयेन प्रशस्ता सर्वर्तुकालेषु इति श्रेयसी–ईयसुन्, प्रशस्यस्य श्र, 'उगितश्चे'ति ङीप्–હરકોઈ ઋતુના કાળમા જે અસંત ઉત્તમ જ અસર કરે છે–સર્વ પ્રકારે હિતકારી છે, તેથી શ્રેયસી–હરડે

૧૧. शिव करोति सर्वेषाम् इति शिवा–'तत्करोति॰' इति णिच्, पचाद्यच्, टाप्–હરકોઈ માણસનું જે કલ્યાણ જ કરે છે, દરેકને સુખકારક છે, તેથી શિવા–હરડે

૧૨. वय –यौवन तिष्ठति अनया इति वयस्था–अत्रापि घञर्थे क टाप्–જેને લીધે માણસનું યૌવન જીવન પર્યંત ટકી રહે છે–તેથી વયસ્થા–હરડે.

૧૩ 'विजयत सर्वान् रोगान् इति विजया–अच् टाप्–દરેક રોગને જીતે–કદી થવા જ ન દે'–તેથી વિજયા–હરડે.

૧૪. 'जीवति चिरकालम् अमृतजातत्वात् इति जीवन्ती'–शतन्तादूङीप्–જે અમૃતથી ઉત્પન્ન થયેલી હોવાથી લાંબો કાળ જીવે છે, તેથી '–જીવન્તી–હરડે.

૧૫. रोहति अमृतस्वरूपेण इति रोहिणी–ग्रहादित्वात्–णिन्, ऋन्नेति ङीप्–અમૃતસ્વરૂપે જે ઊગે છે, તેથી રોહિણી અથવા अवश्य रोहति व्रणे मासादि यस्या लेपेन इति रोहिणी–જેના લેપથી વ્રણમાં અવશ્ય માસાદિ ઊગે–જેનાથી વ્રણ રુઝાય છે, તેથી રોહિણી હરડે.

## ચેતકી હરડે ખાસ કોને ?

नृपाणां सुकुमाराणां कृशानां भेषजद्विषाम् ।
चेतकी परमा शस्ता हिता सुखविरेचनी ॥१६॥

अन्वय –नृपाणां सुकुमाराणां कृशानां भेषजद्विषां चेतकी परमा शस्ता हिता सुखविरेचनी (ज्ञेया) ॥

રાજા, કોમળ માણસો, શરીરમાં દૂબળા અને જેઓને ઔષધ ગમતું ન હોય, તેઓ માટે ચેતકી બહુ જ ઉત્તમ છે; કારણ કે તે હિતકારી છે અને સુખપૂર્વક રેચ લગાડનારી છે. ૧૬

## દરેક રોગ પર વિજયા હરડે સારી

सप्तानामपि जातीनां प्रधाना विजया स्मृता ।
सुखप्रयोगा सुलभा सर्वरोगेषु शस्यते ॥ १७ ॥

अन्वय –सप्तानाम् अपि जातीनां विजया प्रधाना स्मृता, सुखप्रयोगा सुलभा (च सती) सर्वरोगेषु शस्यते ॥

હરડેની સાતે જાતિઓમા વિજયા મુખ્ય મનાયેલી છે, કારણ કે તે મળવી સહેલી છે, તેનો પ્રયોગ પણ સહેલો છે. અને સઘળા રોગો પર તે વખણાય છે. ૧૭

## હરડેના ગુણો

हरीतकी पञ्चरसा लवणा तु न वर्तते ।
रूक्षोष्णा दीपनी मेध्या स्वादुपाका रसायनी ॥१८
चक्षुष्या लघुरायुष्या बृंहणी चानुलोमिनी ।
श्वासकासप्रमेहार्शःकुष्ठशोथोदरकृमीन् ॥ १९ ॥
वैस्वर्यग्रहणीरोगविबन्धविषमज्वरान् ।
गुल्माध्मानतृषाच्छर्दिहिक्काकण्डूहृदामयान् ॥२०॥
कामलां शूलमानाहं प्लीहानं च यकृत्तथा ।
अश्मरीं मूत्रकृच्छ्रं च मूत्राघातं च नाशयेत् ॥२१

अन्वय –हरीतकी पञ्चरसा (अस्ति), लवणा तु न वर्तते, (तथा च) रूक्षा उष्णा दीपनी मेध्या स्वादुपाका रसायनी चक्षुष्या लघु आयुष्या बृंहणी अनुलोमिनी च (सती) श्वासकासप्रमेहार्शःकुष्ठशोथोदरकृमीन्, वैस्वर्य-

ग्रहणीरोगविबन्धविषमज्वरान्, गुल्माध्मानतृषाच्छर्दिहिक्का-कण्डूहृद्रोगान्, कामलां शूलम् आनाहं प्लीहानं तथा च यकृत् अश्मरीं च मूत्रकृच्छ्रं च मूत्राघात नाशयेत् ॥

હરડે ખારા રસ સિવાય બાકીના પાંચે રસવાળી છે; વળી તે રૂક્ષ, ગરમ, અગ્નિને દીપ્ત કરનારી, બુદ્ધિને હિતકારી, મધુર પાકવાળી, રસાયનરૂપ, આંખોને હિતકારી, આયુષને વધારનારી, શરીરનાં તત્ત્વોને વધારનારી તથા પવનને અવળો કરનારી છે; તેમજ શ્વાસ, ઉધરસ, પ્રમેહ, અરશ, કોઢ, સોજા, પેટના કીડા, સ્વરભંગ, ઝાડાનો રોગ, મળબંધ, વિષમજ્વર, ગોળો, પેટનો તથા પેડુનો આફરો, તરશ, ઊલટી, હેડકી, ચળ, હૃદયના રોગ, કમળો, શૂળ, બરળ, જમણા પડખાની ગાંઠનું દરદ, પાણવી, મૂત્રકૃચ્છ્ર અને મૂત્રાઘાત, એટલા રોગોનો નાશ કરે છે. ૧૮–૨૧

**હરડે ત્રણે દોષને દૂર કરે છે, તેનાં કારણો**

स्वादुतिक्तकषायत्वात्पित्तहृत्कफहृत्तु सा ।
कटुतिक्तकषायत्वादम्लत्वाद्वातहृच्छिवा ॥ २२ ॥

अन्वय –सा तु शिवा स्वादुतिक्तकषायत्वात् पित्तहृत्, कटुतिक्तकषायत्वात् कफहृत्, अम्लत्वात् वातहृत् (प्रोक्ता)॥

હરડેમા મધુર, તીખો અને તૂરો રસ હોવાને લીધે તે (ખાવાથી) પિત્ત દૂર કરે છે, તીખો, કડવો અને તૂરો રસ હોવાને લીધે કફ દૂર કરે છે, અને ખાટો રસ હોવાને લીધે વાયુને પણ દૂર કરે છે. ૨૨

पित्तकृत्कटुकाम्लत्वाद्वातकृन्न कथं शिवा ।
प्रभावाद्दोषहन्तृत्वं सिद्धं यत्तत्प्रकाश्यते ॥ २३ ॥
हेतुभिः शिष्यबोधार्थं नापूर्वं क्रियतेऽधुना ।
कर्म्मान्यत्वं गुणैः साम्यं दृष्टमाश्रयभेदतः ॥ २४ ॥
यतस्ततो नेति चिन्त्यं धात्रीलकुचयोर्यथा ।

अन्वय –शिवा कटुकाम्लत्वात् पित्तकृत् वातकृत् कथं न ? (इति चेदुच्यते) प्रभावात् दोषहन्तृत्वं यत् सिद्धं तत् शिष्यबोधार्थं हेतुभिः प्रकाश्यते, अधुना अपूर्वं न क्रियते । यथा धात्रीलकुचयोः गुणैः साम्यम् कर्म्मान्यत्वं आश्रयभेदतः दृष्टं (तथा शिवायाः गुणैः साम्यम् कर्मान्यत्वम् आश्रयभेदतः) यतः (अस्ति) ततः न इति चिन्त्यम् ॥

'હરડે તીખા અને ખાટા રસવાળી હોવાથી વાયુને અને પિત્તને કેમ ન ઉત્પન્ન કરે' એવી અહીં શંકા ન કરવી; કારણ કે તેના પ્રભાવને લીધે દોષોને હણનારપણું તેનું જે સિદ્ધ જ છે, તે જ અહીં શિષ્યોને સમજાવવા કારણો દેખાડી અમે પ્રકાશ કરીએ છીએ; તે હમણાં કંઈ નવું કરી દેખાડતા નથી; જેમ આમળાં અને કૃષ્ણ ગુણોમાં સરખાં છે, છતાં કામ જુદાં જુદાં કરે છે, એટલે ગુણો સરખા હોવા છતાં તે ગુણોના આશ્રયના ભેદને લીધે તેઓના કામ જુદાં જુદાં છે, તેમ હરડેમાં પણ તીખા અને ખાટા રસના આશ્રયના ભેદને લીધે પિત્ત કે વાયુને ઉત્પન્ન કરનારપણું નથી, એમ વિચારી લેવું. ૨૩,૨૪

**હરડેમાં તે તે રસોનાં સ્થાનો**

पथ्याया मज्जनि स्वादुः स्नाय्वामम्लो व्यवस्थितः ।
वृन्ते तिक्तस्त्वचि कटुरस्थिस्थस्तुवरो रसः ॥२५॥

अन्वय –पथ्यायाः मज्जनि स्वादुः रसः, स्नाय्वाम् अम्लः रसः, वृन्ते तिक्तः रसः, त्वचि कटुः रसः, अस्थिस्थः तुवरः रसः (वर्तते)॥

હરડેની મજ્જામાં મધુર રસ, નસમાં ખાટો રસ, દીંટિયામાં કડવો રસ, છાલમાં તીખો રસ અને ઠળિયામાં તૂરો રસ રહેલો છે. ૨૫

**શ્રેષ્ઠ હરડે કઈ?**

नवा स्निग्धा घना वृत्ता गुर्वी क्षिप्ता च याम्भसि ।
निमज्जेत्सा प्रशस्ता च कथितातिगुणप्रदा ॥ २६ ॥

अन्वय –(या) नवा स्निग्धा घना वृत्ता गुर्वी च अम्भसि क्षिप्ता निमज्जेत्, सा प्रशस्ता च अतिगुणप्रदा कथिता ॥

જે હરડે નવી, સ્નિગ્ધ, ઘાટી, ગોળ તથા ભારે હોય તેમ જ પાણીમાં નાખતાં ડૂબી જાય, તે હરડે વખણાયેલી અને બહુ જ ગુણ આપનારી કહેવાય છે. ૨૬

नवादिगुणयुक्तत्वं तथैकत्र द्विकर्षता ।
हरीतक्याः फले यत्र द्वयं तच्छ्रेष्ठमुच्यते ॥ २७ ॥

अन्वय –यत्र हरीतक्याः फले नवादिगुणयुक्तत्वं तथा द्विकर्षता (इति) द्वयम् एकत्र (दृश्यते), तत् श्रेष्ठम् उच्यते ॥

જે હરડેના ફળમાં નવીનપણું વગેરે

(ઉપર કહેલા) ગુણો તથા બે રૂપિયાભાર વજન, એ બન્ને હોય તે ફળ શ્રેષ્ઠ કહેવાય છે ૨૭

હરડેના જુદા જુદા પ્રયોગથી જુદા જુદા ફળ

चर्विता वर्द्धयत्यग्निं पेषिता मलशोधिनी ।
स्विन्ना संग्राहिणी पथ्या भ्रष्टा प्रोक्ता त्रिदोषनुत् ॥

अन्वय –चर्विता पथ्या अग्निं वर्धयति पेषिता मलशोधिनी (भवति) स्विन्ना संग्राहिणी प्रोक्ता भ्रष्टा त्रिदोषनुत् प्रोक्ता ॥

ચાવેલી હરડે અગ્નિને વધારે છે, વાટેલી હરડે રેચ લગાડે છે, જરા ગરમ કરેલી હરડે ઝાડો રોકે છે અને શેકેલી હરડે ત્રણે દોષને મટાડનારી કહેલી છે ૨૮

उन्मीलिनी बुद्धिबलेन्द्रियाणां, निर्मूलिनी पित्तकफानिलानाम् । विस्रंसिनी मूत्रशकृन्मलानां, हरीतकी स्यात्सह भोजनेन ॥ २९ ॥

अन्वय –हरीतकी भोजनेन सह बुद्धिबलेन्द्रियाणाम् उन्मिलिनी पित्तकफानिलानां निर्मूलिनी मूत्रशकृन्मलानां विस्रंसिनी स्यात् ॥

હરડે ભોજનની સાથે ખાધી હોય તો બુદ્ધિ, બળ તથા ઇન્દ્રિયોનો પ્રકાશ કરે છે, વાત, પિત્ત તથા કફનો નાશ કરે છે અને મૂત્ર તથા વિષ્ઠાના મળો વિખેરી નાખે છે ૨૯

अन्नपानकृतान् दोषान् वातपित्तकफोद्भवान् ।
हरीतकी हरत्याशु भुक्तस्योपरि योजिता ॥ ३० ॥

अन्वय –भुक्तस्य उपरि योजिता हरीतकी अन्नपानकृतान् वातपित्तकफोद्भवान् दोषान् आशुहरति ॥

જમ્યા પછી હરડે ખાધી હોય તો તે અન્નપાનથી થયેલા અને વાત, પિત્ત તથા કફથી ઉત્પન્ન થયેલા દોષોને તરત દૂર કરે છે ૩૦

लवणेन कफं हन्ति पित्तं हन्ति सशर्करा ।
घृतेन वातजान् रोगान् सर्वरोगान् गुडान्विता ॥

अन्वय –हरीतकी लवणेन (सह) कफं हन्ति सशर्करा पित्तं हन्ति घृतेन (सह) वातजान् रोगान् हन्ति गुडान्विता सर्वरोगान् हन्ति ॥

હરડે મીઠા સાથે ખાવાથી કફને મટાડે છે, સાકરની સાથે ખાવાથી પિત્તનો નાશ કરે છે, ઘીની સાથે ખાવાથી વાયુથી થયેલા રોગોને મટાડે છે અને ગોળની સાથે ખાવાથી સઘળા રોગોનો નાશ કરે છે ૩૧

રસાયન ગુણ માટેનો હરડેનો પ્રયોગ

सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः क्रमात् ।
वर्षादिष्वभया प्राश्या रसायनगुणैषिणा ॥३२॥

अन्वय –रसायनगुणैषिणा (नरेण) क्रमात् वर्षादिषु सिन्धूत्थशर्कराशुण्ठीकणामधुगुडैः (सह) अभया प्राश्या ॥

છએ ઋતુમાં રસાયન ગુણોને ઇચ્છતા માણસે અનુક્રમે વર્ષાઋતુમાં સિંધાલૂણની સાથે શરદઋતુમાં સાકરની સાથે હેમંત ઋતુમાં સૂંઠની સાથે, શિશિરઋતુમાં પીપર ની સાથે, વસંતઋતુમાં મધની સાથે અને ગ્રીષ્મઋતુમાં ગોળની સાથે હરડે ખાવી ૩૨

હરડે કોણે ન ખાવી?

अध्वातिखिन्नो बलवर्जितश्च, रूक्षः कृशो लङ्घनकर्षितश्च । पित्ताधिको गर्भवती च नारी विमुक्तरक्तस्त्वभयां न खादेत् ॥ ३३ ॥

अन्वय –अध्वातिखिन्नः च बलवर्जितः रूक्षः कृशः लङ्घनकर्षितः च पित्ताधिकः गर्भवती नारी च विमुक्तरक्तः तु अभयां न खादेत् ॥

મુસાફરી કરવાથી બહુ થાકેલાએ, બળ વગરનાએ, રૂક્ષ થયેલાએ દુબળા શરીરવાળાએ, લાંઘણ કરી હોય તેણે અધિક પિત્તવાળાએ, ગર્ભવાળી સ્ત્રીએ અને જેણે લોહી કઢાવ્યું હોય તેણે હરડે ખાવી નહિ ૩૩

બહેડાના નામો તથા ગુણો

बिभीतकस्त्रिलिङ्गः स्यादक्षः कर्षफलस्तु सः ।
कलिद्रुमो भूतवासस्तथा कलियुगालयः ॥ ३४ ॥
बिभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् ।
उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनम् ।
रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् ॥ ३५ ॥
बिभीतमज्जा तृड्छर्दिकफवातहरो लघुः ।
कषायो मदकृच्चाथ धात्रीमज्जापि तद्गुणः ॥३६॥

अन्वय –बिभीतकः त्रिलिङ्गः स्यात्, अक्षः, सः तु कर्षफलः कलिद्रुमः भूतवासः तथा कलियुगालयः (इतिनामानि भवति) । बिभीतकं स्वादुपाकं कषायं कफपित्तनुत् उष्णवीर्यं हिमस्पर्शं भेदनं कासनाशनं रूक्षं नेत्रहितं केश्यं कृमिवैस्वर्यनाशनम् । बिभीतमज्जा तृड्छर्दिकफवातहरः लघुः कषायः च मदकृत् (अस्ति) धात्रीमज्जा अपि तद्गुणः (ज्ञेय) ॥

બિભીતક,[1] અક્ષ,[2] કર્ષફલ,[3] કલિદ્રુમ,[4] ભૂતવાસ,[5] અને કલિયુગાલય,[6] એટલાં બહેડાંનાં સંસ્કૃત નામો છે; તેઓમાં પહેલું નામ ત્રણે લિંગમાં વપરાય છે અને બાકીનાં પુંલિંગમાં વપરાય છે. બહેડાંનું ફળ મધુર પાકવાળું છે, તૂરું છે, કફ તથા પિત્તને મટાડનાર છે, ગરમ વીર્યવાળું છે, ટાઢા સ્પર્શવાળું છે, દસ્તને ભેદનાર છે, ઉધરસને મટાડનાર છે, રૂક્ષ છે, નેત્રને હિતકારી છે, કેશ માટે સારું છે, અને કૃમિ તથા બેસૂરપણાનો નાશ કરે છે. બહેડાની મજ્જા તરસ, ઊલટી, કફ તથા વાયુને મટાડનાર છે, હલકી છે, તૂરી છે, અને મદ કરનાર છે; આમળાની મજ્જા પણ તેવા જ ગુણવાળી છે. ૩૪–૩૬

૧. विगत भीत–रोगभयम् अस्मात्, अथवा विशिष्टं भयम् अस्मात् भूतकल्योराश्रयत्वात् इति विभीतक॰, बवयोरैक्यात् बिभीतकोऽपि–જેનાથી રોગનો ભય દૂર જતો રહે છે, અથવા ભૂતડા અને કલિયુગનું આશ્રયસ્થાન હોવાને લીધે જેનાથી ખાસ ભય થાય છે, તેથી વિભીતક; સંસ્કૃતમાં 'બ' ને 'વ' એક ગણાય છે, તેથી બિભીતક પણ કહેવાય છે; એટલે બહેડું.

૨. अक्षति–व्याप्नोति सकलशरीरे गुणेन इति अक्ष–पचाद्यच्–ગુણને લીધે આખા શરીરમાં જે વ્યાપી જાય છે, તેથી અક્ષ–બહેડું.

૩. कर्षप्रमाणं फलं यस्य स॰ कर्षफल–જેનું ફળ એક તોલા જેટલા વજનનું હોય છે, તેથી કર્ષફલ–બહેડું.

૪. कलेः द्रुम कलिद्रुमः–કલિયુગનું જે વૃક્ષ ગણાય છે, તેથી કલિદ્રુમ–બહેડું.

૫. भूतानाम् वास भूतवास–ભૂતડાંઓને રહેવાનું જે સ્થાન હોય છે, તેથી ભૂતવાસ–બહેડું.

૬. कलिः इति नाम यस्य स॰ कलिनामा, कलिनामा चासौ युग कलियुग॰, कलियुगस्य आलय. कलियुगालय–કલિયુગનું જે રહેઠાણ છે, માટે કલિયુગાલય–બહેડું.

## આમળાંનાં નામ તથા ગુણો

त्रिष्वामलकमाख्यातं धात्री तिष्यफलामृता ।
हरीतकीसमं धात्रीफलं किन्तु विशेषतः ॥ ३७ ॥
रक्तपित्तप्रमेहघ्नं परं वृष्यं रसायनम् ।
हन्ति वातं तदम्लत्वात्पित्तं माधुर्यशैत्यतः ।
कफं रूक्षकषायत्वात्फलं धात्र्यास्त्रिदोषजित् ॥ ३८

अन्वय.–आमलकं त्रिषु आख्यातम्, धात्री तिष्यफला अमृता (इति नामानि आमलकस्य); धात्रीफलं हरीतकीसमं, किंतु विशेषतः रक्तपित्तप्रमेहघ्न परं वृष्य रसायन (च अस्ति), तद् अम्लत्वात् वातं हन्ति, माधुर्यशैत्यत॰ पित्तं हन्ति, रूक्षकषायत्वात् कफं हन्ति, (इत्येवं) धात्र्याः फलं त्रिदोषजित् (अस्ति ॥

આમલક,[1] ધાત્રી,[2] તિષ્યફલા[3] અને અમૃતા[4] એટલાં આમળાંનાં (સંસ્કૃત) નામો છે; તેઓમાં પહેલું નામ ત્રણે લિંગે વપરાય છે, (અને બાકીનાં સ્ત્રીલિંગે વપરાય છે.) ૩૭

આમળાંનું ફળ હરડેના ફળ જેવું જ છે; પણ તેમાં ફરક આ છે, કે આમળું રક્તપિત્ત તથા પ્રમેહને મટાડનાર છે, વીર્યને અત્યંત વધારનાર છે અને રસાયન છે. આમળું ખાટું હોવાને લીધે વાયુને હણે છે, મધુર તથા ટાઢું હોવાને લીધે પિત્તને હણે છે, અને રૂક્ષ તથા તૂરું હોવાથી કફને હણે છે; આમ આમળું ત્રણે દોષોને જીતનાર છે. ૩૮

૧. आ–समन्तात् मलते–धारयति रसायनगुणान् त्रिदोषघ्नगुण नित्यलक्ष्मीं चेति आमलकी, आङ्पूर्वकात् मल धारणे–इति भौवादिकाद् धातोः 'कुन्' २, ३२ इति औणादि॰ प्रत्ययः, 'जातेरि'ति ङीप्, आमलक्याः फलम् आमलकम् 'नित्यं वृद्ध' इति मयट्, तस्य 'फले लुक्'–જે રસાયનના ગુણોને, ત્રિદોષનાશક ગુણોને તથા કાયમ લક્ષ્મીને ધારણ કરે છે, તે આમલકી–આમળાંનું ઝાડ અને તેનું ફળ–આમલક–આમળાં.

૨. धीयते–पीयते या रसायनादिगुणार्थिभि. इति धात्री–धेट् पाने इत्यस्मात् 'ध कर्मणि ष्ट्रन्' 'षित्त्वात् २–१–४१ इति ङीप्–રસાયન ગુણને ઇચ્છતા લોકો જેને પીએ છે, સેવે છે, તે ધાત્રી–આમળાં.

૩. त्विषन्ति–दीप्यन्ते अस्मिन् कार्याणि, अथवा तुष्यन्ति अस्मिन् सर्वेऽपि इति तिष्यम्–अघ्न्यादि,–उणा॰ ४–११२, अथवा 'सूर्यतिष्य.' इति निपातनात् क्यप् उपधेत्व च, तिष्य–मङ्गल्य फल यस्याः; अथवा तिष्ये–कलियुगे फल यस्या॰ सेवया इति तिष्यफला–अजादित्वात् टाप्–જેનું ફળ માંગલિક છે અથવા જેને સેવવાથી કલિયુગમાં મંગળ ફળ મળે છે, તે તિષ્યફલા; આ સંબંધે આવી શ્રુતિ છે, કે–'नित्यमामलके लक्ष्मीर्नित्यं हरितगोमये, नित्य शङ्ख च पद्मे च नित्यं शुक्ले च वाससि–' આમળામાં, ગાયના લીલા છાણમાં, શંખમાં, કમળમાં, તથા ધોળાં–સફેદ વસ્ત્રમાં કાયમ લક્ષ્મી વસે છે.

આ કારણે પણ આમળાં સેવવા યોગ્ય છે.

૪. न म्रियन्ते जनाः अनया अकालमरणादिना रसायनाश्रितत्वात् इति अमृता 'तनिवृद्धृभ्यां किच्' इति औणादिकस्तन्–જેના સેવનને લીધે રસાયન ગુણો મળી રહેવાથી લોકો અકાળમરણાદિ કમોતે મરતા નથી, તે અમૃતા–આમળાં.

### ચાલુ પ્રકરણ વિષેની સમજૂતી

**यस्य यस्य फलस्येह वीर्यं भवति यादृशम् ।**
**तस्य तस्यैव वीर्येण मज्जानमपि निर्दिशेत् ॥३९॥**

अन्वय.–इह यस्य यस्य फलस्य यादृशं वीर्यं भवति तस्य तस्य मज्जानम् अपि वीर्येण (तादृशम्) एव निर्दिशेत् ॥

આ પ્રકરણમાં (આમ સમજવાનું કે) જે જે ફળનું જેવું વીર્ય (બતાવ્યું) હોય, તેની તેની મજ્જા પણ તેવા જ વીર્યવાળી જાણવી. ૩૯

### ત્રિફલાનું લક્ષણ અને તેનાં નામો

**पथ्याबिभीतधात्रीणां फलैः स्यात्त्रिफला समैः ।**
**फलत्रिकं च त्रिफला सा वरा च प्रकीर्तिता ॥४०॥**

अन्वय –पथ्याबिभीतधात्रीणां फलैः समैः त्रिफला स्यात्, सा च फलत्रिकं त्रिफला च वरा प्रकीर्तिता ॥

હરડે, બહેડાં અને આમળાં–એ ત્રણેનાં ફળો સમભાગે ભેગાં કરવામાં આવે, તે ત્રિફલા[1], ફલત્રિક[2] અથવા વરા[3] કહેવાય છે. ૪૦

૧. त्रयाणां फलानां समाहारः त्रिफला–अजादित्वात् टाप्–હરડે, બહેડાં ને આમળાં એ ત્રણ ફળો સમભાગે ભેગાં કરાય, તે ત્રિફલા.

૨. फलानां त्रिकं फलत्रिकम्–ફળોનું ત્રિક–એટલે ત્રણ ફળો એકઠાં–તે ફલત્રિક–ત્રિફલા.

૩. व्रियते–स्वीक्रियते आरोग्यकामैः इति वरा–वृञ् वरणे इत्यस्मात् 'ग्रहवृद०' इत्यप्–આરોગ્ય ઇચ્છતા લોકો જેને સ્વીકારે છે, તે વરા–ત્રિફલા.

### ત્રિફલાના ગુણો

**त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठहरा सरा ।**
**चक्षुष्या दीपनी रुच्या विषमज्वरनाशिनी ॥४१॥**

अन्वय –त्रिफला कफपित्तघ्नी मेहकुष्ठहरा सरा चक्षुष्या दीपनी रुच्या विषमज्वरनाशिनी (स्मृता) ॥

એ ત્રિફલા કફ તથા પિત્તને હણે છે, પ્રમેહ તથા કોઢને મટાડે છે, ઝાડો ઉતારે છે, નેત્રને હિતકારી છે, અગ્નિને પ્રદીપ્ત કરે છે, રુચિ ઉપજાવે છે અને વિષમ જ્વરનો નાશ કરે છે. ૪૧

### સૂંઠનાં નામો

**शुण्ठी विश्वा च विश्वं च नागरं विश्वभेषजम् ।**
**ऊषणं कटुभद्रं च शृङ्गवेरं महौषधम् ॥४२॥**

अन्वय –शुण्ठी विश्वा च विश्वं च नागरं विश्वभेषजम्, ऊषणं कटुभद्रं च शृङ्गवेरं महौषधम् (इति शुण्ठ्या नामानि) ॥

શુંઠી,[1] વિશ્વા,[2] વિશ્વ,[3] નાગર,[4] વિશ્વભેષજ,[5] ઊષણ,[6] કટુભદ્ર,[7] શૃંગવેર[8] અને મહૌષધ,[9] એટલાં સૂંઠનાં સંસ્કૃત નામો છે.

૧. शुण्ठति–प्रतिहन्ति कफामवातादीन् इति शुण्ठी–शुठि प्रतिघाते–'अच्' गौरादि –જે કફ, આમવાત તથા વાયુ વગેરેનો નાશ કરે છે–તે શુંઠી–સૂંઠ.

૨–૩. विशति–प्रविशति गुणद्वारा हृदयादिप्रदेशान् रोगाणांदारणं इति विश्वम्–विश प्रवेशने–इत्यस्मात् औणादिक –'अशुप्रुषि'–इति सूत्रेण क्वन्–જે ગુણો દ્વારા રોગોને દૂર કરવા હૃદય આદિ સ્થાનોમાં પ્રવેશે છે, તે વિશ્વ અથવા વિશ્વા–સૂંઠ.

૪. नगरे तन्नाम्नि देशे भवम्, अथवा न न गिरति कफम्–अवश्यं कफ नाशयति इति नागरम्–तत्र भव इति अण्, अथवा नखादित्वात् सिद्ध्यति–જે નગર નામના દેશમાં ઉત્પન્ન થાય છે અથવા કફનો નાશ નથી કરતી એમ નથી, પણ અવશ્ય કફનો નાશ કરે છે તે નાગર–સૂંઠ.

૫. विश्वेषां–सर्वेषां रोगाणां प्रायः भेषजम्–औषधम् इति विश्वभेषजम्–જે લગભગ બધા રોગોના ઔષધરૂપ છે, તે વિશ્વભેષજ–સૂંઠ.

૬. ऊषति–रुजति–भनक्ति विबन्धम् इति ऊषणम्–ऊष रुजायाम् इत्यस्मात्–नन्दादेर्ल्युः–જે કોઠાના મળબંધને તોડે છે, તે ઊષણ–સૂંઠ.

૭. कटति–आवृणोति तीक्ष्णतया मुखमिति कटु–कटिवटिभ्या चे'ति औणादि उ, भन्दते–कल्याणं करोति नैरुज्यप्रदानेन इति भद्रम् 'ऋजेन्द्र०' इति औणादिनिपातः, ततश्च कटु च तत् भद्रं चेति कटुभद्रम्–જે તીખી હોવાથી મુખને તમતમાવી દે છે, છતાં આરોગ્ય આપવાપૂર્વક કલ્યાણ કરે છે, તે કટુભદ્ર–સૂંઠ.

૮. शृङ्गम् इव वेरं–शरीरम्–आकृतिर्यस्य तत्–જેની આકૃતિ શિખર જેવી હોય છે, તે શૃંગવેર–સૂંઠ.

૯. महत् च तत् औषधम् महौषधम्–જે મોટું ઔષધ ગણાય છે, તેથી મહૌષધ–સૂંઠ.

### સૂંઠના ગુણો

शुण्ठी रुच्यामवातघ्नी पाचनी कटुका लघुः।
स्निग्धोष्णा मधुरा पाके कफवातविबन्धनुत् ॥४३
वृष्या स्वर्या वमिश्वासशूलकासहृदामयान्।
हन्ति श्लीपदशोथार्शआनाहोदरमारुतान् ॥४४॥

अन्वय –( अथ तस्या गुणा –) शुण्ठी रुच्या आमवातघ्नी पाचनी कटुका लघु स्निग्धा उष्णा पाके मधुरा कफवातादिबन्धनुत् वृष्या स्वर्या ( मता ) वमिश्वासशूलकासहृदामयान् श्लीपदशोथार्शआनाहोदरमारुतान् हन्ति ॥

સૂંઠ રુચિ ઉપજાવે છે, આમવાતને ( એક જાતના વાયુના દરદને ) મટાડે છે, પાચક છે, તીખી છે, હલકી છે, સ્નિગ્ધ છે, ગરમ છે, પાકમાં મધુર છે, કફ, વાયુ તથા મળના બંધને તોડનાર છે, વીર્યને વધારનાર છે, સ્વરને સારો કરે છે અને ઊલટી, શ્વાસ, શૂળ, ઉધરસ, હૃદયના રોગ, શ્લીપદ–હાથી પગું નામનો રોગ, સોજા, અરશ, પેડુનું ચડી આવવું અને પેટનો પવન–એટલા દરદોને મટાડનાર છે ૪૩,૪૪

आग्नेयगुणभूयिष्ठं तोयांशपरिशोषि यत्।
संगृह्णाति मलं तत्तु ग्राहि शुण्ठ्यादयो यथा ॥४५

अन्वय –यत् ( द्रव्यम् ) आग्नेयगुणभूयिष्ठं ( सत् ) तोयांशपरिशोषि ( स्यात् ) तत् तु मलं संगृह्णाति, ( इति ) ग्राहि ( कथ्यते ) यथा शुण्ठ्यादयः ॥

જે દ્રવ્ય અગ્નિના ગુણને વધારે ધરાવતુ હોય અને તેથી જળના ભાગને સૂકવનાર હોય, તે મળને રોકી રાખનાર હોય અને તેથી જ તે ગ્રાહી કહેવાય છે, જેમકે સૂંઠ વગેરે. ૪૫

विबन्धभेदिनी या तु सा कथं ग्राहिणी भवेत्।
शक्तिर्विबन्धभेदे स्याद्यतो न मलपातने ॥४६॥

अन्वय –या तु विबन्धभेदिनी ( अस्ति ) सा ग्राहिणी कथं भवेत् ? ( इति चेत् उच्यते–)यतः विबन्धभेदे शक्तिः स्यात्, ( तत्र ) मलपातने ( शक्तिः ) न ॥

( અહીં આવી શંકા થાય છે કે ) સૂંઠ મળના બંધને તોડનાર છે, છતાં તે ગ્રાહી કેમ હોય ? આનું સમાધાન આ છે, કે બંધને તોડવામાં તેની શક્તિ છે, પણ મળને પાડવામાં તેની શક્તિ નથી. ૪૬

### આદુનાં નામ તથા ગુણો

आर्द्रकं शृङ्गबेरं स्यात् कटुभद्रं तथार्द्रिका।
आर्द्रिका भेदिनी गुर्वी तीक्ष्णोष्णा दीपनी मता ॥४७
कटुका मधुरा पाके रूक्षा वातकफापहा। ये गुणाः कथिताः शुण्ठ्यास्तेऽपि सन्त्यार्द्रकेऽखिलाः ॥४८॥

अन्वयः–आर्द्रकं शृङ्गबेरं तथा कटुभद्रम् आर्द्रिका स्यात्, आर्द्रिका भेदिनी गुर्वी तीक्ष्णा उष्णा दीपनी कटुका पाके मधुरा रूक्षा वातकफापहा मता, ये गुणाः शुण्ठ्याः कथिताः ते अखिलाः अपि आर्द्रके सन्ति ॥

આર્દ્રક,[1] શૃંગવેર,[2] કટુભદ્ર[3] અને આર્દ્રિકા[4] એટલાં આદુનાં સંસ્કૃત નામ છે. આદુ દસ્તને ભેદનાર છે, ભારે છે, તીક્ષ્ણ છે, ગરમ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, તીખું છે, પાકમાં મધુર છે, રૂક્ષ છે અને વાયુ તથા કફને મટાડનાર છે. જે ગુણો સૂંઠમાં છે તે બધા ગુણો આદુમાં પણ છે.

૧ आर्द्रायां भूमौ जातः– पृषोदरादित्वात्–इति कुन्, अर्दयति वा जिह्वाम्–'कवु' औणादिक, अर्दम्कफ वा–'सम्यक् कन्'–अर्दति कफम्–अर्द हिंसायाम्. 'अर्देर्दीर्घश्च' इति रक् औणादि–आर्द्रम् एव आर्द्रकम्–ભીની જમીનમાં જે ઉત્પન્ન થાય છે, અથવા જીભને જે ભીની કરી દે છે, અથવા આર્દ્ર એવું જેનું નામ છે અથવા કફનો જે નાશ કરે છે, તે આર્દ્રક–આદું.

૨, ૩ નંબર સૂંઠના નામોમાં અપાયેલ છે. ૪ નંબર તો આર્દ્રક પ્રમાણે જ છે, કેવળ સ્ત્રીલિંગ વિશેષ છે

### જમ્યા પહેલાં આદુ અને લૂણ કાયમ ખાવું

भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम्।
अग्निसन्दीपनं रुच्यं जिह्वाकण्ठविशोधनम् ॥४९॥

अन्वय –भोजनाग्रे लवणार्द्रकभक्षणं सदा पथ्यम् अग्निसंदीपनं रुच्यं जिह्वाकण्ठविशोधनं ( चास्ति ) ॥

ભોજનની પહેલાં લૂણ અને આદુ ખાવું એ સર્વકાળ પથ્ય છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, રુચિ ઉપજાવનાર છે અને જીભ તથા કંઠને સાફ કરનાર છે ૪૯

### આદુ ક્યારે ન ખાવું ?

कुष्ठपाण्ड्वामये कृच्छ्रे रक्तपित्ते व्रणे ज्वरे।
दाहे निदाघशरदोर्नैव पूजितमार्द्रकम् ॥५०॥

अन्वय –कुष्ठपाण्ड्वामये कृच्छ्रे रक्तपित्ते व्रणे ज्वरे दाहे निदाघशरदोः आर्द्रकं नैव पूजितम् ॥

પરંતુ કોઢ, પાંડુરોગ, (મૂત્ર)કૃચ્છ્ર, રક્તપિત્ત, વ્રણ, જ્વર અને દાહ હોય ત્યારે અને

ગ્રીષ્મ તથા શરદઋતુમાં આદુ ખાવું તે સારું નથી. ૫૦

## પીપરનાં નામો

पिप्पली मागधी कृष्णा वैदेही चपला कणा ।
उपकुल्योषणा शौण्डी कोला स्यात् तीक्ष्णतण्डुला ॥

अन्वय –पिप्पली मागधी कृष्णा वैदेही चपला कणा उपकुल्या ऊषणा शौण्डी कोला तीक्ष्णतण्डुला स्यात् ॥

પિપ્પલી,[1] માગધી,[2] કૃષ્ણા,[3] વૈદેહી,[4] ચપલા,[5] કણા,[6] ઉપકુલ્યા,[7] ઊષણા,[8] શૌંડી,[9] કોલા[10] અને તીક્ષ્ણતંડુલા[11] એટલાં લીંડી પીપરનાં સંસ્કૃત નામો છે. ૫૧

૧. पिपर्ति–पालयति पूरयति वा रोगिणम् इति पिप्पली–पृ पालनपूरणयो –बाहुलकाद् अच्–पृषोदरादि , गौरादित्व, જે રોગીનું રક્ષણ કરે છે, રોગીને આરોગ્યથી પુરે, તે પિપ્પલી–પીપર.

૨. मगधेषु भवा मागधी–भवार्थे अण्, 'टिड्ढे'ति ङीप् મગધ દેશમાં થાય છે, તેથી માગધી–પીપર.

૩. कृष्ण वर्ण अस्ति अस्या , अर्शआद्यच्, कर्षति–विलिखति कफादीन्–कृष विलेखने–बाहुलकात् वर्ण विनापि औणादिको नक्–कृष्णा–જેનો રંગ કાળો છે અથવા કફ વગેરેને જે ખોતરી કાઢે છે, તે કૃષ્ણા–પીપર.

૪. विदेहेषु भवा–भवार्थेऽ इण्, ङीप् च–વિદેહ દેશમાં થાય છે, તેથી –વૈદેહી

૫. चपति–सान्त्वयति रोगिणमारोग्यदानेनेति चपला, चप सान्त्वने–वृषादित्वात् औणादिक कलच्–જે રોગીને આરોગ્ય આપી શાંત પાડે છે, તેથી ચપલા–પીપર.

૬. कणति–शब्दयति आरोग्यकामान् , कण शब्दे–अन्तर्भावितण्यर्थ –पचाद्यच् कणा सन्ति अस्या वा–अर्शआद्यच्–टाप् कणा–જે આરોગ્ય ઇચ્છનારાઓને પોતાનું સેવન કરવા આમંત્રણ કરે–બોલાવે અથવા જેમાં કણિયા–કરકર હોય છે, તેથી કણા–પીપર

૭. उपकोलति–संस्त्यायति श्वासादिरोगान्–कुल संस्त्याने, 'अघ्न्यादि ', अथवा उपगता कुल्याम् इति उपकुल्या–જે શ્વાસાદિ રોગોને આહ્‌વાન કરે અથવા જે પાણીના ધોરિયા અથવા નીક કે નાની નહેરોના કિનારે ઊગી રહી હોય છે, તેથી ઉપકુલ્યા–પીપર.

૮. ओषति–दाह करोति तीक्ष्णत्वात् मुखे, उष दाहे, बाहुलकात् क्युन्, दीर्घादिरपि–ऊष रुजायाम् , ऊषति–रुजति–भनक्ति–वातश्लेष्मादिपीडाम्–इति उषणा ऊषणा वा–જે તીક્ષ્ણ–તીખી હોવાથી મોઢામાં તમતમાટ કરી મૂકે છે અથવા વાયુ કે કફ આદિની પીડાને મટાડે છે, તેથી ઉષણા કે ઊષણા–પીપર.

૯. शुण्डायां मद्यपानगृहे भवा शौण्डी–भवार्थेऽण् ङीप् च દારૂના પીઠામાં જરૂરી વસ્તુ તરીકે હોય છે, તેથી શૌંડી–પીપર.

૧૦. कोलति–संस्त्यायति रोगान् प्रति–कुल संस्त्याने, पचाद्यच्–જે રોગો પ્રત્યે અવાજ કરે અથવા આહ્‌વાન કરે છે, તેથી કોલા–પીપર.

૧૧. तीक्ष्णाः तण्डुला–कणाः यस्या सा–જેના કણિયા તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણતંડુલા–પીપર.

## પીપરના ગુણો

पिप्पली दीपनी वृष्या स्वादुपाका रसायनी ।
अनुष्णा कटुका स्निग्धा वातश्लेष्महरी लघुः ॥५२
पिप्पली रेचनी हन्ति श्वासकासोदरज्वरान् ।
कुष्ठप्रमेहगुल्मार्शःप्लीहशूलाममारुतान् ॥ ५३ ॥

अन्वय –पिप्पली दीपनी वृष्या स्वादुपाका रसायनी अनुष्णा कटुका स्निग्धा वातश्लेष्महरी लघु । पिप्पली रेचनी (सती) श्वासकासोदरज्वरान् कुष्ठप्रमेहगुल्मार्शःप्लीहशूलाममारुतान् हन्ति ॥

પીપર અગ્નિને દીપ્ત કરનારી છે, વીર્યને વધારનારી છે, મધુર પાકવાળી છે, રસાયનરૂપ છે, ગરમ નથી, તીખી છે, સ્નિગ્ધ છે, વાયુ તથા કફને હરનારી છે, હલકી છે, રેચક છે અને શ્વાસ, ઉધરસ, પેટના રોગ, જ્વર, કોઢ, પ્રમેહ, ગાંઠ, અરશ, બરળ, શૂલ તથા આમવાયુને મટાડનારી છે. ૫૨,૫૩

आर्द्रा कफप्रदा स्निग्धा शीतला मधुरा गुरुः ।
पित्तप्रशमनी सा तु शुष्का पित्तप्रकोपिनी ॥५४॥

अन्वय –आर्द्रा ( पिप्पली ) कफप्रदा स्निग्धा शीतला मधुरा गुरु पित्तप्रशमनी (अस्ति), शुष्का तु सा पित्तप्रकोपिनी ( भवति ) ॥

એ પીપર જો લીલી હોય તો સ્નિગ્ધ છે, કફ કરનાર છે, ભારે છે, મધુર છે અને પિત્તને શમાવનારી છે; પણ જો સુકાયેલી હોય તો પિત્તને કોપાવનારી છે. ૫૪

## પીપરનાં અનુપાન

पिप्पली मधुसंयुक्ता मेदःकफविनाशिनी ।
श्वासकासज्वरहरा वृष्या मेध्याग्निवर्द्धिनी ॥५५॥

अन्वय –मधुसयुक्ता पिप्पली मेद कफविनाशिनी श्वासकासज्वरहरा वृष्या मेध्या अग्निवर्द्धिनी ( भवति ) ॥

મધની સાથે પીપર ખાવામાં આવે તો મેદ તથા કફનો નાશ કરે છે; શ્વાસ, ઉધરસ તથા જ્વર મટાડે છે; વીર્ય વધારે છે, બુદ્ધિને હિતકારી છે અને અગ્નિને વધારે છે. ૫૫

जीर्णज्वरेऽग्निमान्द्ये च शस्यते गुडपिप्पली।
कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत्॥५६॥

अन्वय–जीर्णज्वरे अग्निमान्द्ये च गुडपिप्पली शस्यते, (सा च) कासाजीर्णारुचिश्वासहृत्पाण्डुकृमिरोगनुत् (भवति)॥

જીર્ણજ્વર હોય તથા અગ્નિ મંદ હોય તો ગોળની સાથે પીપર ખાવી, એ ઉત્તમ છે. ગોળની સાથે ખાધેલી પીપર ઉધરસ, અજીર્ણ, અરુચિ, શ્વાસ, હૃદયના રોગ, પાંડુરોગ અને કૃમિની પીડા મટાડે છે. ૫૬

द्विगुणः पिप्पलीचूर्णाद्गुडोऽत्र भिषजां मतः॥५७॥

अन्वय–अत्र पिप्पलीचूर्णात् द्विगुणः गुडः भिषजां मतः॥

ગોળની સાથે પીપર ખાવી હોય તો પીપરના ભૂકાથી બમણો ગોળ લેવો, એવો વૈદ્યોનો અભિપ્રાય છે. ૫૭

### મરીનાં નામો તથા ગુણો

मरिचं वेल्लजं कृष्णमूषणं धर्मपत्तनम्।
मरिचं कटुकं तीक्ष्णं दीपनं कफवातजित्।
उष्णं पित्तकरं रूक्षं श्वासशूलकृमीन् हरेत्॥५८॥

अन्वय–मरिचं वेल्लजं कृष्णम् ऊषणं धर्मपत्तनम् (इति नामानि)। मरिचं कटुकं तीक्ष्णं दीपनं कफवातजित् उष्णं पित्तकरं रूक्षं (सत्) श्वासशूलकृमीन् हरेत्॥

મરિચ,[1] વેલ્લજ,[2] કૃષ્ણ,[3] ઊષણ[4] અને ધર્મપત્તન[5] એટલાં મરીનાં (સંસ્કૃત) નામો છે. મરી તીખાં છે, તીક્ષ્ણ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, ગરમ છે, પિત્ત કરનાર છે, રૂક્ષ છે અને શ્વાસ, શૂળ તથા કૃમિને મટાડે છે. ૫૮

૧. म्रियन्ते विषकफवाता अनेन, मृङ् प्राणत्यागे धातुः कादीच औणादि–हूस्वमध्यमपि–જેનાથી ઝેર, કફ અને વાયુ માર્યાં જાય છે, તે મરીચ અથવા મરિચ–મરિયાં.

૨. वेल्ल्यते इति वेल्लम्–वेल्ल चलने, अन्तर्भावितण्यर्थ, भावे घञ्, वेल्ल जायते–वेल्ले–वेला–तटे वा जायते–'अन्येष्वपि'–इति ड–वेल्लजम्–જે શ્વાસ, શૂળ તથા કરમિયાંનું ચલન કરાવે–તેઓને હાંકી કાઢે; અથવા વેલા–તટ ઉપર જે ઉત્પન્ન થાય છે, તેથી વેલ્લજ–મરી.

૩. कर्षति विलिखति कफम्, कृष्णं वर्णं च, कृष विलेखने–'कृषेर्वर्णे'–इति नक्–જે કફને ખોતરી કાઢે અને કાળો રંગ પામે છે, તેથી કૃષ્ણ–કાળાં મરી.

૪. ओषति दहति वा–दाहं करोति तीक्ष्णत्वात्, रुजति मनसि वा कफादीन् इति ऊषणम्, उष दाहे अथवा ऊष रुजायामितिधातुभ्यां 'ल्युट्' प्रत्ययः–हूस्वधातौ सञ्ज्ञापूर्वकत्वान्न गुणः–જે તીક્ષ્ણ હોવાથી દાહ કરે અથવા કફાદિનો જે નાશ કરે છે, તેથી ઊષણ કે ઉષણ–મરી.

૫. धर्मस्य पत्तनं धर्मपत्तनं, धर्मपत्तने जातं धर्मपत्तनम्'तत्र जातः' इति अण्–सञ्ज्ञापूर्वकत्वान्न वृद्धिः–ધર્મરાજાના શહેરમાં (સૌ પહેલાં) ઉત્પન્ન થયેલ છે, તેથી ધર્મપત્તન–મરી.

### લીલાં મરીના ગુણો

तदार्द्रं मधुरं पाके नात्युष्णं कटुकं गुरु।
किंचित्तीक्ष्णगुणं श्लेष्मप्रसेकि स्यादपित्तलम्॥५९॥

अन्वय–आर्द्रं तत् पाके मधुरं न अत्युष्णं कटुकं गुरु किंचित् तीक्ष्णगुणं श्लेष्मप्रसेकि अपित्तलं स्यात्॥

લીલાં મરી પાકમાં મધુર છે, બહુ ગરમ નથી, તીખાં છે, ભારે છે, કાંઈક તીક્ષ્ણ ગુણવાળાં છે, કફને પલાળનાર છે અને પિત્તને વધારનાર નથી. ૫૯

### ત્રિકટુનું લક્ષણ અને નામો

विश्वोपकुल्या मरिचं त्रयं त्रिकटु कथ्यते।
कटुत्रिकं तु त्रिकटु त्र्यूषणं व्योष उच्यते॥६०॥

अन्वय.–विश्वा उपकुल्या मरिचं त्रयं त्रिकटु कथ्यते, कटुत्रिकं त्रिकटु त्र्यूषणं व्योषः (इति) च (नाम्ना तद्) उच्यते॥

સૂંઠ, પીપર અને મરી–એ ત્રણે ભેગાં કરાય ત્યારે ત્રિકટુ કહેવાય છે. કટુત્રિક,[1] ત્રિકટુ,[2] ત્ર્યૂષણ[3] અને વ્યોષ[4] એટલાં ત્રિકટુનાં સંસ્કૃત નામો કહેવાય છે. ૬૦

૧. त्रयाणां संघः त्रिकम्, 'संख्याया सञ्ज्ञा–संघ०' इति कन्, कटूनां–विश्वोपकुल्यामरिचानां त्रिकम्–कटुत्रिकम्–સૂંઠ, પીપર અને મરી–એ ત્રણનો જે સમુદાય, તે કટુત્રિક.

૨. त्रयाणां कटूनां समाहारः त्रिकटु–ત્રણ તીખી વસ્તુ–સૂંઠ, પીપર અને મરીનો સમુદાય–ત્રિકટુ.

૩. त्रयाणाम् ऊषणानां समाहारः–ત્રણ દાહક–

વસ્તુ—સૂઠ. મરી અને પીપરનો ભેગો સમુદાય, તે ત્ર્યૂષણ.

૪ વિશેષેણ ઓપતિ દાહં કરોતિ—તીક્ષ્ણત્વાત્, વિપૂર્વકાત્ ઉષ દાહે—ઇત્યસ્માત્ અચ્—વ્યોષ—જે ખૂબ ગરમ હોનાથી ખાસ દાહ કરે છે, તેથી વ્યોષ—ત્રિકટુ.

### ત્રિકટુના ગુણો

**त्र्यूषणं दीपनं हन्ति श्वासकासत्वगामयान्।**
**गुल्ममेहकफस्थौल्यमेदःश्लीपदपीनसान् ॥६१॥**

अन्वय—त्र्यूषणं दीपनं (सत्) श्वासकासत्वगामयान् गुल्ममेहकफस्थौल्यमेद श्लीपदपीनसान् हन्ति ॥

ત્રિકટુ અગ્નિને પ્રદીપ્ત કરે છે અને શ્વાસ, ઉધરસ, ચામડીના રોગ, ગોળો, પ્રમેહ, કફ, સ્થૂળતા, મેદ, હાથીપગુ રોગ અને સળેખમને મટાડે છે. ૬૧

### પીપરીમૂળનાં નામો તથા ગુણો

**ग्रन्थिकं पिप्पलीमूलमूषणं चटकाशिरः।**
**दीपनं पिप्पलीमूलं कटूष्णं पाचनं लघु ॥६२॥**
**रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम्।**
**आनाहप्लीहगुल्मघ्नं कृमिश्वासक्षयापहम् ॥६३॥**

अन्वय—ग्रन्थिकं पिप्पलीमूलम् ऊषणं चटकाशिरः इति नामानि)। पिप्पलीमूलं दीपनं कटु उष्णं पाचनं लघु रूक्षं पित्तकरं भेदि कफवातोदरापहम् आनाहप्लीहगुल्मघ्नं कृमिश्वासक्षयापहम् (अस्ति) ॥

ગ્રંથિક,[1] પિપ્પલીમૂળ,[2] ઊષણ[3] અને ચટકાશિર[4] એટલા પીપરીમૂલના (સંસ્કૃત) નામો છે. પીપરીમૂળ દીપન છે, તીખુ છે, ગરમ છે, પાચન છે, હલકુ છે, રૂક્ષ છે, પિત્ત કરનાર છે, દસ્તને ભેદનાર છે અને કફ, વાયુ, પેટના રોગ, આફરો, બરલ, ગોળો, કૃમિ, શ્વાસ તથા ક્ષયને મટાડનાર છે ૬૨,૬૩

૧. ગ્રન્થ્યે પ્રતિકૃતિ ગ્રન્થિકમ્, 'ઇવે પ્રતિકૃતૌ' ઇતિ કન્—ગાઠ જેવુ—ગાઠ જેવા આકારનુ જે હોય છે, તે—ગ્રન્થિક—ગંઠોડા

૨ પિપ્પલ્યા મૂલં પિપ્પલીમૂલમ્—પીપરનુ મૂળિયુ તે પિપ્પલીમૂળ—ગંઠોડા

૩ ઉષણની વ્યુત્પત્તિ ઉપર સૂઠમા અપાઈ છે.

૪ ચટકાયા શિર ઇવ ચટકાશિર—ચકલીનુ જાણે માથુ હોય એવો આકાર ધરાવે છે, તેથી ચટકાશિર—ગંઠોડા.

### ચતુરૂષણ

**त्र्यूषणं सकणामूलं कथितं चतुरूषणम्।**
**व्योषस्यैव गुणाः प्रोक्ता अधिकाश्चतुरूषणे ॥६४॥**

अन्वय—सकणामूलं त्र्यूषणं चतुरूषणं कथितम्, चतुरूषणे व्योषस्य एव अधिका गुणा प्रोक्ता ॥

સૂઠ, મરી, પીપર અને પીપરીમૂળ એ ચાર ભેગા કરવામા આવે, એટલે ચતુરૂષણ[1] કહેવાય છે, ચતુરૂષણમા ઉપર કહેલા ત્રિકટુના જ ગુણો (કંઈક) અધિક કહેલા છે. ૬૪

૧. ચતુર્ણામ્ ઊષણાનાં સમાહાર ચતુરૂષણમ્—ચાર ઊષણ—સૂઠ, પીપર મરી અને પીપરીમૂળ—ગંઠોડા, એ ચાર ગરમ પદાર્થોનો ભેગો કરેલો સમુદાય—ચતુરૂષણ.

### ચવકનાં નામો તથા ગુણો

**भवेच्चव्यं तु चविका कथिता सा तथोषणा।**
**कणामूलगुणं चव्यं विशेषाद्गुदजापहम् ॥६५॥**

अन्वय—चव्यं तु चविका भवेत्, तथा सा ऊषणा कथिता, चव्यं कणामूलगुणं (सत्) विशेषात् गुदजापहम् (अस्ति) ॥

ચવ્ય,[1] ચવિકા[2] અને ઊષણા[3] એ ચવક ના (સંસ્કૃત) નામો છે, ચવકમા પીપરીમૂળના ગુણ રહેલા છે અને એ ચવક ખાસ કરી ગુદના રોગો મટાડે છે. ૬૫

૧. ચર્વ્યતે—અદ્યતે 'ઋહલોર્ણ્યત્—પૃષોદરાદિ—ચવ્યમ્ જે ચવક હોવાથી ઘણી જ મુશ્કેલીએ ચાવી ખવાય છે, તેથી ચવ્ય—એટલે ચવક

૨. ચર્વ્યતે—અદ્યતે ઇતિ ચવિકા—ઔણાદિક 'ક્વુન્ ૨,૩૨'—અર્થ ઉપર પ્રમાણે

૩. ઓષતિ દાહં કરોતિ તીક્ષ્ણત્વાત્, ઊષતિ રુજતિ વા કફાદીન્ ઇતિ ઊષણા—લ્યુ—જે તીક્ષ્ણ હોવાથી દાહ કરે છે અથવા કફ આદિનો નાશ કરે છે, તેથી ઊષણા—ચવક

### ગજપીપરનાં નામો

**चविकायाः फलं प्राज्ञैः कथिता गजपिप्पली।**
**कपिवल्ली कोलवल्ली श्रेयसी वशिरश्च सा ॥६६॥**

अन्वय—चविकाया फलं प्राज्ञै गजपिप्पली कथिता, सा च कपिवल्ली कोलवल्ली श्रेयसी वशिर (इत्यपि कथ्यते) ॥

ચવકના ફળને વિદ્વાનો ગજપિપ્પલી[1]—ગજપીપર કહે છે. કપિવલ્લી,[2] કોલવલ્લી,[3] શ્રેયસી[4] અને વશિર[5] એ પણ ગજપીપરનાં

સંસ્કૃત નામો છે. ૬૬

૧. गजः इव पिप्पली-२. कपिः इव वल्ली-३. कालः इव वल्ली-इति गजपिप्पली-कपिवल्ली-कोलवल्ली-एभिःसह तस्या रोम्णां सादृश्यात्-હાથી, વાનર તથા ભૂંડના જેવી રુવાંટી જેને હોય છે, તેથી ગજપિપ્પલી-કપિવલ્લી-કોલવલ્લી-એટલે ગજપીપર.

૪. अतिशयेन प्रशस्ता अतिसारादिरोगेषु इति श्रेयसी-ઝાડા વગેરે રોગોમાં જે ખૂબ વખણાઈ છે, તેથી શ્રેયસી.

૫. वशि-कामयते अतिसारादिरोगनिवारणार्थं यं वैद्यः इति वशिरः, वश कान्तौ इत्यस्मात् किरच औणादिर्बाहुलकात्-અતિસાર આદિ રોગો મટાડવા જેને વૈદ્ય ઇચ્છે છે, તે વશિર-ગજપીપર.

ગજપીપરના ગુણો

गजकृष्णा कटुर्वातश्लेष्महृद्वह्निवर्धिनी ।
उष्णा निहन्त्यतीसारं श्वासकण्ठामयकृमीन् ॥६७

अन्वयः-गजकृष्णा कटुः वातश्लेष्महृत् वह्निवर्धिनी उष्णा ( सती ) अतीसारं श्वासकण्ठामयकृमीन् निहन्ति ॥

ગજપીપર તીખી છે, વાયુ તથા કફને હરનારી છે, અગ્નિને વધારનારી છે અને ગરમ હોઈ ઝાડાના રોગને, શ્વાસરોગને, કંઠના રોગને તથા કૃમિઓને મટાડનારી છે. ૬૭

ચિત્રાનાં નામ તથા ગુણો

चित्रकोऽनलनामा च पीठो व्यालस्तथोषणः ।
चित्रकः कटुकः पाके वह्निकृत्पाचनो लघुः ॥६८॥
रूक्षोष्णो ग्रहणीकुष्ठशोथार्शःकृमिकासनुत् ।
वातश्लेष्महरो ग्राही वातार्शःश्लेष्मपित्तहृत् ॥६९॥

अन्वयः-चित्रकः अनलनामा च पीठः व्यालः तथा ऊषण (इति नामानि ); चित्रकः पाके कटुकः वह्निकृत् पाचनः लघुः रूक्षोष्णः ग्राही (सन्) ग्रहणीकुष्ठशोथार्शः-कृमिकासनुत् वातश्लेष्महरः वातार्शःश्लेष्मपित्तहृत् ॥

ચિત્રક,[1] અનલનામા[2] (એટલે જેટલાં અગ્નિનાં નામો છે તે બધાં નામો ધરાવનાર), પીઠ,[3] વ્યાલ[4] અને ઊષણ[5] એટલાં ચિત્રાનાં સંસ્કૃત નામ છે. ચિત્રો પાકમાં તીખો છે, અગ્નિને વધારનાર છે, પાચન છે, હલકો છે, રૂક્ષ છે, ગરમ છે, દસ્તને પકડી રાખનાર છે અને ઝાડાનો રોગ, કોઢ, સોજા, અર્શ, કૃમિ, ઉધરસ, વાયુ, કફ તથા પિત્તને હરનાર છે.

૧. चित्तं-बुद्धिं त्रायते रक्षति वातादिदोषहरत्वात् इति चित्रकः- त्रैङ् पालने-'आतोऽनुपसर्गे' इति कः-જે વાત, પિત્ત અને કફ ત્રણેના દોષને હરનાર હોવાથી ચિત્તનું એટલે બુદ્ધિનું રક્ષણ કરે છે-તેને બરાબર સ્વસ્થ રાખે છે, તેથી ચિત્રક.

૨. अनलस्य नामानि इव नामानि यस्य सः-અગ્નિનાં જેટલાં નામો છે, તે બધાં નામો ધરાવે છે, માટે અનલનામા-ચિત્રો.

૩. पिठति-हिनस्ति-सम्यक् क्षिणोति वा ग्रहणीकुष्ठादिरोगान् वातादिदोषांश्चेति पीठः-पिठ हिंसासंक्लेशनयोः; अच्- बाहुलकाद् दीर्घश्च-જે સંગ્રહણી, કોઢ આદિ રોગોનો તથા વાતાદિ દોષોનો બરાબર નાશ કરે છે, તેથી પીઠ-ચિત્રો.

૪. वातादिभ्यः विरुद्धम् आसमन्तात् अलति-उद्यमं करोति-अल भूषणादौ, अड उद्यमे वा-डलयोरैक्यम्, पचाद्यच्-જે વાતાદિ દોષો કે ગ્રહણી આદિ રોગોથી વિરુદ્ધ-તેઓને દૂર કરવા ચોપાસ ઉદ્યમ કરે છે, તેથી વ્યાલ-ચિત્રો.

૫. ઊષણ-શબ્દની વ્યુત્પત્તિ ઉપર સૂંઠ વગેરેનાં નામોમાં ઘણે સ્થળે અપાઈ છે, તે જ પ્રમાણે અહીં સમજવી.

પંચકોલનું લક્ષણ

पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः ।
पञ्चभिः कोलमात्रं यत्पञ्चकोलं तदुच्यते ॥ ७० ॥

अन्वयः-पिप्पलीपिप्पलीमूलचव्यचित्रकनागरैः पञ्चभिः कोलमात्रं यत् ( चूर्णं क्रियते ) तत् पञ्चकोलम् उच्यते ॥

પીપર, પીપરીમૂલ, ચવક, ચિત્રો અને સૂંઠ-એ પાંચ પદાર્થોનું એક તોલા ભાર જે ચૂર્ણ કરવામાં આવે, તે પંચકોલ[1] કહેવાય છે. ૭૦

૧. पञ्चभिः-पिप्पल्यादिभिः कोलं-कोलप्रमाणं चूर्णं यत् क्रियते तत् पञ्चकोलम्-પીપર વગેરે પાંચ દ્રવ્યોનું એક તોલાભાર જે ચૂર્ણ કરાય, તે પંચકોલ.

પંચકોલના ગુણો

पञ्चकोलं रसे पाके कटुकं रुचिकृन्मतम् ।
तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफवातनुत् ।
गुल्मप्लीहोदरानाहशूलघ्नं पित्तकोपनम् ॥ ७१ ॥

अन्वयः-पञ्चकोलं रसे पाके कटुकं रुचिकृत् तीक्ष्णोष्णं पाचनं श्रेष्ठं दीपनं कफवातनुत् पित्तकोपनं गुल्मप्लीहोदरानाहशूलघ्नं मतम् ॥

પંચકોલ રસમાં તથા પાકમાં તીખું છે, રુચિ ઉપજાવનાર છે, તીક્ષ્ણ છે, ગરમ છે,

પાચક છે, શ્રેષ્ઠ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, પિત્તનો પ્રકોપ કરનાર છે અને ગોળો, બરલ, પેટનો આફરો તથા શૂલ, એ રોગોને મટાડનાર છે. ૭૧

### ષડૂષણનુ લક્ષણ તથા ગુણો

पञ्चकोलं समरिचं षडूषणमुदाहृतम् ।
पञ्चकोलगुणं तत्तु रूक्षमुष्णं विषापहम् ॥ ७२ ॥

अन्वय–समरिचं पञ्चकोलं षडूषणम् उदाहृतम्, तत्तु पञ्चकोलगुणं रूक्षम् उष्णं विषापहम् (अस्ति) ॥

સૂઠ, પીપર, પીપરીમૂલ, ચવક, ચિત્રો અને મરી–એ ૭ પદાર્થોને ભેગા કરવામા આવે તે ષડૂષણ[1] કહેવાય છે, ષડૂષણ પચકોલના જેવા ગુણોવાળુ છે, રૂક્ષ છે, ગરમ છે અને ઝેરને હણનાર છે. ૭૨

૧. षण्णाम् ऊषणाना–पिप्पल्यादीना समाहार षडूषणम्–પીપર વગેરે ૭ ગરમ દ્રવ્યોનો એકઠો કરેલો સમુદાય, તે ષડૂષણ

### યવાનઅજમાની જાતનાં નામો

यवानिकोग्रगन्धा च ब्रह्मदर्भाऽजमोदिका ।
सैवोक्ता दीप्यका दीप्या तथा स्याद्यवसाह्वया ॥७३

अन्वय–यवानिका उग्रगन्धा च ब्रह्मदर्भा अजमोदिका तथा सा एव दीप्यका दीप्या उक्ता, यवसाह्वया च स्यात् ॥

યવાનિકા,[1] ઉગ્રગંધા,[2] બ્રહ્મદર્ભા,[3] અજમોદિકા,[4] દીપ્યકા[5] અને દીપ્યા[6] એટલા યવાન(અજમા)ના સંસ્કૃત નામો છે, તેમ જ જેટલા જવના નામ છે, તેટલા પણ યવાનના નામો થાય છે. ૭૩

૧. दुष्ट यव यवानी–'इन्द्रवरुणे–'ति ङीषानुकौ, ततश्च यवानी एव यवानिका–स्वार्थे कन्–એક જાતનો ખરાબ જવ હોય તેવી જે લાગે, તેથી યવાનિકા–અજમો

૨. उग्र गन्ध यस्या सा उग्रगन्धा–જેની ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગન્ધા–અજમો

૩. ब्रह्मणा दृभ्यते–ग्रथ्यते–दृभी ग्रन्थे–घञ् ३-३-१९, 'कर्तृकरणे कृता' इति समास જેને ખુદ બ્રહ્માએ સરજેલ છે, તેથી બ્રહ્મદર્ભા–અજમો

૪. अज मोदयति, मुद हर्षे ण्यन्त, 'कर्मण्यण्'–अजादित्वात् टाप्–अथवा अजेन मोदते मोद्यते वा पचाद्यच्, घञ् वा–अजमोदा, ततश्च अजमोदा एव अजमोदिका–स्वार्थे क–જે બ્રહ્માને આનંદ પમાડે અથવા જે પોતે બ્રહ્માથી આનંદ પામે છે, તેથી અજમોદિકા–અજમો

૫, ૬. दीप्यते, दीपयितु शक्ता वा जाठर वह्निं, दीपे साधुर्वा दीप्या–शकलोप्यत्. तत्र साधु इति वा यत्–જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા સમર્થ છે અથવા દીવાના પ્રકાશમાં જે સારી જણાય છે–તે દીપ્યા અને दीप्या एव दीप्यका–દીપ્યા તે જ દીપ્યકા–અજમો.

### યવાન-અજમાના ગુણો

यवानी पाचनी रुच्या तीक्ष्णोष्णा कटुका लघुः ।
दीपनी च तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् ।
वातश्लेष्मोदरानाहगुल्मप्लीहकृमिप्रणुत् ॥ ७४ ॥

अन्वय–यवानी पाचनी रुच्या उष्णा कटुका तीक्ष्णा लघु च दीपनी तथा तिक्ता पित्तला शुक्रशूलहृत् वातश्लेष्मोदरानाहगुल्मप्लीहकृमिप्रणुत् (अस्ति) ॥

યવાન(અજમો*) પાચન છે, રુચિ ઉપજાવનાર છે, ગરમ છે, તીખી છે, તીક્ષ્ણ છે, હલકી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, કડવી છે, પિત્તને ઉત્પન્ન કરનાર છે અને વીર્ય, શૂલ, વાયુ, કફ, પેટનુ ચડવુ, ગોળો, બરલનુ દરદ તથા કૃમિને મટાડનાર છે. ૭૪

### બોડી અજમોદનાં નામો

अजमोदा खराश्वा च मयूरो दीप्यकस्तथा ।
तथा ब्रह्मकुशा प्रोक्ता कारवी च समस्तका ॥७५

अन्वय–अजमोदा खराश्वा च मयूर तथा दीप्यक तथा ब्रह्मकुशा कारवी च समस्तका प्रोक्ता (नामभि) ॥

અજમોદા,[1] ખરાશ્વા,[2] મયૂર,[3] દીપ્યક,[4] બ્રહ્મકુશા,[5] કારવી[6] અને સમસ્તકા[7] એટલા બોડી અજમોદના સંસ્કૃત નામો કહ્યા છે. ૭૫

૧ अज मोदयति इति अजमोदा–पूर्ववत्–જે બ્રહ્માને અથવા બકરાને પ્રિય હોવાથી આનંદ પમાડે છે, તેથી અજમોદા–બોડી અજમોદ.

૨ खरम्–तीक्ष्णता अश्नुते, खरै अश्यते वा अशूङ्

---

* ચરકસંહિતામા અજમાને શૂલપ્રશમન (શૂળ બેસાડનાર) અને દીપનીય (ભૂખ પ્રદીપ્ત કરનાર) વર્ણવેલ છે, યવાની શબ્દ નીચે અજમાનું વર્ણન કરતા તેને કફવાતઘ્ન અને ક્ષુધાપ્રદીપક (ભૂખ ઉઘાડનાર) વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામા તેને વાતકફનાશક, અરુચિનાશક, દીપન, ગુલ્મશૂલઘ્ન અને આમપાચન વર્ણવેલ છે.

व्याप्तौ, अश भोजने वा-'उल्वादयश्च' इति औणादिको व, 'अशिप्रुषि०' इति वा क्वन्-જે તીક્ષ્ણપણાથી વ્યાપ્ત છે અથવા ગવેના જેને વધારે (પ્રેમથી) ખાય છે, તેથી ખરાશ્વ-મોડી અજમોદ

૩. मीनाति-हिनस्ति नेत्रादिरोगान् कफादींश्चेति मयूर -मीञ्-हिंसायाम्-' मीनातेरूरन्' उणादि -જે આંખના રોગ વગેરેને તથા કફ વગેરેને મટાડે છે, તેથી મયૂર-મોડી અજમોદ

૪. दीप्यते, दीपयितुं शक्तो वा वह्निम्-इत्यादि पूर्ववत्-જે ગરમ કાંઈ દીપે છે અથવા જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા સમર્થ છે, તેથી દીપ્યક-મોડી અજમોદ

૫. शुष्यति-श्लिष्यति इति शुषा, शुषिर् श्लेषे, इगुपधेति क, ब्रह्मणः शुषा ब्रह्मकुशा-બ્રહ્માને ભેટનારી અથવા તેમને ઘણી જ પ્રિય-તે બ્રહ્મકુશા-મોડી અજમોદ

૬ कारयति-लालुपता कारयति स्वकीयगुणैः इति कारवी-क्व लौल्य इति स्वार्थण्यन्तात् बाहुलकात् ओलच् उणादि, जातित्वाद् ङीष्-જે પોતાના ગુણોને લીધે લલચાવે છે, તે કારવી-મોડી અજમોદ.

૭ मस्तकेन सह वर्तते समस्तका-જે મસ્તક જેવા ગુચ્છાઓવાળી હોય છે, તેથી સમસ્તકા-મોડી અજમોદ

### મોડી અજમોદના ગુણો

अजमोदा कटुस्तीक्ष्णा दीपनी कफवातनुत् ।
उष्णा विदाहिनी हृद्या वृष्या बलकरी लघुः ।
नेत्रामयकफच्छर्दिहिक्कावस्तिरुजो हरेत् ॥ ७६ ॥

अन्वय -अजमोदा कटु तीक्ष्णा दीपनी कफवातनुत् उष्णा विदाहिनी हृद्या वृष्या बलकरी लघु (सती) नेत्रामयकफच्छर्दिहिक्कावस्तिरुज हरेत् ॥

મોડી અજમોદ તીખી છે, તીક્ષ્ણ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, કફ તથા વાયુને મટાડનાર છે, ગરમ છે, બળતરા કરનાર છે, મનને ગમે એવી છે, વીર્યને વધારનાર છે, બળ કરનાર છે, હલકી છે અને નેત્રના રોગ, કફ, ઊલટી, હેડકી તથા નાભિથી નીચેના ભાગના દરદને મટાડનાર છે ૭૬

### ખુરાસાની અજમાનુ નામ તથા ગુણો

पारसीकयवानी तु यवानीसदृशी गुणैः ।
विशेषात्पाचनी रुच्या ग्राहिणी मादिनी गुरुः ॥७७

अन्वय -पारसीकयवानी तु गुणे यवानीसदृशी, विशेषात् पाचनी रुच्या ग्राहिणी मादिनी गुरु (भवति)॥

ખુરાસાની[1] અજમાના ગુણો યવાન-અજમાના જેવા જ છે, ખુરાસાની અજમો ખાસ કરી પાચન છે, રુચિ ઉપજાવનાર છે, દસ્તને રોકનાર છે, મદ ઉપજાવનાર છે અને ભારે છે. ૭૭

૧ पारसीके देशे भवा पारसीका-'कोपधाच्च' इत्यण्-पारसीका चासौ यवानी-पारसीकयवानी-પારસીઓના ઈરાન દેશમાં ખાસ વધુ થનારી યવાની, તે પારસીકયવાની-ખુરાસાની અજમો

### ધોળું જીરું, કાળું જીરું અને કલોંજી જીરાનાં નામો તથા ગુણો

जीरको जरणोऽजाजी कणा स्याद्दीर्घजीरकः ।
कृष्णजीरः सुगन्धश्च तथैवोद्गारशोधनः ॥ ७८ ॥
कालाजाजी तु सुषवी कालिका चोपकालिका ।
पृथ्वीका कारवी पृथ्वी पृथुःकृष्णोपकुञ्चिका ॥७९॥
उपकुञ्ची च कुञ्ची च बृहज्जीरक इत्यपि ।
जीरकत्रितयं रूक्षं कटूष्णं दीपनं लघु ॥ ८० ॥
संग्राहि पित्तलं मेध्यं गर्भाशयविशुद्धिकृत् ।
ज्वरघ्नं पाचनं वृष्यं बल्यं रुच्यं कफापहम् ।
चक्षुष्यं पवनाध्मानगुल्मच्छर्द्यतिसारहृत् ॥ ८१ ॥

अन्वय -जीरक जरण अजाजी कणा दीर्घजीरक स्यात्, कृष्णजीर च सुगन्ध तथा एव उद्गारशोधन काला (स्यात्), अजाजी तु सुषवी कालिका च उपकालिका पृथ्वीका कारवी पृथ्वी पृथु कृष्णा उपकुञ्चिका उपकुञ्ची च कुञ्ची च बृहज्जीरक इत्यपि (नाम्ना) स्यात्। जीरकत्रितयं रूक्षं कटु उष्ण दीपन लघु संग्राहि पित्तल मेध्य गर्भाशयविशुद्धिकृत् ज्वरघ्न पाचन वृष्य बल्य रुच्य कफापह चक्षुष्य पवनाध्मानगुल्मच्छर्द्यतिसारहृत् (अस्ति) ॥

જીરક,[1] જરણ,[2] અજાજી,[3] કણા,[4] દીર્ઘજીરક,[5] એટલા ધોળા જીરા*ના સંસ્કૃત નામો છે, કૃષ્ણજીર,[1] સુગંધ[2] ઉદ્ગારશોધન,[3] અને કાલા[4] એટલા કાળા જીરાના સંસ્કૃત નામો છે, અજાજી,[1] સુષવી,[2] કાલિકા,[3] ઉપકાલિકા,[4] પૃથ્વીકા,[5] કારવી,[6] પૃથ્વી,[7] પૃથુ,[8] કૃષ્ણા,[9] ઉપકુંચિકા,[10] ઉપકુંચી,[11]

* ચરકસંહિતામાં જીરાને શૂલપ્રશમન (શૂળ મટાડનાર) ગણેલ છે

સુશ્રુતસંહિતામાં તેને વાત-કફ-નાશક, અરુચિનાશક, દીપન, ગુલ્મ-શૂલ-આમઘ્ન (ગોળો શૂળ અને આમ પડતી બંધ કરનાર) વર્ણવેલ છે

કુંચી[12] અને બૃહજ્જીરક[13] એટલા કલૌંજી જીરાના સંસ્કૃત નામો છે (કલૌંજી જીરાના નામો કાળા જીરાને પણ લાગુ થાય છે) ત્રણે જીરા રૂક્ષ છે, તીખાં છે, ગરમ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, હલકા છે, દસ્તને રોકનાર છે, પિત્તને કરનાર છે, બુદ્ધિને હિતકારી અથવા પવિત્ર છે, ગર્ભાશયને સાફ કરનાર છે, તાવને મટાડનાર છે, પાચન છે, વીર્યને વધારનાર છે, બળ આપનાર છે, રુચિ ઉપજાવનાર છે, કફને મટાડનાર છે, નેત્રને હિતકારી છે અને વાયુ, પેટનો આફરો, ગોળો, ઊલટી તથા અતિસાર-ઝાડાને પણ મટાડનાર છે ૭૮-૮૧

૧ जयति-वेगेन गच्छति गुणै शरीरे, जु सौत्र 'जारो च' इति रक् औणादि, जिनाति वयो-हानि करोति वा रोगाणाम् 'ज्या वयोहानौ' 'ज्यश्च' इति रक् ततश्च 'संज्ञायाम्' इति कन्-जीर एव जीरक-પોતાના ગુણો દ્વારા વેગથી શરીરમાં જે પહોંચી જાય અથવા રોગોની અવસ્થા ઓછી કરે-રોગોને ઓછા કરે છે, તેથી જીરક-ધોળુ જીરુ

૨ जरयति-वयोहानिं करोति रोगाणाम् इति जरण-जॄष् वयोहानौ-नन्द्यादित्वाल्ल्यु-જે રોગોની અવસ્થા જીર્ણ કરે-નાશ કરે છે, તેથી જરણ-જીરુ

૩ अज-स्वाभाविक मन्दाग्नित्वं अजति-क्षिपति-कर्मण्यण्, अण्णन्तत्वाद् ङीप् 'बहुलं छन्दसि' इति वी न-अजाजी-સ્વાભાવિક મંદાગ્નિનો જે નાશ કરે છે, તેથી અજાજી-ધોળુ જીરુ

૪ कणा શબ્દની વ્યુત્પત્તિ પિપ્પલીના નામમાં અપાઈ છે, તે ત્યાં જોઈ લેવી.

૫ दीर्घश्चासौ जीरक दीर्घजीरक-લાંબુ ધોળુ જીરુ

૧ कृष्णश्चासौ जीर कृष्णजीर-કાળુ જીરુ

૨ सुष्ठु गन्ध यस्य स सुगन्ध-જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધ-કાળુ જીરુ

૩ शोधयति इति शोधन, उद्गारस्य शोधन-उद्गारशोधन-ઓડકારને જે શુદ્ધ કરે છે, તેથી ઉદ્ગારશોધન-કાળુ જીરુ

૪ काल वर्ण अस्ति अस्या काला-अर्शआद्यच्-જેનો રંગ કાળો હોય છે, તેથી કાલા-કાળુ જીરુ

૧ अजाजी-શબ્દની વ્યુત્પત્તિ તો અહીં ઉપર જ અપાઈ છે, તેનો અર્થ અહીં કલોંજી જીરુ સમજવો

૨ सुतरां सूयते प्रेर्यते इति सुपवं, पू प्रेरणे-अद्दा एप्-उपसर्गादसुनोति, इति षत्व, सुपव अस्ति अस्या-पिप्पल्यादि-४,१,४१ જેની પ્રેરણા શરીરને ઘણી જ સારી મળે છે, તેથી સુષવી-કલોંજી જીરુ

૩ काल वर्ण अस्ति अस्या-ठन्-५ १,११५ यद्वा काली एव-स्वार्थे कन्-कालिका-જેનો રંગ કાળો છે, તેથી કાલિકા-કલોંજી જીરુ

૪ उपगता कालिकाम् इति उपकालिका-કાલિકાને પામેલ છે, તેથી અથવા ગુણોથી કાળા જીરાને મળતુ હોય છે, તેથી ઉપકાલિકા-કલોંજી જીરુ

૫ प्रथते-प्रख्याता भवति गुणै-इति पृथ्वी 'प्रथिम्रदिभ्रस्जां संप्रसारणम्' इति औणादि कु, 'वातो गुणवचनात्' इति वा ङीष्, पृथ्वी एव पृथ्वीका-જે પોતાના ગુણોથી પ્રખ્યાત છે, તેથી પૃથ્વીકા-કલોંજી જીરુ

૬ कार-क्रिया याति-या गतिगन्धनयो 'आतो ऽनुपसर्गे' इति क, गौरादित्वाद् ङीष्-अथवा कार्यते इति कार्-कृञ् हिंसायाम् ण्यन्तात् संपदादिक्विप् कारम् अवति-रक्षति-अव रक्षणादौ-अण्-ङीप् च, संज्ञापूर्वकत्वान्न वृद्धि-कारवी-જે શરીરની ક્રિયાને ગતિ આપે-સૂચવે, અથવા શરીરના અકાળ નાશને ગુણો દ્વારા રોકે-અટકાવે છે તેથી કારવી-કલોંજી જીરુ

૭ पृथ्वी નંબર ૫ પ્રમાણે છે ફક્ત कन् પ્રત્યય નથી

૮ पृथु-નંબર ૫ પ્રમાણે છે ફક્ત ङीष् પ્રત્યય નથી

૯ कृष्ण वर्ण अस्ति अस्या अथवा कर्षति ज्वरादीन्-इति कृष्णा-જેનો રંગ કાળો છે અથવા તાવ વગેરેને જે દૂર કરે છે તેથી કૃષ્ણા-કલોંજી જીરુ

૧૦ उपकुञ्चति-कुञ्च कौटिल्य-ण्वुल् ३ १,१३३-જે કંઈક કુટિલતાને પામે છે દસ્ત રોકે છે, તેથી ઉપકુંચિકા-કલોંજી જીરુ

૧૧ कुञ्चति इति कुञ्ची, कुञ्च कौटिल्य अच् जातित्वात् ङीष्-કુટિલતાને પામનાર છે, તેથી કુંચી કલોંજી જીરુ

૧૨ कुञ्चीम् उपगता-उपकुञ्ची-કાળા જીરાને મળતુ ઉપકુંચી હોય છે, તેથી કલોંજી જીરુ

૧૩ बृहत् चासौ जीरक बृहज्जीरक-મોટી જાતનુ જીરુ-મળતુ છે તેથી બૃહજ્જીરક-કલોંજી જીરુ

### ધાણાનાં નામો

**धान्यकं धानकं धान्यं धाना धानेयकं तथा ।**
**कुनटी धेनुका छत्रा कुस्तुम्बुरु वितुन्नकम् ॥८२॥**

अन्वय—धान्यकं धानकं धान्यं धाना धानेयकं तथा कुनटी धेनुका छत्रा कुस्तुम्बुरु वितुन्नकम् (इति नामानि)॥

ધાન્યક,[1] ધાનક,[2] ધાન્ય,[3] ધાના,[4] ધાનેયક,[5] કુનટી,[6] ધેનુકા,[7] છત્રા,[8] કુસ્તુંબુરુ[9] અને વિતુન્નક,[10] એટલાં ધાણાનાં સંસ્કૃત નામો છે. ૮૨

૧. धन्यते–धान्यते भक्ष्यार्थिभिः, धन–शब्दे 'विनाशादयः' ४,१५ इति उणादि साधुः, अथवा धान्यम् अटति–कौटिल्येन गच्छति–अण् ३,२,१ धान्यमिव वा इति धान्यकम्–ખોરાકમાં લોકો જેને ખાસ વાપરે છે, અથવા જે કુટિલતાથી ધાન્યમાં પેસી જાય છે, અથવા જે ધાન્ય જેવા ગણાય છે, તેથી ધાન્યક–ધાણા.

૨. धन्यते–शब्द्यते वेषवारतया इति धान–धन् धान एव धानकं–स्वार्थे कन्–જે ખાસ મસાલા તરીકે કહેવાય છે, તેથી ધાનક–ધાણા.

૩. धीयते इति धानम्–डुधाञ् धारणपोषणयोः–ल्युट्, धाने–पोषणे साधु इति धान्य 'तत्र साधुः' इति यत्–જે શરીરના પોષણમાં ઉત્તમ ગણાય છે, તેથી ધાન્ય–ધાણા.

૪ दधति–पुष्यन्ति–धारयन्ति वा शरीरं गुणैः इति धाना–'धापॄवस्यज्यतिभ्यो नः'–इति उणादिनैः–જે ગુણો દ્વારા શરીરનું ધારણ–પોષણ કરે છે, તેથી ધાના–ધાણા.

૫. धाने–धारणे पोषणे च हितं साधु वेति धानेयम्–'ढश्छन्दसि' मत्वार्थे च कन्–धानेयकम्–જે શરીરનું ધારણ–પોષણ કરવામાં હિતકારક અથવા ઉત્તમ છે, તેથી ધાનેયક–ધાણા.

૬. कौ नटति–नट अवस्यन्दने–अच्, गौरादि, यद्वा कुत्सिता नटी इव–જે પૃથ્વી પર ફેલાય છે અથવા જાણે નિંદ્ય નટી હોય, તેમ નાચે છે, તેથી કુનટી–ધાણા.

૭. धीयते–पीयते जनैः इति धेनु–धेट् पाने, 'धेट इच्च' इति नु–औणादि, धेनु इव, 'इवे प्रतिकृतौ' इति कन्–धेनुका–જેને લોકો ગાયની પેઠે એટલે ગાયના પંચગવ્ય જેવા ગુણકારક ગણી અગ્નિ પ્રદીપ્ત કરવા પીએ છે, તેથી ધેનુકા–ધાણા.

૮. छत्रम् अस्ति अस्याः, छत्राकारस्तबकत्वात्–अर्शआद्यच्, टाप्–જેને છત્રી જેવા ગુચ્છા હોય છે, તેથી છત્રા–ધાણા.

૯. कुत्सितः ज्वरादिर्यै रोगः कुस्तति, तुदि अर्दने–बाहुलकात् 'कुस्तुम्बुरूणि जातिः' इति निर्देशाद्वा उकः मुट् च–જે દુષ્ટ તાવ વગેરેને મટાડે છે, તેથી કુસ્તુંબુરુ–ધાણા.

૧૦. वितन्नं तुन्नं–ज्वरादिरोगदुःखम् अस्मात्, शेषाद्वेति कप्–अथवा वितुद्यते–विशेषेण व्यथ्यते भक्ष्यार्थं कुट्टनादिद्वारेति कर्मणि क्त, स्वार्थे च कन्–वितुन्नकम्–જેનાથી તાવ વગેરે રોગનું દુઃખ મટે છે અથવા ખોરાક માટે જેને ખાંડી-કૂટી છિન્નભિન્ન કરવામાં આવે છે, તેથી વિતુન્નક–ધાણા.

### ધાણાના ગુણો

**धान्यकं तुवरं स्निग्धमवृष्यं मूत्रलं लघु ।**
**तिक्तं कटूष्णवीर्यं च दीपनं पाचनं स्मृतम् ॥८३॥**
**ज्वरघ्नं रोचकं ग्राहि स्वादुपाकि त्रिदोषनुत् ।**
**तृष्णादाहवमिश्वासकासकार्श्यकृमिप्रणुत् ।**
**आर्द्रं तु तरुणं स्वादु विशेषात्पित्तनाशि तत् ॥८४॥**

अन्वय—धान्यकं तुवरं स्निग्धम् अवृष्यं मूत्रलं लघु तिक्तं कटु उष्णवीर्यं दीपनं च पाचनं स्मृतम् (अपि च) तत् ज्वरघ्नं रोचकं ग्राहि स्वादुपाकि त्रिदोषनुत् तृष्णादाहवमिश्वासकासकार्श्यकृमिप्रणुत् (अस्ति), आर्द्रं तरुणं तु तत् विशेषात् स्वादु पित्तनाशि (च भवति)॥

ધાણા* તૂરા છે, સ્નિગ્ધ છે, વીર્ય માટે સારા નથી, મૂત્ર ઉપજાવનાર છે, હલકા છે, કડવા છે, તીખા છે, ઉષ્ણ વીર્યવાળા છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, પાચન છે, જ્વરને મટાડનાર છે, રુચિ ઉપજાવનાર છે, ઝાડાને રોકનાર છે, મધુર પાકવાળા છે, ત્રણે દોષને મટાડનાર છે અને તરશ, દાહ, વમન, શ્વાસ, ઉધરસ, દૂબળાપણું તથા કૃમિઓને પણ મટાડનાર છે. (લીલા ધાણાના ગુણ સૂકા ધાણાના જેવા જ છે; પણ) તે ધાણા લીલા, કૂણા હોય ત્યારે ખાસ વધારે સ્વાદિષ્ઠ હોય છે અને પિત્તનો નાશ કરનારા છે ૮૩,૮૪

---

* ચરકસંહિતામાં ધાણાને તૃષ્ણાનિગ્રહણ (તરસ છિપાવનાર) તથા શીતપ્રશમન (ટાઢ બંધ કરનાર) વર્ણવેલ છે

સુશ્રુતસંહિતામાં તેને સર્વજ્વરનાશક, દીપક, દાહનાશક, અરુચિનાશક અને ઊલટી બંધ કરનાર વર્ણવેલ છે.

### વરિયાળી અને સુવાનાં નામો તથા ગુણો

शतपुष्पा शताह्वा च मधुरा कारवी मिसिः।
अतिलम्बी सितच्छत्रा संहिता छत्रिकाऽपि च ॥८५
छत्रा शालेयशालीनौ मिश्रेया मधुरा मिसिः।
शतपुष्पा लघुस्तीक्ष्णा पित्तकृद्दीपनी कटुः ॥८६॥
उष्णा ज्वरानिलश्लेष्मव्रणशूलाक्षिरोगहृत्।
मिश्रेया तद्गुणा प्रोक्ता विशेषाद्योनिशूलनुत् ॥८७
अग्निमान्द्यहरी हृद्या बद्धविट्कृमिशुक्रहृत्।
रूक्षोष्णा पाचनी कासवमिश्लेष्मानिलान्हरेत् ॥८८

अन्वयः–शतपुष्पा शताह्वा च मधुरा कारवी मिसिः अतिलम्बी सितच्छत्रा संहिता अपि च छत्रिका छत्रा शालेयशालीनौ (इति नामानि); मिश्रेया मधुरा मिसिः (इति च मिसेर्नामानि)। शतपुष्पा लघुः तीक्ष्णा पित्तकृत् दीपनी कटुः उष्णा ज्वरानिलश्लेष्मव्रणशूलाक्षिरोगहृत्। मिश्रेया तद्गुणा प्रोक्ता, विशेषात् योनिशूलनुत् अग्निमान्द्यहरी हृद्या बद्धविट्कृमिशुक्रहृत्, रूक्षा उष्णा पाचनी (च सा) कासवमिश्लेष्मानिलान् हरेत् ॥

શતપુષ્પા,[1] શતાહ્વા,[2] મધુરા,[3] કારવી,[4] મિસિ,[5] અતિલંબી,[6] સિતછત્રા,[7] સંહિતા,[8] છત્રિકા,[9] છત્રા,[10] શાલેય,[11] અને શાલીન[12] એટલાં વરિયાળી×નાં સંસ્કૃત નામો છે; તેમજ મિશ્રેયા,[1] મધુરા[2] અને મિસિ[3] એટલાં સુવા*નાં સંસ્કૃત નામો છે. વરિયાળી હલકી છે, તીક્ષ્ણ છે, પિત્ત કરનાર છે. અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, તીખી છે, ગરમ છે અને જ્વર, વાયુ, કફ, વ્રણ, શૂળ તથા નેત્રના રોગને મટાડે છે. સુવામાં પણ એ જ ગુણો છે, છતાં તે સુવા ખાસ કરી યોનિના શૂળને, અગ્નિના મંદપણાને, કૃમિને તથા વીર્યને હરે છે; મનને ગમે એવા છે, વિષ્ટાને બાંધનાર છે, રૂક્ષ છે, ગરમ છે, પાચન છે અને ઉધરસ, ઊલટી, કફ તથા પવનને મટાડે છે. ૮૫–૮૮

૧. शत पुष्पाणि यस्या सा शतपुष्पा–'सदच्काण्ड०' इति यप्–જેને સો ફૂલ થાય છે, તેથી શતપુષ્પા–વરિયાળી.

૨. शतं आह्वा यस्याः सा शताह्वा–જેનાં સો નામો છે, તેથી શતાહ્વા–વરિયાળી.

૩. मधु रसः अस्ति अस्या. मधुरा–'ऊषसुषि०' इति मत्वर्थीयो र–જેનો રસ મીઠો હોય છે, તેથી મધુરા–વરિયાળી ને સુવા.

૪. કારવીની વ્યુત્પત્તિ જીરાનાં નામોમાં આપી છે.

૫. मस्यति–परिणमति उष्णतया इति मिसि–मसी परिणामे–'इन्' उणादिः. पृषोदरादिः–मिसिः–જે પાકકાળે ઉષ્ણ તરીકે પરિણમે છે, તેથી મિસિ વરિયાળી અને સુવા.

૬. अतिशयेन लम्बते–आलंभयति तैक्ष्ण्य पित्त च, ज्वरादीन्वा दूरीकरोति, लबि अवस्रंसने–अच् जातित्वाच्च ङीप् अतिलम्बी–જે તીક્ષ્ણતાને તથા પિત્તને અતિશય વધે છે અથવા તાવ વગેરેને સમળા દૂર કરે છે, તેથી અતિલમ્બી–વરિયાળી.

૭. सितं शुद्ध शुभ्र वा छत्र यस्या सा–सितच्छत्रा–જેનું છત્ર બંધાય છે–એટલે જેમાં છત્રી જેવા ગુચ્છા થાય છે અથવા જેના છત્રાકાર ગુચ્છા સફેદ થાય છે, તેથી સિતચ્છત્રા–વરિયાળી.

૮. सम्यक् धीयते रस-धार्यते पुष्यते रस वा भिषग्भिर्या रोगनिवारणार्थमिति संहिता, सपूर्वकाद् डुधाञ् धारणपोषणयोरित्यस्मात् कर्मणि क्त हाए च–જેને વૈદ્ય લોકો ઘણા રોગો મટાડવા વાપરે છે, તેથી સંહિતા–વરિયાળી.

૯–૧૦. छत्र–छत्राकारस्तबकम् अस्ति अस्या.–अर्शआद्यच्–छादयति वा ज्वरादिरोगावेगम् औणादिः ष्ट्रन् (४–१५९) 'इस्मन्त्रन्' इति ह्रस्वश्च–જેને છત્રી જેવા ગુચ્છા થાય છે અથવા જ્વર આદિ રોગોના વેગને જે ઢાંકી દે–રોકી દે છે, તેથી છત્ર.–વરિયાળી, छत्रा एव छत्रिका–પણ તે જ પ્રમાણે.

૧૧. शालीना भवन क्षेत्र शालेयम्, तद् अस्य अस्ति उत्पत्तिस्थानम्–'व्रीहिशाल्योर्ढक्,' ततश्च अर्शआद्यच्–ડાંગર પાકે એવું ખેતર જેનું ઉત્પત્તિસ્થાન હોય છે, તેથી શાલેય–વરિયાળી.

૧૨. शालाप्रवेशम् अर्हति–गुणरक्षणार्थम् इति शालीन –'शालीनकौपीने'ति साधु –જેના ગુણો બરાબર જળવાઈ રહે, તે માટે બરાબર બંધ ઢાંકણાંવાળા ડબા–કોઠી–શીશી વગેરેમાં રાખવી પડે છે, તેથી શાલીન–વરિયાળી.

૧. मिश्रयति स्वस्मिन् शतपुष्पागुणान् मिश्रा–अच्,

---

× ચરકસંહિતામાં વરિયાળીને પ્રજાસ્થાપન અને શ્વાસપ્રશમન કરનારી વર્ણવેલી છે.

સુશ્રુતસંહિતામાં વરિયાળીને કફસંશમન (કફ બેસાડનાર) ગણેલ છે.

* ચરકસંહિતામાં સુવાને લોહીમાંથી પિત્ત કાઢી નાખનાર અને સ્તનમાંનું લોહી શુદ્ધ કરનાર વર્ણવેલ છે.

ईर्यते-गम्यते अग्निमान्द्यादिरोगनिवारणार्थिभिः-इति एषा, मिश्रा चासौ एषा च-मिश्रेषा-शकन्ध्वादि -જે પાનામાં વરિયાળીના ગુણોને મિશ્ર કરે છે, તેમ જ અગ્નિમાંદ્ય આદિ રોગો મટાડવા લોકો જેને સેવે છે, તેથી મિશ્રેયા-સુવા.

૨-૩. मधुरा, मिसि-એ બે સુવાનાં નામોની વ્યુત્પત્તિ, વરિયાળીનાં ૩-૫ નામ પ્રમાણે થાય છે.

**મેથી તથા ગદભનાં નામો તથા ગુણો**

**मेथिका मेथिनी मेथी दीपनी बहुपत्रिका ।**
**बोधिनी बहुबीजा च ज्योतिर्गन्धफला तथा ॥८९**
**वल्लरी चन्द्रिका मन्था मिश्रपुष्पा च कैरवी ।**
**कुञ्चिका बहुपर्णी च पित्तजिद्वायुनुद् द्विधा ॥९०**
**मेथिका वातशमनी श्लेष्मघ्नी ज्वरनाशिनी ।**
**ततः स्वल्पगुणा वन्या वाजिनां सा तु पूजिता ॥**

अन्वय-मेथिका मेथिनी मेथी दीपनी बहुपत्रिका बोधिनी बहुबीजा च ज्योति गन्धफला तथा वल्लरी चन्द्रिका मन्था मिश्रपुष्पा कैरवी कुञ्चिका बहुपर्णी (इति नामानि, सा च) पित्तजित् वायुनुत् (अस्ति), द्विधा मेथिका वातशमनी श्लेष्मघ्नी ज्वरनाशिनी (अस्ति, किंतु) वन्या स्वल्पगुणा (भवति), सा तु वाजिनां पूजिता ॥

મેથિકા,[1] મેથિની,[2] મેથી,[3] દીપની,[4] બહુપત્રિકા,[5] બોધિની,[6] બહુબીજા,[7] જ્યોતિ,[8] ગંધફલા,[9] વલ્લરી,[10] ચંદ્રિકા,[11] મંથા,[12] મિશ્રપુષ્પા,[13] કૈરવી,[14] કુંચિકા[15] અને બહુપર્ણી[16] એટલા મેથી* તથા ગદભનાં સંસ્કૃત નામો છે. મેથી વાયુને શમાવનાર, કફને મટાડનાર અને જ્વરનો નાશ કરનાર છે; પણ ગદભમાં એથી ઓછા ગુણ છે અને તે ઘોડાઓને માટે બહુ સારી છે. ૮૯—૯૧

* સંસ્કૃત વૈદક ગ્રંથોમાં-મેથીમાં થૂંક મટાડવાના અને પાચનશક્તિ તેમજ કામવાસના વધારવાના ગુણો રહેલા છે, એમ મનાયેલું છે. બદહજમી, ખાવાની અરુચિ, સ્ત્રીઓને થતો ઝાડો અને સંધિવાનાં દરદોમાં ખાવા માટે મેથીમોદક, સ્વલ્પ મેથીમોદક વગેરે નામથી તેના લાડુ બનાવવાની રીતો વર્ણવેલી છે અને તેમાં બધામાં બીજા ખુશબોદાર પદાર્થોનો એક એક ભાગ અને બધાના સરવાળા જેટલી મેથી લેવા કહ્યું છે.

દક્ષિણના વૈદ્યો મેથીના બીયાને પ્રથમ શેકીને પછી પાણીમાં ભીંજાવી મરડાના દરદમાં આપે છે.

સુશ્રુતસંહિતામાં મેથીને પિત્તશોણિતાનિલનાશક (પિત્ત કાઢી નાંખી લોહી સુધારનાર,) બૃંહણ (પૌષ્ટિક), સ્તન્ય (સ્તનમાં લોહી શુદ્ધ કરી દૂધ ઉત્પન્ન કરનાર) ગણેલ છે.

૧. मेथति-हिनस्ति वातकफज्वरान्-मेथृ मेधाहिंसनयोः, अन्-जातित्वाद् ङीप् मेथी, मेथी एव मेथिका-જે વાયુ, કફ તથા તાવનો નાશ કરે છે, તેથી મેથિકા-મેથી.

૨-૩. मेथति-हिनस्ति यादिपूर्ववत्, औणादिकः इन, 'कृदिकारादक्तिनः' इति ङीप्-આ ૨-૩ નામોની વ્યુત્પત્તિ ઉપર પ્રમાણે જ છે, ફક્ત થોડોક ફેરફ છે, તે જ અહીં બતાવેલ છે.

૪. दीपयति वह्निं-दीपी दीप्तौ-इति ण्यन्ताद् नन्द्यादेर्ल्युः, जातित्वाद् ङीप्-અગ્નિને જે પ્રદીપ્ત કરે છે, તેથી દીપની-મેથી.

૫. बहूनि पत्राणि यस्या सा बहुपत्रिका-જેમાં ઘણાં પાંદડાં હોય છે, તેથી બહુપત્રિકા-મેથી.

૬. बोधयति जठराग्निम्-'सर्वधातुभ्य इन्' औणादि-જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી બોધિની-મેથી.

૭. बहूनि बीजानि यस्याः सा बहुबीजा-જેનાં બિયાં બહુ થાય છે, તેથી બહુબીજા-મેથી.

૮. द्योतते-प्रकाशते गुणैः-'द्युतेरिसिन्नादेश्च जः'-ઉણાદિ-જે ગુણોથી પ્રકાશે છે, તેથી જ્યોતિ-મેથી.

૯. गन्धयुक्तानि फलानि यस्या सा-જેનાં ફળ ગંધવાળાં હોય છે, તેથી ગંધફલા-મેથી.

૧૦. वल्ल-संवृणोति आत्मानं पर्णैः इति वल्लक्विप् ३, २, १८०, ऋच्छति-गच्छति बहुबीजताम्-ऋ गतौ-अच ६' ४, ११६-उणादिः, वल्ल् चासौ अरिश्चेति वल्लरि-પાંદડાંથી ઢંકાએ અને ઘણાં બીયાં પામે છે, તેથી વલ્લરિ-મેથી.

૧૧. चक्रं-चक्राकार अस्ति अस्या-'अत इनि ठनौ' इति ठन्, टाप्-જેના છોડનો આકાર ચક્રાકાર ગોળ હોય છે, તેથી ચંદ્રિકા-મેથી.

૧૨. मन्थति-विलोडयति-हिनस्ति-वातादीन्, मन्थ विलोडने अच्-टाप्-मन्था-વાયુ વગેરેનો જે નાશ કરે છે, તેથી મન્થા-મેથી.

૧૩. मिश्राणि-गुच्छाकारेण परस्पर सम्मिलितानि पुष्पाणि यस्या सा-જેનાં ફૂલ ગુચ્છાકારે પરસ્પર મળેલાં-મિશ્ર થયાં હોય છે, તેથી મિશ્રપુષ્પા-મેથી.

૧૪. कैरवः-गर्दभः, तस्य इयं प्रिया-ગધેડાંને જે વહાલી છે, તેથી કૈરવી-મેથી.

૧૫. कुञ्चयति-सकोचयति-ज्वरादीन्, कुञ्च कौटि-

स्यात्पीभावयो.–સ્થા–તાવ વગેરેને જે ઓછા કરે છે, તેથી કુંચિકા–મેથી

૧૧. बहूनि पर्णानि यस्या सा–જેને પાંદડાં ઘણાં હોય છે, તેથી બહુપર્ણી–મેથી

## અશેળિયાનાં નામો તથા ગુણો

चन्द्रिका चर्महन्त्री च पशुमेहनकारिका।
नन्दिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा ॥९२॥
चन्द्रशूरं हितं हिक्कावातश्लेष्मातिसारिणाम्।
असृग्वातगदद्वेषि बलपुष्टिविवर्द्धनम् ॥ ९३ ॥

अन्वय –चन्द्रिका चर्महन्त्री, पशुमेहनकारिका नन्दिनी कारवी भद्रा वासपुष्पा सुवासरा चन्द्रशूरम् (इति नामानि) चन्द्रशूर हिक्कावातश्लेष्मातिसारिणां हितं असृग्वातगदद्वेषि बलपुष्टिविवर्धनं (चास्ति)॥

ચંદ્રિકા,[1] ચર્મહન્ત્રી,[2] પશુમેહનકારિકા,[3] નંદિની,[4] કારવી,[5] ભદ્રા,[6] વાસપુષ્પા,[7] સુવાસરા[8] અને ચંદ્રશૂર[9] એટલાં અશેળિયાનાં[×] સંસ્કૃત નામો છે. અશેળિયો હેડકી, વાયુ, કફ, ઝાડા તથા લોહીવાનો રોગ મટાડનાર છે, તેમ જ બળ અને પુષ્ટિને વધારનાર છે.

૧. चन्द्रयति–आह्लाद करोति जनानां हिक्कादिरोग निवारणपूर्वकमिति चन्द्रिका–'तत्करोति॰' इति ण्यन्तात् ण्वुल्–જે હેડકી વગેરે રોગો દૂર કરી લોકોને હર્ષ ઉપજાવે છે, તેથી ચન્દ્રિકા–અશેળિયો

૨. चरति–गच्छति प्राणिनां शरीरोपरि इति चम, मनिन्–उणादि., हन्ति इति हन्त्री, तृच्, 'ऋन्नेभ्यो' इति ङीप् च–चर्मणः हन्त्री–चर्म–हन्त्री–षष्ठी–समास ચામડીનો નાશ કરનાર હોવાથી ચર્મહન્ત્રી–અશેળિયો

૩ मिह्यते इति मेहनम्, मिह् सेचने–भावे ल्युट्, पशूनां मेहन पशुमेहन, करोति इति कारिका–पशुमेहनस्य कारिका–पशुमेहनकारिका–પશુઓને પેશાબ લાવનાર છે, તેથી પશુમેહનકારિકા–અશેળિયો

૪ नन्दयति–आनन्द प्रापयति बलपुष्टिवर्धनद्वारा इति नन्दिनी,टुनदि समृद्धौ, ण्यन्तात् नन्द्यादिल्यु –બળપુષ્ટિ વધારવાપૂર્વક લોકોને જે આનંદ પમાડે છે, તેથી નંદિની–અશેળિયો

૫. કારવીની વ્યુત્પત્તિ કલોંજી જીરાના નામમાં આપી છે

૬. भन्दति–कल्याण करोति हिक्कादिरोगापनोदन-द्वारा रोगिणाम् इति भद्रा–भदि कल्याणे, 'ऋज्रेन्द्र॰' इति औणादि साधु –જે હેડકી વગેરેના રોગીઓના તે તે રોગો દૂર કરી કલ્યાણ–સુખ કરે છે, તેથી ભદ્રા–અશેળિયો.

૭ वसति अत्र चित्तम् इति वास –सुगन्ध –'हल-श्चेति घञ्–वासेन युक्तानि वासयुक्तानि–पुष्पाणि यस्या सा–જેનાં ફૂલ સુગંધદાર હોય છે, તેથી વાસપુષ્પા–અશેળિયો

૮. सुष्ठु वास सुवास, सुवास राति ददाति रा दाने, 'आतोऽनुपसर्गे क' ટાપ્–સુવાસરા–સુવાસ–સુગંધને જે આપે છે, તેથી સુવાસરા–અશેળિયો

૯ चन्दति–आह्लादयति लोकान् बलपुष्टिवर्धन-द्वारा इति चन्द्र, 'स्फायितञ्चि॰' इति उणादि. रक्, शूरयति–विक्रम करोति वातादिरोगेषु इति शूर, चन्द्रश्चासौ शूरश्च, चन्द्र इव वा शूर –चन्द्रशूर –જે બળ–પુષ્ટિ વધારનાપૂર્વક લોકોને હર્ષ પમાડે છે, તેમ જ વાયુ આદિ રોગોનો નાશ કરવામાં પરાક્રમ કરે છે, અથવા ચંદ્ર જેવો શૂરો છે, તેથી ચન્દ્રશૂર–અશેળિયો

## ચતુર્બીજ અથવા ચારદાણાનું લક્ષણ

मेथिका चन्द्रशूरश्च कालाऽजाजी यवानिका।
एतच्चतुष्टयं युक्तं चतुर्बीजमिति स्मृतम् ॥९४॥

अन्वय –मेथिका च चन्द्रशूर, काला अजाजी यवानिका–एतत् चतुष्टय युक्तं चतुर्बीजम् इति स्मृतम्॥

મેથી, અશેળિયો, કાળું જીરું અને યવાન (અજમો)–એ ચાર મળીને ચતુર્બીજ અથવા ચારદાણા કહેવાય છે. ૯૪

## ચારદાણાના ગુણો

तच्चूर्णं भक्षितं नित्यं निहन्ति पवनामयम्।
अजीर्णं शूलमाध्मानं पार्श्वशूलं कटिव्यथाम् ॥९५

अन्वय –तच्चूर्णं (चेत्) नित्यं भक्षितं (तर्हि) पवनामयम् अजीर्णं शूलम् आध्मानं पार्श्वशूलं कटिव्यथां निहन्ति ॥

ચારદાણાનું ચૂર્ણ નિત્ય ખાધું હોય તો વાયુના દરદ, અજીર્ણ, શૂળ, આફરો, પડખાનું શૂળ અને કેડની પીડાને મટાડે છે.

## હિંગનાં નામો તથા ગુણો

सहस्रवेधि जतुकं बाह्लीकं हिङ्गु रामठम्।
हिङ्गूष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातबलासहृत्।
शूलगुल्मोदरानाहकृमिघ्नं पित्तवर्धनम् ॥ ९६ ॥

अन्वय –सहस्रवेधि जतुकं बाह्लीकं हिङ्गु रामठम् (इति नामानि, गुणाश्च)–)हिङ्गु उष्णं पाचनं रुच्यं तीक्ष्णं वातबलासहृत् शूलगुल्मोदरानाहकृमिघ्नं पित्तवर्धनं (चास्ति)॥

× સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં અશેળિયાને કૌવત આપનાર અને પાચનશક્તિ સુધારનાર ગણેલ છે.

સહસ્રવેધિ,[1] જતુક,[2] બાહ્લીક,[3] હિંગુ[4] અને રામઠ[5] એટલાં હિંગનાં સંસ્કૃત નામો છે. હિંગ* ગરમ છે, પાચન છે, રુચિ ઉપજાવનાર છે અને વાયુ, કફ, શૂળ, ગોળો, પેટનો આફરો તથા કૃમિઓનો નાશ કરનાર છે અને પિત્તને વધારનાર છે. ९६

१ सहस्र-बहुगुणसमूह वेधितु-कर्तु शीलमस्य, विध विधाने-'सुप्यजातौ' इति णिनि-ઘણા ગુણ-સમુદાય કરવાનો જેનો સ્વભાવ છે. તેથી સહસ્રવેધિ-હિંગ

२. जायत-प्रादुर्भवति वृक्षस्य. रसरूपेणेति जतु-'फलिपाटि०' इत्यौणादिक, जतु इव जतुकम्-'इवे प्रतिकृतौ' इति कन्-ઝાડના રસરૂપે થતી લાખ જેવી જે હોય છે, તેથી જતુક-હિંગ.

३. बाह्लीके-उदीच्यदेशे भवम्-'तत्र भव' इत्यण्-બાહ્લીક નામના ઉત્તરના દેશમાં જે થાય છે, તેથી બાહ્લીક-હિંગ.

४ हिनोति-शीघ्रं गच्छति नासां, वर्धते च गुणैः. हिम-कफ वा हन्तुं गच्छति-हि गतौ वृद्धौ च, 'मृगय्वादय' इत्यौणादिक साधु-નાકમાં જે જલદી પહોંચી જાય છે અને ગુણોથી જે વધે છે, અથવા કફનો નાશ કરવા જે પહોંચી જાય છે. તેથી હિઙ્ગુ-હિંગ.

५ रमठ-उदीच्यदेशविशेषे भव 'तत्र भव.' इत्यण्. रमन्ते वा जना अनेन रुचिजनक-उत्तमवारपेपत्वात्-रमु क्रीडायाम्-'रमेर्वृद्धिश्च' इति अठ प्रत्यय-उणादि-રમઠ નામના ઉત્તર દેશમાં જે થાય છે અથવા જે ઉત્તમ મસાલા તરીકે હોવાથી જેને લીધે લોકો આનંદ પામે છે તેથી રામઠ-હિંગ

### ઘોડાવજના નામો તથા ગુણો

वचोग्रगन्धा षड्ग्रन्था गोलोमी शतपर्विका ।
क्षुद्रपत्री च मङ्गल्या जटिलोग्रा च लोमशा ॥ ९७

* સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં હિંગને વાપરવા પહેલાં તળવા માટે સૂચવે છે અને આપણા દેશ જેવા વનસ્પતિઆહારી લોકોમાં હિંગને પેટની ચૂંક મટાડવા મસાલામાં વાપરવા ભલામણ કરે છે; તેમ જ જ્ઞાનતંતુનાં દરદોમાં ચળ કમી કરવા માટે વાપરવા જણાવેલ છે; વળી એમ પણ મનાયું છે, કે હિંગનું હંમેશ સેવન રાખવાથી ભેજવાળી જગ્યાઓમાં ઉત્પન્ન થતો તાવ અટકે છે

ચરકસંહિતામાં હિંગને શ્વાસ હરનાર, દીપનીય, ચેતનાસ્થાપન અને વાતકફ શમાવનાર વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં હિંગને કફહર, દીપક અને ગોળા આદિ રોગોને હરનાર વર્ણવેલ છે.

वचोग्रगन्धा कटुका तिक्तोष्णा वान्तिवह्निकृत् ।
विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ।
अपस्मारकफोन्मादभूतजन्त्वनिलान् हरेत् ॥ ९८ ॥

अन्वय-वचा उग्रगन्धा षड्ग्रन्था गोलोमी शतपर्विका क्षुद्रपत्री च मङ्गल्या जटिला उग्रा च लोमशा (इति नामानि, गुणाश्च-) उग्रगन्धा वचा कटुका तिक्ता उष्णा वान्तिवह्निकृत् विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी अपस्मारकफोन्मादभूतजन्त्वनिलान् हरेत् ॥

વચા,[1] ઉગ્રગંધા,[2] ષડ્ગ્રંથા,[3] ગોલોમી,[4] શતપર્વિકા,[5] ક્ષુદ્રપત્રી,[6] મંગલ્યા,[7] જટિલા,[8] ઉગ્રા,[9] લોમશા,[10] એટલાં ઘોડાવજનાં સંસ્કૃત નામો છે. ઉગ્રગંધવાળી એ વજ તીખી છે, કડવી છે, વિષ્ટા તથા મૂત્રને સાફ કરનાર છે, વમન તથા અગ્નિને કરનાર છે અને ઝાડાની કબજિયાત, આફરો, શૂળ, વાઈ, કફ, ઉન્માદ, ભૂત, જીવડાં અને વાયુને દૂર કરે છે. ९७,९८

१. वच परिभाषणे-वचि-अन्तर्भावितण्यर्थत्वात्-वाचयति-जडमपि जनम्-पचाद्यच्-જે જડ માણસને પણ બોલતો કરે છે, તેથી વચા-ઘોડાવજ.

२. उग्रगन्ध. यस्या सा-જેની ગંધ ઘણી ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગન્ધા-ઘોડાવજ.

३. षड् ग्रन्था-ग्रन्थयो यस्या. सा-જેમાં છ ગાંઠો હોય છે, તેથી ષડ્ગ્રન્થા-ઘોડાવજ.

४. गो-गोलोमसदृश लोम यस्या सा-गोशब्दो गोलोमसदृशे लाक्षणिक-'अच्' इति योगविभागात् समासान्त-गौरादित्वाद् ङीष्-જેમાં ગાયની રુવાંટી જેવી રુવાંટી હોય છે, તેથી ગોલોમી-ઘોડાવજ.

५. शत पर्वाणि यस्या सन्ति-व्रीह्यादित्वात् ठन्, हावन्तात् स्वार्थे कन् वा टाप् च-જેમાં સો ગાંઠો હોય છે, તેથી શતપર્વિકા-ઘોડાવજ.

६. क्षुद्राणि पत्राणि यस्या सा-જેનાં પાંદડાં ઘણાં જ નાનાં હોય છે, તેથી ક્ષુદ્રપત્રી-ઘોડાવજ.

७. मङ्गले साधु-'तत्र साधु' इति यत्-મંગલ કરવામાં જે ઉત્તમ ગણાય છે, તેથી મંગલ્યા-ઘોડાવજ

८. जटा अस्ति अस्या-पिच्छादित्वादिलच्-જેને જટા હોય છે, તેથી જટિલા-ઘોડાવજ.

९. उच्यति-उग्रतया समवैति-उच समवाये 'ऋज्रे०' इत्यादिना (उणादि) रन् गश्चान्तादेश-જેમાં ઉગ્ર ગુણનો સંબંધ હોય છે, તેથી ઉગ્રા-ઘોડાવજ

१०. लोमानि सन्ति अस्या-लोमादित्वात् श-टाप्-જેમાં રુવાંટાં હોય છે, તેથી લોમશા-ઘોડાવજ.

### ખુરસાણી વજનાં નામ તથા ગુણો

पारसीकवचा शुक्ला प्रोक्ता हैमवतीति सा ।
हैमवत्युदिता तद्वद्वातं हन्ति विशेषतः ॥९९॥

अन्वय.–पारसीकवचा शुक्ला (भवति), सा हैमवती इति प्रोक्ता, तद्वत् हैमवती उदिता, विशेषत वातं हन्ति ॥

પારસીકવચા,[1] શુકલા,[2] અને હૈમવતી[3] એટલાં ખુરસાણી વજનાં સંસ્કૃત નામો છે. ખુરસાણી વજના ગુણો વજના જેવા જ છે, પણ તે વિશેષે કરી વાયુને મટાડે છે. ૯૯

૧. पारसीके देशे भवा–'कोपधाच्च' इत्यण्, पारसीका चासौ वचा पारसीकवचा–પારસીઓના ઇરાન દેશમાં થયેલી જે વજ તે પારસીકવચા કહેવાય છે.
૨. शुक्ः वर्णो. अस्ति अस्या–अर्शआद्यच्–જેનો રંગ ધોળો હોય છે, તેથી શુક્લા–ખુરસાણી વજ.
૩. हिमवति जाता हैमवती 'तत्र जातः' इत्यण्–ङीप्–હિમાલયમાં જે થાય છે, તેથી હૈમવતી–ખુરસાણી વજ.

### કુલિંજન (પાનની જડ)નાં નામો તથા ગુણો

सुगन्धाप्युग्रगन्धा च विशेषात्कफकासनुत् ।
सुस्वरत्वकरी रुच्या हृत्कण्ठमुखशोधिनी ॥१००
स्थूलग्रन्थिः सुगन्धा स्यात्ततो हीनगुणा स्मृता ॥

अन्वय.–सुगन्धा अपि च उग्रगन्धा विशेषात् कफकासनुत् सुस्वरत्वकरी रुच्या हृत्कण्ठमुखशोधिनी। स्थूलग्रन्थि सुगन्धा स्यात्, ततः हीनगुणा स्मृता ॥

સુગન્ધા[1] અને ઉગ્રગન્ધા,[2] એ બે પાનની જડના સંસ્કૃત નામો છે. પાનની જડ વિશેષે કરી કફ તથા ઉધરસને મટાડે છે, સ્વરને સારો કરે છે અને હૃદય, કંઠ તથા મુખને શુદ્ધ કરે છે; જાડી ગાંઠોવાળી પાનની જડમા એથી ઓછા ગુણ છે. ૧૦૦,૧૦૧

૧. सुष्ठु गन्धः यस्याः सुगन्धा–જેનો ગંધ સારો હોય છે, તેથી સુગંધા–પાનની જડ.
૨. उग्रः गन्धः यस्याः सा–उग्रगन्धा જેનો ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગન્ધા–પાનની જડ.

टीका–यस्या लोके 'कुलिंजन' इति नामान्तरम् ॥ अपरा सुगन्धा स्थूलग्रन्थिर्यस्या लोके 'महाभरी' इति नाम ॥ જેનું લોકમાં 'કુલિંજન' એવું બીજું નામ છે, તે સિવાયની બીજી પણ પાનની જડ થાય છે, જે સુગંધી તથા જાડી ગાંઠવાળી હોય છે; અને લોકમાં તેને 'મહાભરી' નામે કહે છે.

### ચોપચીનીનાં નામ તથા ગુણો

द्वीपान्तरवचा किंचित्तिक्तोष्णा वह्निदीप्तिकृत् ।
विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी ॥१०२॥
वातव्याधीनपस्मारमुन्मादं तनुवेदनाम् ।
व्यपोहति विशेषेण फिरङ्गामयनाशिनी ॥१०३॥

अन्वय.–द्वीपान्तरवचा किंचित् तिक्ता उष्णा वह्निदीप्तिकृत् विबन्धाध्मानशूलघ्नी शकृन्मूत्रविशोधिनी (सती) वातव्याधीन् अपस्मारम् उन्मादं तनुवेदनां व्यपोहति, विशेषेण फिरङ्गामयनाशिनी (चास्ति) ॥

દ્વીપાંતરવચા[1] એ ચોપચીનીનું સંસ્કૃત નામ છે; ચોપચીની કાંઈક તીખી છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, વિષ્ટા તથા મૂત્રને સાફ કરનાર છે અને બધકોષ, આફરો, શૂળ, વાયુના રોગ, વાઈ, ઉન્માદ અને શરીરની વેદનાને મટાડનાર છે. વિશેષે કરી જેમા હાથ–પગ ઝલાઈ જાય છે, એવા ફિરંગરોગને ખાસ મટાડે છે. ૧૦૨,૧૦૩

૧. अन्यः द्वीपः द्वीपान्तरम्, द्वीपान्तरे जाता द्वीपान्तरजा, सा चासौ वचा–द्वीपान्तरवचा–मयूरव्यंसकादि, शाकपार्थिवादिश्च–કોઈ બીજા બેટમાં ઉત્પન્ન થયેલી હોવાથી દ્વીપાન્તરવચા–ચોપચીની.

### પલાશીનાં લક્ષણ તથા નામ–ગુણો

अथ हपुषाद्वयम्, तन्मध्ये प्रथम फलं मत्स्यसदृशविस्रगन्धं, द्वितीयमश्वत्थफलसदृशं मत्स्यगन्धं, तयोर्नामानि गुणांश्चाह–હવે પલાશી બે પ્રકારની છે, એકનું ફુલ માછલા જેવું અને દુર્ગંધવાળું થાય છે; બીજાનું ફુલ પીપળાના ટેટા જેવું અને માછલા જેવી ગંધવાળું થાય છે, તે બન્નેના નામ તથા ગુણો કહે છે.

हपुषा पुष्पवस्ता च पराश्वत्थफला मता ।
मत्स्यगन्धा प्लीहहन्त्री विषघ्नी ध्वाङ्क्षनाशिनी ॥

अन्वय.–हपुषा च पुष्पवस्ता (इतिनाम्नी प्रथमा), परा च अश्वत्थफला मत्स्यगन्धा ध्वाङ्क्षनाशिनी (इति नाम्नी) प्लीहहन्त्री विषघ्नी मता ॥

હપુષા,[1] અને પુષ્પવસ્તા[2] એ પહેલા પ્રકારની પલાશી[*]ના નામો છે; અશ્વત્થફલા[3] અને મત્સ્યગંધા[4] એ બીજા પ્રકારની પલાશીના નામો છે. બીજા પ્રકારની પલાશી, ધ્વાંક્ષ

* पलं मांससदृशं गन्धं वर्णं वा अश्नुते–व्याप्नोति–अशूङ् व्याप्तौ–कर्मण्यण्–अणन्तत्वाद् ङीप्–માંસ જેવા ગંધ અથવા વર્ણને જે વ્યાપે છે, તેથી પલાશી.

નાશિની[5] પણ કહેવાય છે; તે અરળના દરદને મટાડે છે અને ઝેરને હણે છે. ૧૦૪

૧. हु इति तिरस्कारे अव्ययम्-हु इति रोगाणां तिरस्कारपूर्वकं जाठर वह्निं पुष्यति-इति हपुषा, 'इगुपधे'-ति क-टाप्-રોગોના તિરસ્કારપૂર્વક જઠરાગ્નિને જે પ્રદીપ્ત કરે છે, તેથી હપુષા-પલાશી

૨. पुष्प्यते-विकस्यते इति पुष्पा, पुष्प विकसने-घञ्, टाप्, दस्तयति-अर्दयति उदररोगादीन् इतिदस्ता-अच्, पुष्पा चासौ दस्ता च-पुष्पदस्ता-વિકાસપૂર્વક જે ઉદરરોગ આદિનો નાશ કરે છે, તેથી પુષ્પદન્તા-પલાશી.

૩. अश्वत्थस्य फलमिव फलं यस्या सा-જેનું ફળ પીપળાના ફળ જેવું હોય છે, તેથી અશ્વત્થફલા-પલાશી.

૪. मत्स्यस्य गन्ध इव गन्धो यस्या सा-જેની ગંધ માછલાની ગંધ જેવી હોય છે, તેથી મત્સ્યગન્ધા-પલાશી.

૫. ध्वाङ्क्ष-काकपक्षिणं मत्स्यभक्षकं तन्नामानं वा पक्षिणं नाशयति, यद्वा ध्वाङ्क्षसदृशं कालवर्णं भयानकं विषं नाशयति-'सुप्यजातौ' इति णिनि-કાગડાને અથવા માછલાં ખાનાર ધ્વાક્ષ નામના પક્ષીને જે નસાડી મૂકે છે, અથવા કાળા જેવા ભયંકર ઝેરનો જે નાશ કરે છે, તેથી ધ્વાક્ષનાશિની-પલાશી.

### બેય પલાશીના ખાસ ગુણો

**हपुषा दीपनी तिक्ता मृदूष्णा तुवरा गुरुः।**
**पित्तोदरसमीरार्शोग्रहणीगुल्मशूलहृत्।**
**पराप्येतद्गुणा प्रोक्ता रूपभेदो द्वयोरपि ॥१०५॥**

अन्वय-हपुषा दीपनी तिक्ता मृदु-उष्णा तुवरा गुरु (सती) पित्तोदरसमीरार्शोग्रहणीगुल्मशूलहृत् (अस्ति), परा अपि एतद्गुणा प्रोक्ता, (तथापि) द्वयो अपि रूपभेद (अस्ति) ॥

પહેલા પ્રકારની પલાશી અગ્નિને દીપ્ત કરનાર છે, કડવી છે, કુણી છે, ગરમ છે, તૂરી છે, ભારે છે અને પિત્ત, પેટના રોગ, વાયુ, અરશ, સંગ્રહણી, ગોળો તથા શૂલને દૂર કરે છે, બીજીમાં પણ એ જ ગુણો છે, પરંતુ બન્નેના રૂપમાં ભેદ છે.૧૦૫

### વાવડિંગનાં નામો

**पुंसि क्लीबे विडङ्गः स्यात् कृमिघ्नो जन्तुनाशनः।**
**तण्डुलश्च तथा वेल्लममोघा चित्रतण्डुला ॥१०६॥**

अन्वय-विडङ्गः पुंसि क्लीबे (च) स्यात्, कृमिघ्नः जन्तुनाशनः च तण्डुल तथा वेल्लम् अमोघा चित्रतण्डुला (च स्यात्) ॥

વિડંગ,[1] કૃમિઘ્ન[2] જંતુનાશન,[3] તંડુલ,[4] વેલ્લ,[5] અમોઘા[6] અને ચિત્રતંડુલા[7] એટલાં વાવડિંગનાં* સંસ્કૃત નામો છે, તેમાં વિડંગ શબ્દ પુલ્લિંગે અને નપુંસક લિંગે પણ વપરાય છે. ૧૦૬

૧. विडति-भिनत्ति वह्निमान्द्य मलाध्मानादिकम-दीर्घति विडङ्ग-विड भेदने, 'विडादिभ्य कित्' इति औणादिक अङ्गच् प्रत्यय-અગ્નિની મંદતાને તથા મલ આફરો, આમબંધ વગેરેને જે તોડે-નાશ પમાડે છે, તેથી વિડંગ-વાવડિંગ.

૨. कृमीन् हन्ति-'अमनुष्यकर्तृके चे'ति टक्-પેટના કરમિયાઓનો જે નાશ કરે છે, તેથી-કૃમિઘ્ન-વાવડિંગ.

૩. नाशयति इति नाशनं-नन्द्यादिल्युः, जन्तूनां नाशनं-जन्तुनाशनं-જંતુઓનો જે નાશ કરે છે, તેથી જંતુનાશન-વાવડિંગ.

૪. तण्ड्यते-आहन्यते उपयोगार्थमिति तण्डुल-तड आघाते, 'सानसिवर्णसि०' इति औणादिकनिपात-જેનો ઉપયોગ કરવા ઇચ્છતા લોકો, જેને ખાંડે છે-કૂટે છે, તેથી તંડુલ-વાવડિંગ

૫. वेल्लति-चलति उदरकोष्ठे रोगवारणार्थमिति वेल्लम्-वेल्ल चलने इति धातोरच्-પેટના કોઠામાંના કૃમિ આદિને દૂર કરવા છેક સુધી પોતાનો ગુણ પહોંચાડે છે, તેથી વેલ્લ-વાવડિંગ.

૬. मोहयति फलरहितत्वात् इति मोघा-पचाद्यच्-न्यङ्क्वादित्वात् कुत्वम्, न मोघा अमोघा-ફળરહિત અથવા નિષ્ફળ હોવાથી જે મોહ પમાડે-મૂંઝવે-તે મોઘા, એવું જે નિષ્ફળ નથી, તેથી અમોઘા-તંડુલા-વાવડિંગ

૭. चित्रा-अद्भुता तण्डुला यस्या सा-જેના દાણા અદ્ભુત-આશ્ચર્યકારક હોય છે, તેથી ચિત્ર વાવડિંગ

### વાવડિંગના ગુણો

**विडङ्गं कटु तीक्ष्णोष्णं रूक्षं वह्निकरं लघु।**
**शूलाध्मानोदरश्लेष्मकृमिवातविबन्धनुत् ॥१०७॥**

* સુશ્રુતસંહિતામાં વાવડિંગને શરીરમાં શક્તિ લાવવા તેમ જ વૃદ્ધ અવસ્થાની અસર જણાઈ ન આવે તેમ કરવા જેઠીમધની સાથે આપવા ભલામણ કરેલી છે.

ચરકસંહિતામાં વાવડિંગને કૃમિનાશક, કફનાશક, અને શિરોવિરેચન (નાકમાંથી પાણીનો પ્રવાહ કાઢનાર), ગુલ્મશૂળનાશક, તથા કાસશ્વાસહર તરીકે વર્ણવેલ છે.

अन्वय –(गुणाश्च–) स्निग्ध कटु तीक्ष्णोष्ण रूक्ष वह्निकर लघु (सत्) शूलाध्मानोदरश्लेष्मकृमिवातविबन्धनुत ॥

વાવડિંગ તીખા, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ, અગ્નિ કરનાર અને હલકા હોઈ શૂલ, આફરો, પેટના રોગ, કફ, કૃમિ, વાયુ તથા ઝાડાની કબજિયાતને મટાડે છે ૧૦૭

**તુંબુરુ કે તુવરૂ ફલનાં નામો અને ગુણો**

**तुम्बुरु सौरभः सौरो वनजः सानुजोऽन्धकः ।**
**तुम्बुरु प्रथितं तिक्तं कटु पाकेऽपि तत्कटु ॥१०८॥**
**रूक्षोष्णं दीपनं तीक्ष्णं रुच्यं लघु विदाहि च ।**
**वातश्लेष्माक्षिकर्णोष्ठशिरोरुग्गुरुताकृमीन् ।**
**कुष्ठशूलारुचिश्वासप्लीहकृच्छ्राणि नाशयेत् ॥१०९**

अन्वय –तुम्बुरु सौरभ सौर वनज सानुज अन्धक –(इति, नामानि, गुणाश्च) तुम्बुरु–तिक्त प्रथित, कटु तत् पाके अपि कटु, रूक्षोष्ण दीपन तीक्ष्ण रुच्य लघु च विदाहि (सत्) वातश्लेष्माक्षिकर्णोष्ठशिरोरुग्गुरुताकृमीन् कुष्ठशूलारुचिश्वासप्लीहकृच्छ्राणि नाशयेत् ॥

તુંબુરુ,[1] સૌરભ,[2] સૌર,[3] વનજ,[4] સાનુજ[5] અને અંધક[6] એટલા તુંબુરુનાં સંસ્કૃત નામો છે. તુંબુરુ કડવું છે, તીખું છે, પાકમાં પણ તીખું છે, લૂખું છે, ગરમ છે, અગ્નિને દીપ્ત કરનાર છે, તીક્ષ્ણ છે, રુચિ ઉપજાવનાર છે, હલકું છે, બળતરા કરનાર છે અને વાયુ, કફ, નેત્રના રોગ, કાનના રોગ, હોઠના રોગ, માથાના રોગ, ભારેપણું, કૃમિ, કોઢ, શૂલ, અરુચિ, શ્વાસ અને બરળના દર્દનો નાશ કરે છે ૧૦૮,૧૦૯

૧ तुम्बति–अर्दति–नाशयति वातश्लेष्माक्षिरोगशिरोगान्, तुबि अर्दने–औणादिक उरच्–વાત કફ નેત્ર રોગ આદિનો જે નાશ કરે છે તેથી તુંબુરુ ફળ

૨. सुरभेः भावः सौरभम्–भावे अण् सौरभम् अस्ति अस्य अर्शआद्यच्–सौरभ –જેમાં સુગંધ હોય છે તેથી સૌરભ–તુંબુરુ–તુંબુરુ ફળ

૩. सूरस्य अयम् उष्णत्वात्, तस्येदमित्यण्–જે ગરમ હોવાથી સૂર્યના સંબંધવાળું છે, તેથી સૌર–તુંબુરુ ફળ

૪ वने जातः–वनजः–सप्तम्यां जनेर्डः–વનમાં ઉત્પન્ન થનાર છે, તેથી વનજ–તુંબુરુ ફળ

૫. सानुनि–पर्वतशिखरे जातः–पूर्ववत् ड –પર્વતના શિખર પર જે થાય છે, તેથી–સાનુજ–તુંબુરુ ફળ

૬. अन्धयति इति अन्ध–अच्, अन्ध कायति–कै शब्दे–अन्तर्भावितण्यर्थत्वात् शब्दयति, नेत्ररोगहरत्वात् 'आतोऽनुपसर्गे' इति क –નેત્રના રોગ નાશ કરનાર હોવાથી અંધ માણસોને આમ ત્રે–બોલાવે છે, તેથી અન્ધક–તુંબુરુ ફળ

**વંશલોચનનાં અથવા વાંસકપૂરનાં નામો**

**स्याद्वंशरोचना वांशी तुङ्गा क्षीरी तुगा शुभा ।**
**त्वक्क्षीरी वंशजा शुभ्रा वंशक्षीरी च वैणवी ॥११०**

अन्वय –वंशरोचना वांशी तुङ्गा क्षीरी तुगा शुभा त्वक्क्षीरी वंशजा शुभ्रा वंशक्षीरी च वैणवी (इति नाम्नी) स्यात् ॥

વંશરોચના,[1] વાંશી,[2] તુંગા,[3] ક્ષીરી,[4] તુગા,[5] શુભા,[6] ત્વક્ક્ષીરી,[7] વંશજા,[8] શુભ્રા,[9] વંશક્ષીરી[10] અને વેણુવી[11] એટલા વંશલોચન-વાંસકપૂરના સંસ્કૃત નામો છે. (આ વાંસકપૂરનું સંસ્કૃત નામ 'વંશકર્પૂર'[12] પણ મળે છે.)

૧. रोचयति इति रोचना–नन्द्यादेर्ल्यु, टाप्–वंशस्य रोचना रुच्यं रक्ष्यात् लोचना वा–वंशरोचना–વાંસને શોભાવનાર–દીપાવનાર હોવાથી વંશરોચના કે વંશલોચના–વાંસકપૂર

૨ वंशे भवा वांशी, 'तत्र भव' इति अण्–अणन्तत्वाद् ङीप् વાંસમાં જે થાય છે, તેથી વાંશી–વંશલોચન–વાંસકપૂર.

૩ तुञ्ज्यते–हिंस्यते लाघवमनया उच्चत्वात्, तुञ्ज अल्लाघ–तुजि हिंसायाम्, घञ्–જે હલકાઈ અથવા તુચ્છપણાનો નાશ કરે છે, કેમકે ઉચ્ચ જાતિની છે, તથા ગુણોથી શ્રેષ્ઠ છે, માટે તુંગા–વંશલોચન કે વાંસકપૂર

૪ क्षीरम् अस्ति स्वरूपम् अस्या –अर्शआद्यच्, गौरादित्वाद् ङीष्–વાંસનું ક્ષીર જ જેનું સ્વરૂપ છે, તેથી ક્ષીરી–વંશલોચન કે વાંસકપૂર

૫ तु–प्रशंसां गच्छति–अन्यत्रापि० (वा ३, २, ४८) इति प्रशंसार्थक–'तु' अव्ययपूर्वकात् गमेड–टाप् तुगा–પ્રશંસાને જે પામે છે, તેથી તુગા–વંશલોચન કે વાંસકપૂર.

૬. शोभते गुणैः इति शुभा–शुभ दीप्तौ 'इगुपधे'ति क, टाप्, यद्वा शु–पूजिता भाति–'आतः' (३, २, ३) इति क, टाप् शुभा–જે ગુણોથી શોભે છે અથવા પૂજિત થઈ પ્રકાશે છે, તેથી શુભા–વંશલોચન કે વાંસકપૂર.

૭ त्वच–वंशस्य क्षीरम् अस्ति स्वरूपम् अस्या, गौरादि–વાંસમાંથી જે ક્ષીર વહે છે, તે જેનું સ્વરૂપ

છે, તેથી ત્વક્ક્ષીરી-વંશલોચન કે વાસ પૂર

૮ વંશે જાતા-સમ્ભવા જનક –વાસના-વાંસમાં ઉત્પન્ન થયેલ છે, તેથી–વંશલોચન કે વાંસકપૂર

૯ શોભન ગુણ અયન ચ ઇતિ શુભ્રા-શુભ દીપ્તૌ શોભાયાં વા, 'સ્ફાયિ૦' ઇત્યૌણાદિકો રક્-જે ગુણોથી અથવા ધોળાશથી દીપે છે અથવા શોભે છે, તેથી શુભ્રા-વંશલોચન કે વાંસકપૂર

૧૦ યદસ્ય ક્ષારમ્ અસ્તિ સ્વરૂપમ્ અસ્યા ગૌરાદિ – વાંસનું ક્ષીર જેનું સ્વરૂપ છે, તેથી વંશક્ષીરી-વંશલોચન કે વાસકપૂર

૧૧ વેણૌ-વંશે ભવા-'તત્ર ભવ' ઇત્યણ્ અણન્ત સ્વાદ્ ઙીપ્—વાંસમાં જે ઉત્પન્ન થાય છે, તે વૈણવી–વંશલોચન-વાંસકપૂર

૧૨ વંશસ્ય કર્પૂર વંશકર્પૂરમ્—વાંસનું જે કપૂર કહેવાય છે, તેથી વંશકર્પૂર-વાંસકપૂર

વંશલોચનના ગુણો

वंशजा बृंहणी वृष्या बल्या स्वाद्वी च शीतला ।
तृष्णाकासज्वरश्वासक्षयपित्तास्रकामला ।
हरेत्कुष्ठं व्रणं पाण्डुं कषाया वातकृच्छ्रजित् ॥१११॥

અન્વય –વંશજા બૃંહણી વૃષ્યા બલ્યા સ્વાદ્વી ચ શીતલા (સતી) તૃષ્ણાકાસજ્વરશ્વાસક્ષયપિત્તાસ્રકામલા કુષ્ઠં વ્રણં પાણ્ડું ચ હરેત્ વાતકૃચ્છ્રજિત્ કષાયા ચ (ભવતિ) ॥

વંશલોચન કે વાંસકપૂર શરીરની ધાતુઓને વધારનાર છે, મૈથુનની શક્તિ આપનાર છે, બળ આપે છે, મધુર છે, ઠંડુ છે અને તરસ, ઉધરસ, જ્વર, શ્વાસ, ક્ષય, પિત્ત, રુધિરના દરદ, કમળો, કોઢ, વણ, પાંડુરોગ તથા વાયુના રોગને મટાડે છે અને કષાય–તૂરા રસવાળું હોય છે. ૧૧૧

સમુદ્રફીણના નામો તથા ગુણો

समुद्रफेनः फेनश्च डिण्डीरोऽब्धिकफस्तथा ।
समुद्रफेनश्चक्षुष्यो लेखनः शीतलश्चरः ।
कषायो विषपित्तघ्नः कर्णरुक्कफहृल्लघुः ॥ ११२॥

અન્વય –સમુદ્રફેનઃ ચ ફેનઃ ડિણ્ડીરઃ તથા અબ્ધિકફઃ (ઇતિ નામાનિ, ગુણાશ્ચ-) સમુદ્રફેનઃ ચક્ષુષ્યઃ લેખનઃ શીતલઃ ચરઃ કષાયઃ વિષપિત્તઘ્નઃ કર્ણરુક્કફહૃત્ લઘુઃ (ભવતિ)

સમુદ્રફેન,[1] ફેન,[2] ડિંડીર[3] અને અબ્ધિકફ,[4] એટલા સમુદ્રફીણના* સંસ્કૃત નામો છે સમુદ્રફીણ નેત્રને હિતકારી છે, નગને ઉખેડનાર છે, શીતલ છે, ચચલ છે, તૂરા રસવાળું છે અને વિષ, પિત્ત, કાનના દરદ તથા કફને મટાડે છે અને હલકું છે ૧૧૨

૧ સમ્યક્ ઉનત્તિ-ક્લિદ્યતિ-'સ્ફાયિ૦' (ઉણ૦ ૨-૧૩) ઇતિ રક્ અથવા સમીચીના ઉદ્રા જલચરવિશેષા યસ્મિન્ સઃ, મુદ્રા સહ મુદ્રયા-મર્યાદયા વર્તતે ઇતિ સમુદ્ર સ્ફાયતે વર્ધતે વાયુના ઇતિ ફેન-સ્ફાયી વૃદ્ધૌ, 'ફેન મીનૌ' ઇતિ ઉણાદિ સાધુ, સમુદ્રસ્ય ફેન સમુદ્રફેન– જે મોટી ભરતી ઓટ ધરાવે છે, અથવા જેમાં ઘણી જાતના જળચર પ્રાણીઓ મોટી ભરતી રહે છે અથવા જે મર્યાદામાં રહે છે એવા સમુદ્રનું જે ફીણ છે, તેથી સમુદ્ર ફેન-સમુદ્રફીણ

૨ ફેન શબ્દની વ્યુત્પત્તિ ઉપર આપેલ છે

૩ 'ડિણ્ડી, ઇતિ શબ્દમ્ ઈરયતિ, ઈર ગતૌ કમ્પને ચ, અચ્, અણ્ વા-જે ડિંડી એવો અવાજ ધરાવે છે, તેથી ડિંડીર–સમુદ્રફીણ

૪ આપ ધીયન્તે અસ્મિન્ ઇતિ અબ્ધિ –'કર્મણ્યધિકરણે ચ' ઇતિ ઘાન કિ–જેમાં પાણી ધારણ કરાય છે, તે અબ્ધિ એટલે સમુદ્ર અને કે–મસ્તક ફણતિ, ફક્કતિ ગચ્છતિ યદ્વા કેન જલેન ફલતિ નિષ્પદ્યતે ઇતિ કફ-ફણ ગતૌ, ફક્ક નીચૈર્ગતૌ, ફલ નિષ્પત્તૌ 'અન્ય ષ્વપિ દૃશ્યતે' ઇતિ ડ અબ્ધેઃ કફ ઇવ–મસ્તકમાં જે પ્રાપ્ત થાય છે, અથવા પાણીમાંથી જે નીપજે છે–તે કફ સમુદ્રનો જાણે કફ હોય તે અબ્ધિકફ–સમુદ્રફીણ

અષ્ટવર્ગનું લક્ષણ

जीवकर्षभकौ मेदे काकोल्यौ ऋद्धिवृद्धिके ।
अष्टवर्गोऽष्टभिर्द्रव्यैः कथितश्चरकादिभिः ॥११३॥

અન્વય –જીવકર્ષભકૌ મેદે કાકોલ્યૌ ઋદ્ધિવૃદ્ધિકે ઇતિ અષ્ટભિઃ દ્રવ્યૈઃ અષ્ટવર્ગઃ, ચરકાદિભિઃ કથિતઃ ॥

જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ અને વૃદ્ધિ, એ આઠ ઔષધિઓ મળીને અષ્ટવર્ગ[1] થાય છે, એ ચરક આદિ મુનિઓએ કહેલ છે ૧૧૩

૧ અષ્ટાનાં દ્રવ્યાણાં સમૂહ અષ્ટૌ દ્રવ્યાણિ પરિમાણમસ્યેતિ વા અષ્ટક 'સંખ્યાયા સંઘસૂત્રાધ્યયનેષુ' ઇતિ કન્.

* સુશ્રુતસંહિતામાં આ ફળને ઉદર્દ (પિત્તનો વધારો થવાથી શરીર ઉપર થતા નાના ફોલ્લા) મટાડનાર વર્ણવેલ છે

જ થનારી મેદા હોય છે, એમ મોટા મુનિઓએ કહ્યું છે. ૧૧૮

शुक्लार्द्रकनिभः कन्दो लताजातः सुपाण्डुरः।
महामेदाभिधो ज्ञेयो मेदालक्षणमुच्यते ॥११९॥
शुक्लकन्दो नखच्छेद्यो मेदोधातुमिव स्रवेत्।
यः स मेदेति विज्ञेयो जिज्ञासातत्परैर्जनैः ॥१२०॥

अन्वय –शुक्लार्द्रकनिभः सुपाण्डुरः लताजातः कन्दः महामेदाभिधः ज्ञेयः, (अथ) मेदालक्षणम् उच्यते॥ यः शुक्लकन्दः नखच्छेद्यः (सन्) मेदो-धातुम् इव स्रवेत्, सः जिज्ञासातत्परैः जनैः मेदा इति विज्ञेयः॥

ધોળા-કુણા આદું જેવો બહુ જ ધોળો અને વેલામાં જે થાય છે, તે મહામેદા નામનો કંદ જાણવો. હવે મેદાનું લક્ષણ કહીએ છીએ; જે ધોળો કંદ નખથી કપાઈ જાય એવો અને મેદધાતુના જેવો રસ ઝરતો હોય, તેને જિજ્ઞાસામાં તત્પર લોકોએ મેદા જાણવો. ૧૧૯,૧૨૦

शल्यपर्णी मणिच्छिद्रा मेदा मेदोद्भवाऽध्वरा।
महामेदा वसुच्छिद्रा त्रिदन्ती देवता मणिः ॥१२१

अन्वय –(अथ तस्या नामानि–) शल्यपर्णी मणिच्छिद्रा मेदा मेदोद्भवा अध्वरा, महामेदा वसुच्छिद्रा त्रिदन्ती देवता मणि ॥

શલ્યપર્ણી,[1] મણિચ્છિદ્રા,[2] મેદા,[3] મેદોદ્ભવા[4] અને અધ્વરા[5] એટલાં મેદાનાં અને મહામેદા,[6] વસુચ્છિદ્રા,[7] ત્રિદંતી,[8] દેવતા[9] અને મણિ[10] એટલા મહામેદાનાં સંસ્કૃત નામો છે. ૧૨૧

૧. शलति–गच्छति शरीरादौ इति शल्य–शरादि, शल गतौ, अघ्न्यादित्वात् यक्, शल्य इव पर्णं यस्या सा–'पाककर्ण॰' इति ङीप्–જે શરીર વગેરેમાં પેસી જાય છે, તે શલ્ય–બાણ વગેરે; જેનું પાંદડું એ શલ્ય જેવું હોય છે, તેથી શલ્યપર્ણી–મેદા.

૨. मण्यते–शब्द्यते रत्नरूपेणेति मणि, मण शब्दे–'इन्'–(४–११८) औणादि, मणेः इव छिद्राणि यस्या सा–જેમાં મણિ જેવાં છિદ્રો હોય છે, તેથી મણિચ્છિદ્રા–મેદા.

૩. मेदम् अस्ति अस्या –अर्शआद्यच्–टाप्, मेद्यति–स्निह्यति–मेदोधातुमिव स्रवति रस या, अच्–જેમાં મેદ ધાતુ હોય છે અથવા મેદ ધાતુ જેવા રસને જે ઝરે છે, તેથી–મેદા.

૪. मेद इव उद्भव यस्या सा, यद्वा मेदस्य उद्भवो यस्या सेवनात् सा–मेदोद्भवा–મેદના જેવા રસની જેમાંથી ઉત્પત્તિ હોય છે અથવા જેના સેવનથી મેદની ઉત્પત્તિ થાય છે, તેથી મેદોદ્ભવા–મેદા.

૫. न ध्वरति–कौटिल्यं न करोति सेविता या, ध्व कौटिल्ये–अच्, यद्वा अध्वानं–स्रोतोमार्गं राति–ददाति शरीरतत्त्वानां वर्धनेन–रा दाने–'आतोऽनुपसर्गे कः'–એવી જે કુટિલતા અથવા વૈપરીત્ય કરતી નથી તેમજ શરીરનાં તત્ત્વોને વધારી સ્રોતરૂપ માર્ગને જે વ્યવસ્થિત કરી આપે છે, તેથી અધ્વરા–મેદા.

૬. महती चासौ मेदा–મોટી મેદ તે મહામેદા.

૭. वसु इव छिद्रं यस्या –જેમાં મણિ જેવાં છિદ્ર હોય છે, તેથી વસુચ્છિદ્રા–મહામેદા.

૮. त्रयः दन्ता यस्या सा–જેમાં ત્રણ દાંતા હોય છે, તેથી ત્રિદન્તી–મહામેદા.

૯. दीव्यति–प्रकाशते माधुर्यादिगुणैर्दीव्यति–दिवु क्रीडादौ–पचाद्यच्, तत स्वार्थे तल् (५,४,२७)–મધુરતા આદિ ગુણોથી જે દેવી સરખી પ્રકાશે છે, તેથી દેવતા–મહામેદા.

૧૦. मण्यते–शब्द्यते रत्नमिव कन्देषु–જે કંદોમાં રત્ન જેવી કહેવાય છે, તેથી મણિ–મહામેદા

मेदायुग्मं गुरु स्वादु वृष्यं स्तन्यं कफावहम्।
बृंहणं शीतलं पित्तरक्तवातज्वरप्रणुत् ॥ १२२ ॥

अन्वय.–(तयोश्च गुणा.)–मेदायुग्म गुरु स्वादु वृष्यं स्तन्यं कफावहं बृंहणं शीतलं पित्तरक्तवातज्वरप्रणुत् (भवति)॥

બંને મેદાઓ ભારે, મધુર, મૈથુનનું બળ આપનાર, ધાવણ વધારનાર, કફ કરનાર શરીરનાં તત્ત્વોને વધારનાર તથા શીતલ છે અને રક્તપિત્ત રોગને તથા વાયુથી થયેલા તાવને મટાડે છે. ૧૨૨

### કાકોલી અને ક્ષીરકાકોલીની ઉત્પત્તિ, નામો તથા ગુણો

जायते क्षीरकाकोली महामेदोद्भवस्थले।
यत्र स्यात्क्षीरकाकोली काकोली तत्र जायते ॥१२३

अन्वय –महामेदोद्भवस्थले क्षीरकाकोली जायते, यत्र क्षीरकाकोली स्यात् तत्र काकोली जायते ॥

જ્યાં મહામેદા ઉત્પન્ન થાય છે, ત્યાં જ ક્ષીરકાકોલી થાય છે અને જ્યાં ક્ષીરકાકોલી થાય છે ત્યાં કાકોલી થાય છે. ૧૨૩

पीवरीसदृशः कन्दः क्षीरं स्रवति गन्धवान्।
स प्रोक्तः क्षीरकाकोली काकोलीलिङ्गमुच्यते ॥१२४

अन्वय –पीवरीसदृशः गन्धवान् ( यः ) कन्द क्षीरं स्रवति, सः क्षीरकाकोली प्रोक्तः, ( अथ ) काकोलीलिङ्गम् उच्यते ॥

ક્ષીરકાકોલીનો કંદ આસોંદ જેવો હોય છે, ગંધવાળો હોય છે અને તેમાંથી દૂધ ઝર્યા કરે છે. હવે કાકોલીનું લક્ષણ કહીએ છીએ. ૧૨૪

यथा स्यात्क्षीरकाकोली काकोल्यपि तथा भवेत्।
एषा किञ्चिद्भवेत्कृष्णा भेदोऽयमुभयोरपि ॥१२५॥

अन्वय –यथा क्षीरकाकोली स्यात् तथा काकोली अपि भवेत्, एषा किंचित् कृष्णा भवेत्, अयम् उभयोः अपि भेदः ( कथितः ) ॥

જેવી ક્ષીરકાકોલી હોય છે તેવી જ કાકોલી પણ હોય છે, પરંતુ કાકોલી કાંઈક કાળી હોય છે; એટલો તે બેયમાં તફાવત છે.૧૨૫

काकोली वायसोली च वीरा कायस्थिका तथा ।
सा शुक्ला क्षीरकाकोली वयस्था क्षीरवल्लिका ॥१२६
कथिता क्षीरिणी धीरा क्षीरशुक्ला पयस्विनी ।
काकोलीयुगलं शीतं शुक्लं मधुरं गुरु ।
बृंहणं वातदाहास्रपित्तशोषज्वरापहम् ॥ १२७॥

अन्वयः–काकोली वायसोली च वीरा तथा कायस्थिका ( एतानि नामानि ); ( या ) शुक्ला सा क्षीरकाकोली वयस्था क्षीरवल्लिका क्षीरिणी धीरा क्षीरशुक्ला पयस्विनी ( इति नामभिः ) कथिता। काकोलीयुगलं शीतं शुक्लं मधुरं गुरु बृंहणं वातदाहास्रपित्तशोषज्वरापहम् ( ज्ञेयम् )॥

કાકોલી,[1] વાયસોલી,[2] વીરા[3] અને કાયસ્થિકા[4] એટલાં કાકોલીનાં નામો છે; જે કાકોલી ધોળી હોય તે ક્ષીરકાકોલી,[5] વયસ્થા,[6] ક્ષીરવલ્લિકા,[7] ક્ષીરિણી,[8] ધારા,[9] ક્ષીરશુકલા[10] અને પયસ્વિની[11] કહેવાય છે. બંને કાકોલી ઠંડી છે, વીર્યને વધારનાર છે, મધુર છે, ભારે છે, શરીરની ધાતુઓને વધારે છે અને વાયુ, દાહ, રક્તપિત્ત રોગ, શોષ તથા તાવને મટાડે છે. ૧૨૬,૧૨૭

૧. कारयति–लौल्यतां कारयति जनानां माधुर्यादिगुणैः–कक लौल्ये–बाहुलकादोलच् उणादि जातिवाद् ङीप्–માધુર્ય આદિ ગુણોને લીધે લોકોને જે લલચાવે છે, તેથી–કાકોલી.

૨. वयन्ते–गच्छन्ति आकाशे शीघ्रमिति–वायसाः–वय गतौ–' वयश्च ' इत्यौणादिरसच्, वायसान् ओलण्डति–उत्क्षिपति, ओलडि उत्क्षेपणे–'अन्येभ्योऽपि' (३,२,१०१) इति ड., शकन्ध्वादि –કાગડાઓને જે ઊંચે ઉછાળે–દૂર રાખે છે, તેથી વાયસોલી–કાકોલી.

૩. विशेषेण ईर्ते ईरयति वा शरीरधातुवृद्धये–वि–ईर् गतौ, ' इगुपधे 'ति कः–टाप्–શરીરની ધાતુઓને વધારવા જે ખાસ વધારે ગતિ કરે છે; તેથી વીરા–કાકોલી.

૪. कायः तिष्ठति अनया वीर्यवर्धकत्वात्, स्थाधातोः घञर्थे कः–कायस्था एव कायस्थिका–વીર્યવર્ધક હોવાને લીધે જેનાથી શરીર ટકાઉ બને છે, તેથી કાયસ્થિકા–કાકોલી.

૫. क्षीरेण युक्ता काकोली–शाकपार्थिवादि–ક્ષીર ઝર્યા કરે એવી જે કાકોલી, તે ક્ષીરકાકોલી.

૬. वयसि स्थीयते अनया, वयः तिष्ठति वा अस्याः सेवनात् जनस्य, घञर्थे क –જેના સેવનથી માણસ ઉંમરમાં ટકી રહે છે અથવા જેનાથી ઉંમર ટકી રહે છે, તેથી વયસ્થા–ધોળી કાકોલી.

૭. क्षीरस्य वल्ली इव–इवार्थे कन्–દૂધની જાણે વેલ હોય, તેમ દૂધ જેવું ક્ષીર ઝરે છે, તેથી ક્ષીરવલ્લી–ધોળી કાકોલી.

૮. क्षीरम् अस्ति अस्याः, ' अत इनिठनौ '–इति इन्–नान्तत्वाद् ङीप्–જેમાં દૂધ જેવું ક્ષીર હોય છે, તેથી ક્ષીરિણી–ધોળી કાકોલી

૯. धार्यते अनया क्षीरं माधुर्यादिगुणश्चेति धारा–જે દૂધ જેવું છીર ધારણ કરે છે તેમ જ મધુરતા આદિ ગુણો ધારણ કરે છે, તેથી ધારા–ક્ષીરકાકોલી.

૧૦. क्षीरं शुक्लं यस्याः, क्षीरेण शुक्ला वा–જેનું ક્ષીર દૂધ જેવું સફેદ હોય છે અથવા દૂધ જેવા ક્ષીરને લીધે જે સફેદ હોય છે, તેથી ક્ષીરશુકલા–ક્ષીરકાકોલી.

૧૧. प्रशस्तं पयः अस्ति अस्याः –'अस्मायामेधा'–इति प्राशस्त्ये विन्–જેનું ક્ષીરરૂપી દૂધ ઉત્તમ હોય છે. તેથી પયસ્વિની–ક્ષીરકાકોલી.

### ઋદ્ધિ તથા વૃદ્ધિની ઉત્પત્તિ, નામો તથા ગુણો

ऋद्धिर्वृद्धिश्च कन्दौ द्वौ भवतः कोशलाचले ।
श्वेतलोमान्वितः कन्दो लताजातः सरन्ध्रकः॥१२८
स एव ऋद्धिर्वृद्धिश्च भेदमप्येतयोर्ब्रुवे ।
तूलग्रन्थिसमा ऋद्धिर्वामावर्तफला च सा ॥१२९
वृद्धिस्तु दक्षिणावर्तफला प्रोक्ता महर्षिभिः ।
ऋद्धियुग्मं सिद्धिलक्ष्म्यौ वृद्धेरप्याह्वये इमे॥१३०

अन्वयः–ऋद्धिः च वृद्धिः द्वौ कन्दौ कोशलाचले भवतः, ( यः ) लताजातः सरन्ध्रकः कन्दः श्वेतलोमान्वितः सः एव ऋद्धिः च वृद्धिः ( कथ्यते ); एतयोः

मेरुम् अपि वृद्धि-ऋद्धि सुगर्भ यस्याः, सा च वामावर्त- फला ऋद्धि तु दक्षिणावर्तफला महर्षिभिः प्रोक्ता, ऋद्धि- युग्म सिद्धिलक्ष्म्यौ (पर्यन्त), इमे वृद्धे अपि आहुः ॥

ઋદ્ધિ અને વૃદ્ધિ–એ બેય કદ કોશલ પર્વતમાં થાય છે, જે બને કંદ વેલામાં થાય છે, છિદ્રોવાળા હોય છે અને ધોળી રુંછાંવાળા હોય છે, તે જ ઋદ્ધિ અને વૃદ્ધિ કહેવાય છે. તેઓમાં જે ભેદ છે તે હું કહું છું, ઋદ્ધિ રૂની ગાંઠ જેવી અને ડાબી તરફ વળેલા ફળવાળી હોય છે અને વૃદ્ધિના ફળ જમણી તરફ વળેલા હોય છે, એમ મુનિઓએ કહેલું છે ઋદ્ધિયુગ્મ,[1] સિદ્ધિ[2] લક્ષ્મી[3] અને વૃદ્ધિ[4]ના જેટલા નામો છે, તે આ બન્નેના પણ નામો છે.

૧ ऋध्नोति-वर्धते पर्वणि प्राणादि भाम्याम्, ऋधु- वृद्धौ-क्तिच्-(३-३-९४)-જેનાથી બળવીર્ય તથા પ્રાણાદિ વધે છે તેથી ऋद्धि ऋद्ध्या युग्म ऋद्धियुग्मम्- એ ઋદ્ધિઓનું જોડું–તે ઋદ્ધિ અને વૃદ્ધિ

૨ सिद्ध्यति कार्यादि अस्या–क्तिच्–જેનાથી બલાદિ સિદ્ધ થાય છે, તે સિદ્ધિ–ઋદ્ધિ અને વૃદ્ધિ.

૩ लक्ष्यते लक्ष्यते वा गुणैः –लक्ष दर्शने, " लक्षे मुट् च " इत्यौणादिक ई –જે પોતાના ગુણો વડે ઓળખાય છે, તેથી લક્ષ્મી–ઋદ્ધિ અને વૃદ્ધિ.

૪ वर्धते बलादि अनया वृधु वृद्धौ–क्तिच्–જેનાથી બળ વગેરે વધે છે, તેથી વૃદ્ધિ એટલે ઋદ્ધિ કે વૃદ્ધિ.

ઋદ્ધિના ખાસ ગુણો

ऋद्धिर्बल्या त्रिदोषघ्नी शुक्रला मधुरा गुरुः ।
प्राणैश्वर्यकरी मूर्च्छारक्तपित्तविनाशिनी ॥१३१॥

अन्वय–ऋद्धि बल्या त्रिदोषघ्नी शुक्रला मधुरा गुरु प्राणैश्वर्यकरी मूर्च्छारक्तपित्तविनाशिनी (भवति) ॥

ઋદ્ધિ બળ આપનાર છે, ત્રણે દોષને હણનાર છે, વીર્યને વધારે છે, મધુર છે, ભારે છે, પ્રાણ તથા ઐશ્વર્યને વધારે છે અને મૂર્છા તથા રક્તપિત્તને મટાડે છે ૧૩૧

વૃદ્ધિના ખાસ ગુણો

वृद्धिर्गर्भप्रदा शीता बृंहणी मधुरा स्मृता ।
वृष्या पित्तास्रशमनी क्षतकासक्षयापहा ॥१३२॥

अन्वय–वृद्धि गर्भप्रदा शीता बृंहणी मधुरा वृष्या पित्तास्रशमनी क्षतकासक्षयापहा स्मृता ॥

વૃદ્ધિ સ્ત્રીઓને ગર્ભ આપે છે, ઠંડી છે, પુષ્ટિ આપનારી છે, મધુર છે, વીર્યને વધારનાર છે, પિત્ત તથા રુધિરના દર્દને શમાવે છે અને ક્ષત, ઉધરસ તથા ક્ષયને મટાડે છે ૧૩૨

અષ્ટવર્ગના પ્રતિનિધિ

राज्ञामप्यष्टवर्गस्तु यतोऽयमतिदुर्लभः ।
तस्मादस्य प्रतिनिधिं गृह्णीयात्तद्गुणं भिषक् ॥१३३॥

अन्वय–अयम् अष्टवर्ग तु राज्ञाम् अपि यतः अतिदुर्लभ (अस्ति) तस्मात् भिषक् तद्गुणम् अस्य प्रतिनिधिं गृह्णीयात् ॥

(ઉપર્યુક્ત) આ અષ્ટવર્ગ રાજાઓને પણ બહુ જ દુર્લભ છે (મળતો નથી), માટે વૈદ્ય તેના સરખા ગુણવાળા પ્રતિનિધિને લેવું.૧૩૩

मुख्यद्रव्यस्य प्रतिनिधिः, एतस्य अष्टवर्गस्य प્રતિનિધિ– મુખ્ય–મુખ્ય (આધ)ના જેવું જે હોય તે લેવું પ્રતિનિધિ કહેવાય છે આ અષ્ટવર્ગના પ્રતિનિધિ આ રીતે કહું છું

मेदाजीवककाकोलीऋद्धिद्वन्द्वेऽपि चासति ।
वरीविदार्यश्वगन्धावाराहीश्च क्रमात्क्षिपेत् ॥१३४॥

अन्वय–मेदाजीवककाकोलीऋद्धिद्वन्द्वे अपि च असति (तेषां तत्प्रतिनिधित्वेन) वरीविदार्यश्वगन्धावाराही क्रमात् क्षिपेत् ॥

મેદા, જીવક, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ તથા વૃદ્ધિ ન મળે તો (વૈદ્યે તેના પ્રતિનિધિ રૂપે) વરી, વિદારી, અશ્વગંધા અને વારાહી નાખવા–અર્થાત્ મેદા અને મહામેદાને બદલે શતાવરીનું મૂળ, જીવક અને ઋષભને બદલે વિદારીનુ મૂળ, કાકોલી અને ક્ષીરકાકોલીને બદલે આસોદનૂ મૂળ અને ઋદ્ધિ તથા વૃદ્ધિને બદલે વારાહીકંદ વાપરવા (કારણ કે તેઓમાં તેમના જેવા જ ગુણો છે) ૧૩૪

टीका–मेदामहामेदास्थाने शतावरीमूलम् । जीवकर्ष- भकस्थाने विदारीमूलं, काकोलीक्षीरकाकोलीस्थानेऽश्वगन्ध- मूलम् । ऋद्धिवृद्धिस्थाने वाराहीकन्दं गुणैस्तत्तुल्यं क्षिपेत् । (અર્થ ભાષાંતરમાં આવી જાય છે)

જેઠીમધનાં નામો તથા ગુણો

यष्टी मधु तथा यष्टीमधुकं क्लीतकं तथा ।
अन्यत्क्लीतनकं यत्तु भवेत्तोये मधूलिका ॥१३५॥
यष्टी हिमा गुरुः स्वाद्वी चक्षुष्या बलवर्णकृत् ।
सुस्निग्धा शुक्रला केश्या स्वर्या पित्तानिलास्रजित् ।
व्रणशोथविषच्छर्दितृष्णाग्लानिक्षयापहा ॥१३६॥

अन्वय–यष्टी मधु तथा यष्टीमधुकं तथा क्लीतकम्

(इति नामानि। अन्यत् क्लीतनक तोये (भवति), तत्तु मधुलिका भवेत्॥ (गुणाश्च-) यष्टी हिमा गुरुः स्वाद्वी चक्षुष्या बलवर्णकृत् सुस्निग्धा शुक्रला केश्या स्वर्या पित्तानिलास्रजित् व्रणशोथविषच्छर्दितृष्णाग्लानिक्षयापहा (भवति)

યષ્ટી,[1] મધુ,[2] યષ્ટીમધુક[3] અને કલીતક[4] એટલાં જેઠીમધનાં સંસ્કૃત નામો છે. પાણીમાં પણ એક જાતનું જેઠીમધ થાય છે, તે મધૂલિકા[5] કહેવાય છે. જેઠીમધ× ઠંડું છે, ભારે છે, મધુર છે, નેત્રને હિતકારી છે, બળ તથા વર્ણ માટે ઉત્તમ છે, સ્નિગ્ધ છે, વીર્યને વધારનાર છે, કેશને તથા સ્વરને હિતકારી છે અને પિત્ત, વાયુ, લોહીના બગાડ, વ્રણ, સોજો, ઝેર, ઊલટી, તરશ, ગ્લાનિ તથા ક્ષયને મટાડે છે. ૧૩૬

૧. यक्षन्ते–पूजयन्ति वैद्या यां गुणै –यक्ष पूजायाम्, क्विप् (३.३,१७४) यद्वा यजन्ति–पूजयन्ति यां भिषजो माधुर्यादिगुणहेतुना, यजेर्बाहुलकात् ति, उभयो 'कृदिकारादक्तिन' इति वा ङीप्–જેને વૈદ્યો માધુર્ય આદિ ગુણોરૂપ કારણથી પૂજે છે–વખાણે છે, તેથી યષ્ટી–જેઠીમધ.

૨. मन्यते–ज्ञायते गुणविशेषेण, मन ज्ञाने–'फलिपाटि०' इत्युणादि उ', धश्च–વિશેષ ગુણોથી જે જણાય ઓળખાય છે, તેથી મધુ–જેઠીમધ.

૩. यष्टी मधु इव अस्या, कप् (५-४-१५४) જેની લાકડી મધ જેવી મીઠી હોય છે, તે યષ્ટીમધુક–જેઠીમધ.

૪. क्लीव्यते इति क्लीवम्, क्लीवृ अधार्ष्ट्ये, भावे क्त, आगमशास्त्रमनित्यम्–इति इडभावः, क्लीवम्–अधार्ष्ट्यं कलति क्षिपति वृष्यत्वात्, कल क्षेपे–'अन्येभ्योऽपि दृश्यते' इति ड, यद्वा सपदादित्वात् क्विप्–बाहुलकाद् वलोप, क्लीं–क्लीबत्वं तकति–हसति वृष्यत्वादेव, तक हसने–मूलविभुजादित्वात् क –જે વૃષ્ય એટલે વીર્યવર્ધક હોવાથી નપુંસકતાને દૂર કરે છે. તેથી કલીતક–જેઠીમધ.

૫. मधु लाति–गृह्णाति, ददाति वा–'आतोऽनुपसर्गे' इति क –अन्येषामपि–६.३,१३७ इति दीर्घ –જે મીઠાશ સ્વીકારે છે અથવા આપે છે. તેથી મધૂલિકા–પાણીમાં થતું એક જાતનું જેઠીમધ.

## કપિલાનાં નામો તથા ગુણો

काम्पिल्लः कर्कशश्चन्द्रो रक्ताङ्गो रोचनोऽपि च।
काम्पिल्लः कफपित्तास्रकृमिगुल्मोदरव्रणान्।
हन्ति रेची कटूष्णश्च मेहानाहविषाश्मनुत्॥१३७॥

अन्वय –काम्पिल्लः कर्कशः चन्द्र रक्ताङ्ग. अपि च रोचन (इति नामानि, गुणाश्च–) काम्पिल्ल. कफपित्तास्रकृमिगुल्मोदरव्रणान् हन्ति. रेची च कटूष्ण (सन्) मेहानाहविषाश्मनुत् (अस्ति)॥

કાપિલ્લ,[1] કર્કશ,[2] ચંદ્ર,[3] રક્તાંગ[4] અને રોચન[5] એટલાં કપિલાનાં સંસ્કૃત નામો છે. કપિલો રેચક છે, કડવો છે, ગરમ છે અને કફ, પિત્ત, લોહીનો બગાડ, કૃમિ, ગોળો, પેટના રોગ, વ્રણ, પ્રમેહ, આફરો, ઝેર તથા પથરીને મટાડે છે. ૧૩૭

૧. कम्पिल्लाया अदूरभव', यद्वा कम्पते जनो यस्य सेवने कटुत्वात्–कपि किंचिच्चलने, बाहुलकादिल्ल, कम्पिल्लः एव काम्पिल्ल –प्रज्ञाद्यण्–કમ્પિલ્લા નગરી કે નદીની નજીકમાં થાય છે અથવા જેનું સેવન કરતી વખતે કડવાશને લીધે માણસ લગાર કંપી જાય છે, તેથી કામ્પિલ્લ–કપિલો.

૨. कृणाति–हिनस्ति कफपित्तरुधिरविकारादीन्–इति कर्–'अन्येभ्योऽपि दृश्यते' इति विच्, कर्ष–गच्छति शास्ति वा कटूष्णतां रेचकत्वं चेति कश –पचाद्यच्, कर् चासौ कशश्च–कर्कश –જે કફ, પિત્ત તથા લોહીવિકાર આદિનો નાશ કરે છે અને કડવાશ, ગરમપણું તથા રેચકપણું સૂચવે છે, તેથી કર્કશ–કપિલો.

૩. चन्दति–आह्लादयति रोगिणां चित्त–चदि आह्लादने–'स्फायितञ्चि०' इत्यौणादो रक्–જે રોગીના રોગ મટાડી તેના ચિત્તને આનંદી કરે છે, તેથી ચંદ્ર–કપિલો.

૪. रक्तम् अङ्ग यस्य स –જેનો રંગ લાલ હોય છે, તેથી રક્તાંગ–કપિલો.

૫. रोचते–प्रकाशते गुणै.–'कृत्यल्युटो बहुलमि'ति ल्युट्–જે ગુણોથી વધુ પ્રકાશે છે, તેથી રોચન–કપિલો.

## ગરમાળાનાં નામો તથા ગુણો

आरग्वधो राजवृक्षः शम्याकश्चतुरङ्गुलः।
आरेवतो व्याधिघातः कृतमालः सुवर्णकः॥१३८

× સુશ્રુતસંહિતામાં જેઠીમધને કફહર, ભેદહર, દીપક, અને ગુલ્માદિ રોગહર ગણેલ છે.

ચરકસંહિતામાં તેને કાંતિકર, (કાંતિ સુધારનાર) કંઠહિતકર (રાગ સુધારનાર) દાહપ્રશમન (દાહની શાંતિ કરનાર) રક્તશુદ્ધિકર (લોહી સુધારનાર) તથા કંડૂઘ્ન (ચામડી ઉપર પિત્તની ફોલ્લીઓ થઈ ખરજ આવે છે તેને શમાવનાર) ગણેલ છે; વળી તેને ચીકણું, ઠંડું અને ઉધરસના રોગમાં ઉપયોગી કહેલ છે.

कर्णिकारो दीर्घफलः स्वर्णाङ्गः स्वर्णभूषणः ।
आरग्वधो गुरुः स्वादुः शीतलः स्रंसनो गुरुः ॥
ज्वरहृद्रोगपित्तास्रवातोदावर्तशूलनुत् ।
तत्फलं स्रंसनं रुच्यं कुष्ठपित्तकफापहम् ।
ज्वरे तु सततं पथ्यं कोष्ठशुद्धिकरं परम् ॥१४०॥

अन्वय.—आरग्वधः राजवृक्षः शम्याकः चतुरङ्गुलः आरेवतः व्याधिघातः कृतमालः सुवर्णकः कर्णिकारः दीर्घफलः स्वर्णाङ्गः स्वर्णभूषणः (इति नामानि, गुणाश्च—) आरग्वधः गुरुः स्वादुः शीतलः स्रंसनः गुरुः (सन्) ज्वरहृद्रोगपित्तास्रवातोदावर्तशूलनुत् (अस्ति) तत्फलं स्रंसनं रुच्यं कुष्ठपित्तकफापहम्, ज्वरे तु सततं पथ्यं परं कोष्ठशुद्धिकरम् (अस्ति) ॥

આરગ્વધ,[૧] રાજવૃક્ષ,[૨] શમ્યાક,[૩] ચતુરંગુલ,[૪] આરેવત,[૫] વ્યાધિઘાત,[૬] કૃતમાલ,[૭] સુવર્ણક,[૮] કર્ણિકાર,[૯] દીર્ઘફલ,[૧૦] સ્વર્ણાંગ[૧૧] અને સ્વર્ણભૂષણ[૧૨] એટલા ગરમાળાનાં સંસ્કૃત નામો છે. ગરમાળો* ભારે છે, મધુર છે, ઠંડો છે, મળને ખસેડનાર છે અને જ્વર, હૃદયના રોગ, પિત્ત, લોહીનો બગાડ, વાયુ, ઉદાવર્ત (આ રોગનુ લક્ષણ રોગના અધિકારમા કહેવાશે;) તથા શૂલને મટાડે છે. ગરમાળાનુ ફળ મળને ખસેડનાર છે, રુચિ ઉપજાવનાર છે; કોઢ, પિત્ત તથા તાવને મટાડનાર છે, તાવમા તો સર્વકાળે પથ્યરૂપ છે અને કોઠાને બહુ જ સાફ કરનાર છે.

૧. आ-समन्तात् रुग्यते-शङ्क्यते-इति आरुक्-रुग शङ्कायाम्-संपदादित्वात् क्विप्-आरुग रोगशङ्कामपि हन्ति-कर्मण्यण्, 'बहुलं तणि' इति हन्तेर्वधोऽदन्त, 'य्वल्लोपो०' इति अल्लोप—यद्वा आसमन्तात् रज्यते इति आरक्-रञ्ज रागे-संपदादिक्विप्, आरजं रोगरागमपि हन्ति-इति आरग्वधः—જેનું સેવન કર્યું હોય તો રોગની શંકાનો કે રંગનો પણ નાશ કરે છે-કદી રોગ થતો જ નથી, તેથી આરગ્વધ-ગરમાળો.

૨. राजा चासौ वृक्षश्च, वृक्षाणां राजा वा वृक्षराजः—राजदन्तादि, यद्वा रोगाणां राजान वृश्चति-छिनत्ति-ओव्रश्चू छेदने-बाहुलकात् सक्-उणादि—જે વૃક્ષોનો રાજા છે અથવા રોગોના રાજા જેવા મોટા રોગોનો જે નાશ કરે છે, તેથી રાજવૃક્ષ-ગરમાળો.

* ચરકસંહિતામાં આને કંડૂનાશક વર્ણવે છે. સુશ્રુતસંહિતામાં કફવાતપ્રશમન ગણેલ છે.

૩. મૂળમાં અહીં આવા ત્રણ પાઠ મળે છે—शम्याकः शंपाकः शंपाकः—એ ત્રણેની વ્યુત્પત્તિ જુદી જુદી છે:—शमी—शमीवृक्षम् अकति—गच्छति गुणसादृश्यात्, अक कुटिलायां गतौ—कर्मण्यण्—જે આંકતરી રીતે ખીજડીના જેવા ગુણોને અનુસરે છે, તેથી શમ્યાક-ગરમાળો.—सम्यक् पच्यते—पाकों वा यस्य—संपाक —જેનો પાક અથવા પાચન ઉત્તમ થાય છે, તેથી સંપાક; તેમ જ शं—सुखः पाकः अस्य—शंपाक —જેનું પાચન સુખકારક હોય છે, તેથી શંપાક-ગરમાળો.

૪. चतस्रः अङ्गुल्यः प्रमाणम् अस्य पर्वणः, तद्योगात् वृक्षोऽपि—चतुरङ्गुल.—જેની ગાંઠનું માપ ચાર આંગળનું હોય છે, તેવી ગાંઠવાળું તેનું ઝાડ હોવાથી તે પણ ચતુરંગુલ-ગરમાળો.

૫. आरेवयति—निःसारयति मलं सारकत्वात्, रेव प्लवगतौ-णिच्, विच्-आरेव्, ततश्च अतति सतत गच्छति-स्रंसनरूपेणेति-अत—पचाद्यच्, आरेव् चासौ अतश्च—आरेवत:—જે સારક હોવાથી મળને બહાર કાઢે છે, માટે કાયમ સંસનરૂપે શરીરમાં ગતિ કરે છે, તેથી આરેવત-ગરમાળો.

૬. ज्वरादिव्याधीन् हन्ति—हन हिंसायाम्—कर्मण्यण् 'हनस्तोऽचिण्णलोः.'—व्याधिघातः—તાવ વગેરે રોગોનો નાશ જે કરે છે, તેથી વ્યાધિઘાત-ગરમાળો.

૭. कृता माला यस्य पुष्पै. स—જેનાં પુષ્પોની માળા કરાઈ હોય છે—જેને પંક્તિબદ્ધ પુષ્પો આવે છે, તેથી કૃતમાલ-ગરમાળો.

૮. सुष्ठु वर्णो यस्य, सुष्ठु पर्णानि वा यस्येत्यन्य पाठ—જેનો રંગ સુંદર હોય છે અથવા બીજા પાઠે—જેનાં પાંદડાં સુંદર હોય છે, તેથી सुवर्णक અથવા सुपर्णकः—ગરમાળો.

૯. कर्णिकाम् इयर्ति—ऋ गतौ—कर्मण्यण्—જે કળીને પામે છે—જેમાં કળી આવે છે, તેથી કર્ણિકાર—ગરમાળો.

૧૦. दीर्घाणि फलानि यस्य सः दीर्घफल—જેનાં ફળો લાંબાં હોય છે, તેથી દીર્ઘફળ-ગરમાળો.

૧૧. स्वर्णसदृशम् अङ्गं यस्य, सेवनाद्वा यस्य स—જેનું સ્વરૂપ સોના જેવું હોય છે અથવા જેને સેવવાથી માણસનું શરીર સોના જેવું તેજસ્વી થાય છે. તેથી સ્વર્ણાંગ—ગરમાળો.

૧૨. स्वर्णम् इव भूषयति स्वस्य सेवितारम्—आरोग्यदानेन—પોતાનું સેવન કરનારને આરોગ્ય આપી સોનાના જેવો સુશોભિત જે કરે છે, તેથી સ્વર્ણભૂષણ—ગરમાળો.

### કડુનાં નામો તથા ગુણો–સંપૂર્ણ

कट्वी तु कटुका तिक्ता कृष्णभेदा कटुम्भरा ।
अशोका मत्स्यशकला चक्राङ्गी शकुलादनी ॥१४१
मत्स्यपित्ता काण्डरुहा रोहिणी कटुरोहिणी ।
कट्वी तु कटुका पाके तिक्ता रूक्षा हिमा लघुः ॥
भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा ।
प्रमेहश्वासकासास्रदाहकुष्ठकृमिप्रणुत् ॥१४३॥

अन्वय –कट्वी तु कटुका तिक्ता कृष्णभेदा कटुम्भरा अशोका मत्स्यशकला चक्राङ्गी शकुलादनी मत्स्यपित्ता काण्डरुहा रोहिणी कटुरोहिणी (इति नामभिः कथ्यते, गुणाश्च–) कट्वी तु कटुका (सत्यपि) पाके तिक्ता रूक्षा हिमा लघुः भेदिनी दीपनी हृद्या कफपित्तज्वरापहा प्रमेहश्वासकासास्रदाहकुष्ठकृमिप्रणुत् (अस्ति) ॥

કટ્વી,[1] કટુકા,[2] તિક્તા,[3] કૃષ્ણભેદા,[4] કટુંભરા,[5] અશોકા,[6] મત્સ્યશકલા,[7] ચક્રાંગી,[8] શકુલાદની,[9] મત્સ્યપિત્તા,[10] કાંડરુહા,[11] રોહિણી[12] અને કટુરોહિણી,[13] એટલાં કડુનાં સંસ્કૃત નામો છે. કડુ કડવા રસવાળું છે, પાકમાં તીખું છે, રૂક્ષ છે, ઠંડું છે, હલકું છે, દસ્ત ઉતારનાર છે, અગ્નિને દીપ્ત કરનાર છે, હૃદયને હિતકારી છે અને કફ, પિત્ત, જ્વર, પ્રમેહ, શ્વાસ, ઉધરસ, લોહીના રોગ, દાહ, કોઢ તથા કૃમિઓને મટાડે છે.

૧. कटति–आवृणोति रोगम्–तीक्ष्णतया मुखं वा 'शकृद्‌भिहि०' इत्यत्र चकारात्–औणादि, 'वोतो गुणवचनात्' इति वा ङीष्–જે રોગને ઢાંકી દે–દાબી દે અથવા તીક્ષ્ણતાથી મોઢાને વ્યાપ્ત કરે છે, તેથી કટ્વી–કડુ.

૨. कटु एव कटुका–स्वार्थे क–કટુકા–કડુ.

૩. तज्यते स्म–तीक्ष्णीकुरुते स्म वह्निम्–तिज निशाने–'गत्यर्थाकर्मक' इति कर्तरि क्त, टाप्–જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી તિક્તા–કડુ.

૪. कृष्ण–कृष्णवर्णं मलं भिनत्ति, कर्मण्यण्, यद्वा कृष्ण (वर्णेन) भेदश्छेदः यस्याः सा–જે કાળા રંગના (ખૂબ જૂના) મળને ભેદે–ઉખાડી કાઢે અથવા જેના ટુકડા રંગે કાળા હોય છે, તેથી કૃષ્ણભેદા–કડુ.

૫. कटु रसं बिभर्ति–धारयति पाके 'संज्ञायां भृतृ०' इति खच्, 'अरुर्द्विषत्०' इति मुम्–જે પાકમાં તીખા રસને ધારણ કરે છે, તેથી કટુંભરા–કડુ.

૬. न विद्यते रोगसंबन्धी शोकः यस्याः सेवनात्–જેનું સેવન કરવાથી રોગ નિમિત્તે શોક કરવો રહેતો નથી, તેથી અશોકા–કડુ.

૭. मत्स्यस्य शकलमिव–तद्वत् स्वादुत्वात्–માછલાંનો જાણે ટુકડો હોય તેવા સ્વાદવાળું હોય છે, તેથી મત્સ્યશકલા–કડુ.

૮. चक्र–चक्राकारमिव अङ्गं यस्याः–गौरादित्वाद् ङीष्–જેનો દેખાવ ચક્રાકાર હોય છે, તેથી ચક્રાંગી–કડુ.

૯. शकुलैः–मत्स्यभेदैः अद्यते–अत्ते कर्मणि ल्युट्–શકુલ નામનાં માછલાં જેને ખાય છે, તેથી શકુલાદની–કડુ.

૧૦. मत्स्यानां पित्तम् इव–तद्वत् स्वादुत्वात्–માછલાનું જાણે પિત્ત હોય એવા સ્વાદવાળું હોય છે, તેથી મત્સ્યપિત્તા–કડુ.

૧૧. काण्डेन रोहति–इगुपधेति क–ડાળખી વાવવાથી અથવા ડાળખીરૂપે જે ઊગે છે, તેથી કાંડરુહા–કડુ.

૧૨. आवश्यं रोहति तिक्ततया 'आवश्यका०' इति णिनिः 'ऋन्नेभ्यो ङीप्'–અવશ્ય કડવાશ સાથે જે ઊગે છે, તેથી રોહિણી–કડુ.

૧૩. कटुश्चासौ रोहिणी–कटुरोहिणी–અવશ્ય કડવું કોઈને જે ઊગે છે, તેથી કટુરોહિણી–કડુ.

### કરિયાતાનાં નામો તથા ગુણો–સંપૂર્ણ

किराततिक्तः कैरातः कटुतिक्तः किरातकः ।
काण्डतिक्तोऽनार्यतिक्तो भूनिम्बो रामसेनकः ॥१४४
किरातकोऽन्यो नैपालः सोऽर्धतिक्तो ज्वरान्तकः ।
किरातः सारको रूक्षः शीतलस्तिक्तको लघुः ॥१४५
सन्निपातज्वरश्वासकफपित्तास्रदाहनुत् ।
कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् ॥ १४६ ॥

अन्वय –किराततिक्तः, कैरातः कटुतिक्तः किरातकः काण्डतिक्तः अनार्यतिक्तः भूनिम्बः रामसेनकः (इति नामानि) ॥ (यः) अन्यः नैपालः किरातकः (भवति), सः अर्धतिक्तः ज्वरान्तकः; (अथ च गुणाः–) किरातः सारकः रूक्षः शीतलः तिक्तकः लघुः (सन्) सन्निपातज्वरश्वासकफपित्तास्रदाहनुत् (तथा च) कासशोथतृषाकुष्ठज्वरव्रणकृमिप्रणुत् (अस्ति) ॥

કિરાતતિક્ત,[1] કૈરાત,[2] કટુતિક્ત[3] કિરાતક,[4] કાંડતિક્ત,[5] અનાર્યતિક્ત,[6] ભૂનિંબ[7] અને રામસેનક[8] એટલાં કરિયાતાનાં સંસ્કૃત નામો છે. બીજું નેપાળી કરિયાતું થાય છે; તે અર્ધું કડવું હોય છે અને જ્વરને મટાડે છે. કરિયાતું દસ્તને ગતિ આપનાર છે, રૂક્ષ છે, ઠંડું છે; કડવું છે, હલકું છે અને સન્નિપાત

જ્વર, શ્વાસ, કફ, પિત્ત, રુધિરના દરદ કે દાહ, ઉધરસ, સોજો, તરશ, કોઢ, તાવ, ગડગૂમડ-ઘાવ તથા કૃમિઓને મટાડે છે. ૧૪૪-૧૪૬

१ किरातदेश अस्ति जन्मस्थानम् अस्य-अर्श-आद्यन्-किरातश्चासौ तिक्तश्च-જેનું જન્મસ્થાન કિરાત દેશ છે અને સ્વાદમાં જે કડવું હોય છે, તેથી કિરાતતિક્ત-કરિયાતું

२ किरात भव -' तत्र भव ' इत्यण्-કિરાત દેશમાં જે થાય છે, તેથી કૈરાત-કરિયાતું

३ कटु स्वादे तिक्तश्च पाके यति कटुतिक्त-જે સ્વાદમાં કડવું અને પાકમાં તીખું હોય છે, તેથી કટુતિક્ત-કરિયાતું

४ किरातदेश जन्मस्थानमस्येत्यादि पूर्ववत् किरात एव किरातक -स्वार्थे कन्-કિરાત દેશ જેનું જન્મસ્થાન છે તેથી કિરાતક-કરિયાતું

५ काण्ड तिक्त यस्य स -જેનું ડાંડું પણ કડવું હોય છે, તેથી કાંડતિક્ત-કરિયાતું

६ न आर्या अनार्या , अनार्याणां-किराताना प्रिय अनार्यप्रिय अनार्यप्रियश्चासौ तिक्तश्च पाक्यार्थयगादि - આર્ય નહિ એવા અનાર્ય કિરાત અથવા ભિલ્લ લોકોને જે પ્રિય હોય છે તથા પાકકાળે તીખું હોય છે, તેથી અનાર્યતિક્ત-કરિયાતું

७ भुव निम्ब इव જમીનનો જાણે લીંબડો હોય તેનું કે તેથી ભૂનિમ્બ-કરિયાતું

८ रामा वानरसेनेयव, य स्वकीयगुणसेनया सन्निपातज्वरादिरोगशत्रून् प्रति याति इति रामसेनक - ' प्रातिपदिकाद् धात्वर्थे बहुलमिष्ट'चे ति णिजन्तात् सेनय् इति नामधातोर्ण्वुल्-શ્રીરામચંદ્ર જેમ વાનરોની સેના સાથે શત્રુઓ સામે ચઢાઈ લઈ ગયા હતા તેમ પોતાના ગુણોરૂપી સેનાસાથે જે સંનિપાતજ્વર આદિ રોગો સામે ચઢાઈ લઈ જાય છે-તે તે રોગોને ભગાડે છે તેથી રામસેનક-કરિયાતું

ઇંદ્રજવના નામો

उक्त कुटजबीज तु यवमिन्द्रयव तथा।
कलिङ्ग चापि कालिङ्ग तथा भद्रयव स्मृतम् ॥१४७

अन्वय -कुटजबीज तु यव तथा इन्द्रयवम् उक्तम्, अपि च (तद् एव) कलिङ्ग कालिङ्ग तथा भद्रयव स्मृतम् ॥

કુટજબીજ,[1] યવ,[2] ઇંદ્રયવ,[3] કલિંગ,[4] કાલિંગ[5] અને ભદ્રયવ[6] એટલા ઇંદ્રજવ*ના સંસ્કૃત નામો છે, એમ (અમરસિંહે) કહ્યું છે

१. कुटे-पर्वताग्रे जायते स्म-' सप्तम्यां जनेड ' पुरादपादित्वाद्गृह्यते, कुटजस्य बीजं-कुटजबीजम्-પહાડના શિખર પર થતા ઇંદ્રયવના ઝાડનું જે બી હોય છે, તે ઇંદ્રજવ.

२ यवाकारसदृशं बीजं यवम्-જવના જેવા આકારનું જે બિયું હોય છે, તેથી યવ-ઇંદ્રજવ.

३ इन्द्रसंज्ञस्य वृक्षस्य यवाकार बीजम्-इन्द्रयवम्-ઇંદ્રનું નામ ધરાવતા વૃક્ષનું જવ જેવા આકારનું જે બિયું, તે ઇંદ્રયવ-ઇંદ્રજવ

४. दाषाणा कलि, युग वा गच्छति निराकरणाय गायति वा-' अन्यत्रापि० ' इति ड -'खच्च ह्रिस्वे मि मुखेर मत च मुम्-કળિયુગને પહોંચી વળે અથવા ગાય, અથવા જળે દોષોનો નાશ કરનાર હોવાથી દોષોના જનને પહોંચી વળે છે તેથી કલિંગ-ઇંદ્રયવ

५ कलिङ्गम् एव कालिङ्गम्, कलिङ्गदेशे वा भवम्, प्रज्ञादण्, 'तत्र भव इति' वाण्-કલિંગ તે જ કાલિંગ અથવા કલિંગ દેશમાં જે થાય છે તેથી કલિંગ-ઇંદ્રયવ

६ भन्दति-कल्याण करोति सुखयति वति भद्रम् भद्र च तत् यव भद्रयवम्-કલ્યાણકારી તથા સુખકારક જવ જેનું જે બિયું, તે ભદ્રયવ-ઇંદ્રયવ

क्वचिदिन्द्रस्य नामैव भवेत्तदभिधायकम्।
फलानीन्द्रयवास्तस्य तथा भद्रयवा अपि॥१४८

अन्वय -क्वचित् इन्द्रस्य नाम एव तदभिधायक भवेत्, तस्य फलानि इन्द्रयवा तथा भद्रयवा अपि (कथ्यन्त) ॥

(ધન્વંતરિ કહે છે કે) કોઈ સ્થળે ઇંદ્રના નામો જ ઇંદ્રયવના ઝાડને કહેનાર થાય છે એ ઝાડના જે ફળ થાય છે, તે ઇંદ્રયવ અને ભદ્રયવ પણ કહેવાય છે ૧૪૮

* સુશ્રુતસંહિતામાં ઇંદ્રયવના બીજ અને છાલને મૂળ વાદિનાશક કફનાશક, રક્તશોધક, આમાતિસારનાશક વર્ણવેલ છે.

ચરકસંહિતામાં આની છાલ અને બીજને મૂળ વ્યાધિહર કફનાશક, કૃમિનાશક વાતવિકારહર રક્તશોધક અને અર્શનિષૂદન વર્ણવેલ છે

અન્ય વૈદ્યક શાસ્ત્રમાં આ ઝાડની છાલ અને બીજ ઘણા પ્રાચીન કાળથી જણાયેલા છે મરડાના દરદમાં છાલ મુખ્ય ઉપાય ગણાય છે બીજ પ્રદીપક તાવનાશક અને પેટમાના કીડા કાઢી નાખનાર ગણાય છે

### ઇંદ્રયવના ગુણો

इन्द्रयवं त्रिदोषघ्नं संग्राहि कटु शीतलम् ।
ज्वरातिसाररक्तार्शोवमिवीसर्पकुष्ठनुत् ।
दीपनं गुदकीलास्रवातास्रश्लेष्मशूलजित् ॥ १४९॥

अन्वयः—इन्द्रयवं त्रिदोषघ्नं संग्राहि कटु शीतलं (सन्) ज्वरातिसाररक्तार्शोवमिवीसर्पकुष्ठनुत् दीपनं गुदकीलास्रवातास्रश्लेष्मशूलजित् (अस्ति) ॥

ઇંદ્રયવ ત્રણે દોષને મટાડનાર છે, દસ્તને રોકનાર છે, તીખા છે, શીતલ છે અને જ્વર, ઝાડા, લોહીનો બગાડ, અરશ, ઊલટી, રતવા તથા કોઢને મટાડનાર છે; અગ્નિને દીપ્ત કરનાર છે, તેમ જ ગુદાના રોગને, લોહીવાને, લોહીવાળા કફને તથા શૂળને પણ મટાડે છે.૧૪૯

### મીંઢળનાં નામો

मदनश्छर्दनः पिण्डीनटः पिण्डीतकस्तथा ।
करहाटो मरुवकः शल्यको विषपुष्पकः ॥ १५०॥

अन्वयः—मदनः छर्दनः पिण्डीनटः पिण्डीतकः तथा करहाटः मरुवकः शल्यकः विषपुष्पकः (इति नामानि)॥

મદન,[1] છર્દન,[2] પિંડીનટ,[3] પિંડીતક,[4] કરહાટ,[5] મરુબક,[6] શલ્યક[7] અને વિષપુષ્પક[8] એટલાં મીંઢળનાં સંસ્કૃત નામો છે.૧૫૦

૧. मदं करोति—मदयति—हर्षयति वा ग्लपयति—नन्द्यादित्वाल्ल्युः—જે કેફ લાવે, રોમાંચિત કરે અથવા બેભાન બનાવે છે. તેથી મદન—મીંઢળ.

૨. छर्दयति—वमनं कारयति—छर्द वमने—ल्यु—જે ઊલટી કરાવે છે, તેથી છર્દન—મીંઢળ.

૩. पिण्डीं नटयति—नर्तयति—कर्मण्यण्—घटादि—પિંડાકૃતિને નચવે—ધારણ કરે છે, તેથી પિંડીનટ—મીંઢળ.

૪ पिण्डीं तनोति विस्तारयति, तनु विस्तारे 'अन्येष्वपि' इति ड—પિંડાકૃતિને વિસ્તારે—ધરે છે, તેથી પિંડીતક—મીંઢળ.

૫. करं करकन्ययोः हाटयति—दीपयति लग्नवेलायाम्—हट दीप्तौ—णिजन्तात् कर्मण्यण्—લગ્ન વખતે વરકન્યાના હાથને દીપાવે છે—શોભાવે છે. તેથી કરહાટ—મીંઢળ

૬. मरुं—निर्जलप्रदेशं वाति—गच्छति गन्धयति वा—निर्जले जायमानत्वात्, वा गतिगन्धनयोः कुन्—उणादि, स्वार्थे कस्वम्—નિર્જળ પ્રદેશમાં જે ઉત્પન્ન થાય છે, તેથી પ્રદેશમાં પ્રાપ્ત થાય અથવા ત્યાં પોતાની ગંધ ફેલાવે છે, તેથી મરુબક—મીંઢળ.

૭. शलति—गच्छति शरीरस्थकुष्ठादिरोगनाशार्थं गुणैः तन्मूलप्रदेशान्, शल गतौ—अघ्न्यादित्वात् यक्—उणादि., ततश्च स्वार्थे क—શરીરમાં થયેલા કોઢ વગેરેને મટાડવા પોતાના ગુણો દ્વારા તે તે રોગોના મૂળ પ્રદેશોમાં પહોંચી જાય છે, તેથી શલ્યક—મીંઢળ.

૮. विषरूपाणि पुष्पाणि यस्य स, अथवा विषस्य पुष्पम् इव—इवार्थे कन्—જેનાં ફૂલ ઝેરી હોય છે અથવા પોતે જ ઝેરનું જાણે ફૂલ હોય તેવું હોય છે, તેથી વિષપુષ્પક—મીંઢળ.

### મીંઢળના ગુણો

मदनो मधुरस्तिक्तो वीर्योष्णो लेखनो लघुः ।
वान्तिकृद्विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः ।
रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः ॥ १५१ ॥

अन्वयः—(अथ च गुणाः—) मदनः मधुरः तिक्तः वीर्योष्णः लेखनः लघुः वान्तिकृत् विद्रधिहरः प्रतिश्यायव्रणान्तकः रूक्षः कुष्ठकफानाहशोथगुल्मव्रणापहः (अस्ति)॥

મીંઢળ મધુર છે, કડવું છે, ઉષ્ણવીર્ય છે, મળોને ખોતરનાર છે, હલકું છે, ઊલટી કરાવનાર છે, વિદ્રધિ નામના અંદરના ગૂમડાને મટાડનાર છે, રૂક્ષ છે અને સળેખમ, વ્રણ, કોઢ, કફ, આફરો, સોજા અને ગોળો મટાડનાર છે. ૧૫૧

### રાસ્નાનાં નામો

रास्ना युक्तरसा रस्या सुवहा रसना रसा ।
एलापर्णी च सुरसा सुगन्धा श्रेयसी तथा ॥१५२

अन्वयः—रास्ना युक्तरसा रस्या सुवहा रसना रसा एलापर्णी च सुरसा सुगन्धा तथा श्रेयसी (इति नामानि)॥

રાસ્ના,[1] યુક્તરસા,[2] રસ્યા,[3] સુવહા,[4] રસના,[5] રસા,[6] એલાપર્ણી,[7] સુરસા,[8] સુગંધા,[9] અને શ્રેયસી[10] એટલાં રાસ્નાનાં સંસ્કૃત નામો છે. ૧૫૨

૧. रास्यते—शब्द्यते 'कफवातजित्' इत्यादिगुणयुक्ता, रास शब्दे, यद्वा रस्यते—आस्वाद्यते शोथादिरोगिभिः—रस आस्वादने—'रास्नासास्ना०' इत्युणादिः साधु.—જેને કફ તથા વાયુનો નાશ કરનાર ઇત્યાદિ ગુણોવાળી કહેલ છે, અથવા સોજો વગેરે રોગ જેઓને થયા હોય તેવા રોગીઓ જેનો સ્વાદ લે છે, તેથી રાસ્ના.

૨. युक्त रस यस्या सा—જેનો રસ યોગ્ય છે, તેથી યુક્તરસા—રાસ્ના.

૩. रसे साधु रस्या—'तत्र साधुः' इति यत्—રસ માટે સારી અથવા રસથી યુક્ત હોય છે, તેથી રસ્યા—રાસ્ના.

૪. सुष्ठु वहति रसं, प्रापयति वा आरोग्यम्—सर्व-

वातहररासाम्, वह प्रापणे-अन्-બધા વાયુનો નાશ કરનાર હોવાથી ઉત્તમ આરોગ્ય પમાડનારી અથવા ઉત્તમ રસને વહેનારી છે, તેથી સુવહા-રાસ્ના.

૫. रस्यते-आस्वाद्यते आरोग्यकामैः -'बहुलमन्यत्रापि' इति युच्-આરોગ્ય ઇચ્છનારા લોકો જેનો સ્વાદ અનુભવે છે, તેથી રસના-રાસ્ના.

૬. रसः अस्ति अस्या-अर्शआद्यच्-જેમાં રસ રહેલ છે, તેથી રસા-રાસ્ના.

૭. एलाया इव पर्णानि यस्याः सा-'पाककर्ण-' इति ङीप्-જેનાં પાંદડાં એલચી જેવાં હોય છે, તેથી એલાપર્ણી-રાસ્ના.

૮. सुष्ठु रसः यस्याः सा-सुरसा-જેનો રસ ઉત્તમ હોય છે, તેથી સુરસા-રાસ્ના.

૯. सुष्ठु गन्धः यस्याः सा-જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધા-રાસ્ના.

૧૦. अतिशयेन प्रशस्ता सर्ववातरोगेषु इति श्रेयसी-ईयसुन् (५-३-५७) प्रशस्यस्य श्रः, उगितश्चेति ङीप्-સર્વ વાયુના રોગો પર જે અતિ ઉત્તમ ગણાય છે, તેથી શ્રેયસી-રાસ્ના

### રાસ્નાના ગુણો

**रास्नामपाचिनी तिक्ता गुरूष्णा कफवातजित् ।**
**शोथश्वाससमीरास्रवातशूलोदरापहा ।**
**कासज्वरविषाशीतिवातिकामयसिध्महृत् ॥ १५३**

अन्वय-रास्ना, आमपाचिनी तिक्ता गुरु उष्णा कफवातजित्, शोथश्वाससमीरास्रवातशूलोदरापहा, कासज्वरविषाशीतिवातिकामयसिध्महृत् ॥

રાસ્ના કાચા મળને પકાવનાર છે, કડવી છે, ભારે છે, ગરમ છે, કફ તથા વાયુને જીતનાર છે અને સોજો, શ્વાસ, વાયુ, લોહીવાનું દરદ, વાયુથી થતું શૂળ, પેટના રોગ, ઉધરસ, જ્વર, ઝેર, તાવ, એંશી પ્રકારના વાયુના રોગ તથા સિધ્મરોગને મટાડનાર છે. ૧૫૩

### નોરવેલનાં નામો

**नाकुली सुरसा नागसुगन्धा गन्धनाकुली ।**
**नकुलेष्टा भुजङ्गाक्षी सर्पाङ्गी विषनाशिनी ॥ १५४**

अन्वयः-नाकुली सुरसा नागसुगन्धा गन्धनाकुली नकुलेष्टा भुजङ्गाक्षी सर्पाङ्गी विषनाशिनी (प्रोक्ता) ॥

નાકુલી,[1] સરસા,[2] નાગસુગંધા,[3] ગંધનાકુલી,[4] નકુલેષ્ટા,[5] ભુજંગાક્ષી,[6] સર્પાંગી[7] અને વિષનાશિની[8] એટલાં નોરવેલનાં સંસ્કૃત નામો છે. ૧૫૪

૧. नकुलानाम् इयं प्रिया, तस्येदमित्यण्-अणन्तात् ङीप् च, यद्वा न आकुलत्वं विषसम्बन्धि यया, यद्वा नकुलेन इयं पीता वा-अण्-નોળિયાને જે પ્રિય હોય છે, અથવા જેને લીધે ઝેર સંબંધી ગભરામણ થતી નથી, અથવા નોળિયાએ જેયેલી કે પીધેલી હોય છે, તેથી નાકુલી-નોરવેલ.

૨. रसेन सहिता सरसा-રસયુક્ત હોવાથી સરસા-નોરવેલ.

૩. नागस्य इव सुतरां सुष्ठु वा गन्धः यस्याः सा-જેની ગંધ ખૂબ જ સારી રીતે નાગના જેવી હોય છે, તેથી નાગસુગંધા-નોરવેલ.

૪. गन्धेन युक्ता गन्धयुक्ता, गन्धयुक्ता चासौ नाकुली गन्धनाकुली-ગંધવાળી તે ગંધનાકુલી-નોરવેલ.

૫. नकुलानाम् इष्टा-नकुलेष्टा-નોળિયાને પ્રિય હોય છે, તેથી નકુલેષ્ટા-નોરવેલ.

૬. भुज्यते अनेन-भुज पालनाभ्यवहारयोः, 'भुजन्युब्जौ' इति साधुः, यद्वा भुजति-कुटिलतां याति-भुजो कौटिल्ये-'इगुपधे'ति क -भुजः इव, भुजः सन्, भुजेन कौटिल्येन वा गच्छति-' गमेः सुपि ' 'डच्‌ डित्' इति खचि डित्वे टिलोपे भुजगः 'भुजंगान् अक्षति व्याप्नोति-अक्षू व्याप्तौ, कर्मण्यण्, अणन्तात्वाच ङीप्-જે હાથની પેઠે વાંકાચૂંકો થાય અથવા વાંકાચૂંકો ચાલે, તે ભુજગ-સર્પ; એ સર્પોને વ્યાપે-સર્પોથી વ્યાપ્ત હોય છે, તેથી ભુજંગાક્ષી-નોરવેલ.

૭. सर्पस्य इव अङ्गं यस्याः सा ङीप्-જેનું અંગ સર્પ જેવું હોય છે, તેથી સર્પાંગી-નોરવેલ.

૮. विषं नाशयति इत्येवंशीला-'सुप्यजातौ' इति णिनि -उपपदसमास.-ઝેરનો નાશ કરવાનો જેનો સ્વભાવ હોય છે, તેથી વિષનાશિની-નોરવેલ.

### નોરવેલના ગુણો

**नाकुली तुवरा तिक्ता कटुकोष्णा विनाशयेत् ।**
**भोगिलूतावृश्चिकाखुविषज्वरकृमिव्रणान् ॥ १५५**

अन्वय.-नाकुली तुवरा तिक्ता कटुका उष्णा (सती) भोगिलूतावृश्चिकाखुविषज्वरकृमिव्रणान् विनाशयेत् ॥

નોરવેલ તૂરી છે, કડવી છે, તીખી છે, ગરમ છે અને સર્પનું ઝેર, કરોળિયાનું ઝેર, વીંછીનું ઝેર, ઉંદરનું ઝેર, તાવ, કૃમિ તથા વ્રણને મટાડે છે. ૧૫૫

### નાની પીલુડીનાં નામો

**माचिका प्रस्थिकाम्बष्ठा तथा चाम्बालिकाम्बिका ।**
**मयूरपदला केशी सहस्रा बालमूलिका ॥ १५६**

अन्वय.-माचिका प्रस्थिका अम्बष्ठा तथा च अम्बा-

લિકા અમ્બિકા મયૂરવિદલા કેશી સહસ્રા બાલમૂલિકા (ઇતિ નામાનિ) ॥

માચિકા,[૧] પ્રસ્થિકા[૨] અંબષ્ઠા,[૩] આમ્લિકા,[૪] અંબિકા,[૫] મયૂરવિદલા,[૬] કેશી,[૭] સહસ્રા[૮] અને બાલમૂલિકા[૯] એટલાં નાની પીલુડીનાં સંસ્કૃત નામો છે

૧ મા અર્થાત્–ચચ્છતિ–અમ્લરસ ત્યક્ત્વા, માપૂર્વકાત્ અચુ ગતિપૂજનયો, ક, કન્, ટાપ્ હ્રસ્વશ્ચ–જે ખાટા રસને કદી છોડતી નથી તેથી માચિકા–નાની પીલુડી

૨ પ્રસ્થીયતે અત્ર–પ્રપૂર્વકાત્ ષ્ઠા ગતિનિવૃત્તૌ–ઇત્ય સ્માત્–આધારે–ઘઞર્થે કવિધાનમ્, પ્રસ્થ–પ્રસ્થાકાર અસ્તિ–અસ્યા–'અત ઇનિઠનૌ' ઇતિ ઠન્ ટસ્યક, ટાપ્–જેનો આકાર પર્વતની ઉપરના શિખરપ્રદેશના જેવો હોય છે, તેથી પ્રસ્થિકા–નાની પીલુડી

૩ અમ્બ્યતે–સ્નેહેન ગમ્યતે પ્રાપ્યતે વા જનૈ અબિ ગતૌ–કર્મણિ ઘઞ્–અમ્બા માતા ઇવ તિષ્ઠતિ યા રક્ત-તયા પક્વાતીસારાદિરોગિણામ્–'સુપિ સ્થ' ઇતિ ક, અમ્બા ઇવેતિ પત્વમ્–ચઙ્ગોરિતિ હ્રસ્વશ્ચ–જે પકવ અતીસાર આદિ રોગવાળાનું રક્ષણ કરતી હોઈને તેઓની જાણે માતા ઊભી હોય, તેવી છે, તેથી અંબષ્ઠા–નાની પીલુડી

૪ અમ્બા ઇતિ શબ્દં લાતિ–ગૃહ્ણાતિ–યત્ત માતૃવત્ શીતત્ત્વગુણત્ત્વાત્–'આતાઽનુપસર્ગે ક' તતશ્ચ અમ્બાલા એવ અમ્બાલિકા ઇતિ સ્વાર્થે કે અત ઇવ હ્રસ્વશ્ચ–જે માતા જેવી શીતલ ગુણવાળી હોવાથી માતાના પર્યાયરૂપ અંબા નામને ધારણ કરે છે તેથી અમ્લિકા–નાની પીલુડી

૫ અમ્બા એવ અમ્બિકા સ્વાર્થે ક, યદ્વા અમ્બા ઇતિ શબ્દં કાયતિ–શબ્દયતિ અમ્બાસદૃશગુણવત્ત્વાત્ 'આતાઽનુપસર્ગે ક'–જે માતારૂપ જ છે અથવા માતા જેવા ગુણવાળી હોવાથી અંબા શબ્દને કહેનારી છે તેથી અંબિકા–નાની પીલુડી

૬ મીનાતિ હિનસ્તિ પક્વાતિસારાદિરોગાન્ ઇતિ મયૂરી–'મીનાતેરૂરન્' જાતિવાદ્ ઙીષ્ વિશિષ્ટાનિ દલાનિ યસ્યા સા વિદલા મયૂરી ચાસૌ વિદલા ચેતિ મયૂરવિદલા યદ્વા મિનોતિ–હિનસ્તિ સર્પાન્ ઇતિ મયૂર મયૂરેણ વિદ સ્યતે–વિદીર્યતે અથવા મયૂર ઇવ વિશિષ્ટં દલં યસ્યા સા–જે પકવાતિસાર આદિ રોગોનો નાશ કરે છે અને જેનાં પાંદડાં ઘણાં જ ઉત્તમ જુદી જાતનાં હોય છે અથવા સર્પભક્ષક મોર પક્ષીઓ જેને વિખેરી તોડી નાખે છે અથવા મોર પક્ષી જેવાં જેનાં પાંદડાં ઘણી જુદી જાતનાં હોય છે, તેથી મયૂરવિદલા–નાની પીલુડી

૭ ક્લિશ્નાતિ–વિબાધતે–કફપિત્તકણ્ઠાદિરોગાન્–ક્લિશૂ વિબાધાયામ્, 'ક્લિશેરન્ લો લોપશ્ચ' ઇત્યૌણાદિરન્ પ્રત્યય, જાતિત્વાચ્ચ ઙીપ્–જે કફ પિત્ત તથા ગળાના રોગોને દૂર કરે છે, તેથી કેશી–નાની પીલુડી

૮ સમાનગુણમન્ય હસતિ–હસે હસને–ર પ્રત્યય–ટાપ્ ચ–સમાન ગુણવાળા બીજા વૃક્ષોને જે હસે છે, તે સહસા અથવા સહસ્ર ગુણા સન્તિ પ્રાય અસ્યામ્–અર્શ-આદ્યચ્–જેમાં લગભગ હજાર ગુણો છે, તેથી સહસ્રા

૯ બાલં મૂલં યસ્યા સા–જેનું મૂળિયું નાનું અથવા ટૂંકું હોય છે, તેથી બાલમૂલિકા–નાની પીલુડી

નામો છે ૧૫૬

ટીકા–પશ્ચિમદેશે 'માઇઆ' ઇતિ લોકે પ્રસિદ્ધો વૃક્ષ વિશેષ–પશ્ચિમ તરફ માઇઆ (પીલુડી) નામે લોકમાં પ્રસિદ્ધ છે ૧૫૬

## નાની પીલુડીના ગુણો

માચિકામ્લા રસે પાકે કષાયા શીતલા લઘુ ।
પક્વાતીસારપિત્તાસ્રકફકણ્ઠામયાપહા ॥ ૧૫૭ ॥

અન્વય–(ગુણાશ્ચ–) માચિકા રસે અમ્લા પાકે કષાયા શીતલા લઘુ (સતી) પક્વાતીસારપિત્તાસ્રકફકણ્ઠામયાપહા (અસ્તિ) ॥

એ પીલુડી રસમાં ખાટી છે, પાકમાં તૂરી છે, ઠંડી છે, હલકી છે અને પાકો અતિસાર, પિત્ત, રુધિરના દરદ, કફ તથા કંઠના રોગને મટાડે છે ૧૫૭

## તેજબળના નામો તથા ગુણો

તેજસ્વિની તેજવતી તેજોહ્વા તેજની તથા ।
તેજસ્વિની કફશ્વાસકાસાસ્યામયવાતહૃત્ ।
પાચન્યુષ્ણા કટુસ્તિક્તા રુચિવહ્નિપ્રદીપિની ॥ ૧૫૮ ॥

અન્વય–તેજસ્વિની તેજવતી તેજોહ્વા તથા તેજની (ઇતિ નામાનિ–ગુણાશ્ચ–) તેજસ્વિની પાચની ઉષ્ણા કટુ તિક્તા રુચિવહ્નિપ્રદીપિની (સતી) કફશ્વાસકાસાસ્યામયવાતહૃત્ (અસ્તિ)

તેજસ્વિની,[૧] તેજવતી,[૨] તેજોહ્વા[૩] અને તેજની[૪] એટલાં તેજબળનાં સંસ્કૃત નામો છે. તેજબળ પાચન છે, ગરમ છે, કડવી છે, તીખી છે, રુચિ ઉપજાવનાર છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને કફ, શ્વાસ, ઉધરસ, મોઢાના દરદ તથા વાયુને મટાડે છે ૧૫૮

૧ પ્રશસ્ત તેજ અસ્તિ અસ્યા–જેનું તેજ એટલે

ઉષ્ણતા ઉત્તમ છે, જે ગરમ છે, તેથી તેજસ્વિની—તેજવત

૨ तेज अस्ति अस्या —तेजवती—અર્થ ઉપર પ્રમાણે

૩ तेज ह्वयते—स्पर्धते—ह्वेञ् स्पर्द्धायाम्, 'आतोऽनुपसर्गे,' इति क, टाप्—જે તેજની સ્પર્ધા અથવા સરસાઈ કરે છે તેથી તેજોહ્વા—તેજબલ

૪ तेजयति—जाठर वह्निं प्रदीपयति उष्णत्वात्—तिज निशाने, ण्यतात् नन्द्यादेल्युः, जातित्वाद् ङीप्—જે ગરમ હોવાથી જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી તેજની—તેજમન

## માલકાંકણીનાં નામો

**ज्योतिष्मती स्यात्कटभी ज्योतिष्का कङ्गुनीति च।**
**पारावतपदी पण्या लता प्रोक्ता ककुन्दनी ॥२५९**

अन्वय—ज्योतिष्मती कटभी ज्योतिष्का कङ्गुनी पारावतपदी पण्या लता ककुन्दनी इति च (नाम्ना) प्रोक्ता स्यात् ॥

જ્યોતિષ્મતી,[1] કટભી,[2] જ્યોતિષ્કા,[3] કંગુની,[4] પારાવતપદી,[5] પણ્યા,[6] લતા[7] અને કકુંદની[8] એટલાં માલકાંકણી*નાં સંસ્કૃત નામો છે

૧ ज्योति अस्ति अस्या —मतुप्—(५-२-९४) જેમાં તેજ-અગ્નિનો ગુણ રહેલ છે તેથી જ્યોતિષ્મતી માલકાંકણી

૨ कट इव भाति—भा दीप्तौ—'अन्येभ्योऽपि दृश्यते—इति ड गौरादित्वाद्ङीप्—હાથીના લમણા જેવી જે દેખાય છે, તેથી કટભી—માલકાંકણી

૩ ज्योति इव—इवार्थे कन्—અગ્નિ જેવી દ્યોતિ હોય—અગ્નિ જેવી ગરમ છે તેથી જ્યોતિષ્કા—માલકાંકણી

૪ क सुखम् अङ्गति—प्रापयति—वह्निबुद्धिस्मृतिप्रदत्वात् अगि गतौ—मृगय्वादित्वात् कु —उणादि कङ्गु शब्देन नीयते—ज्ञायते—ड, ङीप्—જે અગ્નિદીપક, બુદ્ધિદાયક તથા સ્મૃતિદાયક હોવાથી સુખ આપનાર છે, અને તેથી જ 'કંગુ' એ શબ્દથી ઓળખાય છે માટે કંગુની—માલકાંકણી

૫ परजीव अवति—रक्षति, परान्—शत्रो —अहङ्कारादीन् अवति ज्ञानोपदेशेनेति परावत्—अव रक्षणादौ, शतृप्रत्यय, 'द्वितीया —२—१—२४, 'पञ्चमी'—२—१—३७, इति योगविभागात् समास, परावत —दत्तात्रेयस्य अय गुरु तस्येदमित्यण्, पारावत, पारावत इव पादा मूलानि यस्या सा पारावतपदी—જ્ઞાનનો ઉપદેશ આપી બીજા જીવની જે રક્ષા કરે છે અથવા અહંકારરૂપ બીજા શત્રુથી જે બચાવે છે, તે પરાવત—ગુરુદત્તાત્રેય, એ દત્તાત્રેયનો જે ગુરુ ગણાય છે, તે પારાવત—પારેવે એ પારેવા જેવા જેના મૂળિયાં હોય છે, તેથી પારાવતપદી—માલકાંકણી

૬ पण्यते—स्तूयते गुणै—पण व्यवहारे स्तुतौ च, 'अवद्यपण्य' इति साधु—પોતાના ગુણોને લીધે જે વખણાય છે, તેથી પણ્યા—માલકાંકણી

૭ लतति—आ समन्तात् हन्ति—कफवायू अत्युष्णत्वात् लत आघाते—अच्—અતિઉષ્ણ હોવાથી કફ તથા વાયુનો જે નાશ કરે છે, તેથી લતા—માલકાંકણી

૮ क—सुखस्वरूपम् एव कुन्द—विष्णु नयति—प्रापयति बुद्धिप्रदत्वात् ककुन्दनी—णीञ्—प्रापणे, ड ङीप्—જે બુદ્ધિદાયક હોવાથી સુખસ્વરૂપ પરમેશ્વરને પ્રાપ્ત કરાવે છે તેથી કકુંદની—માલકાંકણી

## માલકાંકણીના ગુણો

**ज्योतिष्मती कटुस्तिक्ता सरा कफसमीरजित्।**
**अत्युष्णा वामनी तीक्ष्णा वह्निबुद्धिस्मृतिप्रदा ॥२६०**

ज्योतिष्मती कटु तिक्ता सरा कफसमीरजित् अत्युष्णा वामनी तीक्ष्णा (च सती) वह्निबुद्धिस्मृतिप्रदा (भवति) ॥

માલકાંકણી તીખી છે, કડવી છે, ઝાડો લાવનાર છે, કફ તથા વાયુને જીતનાર છે બહુ ગરમ છે, તીક્ષ્ણ છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે અને બુદ્ધિ તથા સ્મૃતિને આપનાર છે

## કઠના નામો તથા ગુણો

**कुष्ठरोगाह्वय वाप्य पारिभाव्य तथोत्पलम्।**
**कुष्ठमुष्ण कटु स्वादु शुक्रल तिक्तक लघु।**
**हन्ति वातास्रवीसर्पकासकुष्ठमरुत्कफान् ॥२६१॥**

अन्वय—कुष्ठरोगाह्वये वाप्ये पारिभाव्य तथा उत्पलम् (इति नामानि गुणाश्च—) कुष्ठम् उष्ण कटु स्वादु शुक्रल तिक्तक लघु (सत्) वातास्रवीसर्पकासकुष्ठमरुत्कफान् हन्ति ॥

---

* સુશ્રુતસંહિતામાં તેને નસ્યશોધન અને પ્રશમન ગણેલ છે

ચરકસંહિતામાં તેને શિરોવિરેચન વર્ણવેલ છે તેના પાદડાના રસથી જીભનું જડપણું અટકે છે અને તેનાથી પેશાબ વધારે આવે છે, ને જલોદરના વ્યાધિમાં આપવાથી સોજા ઓછા થાય છે તેના મૂળિયાથી ઊલટી થાય છે તેમ જ જુલાબ લાગે છે પાદડાનો રસ આપવાથી સ્ત્રીઓને ગએલ ઋતુ ફરી શરૂ થાય છે

કુષ્ઠરોગાહ્વય,[1] વાપ્ય,[2] પારિભાવ્ય,[3] ઉત્પલ[4] અને કુષ્ઠ[5] એટલાં કઠનાં સંસ્કૃત નામો છે. (જે કોઢરોગના નામો છે, તે કઠનાં પણ નામ છે.) કઠ ગરમ છે, તીખું છે, મધુર છે, વીર્યને વધારનાર છે, કડવું છે, હલકું છે અને વાયુ, લોહીનાં દરદ, રતવા. ઉધરસ, કોઢ તથા કફને મટાડે છે. ૨૬૧

૧. कुष्ठनामा रोग कुष्ठरोग. आह्वयन्तीत्याह्वा – 'आतश्चोपसर्गे' इति के प्राप्ते '॰प्रमारणिभ्यो डो वक्तव्य' ' इति ड,' आह्वाभिर्धायत-प्राप्यते, या प्रार्ण, 'घनर्थे क' 'अन्यत्रापि' इति डो वा, यद्वा आह्वानम् आहू', सम्पदादि:-क्विप्-ईयते इति अय 'एरच्', आह्वा अय:–आह्वय.–कुष्ठरोग आह्वयो यस्य स –કોઢનો રોગ કુષ્ઠ જેનુ નામ છે, તેથી કુષ્ઠરોગાહ્વય–કઠ.

૨. वाप्यां भव', भवार्थे यत्' यद्वा उप्यते इति वाप्य – 'ऋहलोर्ण्यत्'–જે વાવમાં થાય છે અથવા વવાય છે, તેથી વાપ્ય–કઠ.

૩. परिभूयते–तिरस्क्रियते इति परिभाव –'परौ भुव' इति घञ्, रोगाणां परिभावाय–प्रशमनाय साधु इति पारिभाव्यम्–'तत्र साधौ' इति यत् રોગોનો તિરસ્કાર અથવા પ્રશમન કરવાને જે હિતકારી છે, તેથી પારિભાવ્ય–કઠ.

૪. उत्–उत्कृष्टतया पलति–गच्छति–उष्णता कटुतां चेति उत्पलम्–અતિશય ગરમ તથા તીખાશનો ગુણ પ્રાપ્ત કરે છે, તેથી ઉત્પલ–કઠ.

૫. कुष्णाति–निष्कर्षति–दूरीकरोति वातादिरोगान्–कुष निष्कर्षे–' हनिकुषि–' इति उणा॰ क्थन्–જે વાયુ વગેરેના રોગોને દૂર કરે છે, તેથી કુષ્ઠ–કઠ.

પુષ્કરમૂળનાં નામો

**उक्तं पुष्करमूलं तु पौष्करं पुष्करं च तत्।**
**पद्मपत्रं च काश्मीरं कुष्ठभेदमिमं जगुः॥१६२॥**

अन्वय.–पुष्करमूल तु पौष्कर पुष्कर तत् च पद्मपत्र च काश्मीरम् उक्तम्, इम कुष्ठभेद जगु ॥

પુષ્કરમૂળ,[1] પૌષ્કર[2] પુષ્કર,[3] પદ્મપત્ર,[4] અને કાશ્મીર[5] એટલા પુષ્કરમૂળ*ના સંસ્કૃત નામો છે. ૧૬૨

૧. पुष्णाति कटुतां तिक्तता च–' पुष पुष्टौ–'पुषः कित्' इत्यौणादि करन् प्रत्यय –पुष्कर, तस्य मूल–જે કડવાશ અને તીખાશને ધારણ કરે છે, તેથી यद्वा पुष्करस्य–कमलस्य आकार मूलम् अस्ति अस्य–અથવા જેનું મૂળિયું કમળ જેવા આકારનું હોય છે; તેથી પુષ્કરમૂળ.

૨. पुष्करस्याकारः अस्ति अस्य मूले–જેનાં મૂળિયાંનો આકાર કમળ જેવો હોય છે, તેથી પૌષ્કર–પુષ્કરમૂળ.

૩. નંબર પહેલો જુઓ.

૪. पद्मस्य इव पत्र यस्य तत्–જેનુ પાન કમળ જેવુ હોય છે, તેથી પદ્મપત્ર–પુષ્કરમૂળ.

૫. कश्मीरेषु भव काश्मीरम्–કાશ્મીર દેશમાં જે થાય છે, તેથી કાશ્મીર–પુષ્કરમૂળ.

પુષ્કરમૂળના ગુણો

**पौष्करं कटुकं तिक्तमुक्तं वातकफज्वरान्।**
**हन्ति शोथारुचिश्वासान्विशेषात्पार्श्वशूलनुत्॥१६३॥**

अन्वय.–पौष्कर कटुक तिक्तम् उक्तम्; (तत्) वातकफज्वरान् (तथा) शोथारुचिश्वासान् हन्ति, पार्श्वशूलनुत् विशेषात् (अस्ति)॥

પુષ્કરમૂળ તીખું છે, કડવુ છે અને વાયુ તથા કફથી થયેલા તાવ, સોજો, અરુચિ તથા શ્વાસને મટાડે છે, તેમ જ પડખાંના શૂળને વિશેષે કરી મટાડે છે ૧૬૩

દારુડીનાં નામો

**कटुपर्णी हैमवती हेमक्षीरी हिमावती।**
**हेमाह्वा पीतदुग्धा च तन्मूलं चोकमुच्यते॥१६४॥**

अन्वय.–कटुपर्णी हैमवती हेमक्षीरी हिमावती हेमाह्वा पीतदुग्धा (इति नामानि), तन्मूल च चोकम् उच्यते॥

કટુપર્ણી,[1] હૈમવતી,[2] હેમક્ષીરી,[3] હિમાવતી[4] હેમાહ્વા[5] અને પીતદુગ્ધા,[6] એટલાં દારુડીના સંસ્કૃત નામો છે. દારુડીના મૂળનું

* ચક્રદત્ત અને શાર્ઙ્ગધરમાં આ મૂળિયાને ખુશબોદાર અને જાગ્રત કરનાર વર્ણવેલા છે અને તેમને ઉધરસ, દમ, તાવ, અદ્ધહજમી અને ત્વચારોગમાં વાપરવા ભલામણ કરેલી છે.

ચરકસંહિતામાં તેને શુક્રશોધન, શ્લેષ્મહર (ધાતુને પાતળી કરનાર), શુક્રજનન (વીર્ય ઉત્પન્ન કરનાર) અને હેડકી મટાડનાર વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને યોનિદોષહર અને સ્તન્યશોધન, વર્ણપ્રસાદન (ચામડીનો રંગ સુધારનાર) તેમ જ ખુજલી અને બીજા વિકાર દૂર કરનાર વર્ણવેલ છે

ચક્રદત્તમાં તેને હરડે, અજમો, હિંગ અને સૂંઠ સાથે મેળવી ઉધરસ, દમ, તાવ અને જઠરાગ્નિ મંદ હોય ત્યારે આપવા ભલામણ કરી છે.

નામ શોક કહેવાય છે. ૧૬૪

૧. कटूनि पर्णानि यस्याः सा-જેના પાદડાં કડવાં હોય છે, તેથી કટુપર્ણી-દારૂડી.

૨. हिमवति भवा-'तत्र भवः' इत्यण्-अण्णन्त्वाच्च ङीप्-હિમાલયમાં જે થાય છે, તેથી હૈમવતી-દારૂડી.

૩. हेमवर्ण क्षीरं यस्याः सा-જેનું ક્ષીર સોના જેવું ચળકતું ને પીળું હોય છે, તેથી હૈમક્ષીરા-દારૂડી

૪. हिमम् अस्ति अस्याः-मतुप् ५-३-९४ 'शरादीनां चे'ति दीर्घः-જેમાં હિમ રહેલું છે, તેથી હિમાવતી-દારૂડી

૫. हेम इति आह्वा यस्याः सा, यद्वा हेमनाम्ना आह्वयते-જેનું નામ હેમ છે અથવા હેમ-સોનાના નામે જે કહેવાય છે, તેથી હેમાહ્વા-દારૂડી

૬. पीतं दुग्धं यस्याः सा-જેનું દૂધ-ક્ષીર પીળું હોય છે, તેથી પીતદુગ્ધા-દારૂડી

### દારૂડીના ગુણો

हेमाह्वा रेचनी तिक्ता भेदिन्युत्क्लेशकारिणी ।
कृमिकण्डूविषानाहकफपित्तास्रकुष्ठनुत् ॥ १६५ ॥

अन्वयः-(अथ तद्गुणाः-) हेमाह्वा रेचनी तिक्ता भेदिनी उत्क्लेशकारिणी (सती) कृमिकण्डूविषानाहकफपित्तास्रकुष्ठनुत् (अस्ति) ॥

દારૂડી રેચક છે, કડવી છે, ઝાડા લાવનાર છે, શરીરને ઢીલું-થાકેલું કરનાર છે અને કૃમિ, ખરજ, ઝેર, આફરો, કફ, પિત્ત, લોહીના દરદ તથા કોઢને મટાડે છે.

### કાકડાશીંગીનાં નામો

शृङ्गी कर्कटशृङ्गी च स्यात्कुलीरविषाणिका ।
अजशृङ्गी च वक्रा च कर्कटाख्या च कीर्तिता ॥

अन्वयः-शृङ्गी कर्कटशृङ्गी च कुलीरविषाणिका स्यात्, (तथा) च अजशृङ्गी च वक्रा च कर्कटाख्या कीर्तिता (नामभिः) ॥

શૃંગી,[1] કર્કટશૃંગી,[2] કુલીરવિષાણિકા,[3] અજશૃંગી,[4] વક્રા[5] અને કર્કટાખ્યા[6] એટલાં કાકડાશીંગી[×]નાં સંસ્કૃત નામો છે. ૧૬૬

× પ્રાચીન અન્ય વૈદક ગ્રંથોમાં કાકડાશીંગીને પાચ્છિક, કફ કાઢનાર અને ઉધરસ, દમ, તાવ, અરુચિ તથા પેટના દરદો મટાડનાર વર્ણવેલ છે ચરકસંહિતામાં તેને કાસહર (ઉધરસ મટાડનાર) તથા આચકી બંધ કરનાર વર્ણવેલ છે સુશ્રુતસંહિતામાં તેને જીવન, પાષ્ટિક,

૧. शृणाति-हिनस्ति रोगान्-शॄ हिंसायाम्, 'शृणातेर्ह्रस्वश्च' इति गन् नुम् च 'गौरादित्वाद् ङीप्-જે ઘણા રોગોનો નાશ કરે છે, તેથી શૃંગી-કાકડાશીંગી

૨. शृणाति-हिनस्ति जीवान्, शॄ हिंसायाम्, 'अन्येभ्योऽपि दृश्यते' इति विच्, कटति-आवृणोति-कट वर्षावरणयोः-पचाद्यच्, कर् चासौ कटश्च-कर्कटः, यद्वा कक हसने, इति सौत्रो धातुः-ककति-हसति क्षुद्रजन्तून् इति ककटः 'शकादिभ्योऽटन्,' यद्वा कर्कं श्वेतं वर्णं टलति, टल् गतौ, 'अन्येभ्योऽपि०' इति ड कर्कट इव शृङ्गं यस्याः सा-ક્ષુદ્ર જંતુઓની હિંસા કરનાર અથવા તેવા જંતુઓને હસનાર અથવા ધોળા-ભૂખરા રંગને ધારણ કરતા કરચલા જેવું શિખર અથવા અણી જેને હોય છે, તેથી કર્કટશૃંગી-કાકડાશીંગી.

૩. कुलति-कुल संस्त्याने-'गम्भीरादयश्च' इति ईरन्, यद्वा कौ पृथिव्याम् लीयते-लीङ् श्लेषणे-बाहुलकाद् रक्, यद्वा कुलम् अस्य अस्ति 'अत इनिठनौ' कुलिनम् ईरयति कुलीरः-जनकभक्षकत्वात्, कर्मण्यण्, कुलीर इव विषाणं यस्याः सा-ઉત્પન્ન કરનારને જ ખાઈ જતા કરચલા જેવું જેને શિખર અથવા અણી હોય છે, તેથી કુલીરવિષાણિકા-કાકડાશીંગી

૪. अज इव शृङ्गं यस्याः सा-જેને બકરાના શીંગડાં જેવા આકારનું ફળ હોય છે, તેથી અજશૃંગી-કાકડાશીંગી.

૫. वक-वक्राद्वृति कुत्सम् अस्ति अस्याः-अर्शआद्यच्-જેમાં વાંકુંચૂંકું-બકરાના શીંગડાં જેવા આકારનું ફળ થાય છે, તેથી વક્રા-કાકડાશીંગી

૬. कर्कटः आख्या यस्याः सा, यद्वा कर्कटनाम्ना आख्यायते जनैः-જે કરચલાનું નામ ધરાવે છે અથવા કરચલાના નામે જેને લોકો કહે છે, તેથી કર્કટાખ્યા-કાકડાશીંગી

### કાકડાશીંગીના ગુણો

शृङ्गी कषाया तिक्तोष्णा कफवातक्षयज्वरान् ।
श्वासोर्ध्ववाततृट्कासहिक्कारुचिवमीन् हरेत् ॥ १६७ ॥

अन्वयः-(अथ च गुणाः-) शृङ्गी कषाया तिक्ता उष्णा (सती) कफवातक्षयज्वरान् श्वासोर्ध्ववाततृट्कासहिक्कारुचिवमीन् हरेत् ॥

કાકડાશીંગી તૂરી છે, કડવી છે, ગરમ છે અને કફ, વાયુ, ક્ષય, તાવ, શ્વાસ, ઊંચી ગતિનો વાયુ, તરસ, ઉધરસ, હેડકી, અરુચિ

બૃહણ (શરીરવર્ધક) અને પિત્ત-શોણિતાનિલ નાશક ગણેલ છે

તથા ઊલટીને મટાડે છે. ૧૬૭

### કાયફલનાં નામો

**कट्फलः सोमवल्कश्च कैटर्यः कुम्भिकाऽपि च ।**
**श्रीपर्णिका कुमुदिका भद्रा भद्रवतीति च ॥१६८॥**

अन्वयः–कट्फलः च सोमवल्कः कैटर्यः अपि च कुम्भिका श्रीपर्णिका कुमुदिका भद्रा च भद्रवती इति (कथ्यते) ॥

કટ્ફલ,[1] સોમવલ્ક,[2] કૈટર્ય,[3] કુંભિકા,[4] શ્રીપર્ણિકા,[5] કુમુદિકા,[6] ભદ્રા[7] અને ભદ્રવતી[8] એટલાં કાયફળનાં સંસ્કૃત નામો છે. ૧૬૮

૧. कटति–आवृणोति वायुकफज्वरादिरोगान्, वर्षति या तुवरतिक्तकटुरसान्–क्विप्–३,२,१७८, कट् फलम् यस्य सः–જેનું ફળ વાયુ, કફ, તાવ વગેરે રોગોને રોકે છે, તેમ જ તૂરો, કડવો તથા તીખો રસ વર્ષે છે, તેથી કટ્ફલ–કાયફળ

૨. सोम इव वल्कं यस्य सः–જેને ચંદ્ર જેવી સફેદ છાલ હોય છે, તેથી સોમવલ્ક–કાયફળ.

૩. किट्यते इति कैट–किट त्रासे–घञ्, कैटं राति–ददाति अतितिक्तत्वात्–चतुर्वर्णादित्वात् ष्यञ्–कैटर्यः.–જે અતિશય કડવું હોવાથી ત્રાસ આપે છે, તેથી કૈટર્ય–કાયફળ.

૪. कुं भूमिम् उम्भति–पूरयति, उम्भ पूरणे–अच्–गौरादि.–कुम्भी इव रसाधारत्वात् कुम्भिका–स्वार्थे कन्, રસોનો આધાર હોવાથી જાણે કળશી કે પાણીની કોઠી હોય, તેવું હોય છે, તેથી કુંભિકા–કાયફળ.

૫. श्री पर्णेषु यस्याः सा, यद्वा श्रीयुक्तानि पर्णानि यस्याः सा–'पाककर्णपर्ण०' इति ङीप्, स्वार्थे च कन्–જેનાં પાંદડાંમાં શોભા હોય છે અથવા જેનાં પાંદડાં શોભાવાળાં હોય છે, તેથી શ્રીપર્ણિકા–કાયફળ.

૬. कौ मोदते–मुदी हर्षे, 'इगुपधे'ति कः, स्वार्थे च कन्–टाप् इत्वं च–कुमुदिका–જમીન પર ફાલ્યુંફૂલ્યું રહે છે, તેથી કુમુદિકા–કાયફળ.

૭. भन्दते–कल्याण सुखं च करोति रोगिणा, भदि कल्याणे सुखे च–' ऋजेन्द्र० ' इति रक्–રોગીઓનું જે કલ્યાણ તથા સુખ કરે છે, તેથી ભદ્રા–કાયફળ.

૮. भद्रम् अस्ति अस्या रोगिणाम्–मतुप् वत्वं ङीप्–જેમાં રોગીઓનું કલ્યાણ તથા સુખ છે, તેથી ભદ્રવતી–કાયફળ.

### કાયફલના ગુણો

**कट्फलस्तुवरस्तिक्तः कटुर्वातकफज्वरान् ।**
**हन्ति श्वासप्रमेहार्शःकासकण्ठामयारुचीः ॥१६९॥**

अन्वयः–(तद्गुणाश्च–) कट्फलः तुवरः तिक्तः कटुः (सन्) वातकफज्वरान् श्वासप्रमेहार्शःकासकण्ठामयारुचीः हन्ति ॥

કાયફલ તૂરું છે, કડવું છે, તીખું છે અને વાયુ, કફ, તાવ, શ્વાસ, પ્રમેહ, અરશ, ઉધરસ, કંઠના રોગ તથા અરુચિને મટાડે છે. ૧૬૯

### ભારંગીનાં નામો તથા ગુણો

**भार्गी भृगुभवा पद्मा फञ्जी ब्राह्मणयष्टिका ।**
**ब्राह्मण्यङ्गारवल्ली च खरशाकश्च हञ्जिका ।**
**भार्गी रूक्षा कटुस्तिक्ता रुच्योष्णा पाचनी लघुः ॥**
**दीपनी तुवरा गुल्मरक्तनुन्नाशयेद् ध्रुवम् ।**
**शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ॥१७१॥**

अन्वय.–भार्गी भृगुभवा पद्मा फञ्जी ब्राह्मणयष्टिका ब्राह्मणी अङ्गारवल्ली च खरशाकः च हञ्जिका (इति नामानि गुणाश्च–) भार्गी रूक्षा कटुः तिक्ता रुच्या उष्णा पाचनी लघुः दीपनी तुवरा (सती) गुल्मरक्तनुत् (अस्ति तथा च) शोथकासकफश्वासपीनसज्वरमारुतान् ध्रुवं नाशयेत् ॥

ભાર્ગી,[1] ભૃગુભવા,[2] પદ્મા,[3] ફંજી,[4] બ્રાહ્મણયષ્ટિકા,[5] બ્રાહ્મણી,[6] અંગારવલ્લી,[7] ખરશાક[8] અને હંજિકા[9] એટલાં ભારંગીનાં સંસ્કૃત નામો છે. ભારંગી રૂક્ષ છે, તીખી છે, કડવી છે, રુચિ ઉપજાવનાર છે, ગરમ છે, પાચક છે, હલકી છે, અગ્નિને પ્રદીપ્ત કરનાર છે, તૂરી છે, અને ગોળો, લોહીનાં દરદ, સોજો, ઉધરસ, કફ, શ્વાસ, સળેખમ, તાવ તથા વાયુને નક્કી મટાડે છે. ૧૭૦,૧૭૧

૧. भृज्ज्यते इति भर्ग–भ्रस्ज पाके–घञ्, 'भ्रस्जो रोपधयो०' इति रम्, भजोरिति कुत्वम्, यद्वा भृज्ज्यते इति भर्गः–भृजी भर्जने–घञ्, भर्गः–भर्जनो वह्निगुणः अस्ति अस्यां–दीपनत्वात् उष्णत्वाच्च, ज्योत्स्नादयण्–જેમાં અગ્નિનો પાચન ગુણ છે, કેમકે દીપન તથા ઉષ્ણ છે, તેથી ભાર્ગી–ભારંગી.

૨. भृगौ–गिरिशिखरे भवति–अच्–भृगुभवा–પર્વતનાં શિખર પર જે થાય છે, તેથી ભૃગુભવા–ભારંગી.

૩. पद्मं–पद्माभं पुष्पम् अस्ति अस्याः–अर्शआद्यच्–જેમાં કમળ જેવાં ફૂલ થાય છે, તેથી પદ્મા–ભારંગી.

૪. भनक्ति गुल्मादिरोगान्–भञ्जो आमर्दने–पचाद्यच्, जातित्वाद् ङीप्–पृषोदरादित्वात् भस्य फः–જે ગોળો વગેરે રોગોનો નાશ કરે છે, તેથી ફંજી–ભારંગી.

૫. ब्रह्मण इय ब्राह्मणी–इदमर्थे अण्–ब्राह्मणी चासौ यष्टि ब्राह्मणयष्टि, ब्राह्मणयष्टि इव काष्ठप्रकाण्डत्वात्, स्वार्थे कन्–બ્રહ્માની કે બ્રાહ્મણની જાણે લાકડી હોય–એનું જેનું ઝાડ હોય છે, તેથી બ્રાહ્મણયષ્ટિકા–ભારંગી.

૬. ब्रह्मण इयम्–प्रिया, इदमर्थेऽण्–ङीप्–બ્રહ્માની આ પ્રિય વસ્તુ છે, તેથી બ્રાહ્મણી–ભારંગી.

૭. अङ्गाराणां वल्ली इव, अङ्गारसदृशी वा वल्ली–અંગારાઓની જાણે વેલ હોય અથવા અંગારા જેવા રંગની વેલરૂપે જે ઊગે છે, તેથી અંગારવલ્લી–ભારંગી.

૮. खर शाक यस्य स–જેનું શાક કડવું થાય છે, તેથી ખરશાક–ભારંગી.

૯. हन्ति गुल्मादिरोगान्–पचाद्यच्–पृषोदरादि–ગોળો વગેરે રોગોનો જે નાશ કરે છે, તેથી હંજિકા–ભારંગી.

## પાષાણભેદનાં નામો તથા ગુણો

**पाषाणभेदकोऽश्मघ्नो गिरिभिद्भिन्नयोजनः ।**
**अश्मभेदो हिमस्तिक्तः कषायो बस्तिशोधनः ॥१७२**
**भेदनो हन्ति दोषार्शोगुल्मकृच्छ्राश्महृद्रुजः ।**
**योनिरोगान् प्रमेहांश्च प्लीहशूलव्रणानि च ॥१७३॥**

अन्वय–पाषाणभेदक अश्मघ्न गिरिभिद् भिन्नयोजन (इति नामानि, गुणाश्च–) अश्मभेद हिम तिक्त कषाय बस्तिशोधन भेदन (सन्) दोषार्शोगुल्मकृच्छ्राश्महृद्रुज योनिरोगान् च प्रमेहान् च प्लीहशूलव्रणानि हन्ति ॥

પાષાણભેદક,[1] અશ્મઘ્ન,[2] ગિરિભિત્[3] અને ભિન્નયોજન[4] એટલાં પાષાણભેદનાં સંસ્કૃત નામો છે. પાષાણભેદ ઠંડો છે, કડવો છે, તૂરો છે, નાભિથી નીચેના ભાગને સાફ કરનાર છે, ઝાડો લાવનાર છે અને અર્શ, ગોળો, મૂત્રકૃચ્છ્ર, પથરી, હૃદયના રોગ, યોનિના રોગ, પ્રમેહ, બરલનું દરદ, શૂલ અને વ્રણને મટાડે છે. ૧૭૨,૧૭૩

૧. पाषाण–पाषाणरोग भिनत्ति–विदारयति–बस्तिशोधकत्वात्–भिदिर् विदारणे–ण्वुल्–જે નાભિથી નીચેના ભાગને સાફ કરનાર હોવાથી પથરીના રોગનો નાશ કરે છે, તેથી પાષાણભેદ.

૨. अश्मानम्–अश्मरोग हन्ति–हन् हिंसायाम् 'अमनुष्यकर्तृके च' इति टक्–જે બસ્તિશોધક હોવાથી પથરીના રોગનો નાશ કરે છે, તેથી અશ્મઘ્ન–પાષાણભેદ.

૩. गिरिं भिनत्ति प्ररोहेण, भिदिर्–क्विप्–જે ઊગી નીકળીને પહાડને પણ તોડે છે–ચીરી નાખે છે, તેથી ગિરિભિત્–પાષાણભેદ.

૪. भिन्न–व्रण योजयति मांसादिना, युजिर् योगे–ण्यन्तात् नन्द्यादित्वात् ल्यु–જે વ્રણને માંસ વગેરેથી જોડે–રૂઝવે છે, તેથી ભિન્નયોજન–પાષાણભેદ.

## ધાવડીનાં નામો

**धातकी धातुपुष्पी च ताम्रपुष्पी च कुञ्जरा ।**
**सुभिक्षा बहुपुष्पी च वह्निज्वाला च सा स्मृता॥१७४**

अन्वय–धातकी धातुपुष्पी च ताम्रपुष्पी च कुञ्जरा सुभिक्षा च बहुपुष्पी च सा वह्निज्वाला स्मृता (इति नामानि) ॥

ધાતકી,[1] ધાતુપુષ્પી,[2] તામ્રપુષ્પી,[3] કુંજરા,[4] સુભિક્ષા,[5] બહુપુષ્પી[6] અને વહ્નિજ્વાલા,[7] એટલાં ધાવડીના+ સંસ્કૃત નામો છે.

૧. धातु करोति–तत्करोति–इति ण्यन्तात् ण्वुल्–गौरादि–જે ધાતુને કરે છે અથવા શરીરનું ધારણ-પોષણ કરે છે, તેથી ધાતકી–ધાવડી.

૨. धातु पुष्पं यस्या सा–જેનું પુષ્પ પણ શરીરનું ધારણપોષણ કરનાર છે, તેથી ધાતુપુષ્પા–ધાવડી.

૩. ताम्राणि पुष्पाणि यस्या सा–જેનાં ફૂલ લાલ રંગના હોય છે, તેથી તામ્રપુષ્પા–ધાવડી

૪. कुञ्ज–हस्तिदन्त इव पुष्पम् अस्या 'नकुञ्जकुञ्जेभ्यो र.' (वा. ५.२,१०७) इति र, टाप् च–જેનું ફૂલ હાથીના દાંત જેવું હોય છે, તેથી કુંજરા–ધાવડી

૫. सुतरां भिक्ष्यते–याच्यते तृषादिशमनार्थं रोगिभि, भिक्ष याच्ञायाम्, घञ्–તૃષા આદિને શાંત કરવા રોગીઓ જેની ઘણી જ માગણી કરે છે, તેથી સુભિક્ષા–ધાવડી

૬. बहूनि पुष्पाणि यस्या सा–જેમાં ઘણાં ફૂ

---

+ ચક્રદત્ત અને શાર્ઙ્ગધરમાં ધાવડીના ગ્રાહી ગુણોને લીધે તેને વાટીને મધ સાથે મેળવીને મરડાના દરદમાં આપવા લખે છે. સ્ત્રીઓને આનંદ વધારે જતુ હોય ત્યારે આનું ફૂલ આપવા ભલામણ કરે છે. તેમના બીજા ગ્રાહી ગુણો માટે બહારના ભાગ પર વાટીને ચોપડવામાં આવે છે.

ચરકસંહિતામાં ધાવડીના ફૂલને પુરીષસંગ્રહણ (મળ ઘટ્ટ કરનાર) મૂત્રવિરજનીય (પેશાબનો રંગ બદલનાર) અને સ્ત્રીઓ ગર્ભવતી હોય ત્યારે આ ફૂલને ગરમી આપનાર તથા રક્ષણ આપનાર વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તેમને પક્વાતિસારનાશક (જૂનો અતિસાર મટાડનાર), સંધાનીય (ગ્રાહી અથવા સ્તંભક), વ્રણ્ય (ગુમડાં વગેરે વ્રણ રુઝવનાર) અને પિત્ત બેસાડનાર ગણેલ છે.

આવે છે, તેથી બહુપુષ્પા–ધાવડી.

૭. वह्ने ज्वाला इव या दृश्यते रक्तपुष्पत्वात्–જેના ફૂલ રાતા હોવાથી લોકો છેટેથી જેને અગ્નિની જ્વાળા જેવી દેખે છે, તેથી વહ્નિજ્વાલા–ધાવડી.

### ધાવડીના ગુણો

**धातकी कटुका शीता मृदुकृत्तुवरा लघु ।**
**तृष्णातीसारपित्तास्रविषकृमिविसर्पजित् ॥ १७५ ॥**

अन्वय –( अथ च गुणा – ) धातकी कटुका शीता मृदुकृत् तुवरा लघु तृष्णातीसारपित्तास्रविषकृमिविसर्पजित् ॥

ધાવડી તીખી છે, ઠંડી છે, કોમળપણું કરનાર છે, તૂરી છે, હલકી છે અને તરસ, ઝાડા, પિત્ત, લોહીના દરદ, ઝેર, કૃમિ તથા રતવાને મટાડે છે. ૧૭૫

### મજીઠનાં નામો તથા ગુણો

**मञ्जिष्ठा विकसा जिङ्गी समङ्गा कालमेषिका ।**
**मण्डूकपर्णी भण्डीरी भण्डी योजनवल्ल्यपि ॥ १७६ ॥**
**रसायन्यरुणा काला रक्ताङ्गी रक्तयष्टिका ।**
**भण्डीतकी च गण्डीरी मञ्जूषा वस्त्ररञ्जिनी ॥ १७७**
**मञ्जिष्ठा मधुरा तिक्ता कषाया स्वरवर्णकृत् ।**
**गुरुरुष्णा विषश्लेष्मशोथयोन्यक्षिकर्णरुक् ।**
**रक्तातीसारकुष्ठास्रवीसर्पव्रणमेहनुत् ॥ १७८ ॥**

अन्वय –मञ्जिष्ठा विकसा जिङ्गी समङ्गा कालमेषिका मण्डूकपर्णी भण्डीरी भण्डी योजनवल्ली अपि च रसायनी अरुणा काला रक्ताङ्गी रक्तयष्टिका भण्डीतकी गण्डीरी मञ्जूषा वस्त्ररञ्जिनी ( इति नामानि, गुणाश्च– ) मञ्जिष्ठा मधुरा तिक्ता कषाया स्वरवर्णकृत् गुरुः उष्णा विषश्लेष्मशोथयोन्यक्षिकर्णरुक् रक्तातीसारकुष्ठास्रवीसर्पव्रणमेहनुत् ( अस्ति ) ॥

મંજિષ્ઠા,[1] વિકસા,[2] જિંગી,[3] સમંગા,[4] કાલમેષિકા,[5] મંડૂકપર્ણી,[6] ભંડીરી,[7] ભંડી,[8] યોજનવલ્લી,[9] રસાયની,[10] અરુણા,[11] કાલા,[12] રક્તાંગી,[13] રક્તયષ્ટિકા,[14] ભંડીતકી,[15] ગંડીરી,[16] મંજૂષા[17] અને વસ્ત્રરંજિની[18] એટલાં મજીઠ×નાં સંસ્કૃત નામો છે. મજીઠ મધુર છે, કડવી છે, તૂરી છે, સ્વરને સારો કરનારી છે, ભારે છે, ગરમ છે અને ઝેર, સળેખમ, સોજો, યોનિના રોગ, નેત્રના રોગ, કાનના રોગ, લોહીનો ઝાડો, કોઢ, લોહીના દરદ, રતવા, વ્રણ અને પ્રમેહને મટાડે છે.

× ચક્રદત્તમાં શરીર ઉપરની ત્વચાનો રંગ ભૂરો થઈને ભીંગડાં ઊખડી જાય છે, તે ઉપર મજીઠને મધમાં વાટી ચોપડવા ભલામણ કરેલ છે.

ચરકસંહિતામાં મજીઠને પુરીષગ્રહણ, યૌવન સ્થાપનાર અને જ્વરહર વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને પક્વાતિસારનાશક, સંધાનીય, મદ્ય અને પિત્ત કાઢી નાખનાર વર્ણવેલ છે

૧. मञ्जौ–शोभने वर्णे तिष्ठति–' सुपि स्थ ' इति कः, ' अम्बाम्ब० ' इति षत्वम्, पृषोदरादि, यद्वा अतिशयेन मञ्जु –'अतिशायने तमबिष्ठनौ'–જે સુંદર રંગમાં રહે છે, અથવા જે ખૂબ સુંદર હોય છે, તેથી મંજિષ્ઠા–મજીઠ

૨ विशेषेण कसति–गच्छति गुणसमूहम्, अच्–टाप्–જે ઘણા ગુણોને ધારણ કરે છે, તેથી વિકસા–મજીઠ

૩ जिङ्गति–गच्छति–रोगनाशनार्थं देहे–जिगि गतौ–જે રોગોનો નાશ કરવા શરીરમાં જાય છે, તેથી જિંગી–મજીઠ

૪. समन्तात् अङ्गति–गच्छति शरीरान्तः જે શરીરમાં ચોપાસ પહોંચી જાય છે. તેથી સમંગા–મજીઠ

૫ कालं मेषति–स्पर्धते रसायनीत्वात्, मिष स्पर्धायाम्–ण्वुल्–टाप्–જે રસાયની હોવાથી કાળ સામે સ્પર્ધા કરે છે, તેથી કાલમેષિકા–મજીઠ

૬ मण्डूकवत् पर्णमस्याः –' पाककर्ण 'ति ङीष्–જેના પાંદડાં દેડકાં જેવાં હોય છે, તેથી મંડૂકપર્ણી–મજીઠ

૭ भण्डति–भण्ड आभण्डने, भडि गतौ वा–उत्तम वर्णं गच्छति–बाहुलकादीरन्, गौरादि –જે ઉત્તમ વર્ણ જણાવે–પામે છે, તેથી ભંડીરી–મજીઠ

૮ भण्डति–गच्छति सुन्दरवर्णं गुणनिवहं च–જે ઉત્તમ વર્ણને તથા ઘણા ગુણોને ધારણ કરે છે, તેથી ભંડી–મજીઠ

૯ योजनगामिनी वल्ली–એક યોજન સુધી પહોંચે તેવી વેલડી રૂપે જે થાય છે, તેથી યોજનવલ્લી–મજીઠ

૧૦ रसानाम् अयनमिव, रसा वा ईयन्ते अनया–करणे ल्युट्–રસોનું જાણે આશ્રયસ્થાન છે, અથવા જેના દ્વારા રસો મેળવી શકાય છે, તેથી રસાયની–મજીઠ

૧૧ अरुणः वर्णः अस्ति अस्याः –अर्शआद्यच्–જેનો રંગ લાલ હોય છે, તેથી અરુણા–મજીઠ

૧૨. कालयति–गणयति तुच्छं कुष्ठादिरोगसमूहम्–કોઢ વગેરે રોગોને જે તુચ્છ ગણી કાઢે છે, તેથી કાલા–મજીઠ.

૧૩ रक्तम् अङ्गं यस्याः सा–' अङ्गगात्र० ' इति ङीष्–જેનું અંગ લાલ હોય છે, તેથી રક્તાંગી–મજીઠ

૧૪. रक्ता यष्टिर्यस्याः सा–જેની લાકડી અથવા આખું લાકડું લાલ હોય છે, તેથી રક્તયષ્ટિકા–મજીઠ.

૧૫. भण्डति–हसति विषश्लेष्मादीन्, तक हसने–

अचु-गौरादि, मण्डी घाली तरी-मण्डीतकी-ઉત્તમ ગુણો જણાવે અને તેથી જ ઝેર તથા કફ વગેરેને હમેશ દૂર કરે છે, તેથી મંડીતકી-મજીઠ

૧૬. गण्डयति-वदनप्रदेश प्राप्नोति-स्वरवर्णकृत्वात्-ओषधीषु मुख्यत्वाद्वा-गडि वदनैकदेशे-ष्यन्तादीरन्-જે સ્વર તથા વર્ણકારક હોવાથી મુખ પ્રદેશને પામે છે અથવા ઔષધિઓમાં મુખ્ય ગણાય છે, તેથી ગંડીરી-મજીઠ

૧૭. मज्जति उत्तमवर्णे गुणनिवहश्च अस्याम्-टुमस्जो शुद्धौ-'मस्जेर्नुम् च' (उणा० ૪-૭૭) इत्यूषन्-જેમાં ઉત્તમ શુદ્ધ વર્ણ તથા ગુણસમુદાય રહે છે, તેથી મંજૂષા-મજીઠ

૧૮. वस्त्र रञ्जयति-इत्येवंशील-णिनि, नान्तत्वाद् ङीप्-જે કપડાને રંગી દે એવા સ્વભાવની છે, તેથી વસ્ત્રરંજિના-મજીઠ

કસુંબાના નામો તથા ગુણો

स्यात्कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकमित्यपि।
कुसुम्भं वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् ॥१७९॥

अन्वय-कुसुम्भं वह्निशिखं वस्त्ररञ्जकम् इत्यपि स्यात्, (तद्गुणाश्च-) कुसुम्भं वातलं कृच्छ्ररक्तपित्तकफापहम् (अस्ति)॥

કુસુંભ,[1] વહ્નિશિખ[2] અને વસ્ત્રરંજક[3] એટલા કસુંબાના સંસ્કૃત નામો છે. કસુંબો વાયુ કરનાર છે અને મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત તથા કફને મટાડે છે. ૧૭૯

૧ कुस्यति-सम्यक् श्लिष्यति वस्त्रादौ रञ्जकतया-कुस श्लेषणे-'कुसेरुम्भाभ्मवता' इति उम्भ-उणादि, (૪-૧૦૬) धातुलकान गुण-જે કપડાં વગેરેને રંગનાર હોવાથી તેમાં સારી રીતે વળગે છે, તેથી કુસુંભ-કસુંબો

૨. वह्निवत् शिखा यस्य तत्-જેની શિખા કે ટોચ અગ્નિ જેવી હોય છે, તેથી વહ્નિશિખ-કસુંબો

૩. वस्त्र रञ्जयति-रञ्ज रागे-ण्वुल्-કપડાંને જે રંગી દેનાર છે, તેથી વસ્ત્રરંજક-કસુંબો

લાખ અને અળતાના નામો

लाक्षा पलङ्कषालक्तो यावो वृक्षामयो जतु।

अन्वय-लाक्षा पलङ्कषा अलक्त याव वृक्षामय जतु (इति नामानि)॥

લાક્ષા,[1] પલંકષા,[2] અલક્ત,[3] યાવ,[4] વૃક્ષામય[5] અને જતુ[6] એટલા લાખના સંસ્કૃત નામો છે. ૧૮૦

૧. लक्ष्यते गुणैः-लक्ष दर्शने 'गुरोश्च-' इत्य, अजादित्वात् टाप्-જે ગુણોથી જણાય છે-અનુમવાય છે, તેથી લાક્ષા-લાખ

૨. पलं-मांसादिद्रव्यं माल कषति-हिनस्ति तुरत्वात्-कष हिंसायाम्, मूर्गशिशुजादित्वात् क, पृषोदरादि-જે પોતે તૂરી હોવાથી નણ વગેરેના ખરાબ માંસનો નાશ કરે છે, તેથી પલંકષા-લાખ

૩. न लज्ज्यते स्म, ओलस्जी व्रीड-सम्पूक्त तत्, यद्वा न रज्यते-स्वाद्यते स्म अभक्ष्यत्वात्, रक आस्वादने-क्त, यद्वा न रक्त अस्मात्-सर्वोत्कृष्टत्वात् रत्नम्-જે શરમાય નહિ-છૂપાય નહિ, અથવા અભક્ષ્ય હોવાથી જે ખવાય નહિ, અથવા જેનાથી વધારે લાલ બીજુ કંઈ નથી, તેથી અલક્ત-લાખ

૪. यौति, यूयते वा-यु मिश्रणे-'कृदोरुप्' यव एव याव-प्रज्ञाद्यण्-જે મિશ્ર થાય છે અથવા મિશ્ર કરાય છે, તેથી યાવ-લાખ.

૫. वृक्षस्य आमय-ઝાડનો રોગરૂપે જે કહેવાય છે, તેથી વૃક્ષામય-લાખ

૬. जायते-वृक्षामयरूपेणेति-जनी प्रादुर्भावे-'फलिपाटि०'-इत्यु-तोऽन्तादेशश्च-જે વૃક્ષનો રોગરૂપે અથવા રસરૂપે ઉત્પન્ન થાય છે, તેથી જતુ-લાખ

લાખ અને અળતાના ગુણો

लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघु।
अनुष्णा कफपित्तास्रहिक्काकासज्वरप्रणुत् ॥१८१॥
व्रणोरःक्षतवीसर्पकृमिकुष्ठगदापहा।
अलक्तको गुणैस्तद्वद्विशेषाद्व्यङ्गनाशनः ॥१८२॥

अन्वय-लाक्षा वर्ण्या हिमा बल्या स्निग्धा च तुवरा लघु अनुष्णा (सती) कफपित्तास्रहिक्काकासज्वरप्रणुत् व्रणोरःक्षतवीसर्पकृमिकुष्ठगदापहा (अस्ति)॥ अलक्तकः गुणैः तद्वत्, विशेषात् व्यङ्गनाशनः (अस्ति)॥

લાખ વર્ણને સારો કરનાર છે, ઠંડી છે, બળ આપનાર છે, સ્નિગ્ધ છે, તૂરી છે, ગરમ નથી અને કફ, પિત્ત, લોહીના દરદ, ઉધરસ, તાવ, વ્રણ, છાતીનું ક્ષત, રતવા, કૃમિ અને કોઢને મટાડે છે. લાખના અળતામાં લાખના જેવા જ ગુણો છે અને તે ખાસ કરી ખીલને મટાડે છે. ૧૮૧,૧૮૨

હળદરનાં નામો

हरिद्रा काञ्चनी पीता निशाख्या वरवर्णिनी।
कृमिघ्ना हलदी योषित्प्रिया हट्टविलासिनी ॥१८३॥

अन्वय-हरिद्रा काञ्चनी पीता निशाख्या वरवर्णिनी कृमिघ्ना हलदी योषित्प्रिया हट्टविलासिनी (मता)॥

હરિદ્રા,[૧] કાંચની,[૨] પીતા,[૩] નિશાખ્યા,[૪] વરવર્ણિની,[૫] કૃમિઘ્ના,[૬] હલદી,[૭] યોષિત્પ્રિયા,[૮] અને હટ્ટવિલાસિની[૯] એટલાં હળદરનાં સંસ્કૃત નામો છે. (જેટલાં રાતનાં નામ છે, તેટલાં હળદરનાં પણ નામો છે.) ૧૮૩

૧. हरिं–पीत वर्णं द्राति–गच्छति–द्रा कुत्सायां गतौ–'आतोऽनुपसर्गे क,' यद्वा हरिभिर्द्रियते, हरित द्रवति वा, 'अन्येभ्योऽपि दृश्यते' इति ड–પીળા વર્ણને જે પામે છે અથવા પીળાં કિરણો વડે જે અનુસરાય છે, તેથી હરિદ્રા–હળદર.

૨. काच्यते–दीप्यते पीतवर्णेन यया–'करणाधि०' इति ल्युट्, 'टिड्ढे'ति ङीप्–જેના વડે હરકોઈ વસ્તુ પીળા રંગથી દીપાવાય છે, તેથી કાચની–હળદર.

૩. पीयते स्म प्रमेहादिरोगिभि–पीङ् पाने–पा पाने वा, कर्मणि क्त, 'घुमास्थे'तीत्वम्–પ્રમેહ આદિ રાગવાળા લોકો પોતાના રોગ દૂર કરવા જેને પીએ છે, તેથી પીતા–હળદર.

૪. निशा आख्या यस्या सा–રાત્રિનાં જેટલા નામો છે, તે નામોથી કહેવાય છે, તેથી, નિશાખ્યા–હળદર.

૫. वरश्चासौ वर्णश्च वरवर्णः, स. अस्ति अस्या.–'अत इनिठनौ'–'ऋन्नेभ्यो ङीप्,'–જેનો રંગ ઉત્તમ હોય છે, તેથી વરવર્ણિની–હળદર.

૬. कृमीन् हन्ति–हन हिंसायाम्, 'अमनुष्यकर्तृके च' इति टक्, अजादित्वात् टाप्–પેટનાં કરમિયા અથવા હરકોઈ જંતુઓનો નાશ કરે છે, તેથી કૃમિઘ્ના–હળદર.

૭. हलति–विलिखति भूमिं–हल विलेखने–अच्–हल –कर्षक, तम् अपि दायति, दैप् शोधने–'आतोऽनुपसर्गे क,' गौरादित्वाद् ङीप्–ખેતી કરનાર–હળદર વાવનારને પણ જે શુદ્ધ કરે છે, પોતાના ગુણ દ્વારા રંગી દે છે, નીરોગી કરે છે, તેથી હલદી–હળદર.

૮. योषितां प्रिया–સ્ત્રીઓને જે પ્રિય હોય છે, તેથી યોષિત્પ્રિયા–હળદર.

૯. हट्टे हट्टेषु विलसति इत्येवशीला–णिनिः–પાણીના ધરામાં–કયારામા જે વિલસે છે–શાભે છે, અથવા પીળાં કિરણોથી જે પ્રકાશે છે–શોભે છે, તેથી હટ્ટવિલાસિની–હળદર

### હળદરના ગુણો

हरिद्रा कटुका तिक्ता रूक्षोष्णा कफपित्तनुत् ।
वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥१८४॥

अन्वय –(गुणाश्च–) हरिद्रा कटुका तिक्ता रूक्षा उष्णा कफपित्तनुत् वर्ण्या त्वग्दोषमेहास्रशोथपाण्डुव्रणापहा ॥

હળદર તીખી છે, કડવી છે, લૂખી છે, ગરમ છે, વર્ણને સારો કરનાર છે અને કફ, પિત્ત, ચામડીના દોષ, પ્રમેહ, રુધિરના રોગ, સોજા, પાંડુરોગ અને વ્રણને મટાડે છે. ૧૮૪

### આંબાહળદરનાં નામો

दार्वी मेदाम्रगन्धा च सुरभी दारुदारु च ।
कर्पूरा पद्मपत्रा स्यात्सुरीमत्सुरतारका ॥ १८५

अन्वय –दार्वी मेदा आम्रगन्धा च सुरभी दारुदारु च कर्पूरा पद्मपत्रा सुरीमत् च सुरतारका स्यात् ॥

દાર્વી,[૧] મેદા,[૨] આમ્રગંધા,[૩] સુરભી,[૪] દારુદારુ,[૫] કર્પૂરા,[૬] પદ્મપત્રા,[૭] સુરીમત્[૮] અને સુરતારકા[૯] એટલાં આંબાહળદરના સંસ્કૃત નામો છે. ૧૮૫

૧. दृणाति–विदारयति पित्तादीन्–दृ विदारणे–'दृसनि०' इति उण्–गौरादित्वाद् ङीप्–જે પિત્ત આદિનો નાશ કરે છે, તેથી દાર્વી–આંબાહળદર

૨. मेद अस्ति अस्या –अर्शआद्यच्–જેમાં મેદ–ચીકાશ રહેલ છે, તેથી મેદા–આંબાહળદર

૩. आम्रस्य गन्ध इव गन्ध यस्या सा–જેની ગંધ આંબા જેવી હોય છે તેથી આમ્રગંધા–આંબાહળદર.

૪. सुष्ठु रमते–रम रामस्ये–औणादिक इन्, 'कृदिकारादक्तिनः' इति ङीप्–જે બધી જાતની ચળને દૂર કરવા સારી શરૂઆત કરે છે, તેથી સુરભી–આંબા હળદર.

૫ दृणाति त्वच इति दारु–दृ विदारणे–'दृसनि०' इति उण्–दारुण दारु दारुदारु–ચામડીને ચીરી નાખતી સર્વ જાતની ચળનો જે નાશ કરે છે, તેથી દારુદારુ–આંબાહળદર.

૬. कर्पयत–समर्थयति सर्वकण्डूविनाशने–कृपू सामर्थ्ये–खर्जादित्वात् ऊर, टाप्–જે બધી ચળનો નાશ કરવા સમર્થ છે, તેથી કર્પૂરા–આંબાહળદર.

૭ पद्मस्येव पत्र यस्या सा–જેના પાન કમળના જેવા હોય છે, તેથી પદ્મપત્રા–આંબાહળદર.

૮. सुष्ठु राजते–राजृ दीप्तौ–'अन्येभ्योऽपि दृश्यते'–इति ड–गौरादित्वाद् ङीष्–सुरी अस्ति यस्य सुरीमत्–અતિશય પ્રકાશતી કાંતિ જેમાં છે, તે સુરીમત્–આંબાહળદર.

૯. तारयति इति तारका ण्वुल्, सुराणा तारका, शीतत्वात् सुरतारका–શીતળતાથી દેવોને પણ પ્રકાશનાર–શાંત કરનાર છે, તેથી સુરતારકા–આંબાહળદર.

### આંબાહળદરના ગુણો

**आम्रगन्धा हरिद्रा या सा शीता वातला मता ।**
**पित्तहृन्मधुरा तिक्ता सर्वकण्डूविनाशिनी ॥१८६॥**

अन्वय –( गुणाश्च– ) या हरिद्रा आम्रगन्धा सा शीता पित्तहृत् मधुरा तिक्ता सर्वकण्डूविनाशिनी मता ॥

જે હળદર આંબા જેવા ગંધવાળી છે, તે ટાઢી છે, વાયુ કરનાર છે, પિત્તને હરનાર છે, મધુર છે, કડવી છે અને સઘળા પ્રકારની ચળનો નાશ કરનાર છે. ૧૮૬

### જંગલી હળદરનાં નામો તથા ગુણો

**अरण्यहलदीकन्दः कुष्ठवातास्रनाशनः ॥ १८७ ॥**

*अन्वय –अरण्यहलदीकन्दः कुष्ठवातास्रनाशनः (अस्ति)॥*

અરણ્યહલદીકંદ[1] એ કંદરૂપે થતી જંગલી હળદરનું નામ છે, (ગુજરાતીમાં તેને વનહળદર પણ કહે છે,) એ કઢ કોઢનો વાયુનો તથા લોહીના દરદોનો નાશ કરે છે. ૧૮૭

૧ अरण्ये भवा हल्दी–अरण्यहलदी, अरण्यहल्द्या कन्दः अरण्यहल्दीकन्दः–જંગલમાં થતી હળદરનું મૂળ તે અરણ્યહલદીકંદ–જંગલી હળદર.

### દારુહળદરનાં નામો તથા ગુણો

**दार्वी दारुहरिद्रा च पर्जन्या पर्जनीति च ।**
**कटंकटेरी पीता च भवेत्सैव पचम्पचा ॥ १८८ ॥**
**सैव कालीयकः प्रोक्तस्तथा कालेयकोऽपि च ।**
**पीतद्रुश्च हरिद्रुश्च पीतदारु कपीतकम् ।**
**दार्वी निशागुणा किन्तु नेत्रकर्णास्यरोगनुत् ॥१८९॥**

अन्वय –दार्वी दारुहरिद्रा च पर्जन्या च पर्जनी इति कटंकटेरी च पीता च सा एव पचम्पचा भवेत् ॥ सा एव कालीयकः तथा कालेयकः प्रोक्तः, अपि च पीतद्रुः च हरिद्रुः च पीतदारु कपीतकम् ( इत्यपि कथ्यते ) दार्वी निशागुणा ( अस्ति ), किन्तु नेत्रकर्णास्यरोगनुत् ( भवति ) ॥

દાર્વી,[1] દારુહરિદ્રા,[2] પર્જન્યા,[3] પર્જની,[4] કટંકટેરી,[5] પીતા,[6] પચંપચા,[7] કાલીયક,[8] કાલેયક,[9] પીતદ્રુ,[10] હરિદ્રુ,[11] પીતદારુ[12] અને કપીતક[13] એટલાં દારુહળદરનાં સંસ્કૃત નામો છે. દારુહળદરમાં હળદરના જેવા જ ગુણો છે અને તે વિશેષે કરી નેત્રના રોગ, કાનના રોગ તથા મોઢાના રોગને મટાડે છે.

૧. दार्वी–આંબાહળદરનું ૧લું નામ જુઓ.

૨. दारुणो हरिद्रा–૧૫ તથા પિત્ત વગેરેને તોડનારી હળદર તે દારુહરિદ્રા કહેવાય છે

૩. पिपर्ति–पालयति प्रमेहादिरोगिणम्, पर्यति–सिञ्चति वा उष्णताम्–पृ पालनपूरणयोः, पृषु सेचने वा–'पर्जन्य' उणादि ३–१०३–साधु, टाप्–જે પ્રમેહ આદિના રોગીઓનું રક્ષણ કરે છે અથવા ઉષ્ણતારૂપ ગુણને સીંચે છે, તેથી પર્જન્યા–દારુહળદર

૪. पिपर्ति इति पर्–पृ पालनपूरणयोः –क्विप् प्रत्ययः, पर् चासौ जनी च, पर् स्वास्थ्यं वा जनयति–जन प्रादुर्भावे, ण्यन्तात् 'कर्मण्यण्' अण्णन्तत्वाच्च ङीप्–શરીરને ઉત્તમ રીતે સ્વસ્થ કરે, ઘણું જ પાળે–પોષે, પુષ્ટ કરે છે, તેથી પર્જની–દારુહળદર

૫. कटति–आवृणोति स्रोतोमार्गान् इति कटु–उग्र दोषविशेषः, तम् अपि कटति–आवृणोति इति कटंकट– 'सञ्ज्ञायाम्' (३–२–४६) इत्यत्र 'सञ्ज्ञायाम्' इति योग विभागात् खच्, 'अरुर्द्विषत्' इति मुम्, कटंकट–उग्रदोषा रक गुणम् ईरयति–'कर्मण्यण्,' अण्णन्तत्वात् ङीप्–સ્રોત નામના નાડીમાર્ગોને ઢાંકી દેતા ઉગ્ર દોષોને દાબી દેનાર ગુણને પ્રેરે છે, તેથી કટંકટેરી–દારુહળદર

૬. पीता–હળદરનું ત્રીજું નામ જુઓ.

૭. पचति इति पच –पचाद्यच्, पचं–पाचक पित्त विशेषमपि पचति इति पचंपचा–सञ्ज्ञायामिति योगविभागात् खच्, मुम्, टाप्–પાચન કરનારા પાચક પિત્તને પણ બગાડ થતા દાબી દેનાર છે, તેથી પચંપચા–દારુહળદર

૮. कालस्य वर्णस्य अयं नाशकः ओषधिविशेषः, इदमर्थे 'वृद्धाच्छः'–तत्र स्वार्थे कन्–આ એક એવી ઔષધિ છે, કે જે કાળા રંગને દૂર કરે છે, માટે કાલીયક–દારુહળદર

૯. कलौ–कलियुगे भवः 'अग्निकलिभ्यां ढक्' तत्र स्वार्थे कन्–કલિયુગમાં જે થાય છે, તેથી કાલેયક–દારુહળદર

૧૦. पीतश्चासौ द्रुश्च पीतद्रु–પીળા ઝાડ તરીકે જે થાય છે, તેથી પીતદ્રુ–દારુહળદર

૧૧. हरिश्चासौ द्रुश्च हरिद्रु–પીળા ઝાડ તરીકે જે થાય છે, તેથી હરિદ્રુ–દારુહળદર

૧૨. पीतं च तत् दारु पीतदारु–પીળાં લાકડારૂપે જે થાય છે, તેથી પીતદારુ–દારુહળદર

૧૩. क जलं, तत्तुल्यं श्वेतवर्णमपि इनम्–मधुरं मतेन अपेरकारस्य लोपः, तत स्वार्थे कन्–પાણી જેવા સફેદ રંગને પણ દાબવે છે, તેથી કપીતક–દારુહળદર

### રસવંતીનાં નામો તથા ગુણો

**दार्वीक्वाथसमं क्षीरं पादं पक्त्वा यदा घनम् ।**
**तदा रसाञ्जनाख्यं तन्नेत्रयोः परमं हितम् ॥१९०॥**

रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम्।
रसाञ्जनं कटु श्लेष्मविषनेत्रविकारनुत्।
उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् ॥१९१॥

अन्वय–दार्वीक्वाथसमं क्षीरं (भवेत्), पादं स्यात्तदा यदा घनं (स्यात्) तदा तत् नेत्रयोः परमं हितं रसाञ्जनं (स्यात्) ॥ रसाञ्जनं तार्क्ष्यशैलं रसगर्भं च तार्क्ष्यजम् (इति नामानि, गुणाश्च–) रसाञ्जनं कटु (सत्) श्लेष्मविषनेत्रविकारनुत्, उष्णं रसायनं तिक्तं छेदनं व्रणदोषहृत् (भवति) ॥

दारुहळदरनो क्वाथ करी तेमा तेना जेटलु ज दूध नाखी क्वाथनो अने दूधनो चोथो भाग बाकी नाखता ते सघळु घाटु थई जाय, त्यारे ते रसाञ्जन (रसवती) कहे वाय छे, ए रसाञ्जन अथवा रसवती नेत्रने मह्रु ज हितकारी छे रसाञ्जन,[1] तार्क्ष्यशैल,[2] रसगर्भ[3] अने तार्क्ष्यज[4] एटला रसाञ्जनना संस्कृत नामो छे रसाञ्जन तीखु छे, गरम छे, रसायनरूप छे, कडवु छे, दोषने कापनार छे अने झेर, नेत्रना विकार तथा व्रणना दोषने मटाडे छे १९०,१९१

१ दार्वीक्वाथमिश्रतत्प्रमाणदुग्धस्य यो रसः तस्मात् जातं रसजं, अज्यते अनेन नेत्रमिति अञ्जनम्, रसज च तद् अञ्जनं रसाञ्जनम्, शाकपार्थिवादित्वात् समासः – दार्वी एटले दारुहळदरना क्वाथ साथे तेना जेटलु ज मेळवेलु दूध अने ते बेयने उकाळी चोथा भागे रहे त्यारे जे रस रहेलु होय ते रूपी रसथी जे उत्पन्न थयेलु अञ्जन ते रसाञ्जन

२ तार्क्ष्यनाम्नि शैले प्रथमं भवं तार्क्ष्यशैलम्–तार्क्ष्य नामना पर्वतमा प्रथम तैयार थयेलु हतु, तेथी तार्क्ष्यशैल–रसाञ्जन

३ पूर्वोक्तः रसः गर्भे यस्मिन् तत्–उपर जणावेलो क्वाथ अने ते मिश्र दूधरूपी रस जेमा रहेलो होय छे, तेथी रसगर्भ–रसाञ्जन

४ तार्क्ष्ये तन्नाम्नि पर्वते प्रथमं जातम्–समस्या जनेडे तार्क्ष्य नामना पर्वतमा जे पहेलु उत्पन्न थयेलु छे, तेथी तार्क्ष्यज–रसाञ्जन

### बावचीनां नामो तथा गुणो

अवल्गुजो वाकुची स्यात्सोमराजी सुपर्णिका।
शशिलेखा कृष्णफला सोमा पूतिफलीति च ॥१९२॥
सोमवल्ली कालमेषी कुष्ठघ्नी च प्रकीर्तिता।
वाकुची मधुरा तिक्ता कटुपाका रसायनी ॥१९३॥
विष्टम्भहृद्धिमा रुच्या सरा श्लेष्मास्रपित्तनुत्।
रूक्षा हृद्या श्वासकुष्ठमेहज्वरकृमिप्रणुत् ॥१९४॥
तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु।
केश्यं त्वच्यं वमिश्वासकासशोथामपाण्डुनुत् ॥१९५॥

अन्वय–अवल्गुजः वाकुची सोमराजी सुपर्णिका शशिलेखा कृष्णफला सोमा पूतिफली इति (नामभिः) स्यात् (तथा) च सोमवल्ली कालमेषी च कुष्ठघ्नी प्रकीर्तिता। वाकुची मधुरा तिक्ता कटुपाका रसायनी विष्टम्भहृत् हिमा रुच्या सरा श्लेष्मास्रपित्तनुत् रूक्षा हृद्या श्वासकुष्ठमेहज्वरकृमिप्रणुत् (अस्ति), तत्फलं पित्तलं कुष्ठकफानिलहरं कटु केश्यं त्वच्यं वमिश्वासकासशोथामपाण्डुनुत् (अस्ति) ॥

अवल्गुज,[1] वाकुची,[2] सोमराजी,[3] सुपर्णिका,[4] शशिलेखा,[5] कृष्णफला,[6] सोमा,[7] पूतिफली,[8] सोमवल्ली,[9] कालमेषी[10] अने कुष्ठघ्नी[11] एटला बावची*ना संस्कृत नामो छे बावची मधुर छे, कडवी छे, पाकमा तीखी छे, रसायनरूप छे, झाडानी कबजियात मटाडनार छे, टाढी छे, रुचि उपजावनार छे, झाडाने गति आपनार छे, रूक्ष छे, मनने गमे एवी छे, अने कफ, रुधिरना रोग, पित्त, श्वास, कोढ, प्रमेह, ज्वर तथा कृमिने मटाडे छे, बावचीनु फल पित्त करनार छे, केश तथा चामडीने सारु छे, तीखु छे, कोढ, कफ वायु, ऊलटी, श्वास, उधरस, सोजा, आम अने पांडुरोगने मटाडे छे १९५

१ वल्गु–शोभनं, न वल्गु अवल्गु अशोभनं – अशोभनात् जातं –'अन्येष्वपि०' इति ड–खराब स्थानमाथी उत्पन्न थाय छे तेथी अवल्गुज–बावची

२ वातं कोचयति–कुच शब्दे तारे, अद्वा वा च गुञ्जति–गुजि अव्यक्ते शब्दे–मूलविभुजादित्वात् क, पृषोदरादि, गौरादित्वाद् ङीष्–जे वायुनो शब्द करावे–अपानवायु छूट लावे अथवा वाणीनो गुंजारव करे–वाणीने अस्पष्ट करे छे, तेथी वाकुची–बावची

* अन्य वैद्यक ग्रंथोमा आना बीजने गरम गणेला छे अने केटलाक लोको तेने दस्त खुलासे लावनार, जागृति करनार अने कामरस ना वधारनार पण गणे छे कोढ तेम ज लोहीना बगाडथी थता चामडीना रोगमा वापरवा अने पित्तविकार तेम ज पेटना जंतु काढवा माटे पण तेनो उपयोग करवा जणावेल छे

૩. सोम इव सोमेन वा राजति-राजृ दीप्तौ, 'उपमान' इति 'सुप्यजातौ' वा णिनि-ચંદ્ર જેવી શોભા અથવા ચંદ્ર ગુણ વડે જે શોભે છે, તેથી સોમરાજી-બાવચી.

૪. सुष्ठु पर्णानि यस्या सा-જેના પાંદડા સારાં હોય છે, તેથી સુપર્ણિકા-બાવચી.

૫. शशिन लेखा इव-ચંદ્રની જાણે કળા હોય તેવી જણાય છે, તેથી શશિલેખા-બાવચી.

૬. कृष्णानि फलानि यस्या सा-જેના ફળ રંગે કાળા હોય છે, તેથી કૃષ્ણફલા-બાવચી.

૭. सोम -चन्द्रगुण अस्ति अस्या -अर्शआदच्-જેનો ગુણ ચંદ્ર જેવો શીતળ હોય છે, તેથી સોમા-બાવચી

૮. पूति फल यस्या सा-જેનુ ફળ શુદ્ધ-ખાટુ હોય છે, તેથી પૂતિફલા-બાવચી

૯. सोमस्य वल्ली-ચંદ્રની વેલ હોવાથી સોમવલ્લી-બાવચી

૧૦ काल मिमर्ति-स्पर्धते रसायनरूपत्वात्-જે રસાયનરૂપ હોવાથી કાળ-મૃત્યુ સામે પણ સ્પર્ધા કરે છે. તેથી કાલમેષી-બાવચી

૧૧ कुष्ठ हन्ति-हन हिंसायाम् 'अमनुष्यकर्तृके चे'ति टक्-टित्वाद् ङीप्-કોઢનો જે નાશ કરે છે, તેથી કુષ્ઠઘ્ની-બાવચી

### કુંવાડિયાનાં નામો

चक्रमर्दः प्रपुन्नाटो दद्रुघ्नो मेषलोचनः ।
पद्माटः स्यादेडगजश्चक्रः पुन्नाट इत्यपि ॥ १९६ ॥

अन्वय -चक्रमर्द. प्रपुन्नाट दद्रुघ्न मेषलोचन पद्माट एडगज चक्र पुन्नाट इत्यपि स्यात् ॥

ચક્રમર્દ,[1] પ્રપુન્નાટ,[2] દદ્રુઘ્ન,[3] મેષલોચન,[4] પદ્માટ,[5] એડગજ,[6] ચક્ર,[7] અને પુન્નાટ[8] એટલા કુંવાડિયાના સંસ્કૃત નામો છે

૧. चक्र-दद्रुरोग मृद्नाति-मृद क्षोदे, 'कर्मण्यण्-' ચક્ર એટલે દાદરના રોગનો જે નાશ કરે છે, તેથી ચક્રમર્દ-કુંવાડીયો.

૨. प्रकर्षेण पुमास नाटयति-नट अवस्यन्दने, 'कर्मण्यण्'-જે પુરુષને અતિશય ઝારે છે, તેથી પ્રપુન્નાટ-કુંવાડિયો

૩. दद्रु हन्ति-हन हिंसायाम्, 'अमनुष्यकर्तृके चे'ति टक्-જે દાદરના રોગનો નાશ કરે છે, તેથી દદ્રુઘ્ન-કુંવાડિયો

૪. मेषस्य लोचनम् इव पुष्प यस्य स -જેનું ફૂલ બકરાની આખ જેવુ હોય છે, તેથી મેષલોચન કુંવાડિયો.

૫. पद्मम् इव पद्मा वा पद्मसमूह वा अटति-अट गतौ-अण्-કમળ અથવા લક્ષ્મી અથવા કમળના સમૂહને પામતી શોભાથી તેનું અનુકરણ કરનાર છે, તેથી પદ્માટ-કુંવાડિયો

૬. एड -मेष एव गज यस्य भक्षणात्-જેને બકરો ખાગી નાંખે છે, તેથી એ બકરો જ એને હાથી સમાન છે, તેથી એડગજ-કુંવાડિયો.

૭. चक्र-चक्राकार पुष्प फल च अस्ति अस्य-अर्श आद्यच्-જેનુ ફૂલ તથા ફળ ગોળાકાર પૈંડા જેવુ હોય છે, તેથી ચક્ર-કુંવાડિયો.

૮. पुमास नाटयति-पुमान् इव नाटयति वा, नट अवस्यन्दने-अण्, अच् वा-પુરુષને ઝારે અથવા પુરુષની પેરે જે ઝરે છે, તેથી પુન્નાટ-કુંવાડિયો.

### કુંવાડિયાના ગુણો

चक्रमर्दो लघुः स्वादू रूक्षः पित्तानिलापहः ।
हृद्यो हिमः कफश्वासकुष्ठदद्रुकृमीन्हरेत् ॥ १९७ ॥

अन्वयः-चक्रमर्द लघु, स्वादु रूक्ष हृद्य हिम (सन्) पित्तानिलापह कफश्वासकुष्ठदद्रुकृमीन् हरेत् ॥

કુંવાડિયો હલકો છે, મધુર છે, રૂક્ષ છે, હૃદયને ગમે એવો છે, ટાઢો છે અને પિત્ત, વાયુ, કફ, શ્વાસ, કોઢ, દાદર તથા કૃમિઓને મટાડે છે. ૧૯૭

हन्त्युष्णं तत्फलं कुष्ठकण्डूदद्रुविषानिलान् ।
गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥ १९८ ॥

अन्वय -तत्फल उष्ण (सत्) कुष्ठकण्डूदद्रुविषानिलान् हन्ति, (तथा च) गुल्मकासकृमिश्वासनाशनं कटुकं स्मृतम् ॥

કુંવાડિયાનુ ફળ ગરમ તથા તીખું છે અને કોઢ, ખણ, દાદર, ઝેર, વાયુ, ગોળો, ઉધરસ, કૃમિ તથા શ્વાસને મટાડે છે. ૧૯૮

### અતિવિષનાં નામો

विषा त्वतिविषा विश्वा शृङ्गी प्रतिविषारुणा ।
शुक्लकन्दा चोपविषा भङ्गुरा घुणवल्लभा ॥ १९९ ॥

अन्वय.-विषा तु अतिविषा विश्वा शृङ्गी प्रतिविषा अरुणा शुक्लकन्दा च उपविषा भङ्गुरा घुणवल्लभा (इति नामानि) ॥

વિષા,[1] અતિવિષા,[2] વિશ્વા,[3] શૃંગી,[4] પ્રતિવિષા,[5] અરુણા,[6] શુકલકંદા,[7] ઉપવિષા,[8] ભંગુરા[9] અને ઘુણવલ્લભા,[10] એટલાં અતિવિષનાં સંસ્કૃત નામો છે. ૧૯૯

૧. वेवेष्टि व्याप्नोति शरीरे उष्णत्वात्–विष्लृ व्याप्तौ–'इगुपधे'ति क, टाप्–જે ગરમ હોવાથી શરીરમાં વ્યાપી જાય છે, તેથી વિષા–અતિવિષ.

૨. विषम् अतिक्रान्ता–प्रादिसमासः–જે ઝેરને ઓળંગી જાય છે, ઝેરનો નાશ કરે છે, ઝેરથી પણ વધે છે, તેથી અતિવિષા–અતિવિષ.

૩. विशति शरीरं तीक्ष्णत्वात् कफादिनाशनार्थं, विश प्रवेशने–'अश् प्रुषि०' इत्यौणादिः क्वन्–જે તીક્ષ્ણ હોવાથી કફાદિનો નાશ કરવા શરીરમાં પ્રવેશે છે, તેથી વિશ્વા–અતિવિષ.

૪. शृणाति–हिनस्ति अतिसार–आमदोषादीन्–शॄ हिंसायाम्, 'शृणातेर्ह्रस्वश्च' इति औणादिको गन् किद् ह्रस्वश्च–જે ઝાડાનો, અન્નાદિના અપક્વ ભાગનો તથા ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી શૃંગી–અતિવિષ.

૫. प्रतीपं विषम् अस्याः–જેનું ઝેર બીજા ઝેરથી ઊલટું હોય છે, તેથી પ્રતિવિષા–અતિવિષ.

૬. अरुणः वर्णः अस्ति अस्याः–अर्शआदित्वात् अच्–જેનો રંગ લાલ હોય છે, તેથી અરુણા–અતિવિષ

૭. शुक्लः कन्दः यस्याः सा–જેનો કાંદો–મૂળ સફેદ હોય છે, તેથી શુક્લકંદા–અતિવિષ.

૮. विषम् उपगता–ઝેરની પાસે ગયેલ–લગભગ ઝેરી અથવા ઝેરનો નાશ કરે, તે ઉપવિષા–અતિવિષ.

૯. भज्यते स्वयमेवेत्येवंशीला–भञ्जो आमर्दने–'भञ्जभासमिदो घुरच्'–टाप्–જે પોતાની મેળે ભાંગી પડે એવા સ્વભાવનું હોય છે, તેથી ભંગુરા–અતિવિષ.

૧૦. घुणानां कीटानां वल्लभा–ઘુણ નામના–લાકડાકટ કીડાઓને જે અતિશય પ્રિય છે, તેથી ઘુણવલ્લભા–અતિવિષ

## અતિવિષના ગુણો

विषा सोष्णा कटुस्तिक्ता पाचनी दीपनी हरेत् ।
कफपित्तातिसारामविषकासवमिक्रिमीन् ॥ २०० ॥

अन्वय –सा विषा उष्णा कटु तिक्ता पाचनी (च) दीपनी (सती) कफपित्तातिसारामविषकासवमिक्रिमीन् हरेत् ॥

એ અતિવિષ ગરમ, તીખું, કડવું, પાચન, અગ્નિને દીપ્ત કરનાર અને કફ, પિત્ત, અતિસાર, આમ (અન્નાદિકનો કાચો ભાગ), ઝેર, ઉધરસ, ઊલટી તથા કૃમિને મટાડે છે. ૨૦૦

## લોધર અને પઠિયાલોધરનાં નામો તથા ગુણો

लोध्रस्तिरीटकश्चैव शावरो मालवस्तथा ।
द्वितीयः पट्टिकालोध्रः क्रमुकः स्थूलवल्कलः ॥२०१॥
जीर्णपत्रो बृहत्पत्रः पट्टी लाक्षाप्रसादनः ।
लोध्रो ग्राही लघुः शीतश्चक्षुष्यः कफपित्तनुत् ।
कषायो रक्तपित्तासृग्ज्वरातीसारशोथहृत् ॥२०२

अन्वय –लोध्र तिरीटकः च शावर एव तथा मालवः (इति नामानि); द्वितीयः पट्टिकालोध्रः क्रमुकः स्थूलवल्कलः जीर्णपत्रो बृहत्पत्रः पट्टी लाक्षाप्रसादनः (इति कथ्यते); लोध्रः ग्राही लघु शीतः चक्षुष्यः कफपित्तनुत् कषायः (सन्) रक्तपित्तासृग्ज्वरातीसारशोथहृत् (अस्ति) ॥

લોધ્ર,[1] તિરીટક,[2] શાબર[3] અને માલવ[4] એટલા લોધરનાં સંસ્કૃત નામો છે. બીજું લોધર પટ્ટિકાલોધ્ર,[1] ક્રમુક,[2] સ્થૂલવલ્કલ,[3] જીર્ણપત્ર,[4] બૃહત્પત્ર,[5] પટ્ટી[6] અને લાક્ષાપ્રસાદન[7] એ નામે સંસ્કૃતમાં કહેવાય છે. લોધર* ઝાડાને રોકનાર, હલકું, ઠંડું, નેત્રને હિતકારી અને તૂરું હોઈ કફ, પિત્ત, રક્તપિત્ત, રુધિરના દરદ, તાવ, અતિસાર તથા સોજાને મટાડે છે. ૨૦૧,૨૦૨

૧. रुणद्धि–आवृणोति मलं कफपित्तादीन् रक्तपित्तादीन् रोगान्, रुधिर् आवरणे–बाहुलकाद्रन् कपिलादित्वाच्च लत्वम्–જે ઝાડાને રોકે, કફ–પિત્ત વગેરેને તથા રક્તપિત્ત આદિ રોગોને મટાડે છે, તેથી લોધ્ર–લોધર.

૨ तीर्यते ज्वरातीसारशोथादि अनेन 'कृतॄकृपिभ्यः कीटन्' इति कीटन् प्रत्ययः, इत्वम् (७–१–१००) रपरत्वं च, ततः स्वार्थे कन्–જેનાથી તાવ, ઝાડા,

* ચક્રદત્તમાં કૂચેલું અનાજ મટાડવા લોધર, રસવંતી અને નાગરમોથનું મિશ્રણ વાપરવા ભલામણ કરેલ છે

અમૃતસાગરમાં લોધર, જેઠીમધ, ફુલાવેલ ફટકડી અને રસવંતી સરખે ભાગે લઈ પાણીમાં ઘસીને વાપરવા લખેલ છે.

ચરકસંહિતામાં લોધરની છાલને રક્તશુદ્ધિકર અને સંગ્રાહી (સ્તંભક) ગણેલ છે

સુશ્રુતસંહિતામાં તેને મેદહર, વિષહર યોનિદોષહર સ્તંભક, વ્રણશોધક, રક્તાતિસારનાશક, રક્તપિત્તહર અને રક્ત પ્રદરને મટાડનાર વર્ણવેલ છે.

અન્ય વૈદ્યક ગ્રંથોમાં લોધરને ઠંડું, ગ્રાહી ગણેલ છે અને આંતરડાં, આંખ તથા નાસુરના દરદોમાં ઉપયોગી માનેલ છે. અવાળાં નરમ પડી ગયાં હોય અથવા તેમાંથી લોહી નીકળતું હોય ત્યારે લોધરની છાલનો ઉકાળો કોગળા કરવામાં વપરાય છે.

મોજા વગેરે ગંટ છે, તેથી તિરીટક-લોધર.

૩ शबराणामय प्रिय:, तस्येदमित्यण्-ભિલ્લ લોકોને જે પ્રિય હોય છે, તેથી શાબર-લોધર.

૪. मालवनाम्नि देशे भव:, भवार्थे अण्-માળવા દેશમાં જે ઉત્પન્ન થાય છે, તેથી માલવ-લોધર.

१ पट्टि इव कायति-प्रकाशते इति पट्टिका-के शब्दे-'आतोऽनुपसर्गे' इति क-टाप्-पट्टिकाख्य लोध्र-पट्टिकालोध्र-જે લોધર પાટી જેવું હોય છે, તેથી તે પટ્ટિકાલોધ્ર-પાટિયાલોધર કહેવાય છે.

૨. क्रामति-गच्छति कषायताम् इति क्रमुक-क्रमु पादविक्षेपे-बाहुलकात्-स्वार्थे कन्-જે વરા રસને પામે છે, તેથી ક્રમુક-પાટિયાલોધર.

૩. स्थूल वल्कल यस्य स-જેની છાલ જાડી હોય છે, તેથી સ્થૂલવલ્કલ-પાટિયું લોધર.

૪. जीर्णानि पत्राणि यस्य स जीर्णपत्र -જેનાં પાંદડાં જીર્ણ હોય છે, તેથી જીર્ણપત્ર-પાટિયુ લોધર

૫. बृहन्ति पत्राणि यस्य स -જેનાં પાંદડાં મોટા હોય છે, તેથી બૃહત્પત્ર-પાટિયુ લોધર

૬. पट्ट अस्य अस्ति-'अत इनिठनौ'-જેનો દેખાવ પાટી જેવો હોય છે, તેથી પટ્ટી-પાટિયું લોધર

૭ लाक्षा प्रसादयति कषायत्वात्-गन्धादि -જે તૂર હોય છે તેથી લાખને સાફ કરે છે, તેથી લાક્ષાપ્રસાદન-પાટિયુ લોધર

## લસણનાં નામો

**लशुनस्तु रसोनः स्यादुग्रगन्धो महौषधम् ।**
**अरिष्टो म्लेच्छकन्दश्च यवनेष्टो रसोनकः ॥२०३॥**

अन्वय-लशुन तु रसोन उग्रगन्ध महौषधम् अरिष्ट च म्लेच्छकन्द यवनेष्ट रसोनक स्यात् ॥

લશુન,[1] રસોન,[2] ઉગ્રગંધ,[3] મહૌષધ,[4] અરિષ્ટ,[5] મ્લેચ્છકંદ,[6] યવનેષ્ટ[7] અને રસોનક[8] એટલા લસણ*ના સંસ્કૃત નામો છે.૨૦૩

१. अश्नाति हृद्रोगादीन्, अश्नुते वा रसायनादि गुणान्, अश भोजने, अशूङ् व्याप्तौ वेत्यस्मात् 'अशेर्लश् च' इत्युनन् प्रत्यय 'उणादि', लश् आदेशश्च-જે હૃદયના રોગ વગેરે રોગોને ખાઈ જાય છે એટલે નાશ પમાડે છે અથવા રસાયન આદિ ગુણોને વ્યાપે છે, તેથી લશુન-લસણ.

૨. एकेन अम्लेन रसेन ऊन -वर्जित, यद्वा रसं-आस्वादने ऊन्यते-त्यज्यते धार्मिकै पापहेतुत्वात्, ऊन परिहाणि-एरच्, घञ् वा, જેમાં એક ખાટો રસ ઓછો છે, તેથી-રસોન, અથવા જે ખાવાથી પાપ લાગે છે, તેથી ધાર્મિક લોકો ખાવામાં જેનો ત્યાગ કરે છે,

* હારિતસંહિતામા લસણની ઉત્પત્તિ નીચે પ્રમાણે લખી છે –

સમુદ્રમથન કરીને જ્યારે અમૃત કાઢવામા આવ્યુ, તે પ્રસગે દેવો અને દૈત્યોનો મોટો સગ્રામ થયો. તે વખતે ગરુડ તે અમૃતના કળશને ચાચમા ધારીને સ્વર્ગમા લઈ ગયો. ગરુડને સંગ્રામનો થાક લાગ્યો હતો તથા તે થાક હોવા છતા વેગથી તે દોડતો હતો અને આકાશમા ઊડતો હતો, તેથી એ આકુળવ્યાકુળ થઈ ગયો હતો; એ કારણથી એની પાસેના અમૃતના કળશમાથી અમૃતનાં ટીપાં નીચે પડ્યાં હતાં. યુદ્ધથી ખરાબ થયેલા તે પ્રદેશમા એકવાર જે અમૃતનાં ટીપાં પડ્યાં તે ત્યાં જ રહ્યાં. પછી કાળે કરી તે સ્થળે બાર વર્ષનો દુષ્કાળ પડ્યો, તેથી વનમા સઘળાં ઝાડ, કાંટા અને વેલા વગેરે બધું સુકાઈ ગયુ એ કારણને લીધે સઘળા ઋષિઓ અતિશય મોટા સંકટમા પડ્યા. તે ઋષિઓમા એક ઘરડો ઋષિ હતો. તેનાથી ચલાતુ નહિ, તેના અંગો સઘળા જીર્ણ થઈ ગયા હતા, તેથી હાથમા લાકડી લઈને તે ચાલતો હતો. રસ્તે ચાલવાથી તે થાકી ગયો હતો; તેના મુખમાથી સઘળા દાંત પડી ગયા હતા. ભૂખથી પીડાઈને તે સ્થળે રહેનારા સઘળા ઋષિઓ મા તે પ્રસિદ્ધ હતો. એ ઘરડો ઋષિ પણ ભૂખથી પીડિત થઈ પૃથ્વી પર જે જે ફળરૂપ બાગો હતા ત્યાં ત્યા ભટકતો હતો. એમ ભટકતા ભટકતા કોઈક વાર પુણ્યયોગને લીધે સુદર છોડવા તેના જોવામા આવ્યા. તે છોડ લીલા શેવાળના જેવા હતા તથા તેની આસપાસ પૃથ્વી ઉપર ઘણુ લીલું ઘાસ ઊગ્યુ હતુ પેલા ઘરડા ઋષિ ભૂખથી પીડાયેલા હતા તેથી તેમણે તેના પાદડા છ માસ સુધી ખાધાં, છ મહિના પછી તેના સૂકા ડાળા ખાધા. અને તે પછી એક મહિના સુધી તે ઋષિએ તેના કદ ખાધા, પછી જ્યારે સુકાળ થયો ત્યારે બધા ઋષિઓ એકઠા થયા આ ઘરડો ઋષિ પણ જુવાન થઈને જ્યા બધા ઋષિઓ હતા ત્યા ગયો, તેને જોઈને સઘળા ઋષિઓ વિસ્મય પામ્યા અને તેને પૂછવા લાગ્યા કે, 'તમે એવો શો ઉપાય કર્યો ? કે જેથી ઘરડા મટીને જુવાન થયા?' પણ તે ઋષિએ તેમને કાંઈ કહ્યું નહિ, ત્યારે સઘળાએ મળીને તેને શાપ દીધો કે 'જે પદાર્થ તેં ખાધો છે તે બ્રાહ્મણોને અભક્ષ્ય થાઓ તથા તે દુર્ગંધવાળો અને અપવિત્ર થાઓ' એ રીતે લસણ ઉત્પન્ન થયુ છે

તેથી પણ રસોન–લસણ.

૩. उग्र गन्ध यस्य स –જેની ગંધ ઉગ્ર હોય છે, તેથી ઉગ્રગંધ–લસણ.

૪. महच्च तत् औषधम्–જે મોટું ઓસડ ગણાય છે, તેથી મહૌષધ–લસણ.

૫. न विद्यते रिष्ट–रोगादिरूपम् अशुभ यस्मात्, यस्य सेवनाद्वा–જેનુ સેવન કરવાથી રોગાદિરૂપ અશુભ રહેતુ નથી, તેથી અરિષ્ટ–લસણ.

૬. म्लेच्छाना प्रिय कन्द –शाकपार्थिवादि –જે મ્લેચ્છ જાતિના હલકા લોકોને પ્રિય એવો કંદ છે અથવા ભૂળિયાંરૂપે થાય છે, તેથી મ્લેચ્છકંદ–લસણ.

૭ यवनानां–सनातनधर्मबहिर्भूताना वर्णचतुष्टय-बाह्यानाम् लोकानाम् इष्ट –प्रिय , न तु सनातनधर्मावलम्बिद्विजातीनां प्रिय –સનાતન ધર્મને નહિ માનતા અને ચારે વર્ણથી બહાર ગણાતા યવન–હલકા લોકોને જે પ્રિય હોય છે, પણ સનાતન ધર્મને માનતા બ્રાહ્મણાદિ દ્વિજ વર્ણોને પ્રિય નથી, તેથી યવનેષ્ટ–લસણ.

૮. બીજા નંબરનું જે નામ છે, તે જ 'रसोन एव रसोनक' એમ સ્વાર્થિક कन् પ્રત્યયાન્ત આઠમું નામ થયું છે અને તેનો અર્થ તો બીજા નામના જેવો જ છે.'

### લસણની ઉત્પત્તિ

**यदामृतं वैनतेयो जहार सुरसत्तमात्।**
**तदा ततोऽपतद्बिन्दु स रसोनोऽभवद् भुवि ॥२०४**

अन्वय –वैनतेय यदा सुरसत्तमात् अमृत जहार (तदा) तत (य) बिन्दु भुवि अपतत् स रसोन अभवत् ॥

ગરુડજી ઇંદ્રની પાસેથી અમૃતનું જ્યારે હરણ કરી જતા હતા, ત્યારે તેમાંથી જે ટીપું પૃથ્વી પર પડ્યું હતું, તે જ લસણ થયેલ છે. ૨૦૪

### લસણનું 'રસોન' નામ કેમ?

**पञ्चभिश्च रसैर्युक्तो रसेनाम्लेन वर्जितः।**
**तस्माद्रसोन इत्युक्तो द्रव्याणा गुणवेदिभि ॥२०५**

अन्वय –(स) पञ्चभि रसैं युक्त च अम्लेन रसेन वर्जित (अस्ति), तस्मात् द्रव्याणां गुणवेदिभि रसोन इति उक्त ॥

તે લસણ પાંચ રસથી યુક્ત છે, માત્ર ખાટો રસ તેમાં નથી, એટલે એક રસ તેમાં ઓછો છે, તેથી પદાર્થોના ગુણ જાણનારાઓએ તેને 'રસોન' નામે કહેલ છે. ૨૦૫

### લસણમાં કયો રસ કયા ભાગમાં?

**कटुकश्चापि मूलेषु तिक्तः पत्रेषु संस्थित.।**
**नाले कषाय उद्दिष्टो नालाग्रे लवण स्मृतः।**
**बीजे तु मधुरः प्रोक्तो रसस्तद्गुणवेदिभिः ॥२०६॥**

अन्वय –अपि च (स) मूलेषु कटुक, पत्रेषु तिक्त संस्थित, नाले कषाय उद्दिष्ट, नालाग्रे लवण. स्मृत, बीजे तु तद्गुणवेदिभि मधुर रस प्रोक्त ॥

એ લસણનાં મૂળિયાંમાં તીખો, પાંદડાંમાં કડવો, નાળમાં તૂરો, નાળની અણીમાં ખારો અને બીજમાં તેના ગુણ જાણનારાઓએ મધુર રસ કહેલ છે. ૨૦૬

### લસણના ગુણો

**रसोनो बृंहणो वृष्यः स्निग्धोष्णः पाचनः सरः ॥**
**रसे पाके च कटुकस्तीक्ष्णो मधुरको मत. ॥२०७**

अन्वय –रसोन बृहणः वृष्य स्निग्धोष्ण पाचन सरः रसे च पाके कटुक तीक्ष्ण मधुरक मत ॥

લસણ પુષ્ટિકારક, વીર્યને વધારનાર, સ્નિગ્ધ, ગરમ, પાચન, ઝાડો ઉતારનાર, પાકમાં તથા રસમાં તીખું, તીક્ષ્ણ અને મધુર મનાયું છે. ૨૦૭

**भग्नसन्धानकृत्कण्ठ्यो गुरुपित्तास्रवृद्धिद.।**
**बलवर्णकरो मेधाहितो नेत्र्यो रसायन ॥२०८॥**
**हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्धगुल्मारुचिकास शोफान्। दुर्नामकुष्ठानलसादजन्तुसमीरणश्वासकफांश्च हन्ति ॥२०९॥**

अन्वय –(तथा च रसोन) भग्नसन्धानकृत् कण्ठ्य गुरु पित्तास्रवृद्धिद बलवर्णकर मेधाहित नेत्र्य रसायन (अस्ति)। (अपि) च हृद्रोगजीर्णज्वरकुक्षिशूलविबन्ध-गुल्मारुचिकासशोफान् दुर्नामकुष्ठानलसादजन्तुसमीरण-श्वासकफान् हन्ति ॥

વળી તે ભાગેલાને સાંધનાર, કંઠને સારો કરનાર, ભારે, પિત્ત તથા રુધિરને વધારનાર તથા બળ અને વર્ણ માટે સારું છે, બુદ્ધિને તથા નેત્રને હિતકારી છે, રસાયનરૂપ છે અને હૃદયના રોગ, જૂનો તાવ પેટનું શૂળ, ઝાડાની કબજિયાત, ગોળો, અરુચિ, ઉધરસ, સોજા, અરશ, કોઢ, અગ્નિનું મંદપણું, જીવડા, વાયુ, શ્વાસ તથા કફને મટાડે છે. ૨૦૮,૨૦૯

### લસણ ખાનારને હિતકારી તથા અહિતકારી શું ?

मद्य मांसं तथाम्लं च हितं लशुनसेविनाम् ।
व्यायाममातपं रोषमतिनीरं पयो गुडम् ।
रसोनमश्नन्पुरुषस्त्यजेदेतान्निरन्तरम् ॥ २१० ॥

अन्वय–लशुनसेविनां मद्यं मांसं तथा च अम्लं हितम् ( अस्ति किं तु ) रसोनम् अश्नन् पुरुषः व्यायामं आतपं रोषम् अतिनीरं पयः गुडम्–एतान् निरन्तरं त्यजेत् ॥

લસણ ખાવા ટેવાયેલાઓને મદ્ય, માંસ અને ખાટા પદાર્થો હિતકારી છે, પણ લસણ ખાતા માણસે પરિશ્રમ, તડકો, ક્રોધ, ઘણું પાણી, દૂધ અને ગોળ–એટલા પદાર્થોનો સર્વકાળ ત્યાગ કરવો. ૨૧૦

### ડુંગળીનાં નામો તથા સામાન્ય ગુણો

पलाण्डुर्यवनेष्टश्च दुर्गन्धो मुखदूषकः ।
पलाण्डुस्तु बुधैर्ज्ञेयो रसोनसदृशो गुणैः ॥२११॥

अन्वय–पलाण्डुः च यवनेष्टः दुर्गन्धः मुखदूषकः (इति नामानि गुणाश्च–) पलाण्डुः तु गुणैः रसोनसदृशः बुधैः ज्ञेयः ॥

પલાંડુ,[1] યવનેષ્ટ,[2] દુર્ગંધ[3] અને મુખદૂષક[4] એટલાં ડુંગળીનાં સંસ્કૃત નામો છે. ડુંગળીને પણ લસણના જેવા જ ગુણોવાળી વિદ્વાનોએ જાણવી. ૨૧૧

૧ पलति–रक्षति बलवीर्यप्रदानेन, पल रक्षणे–बाहुलकात् आण्डु प्रत्ययः औणादिकः–જે બળ તથા વીર્ય વધારી નેકોનું રક્ષણ કરે છે, તેથી પલાંડુ–ડુંગળી

૨ યવનેષ્ટ–આ નામની વ્યુત્પત્તિ લસણના ૭મા નામ પ્રમાણે સમજવી

૩ दुर् गन्धः यस्य सः–જેની ગંધ ખરાબ હોય છે, તેથી દુર્ગંધ–ડુંગળી

૪ मुखं दूषयति दुर्गन्धादेव–જે દુર્ગંધી હોવાથી જ મોંને પણ દૂષિત–દુર્ગંધી કરે છે, તેથી મુખદૂષક–ડુંગળી

### ડુંગળીના વિશેષ ગુણો

स्वादुः पाके रसेऽनुष्णः कफकृन्नातिपित्तलः ।
हरते केवलं वातं बलवीर्यकरो गुरुः ॥ २१२ ॥

अन्वय–( स च ) पाके रसे स्वादुः अनुष्णः कफकृत् न अतिपित्तलः ( सः ) बलवीर्यकरः गुरुः केवलं वातं हरते ॥

ડુંગળી પાકમાં તથા રસમાં મધુર છે, ગરમ નથી, કફ કરનાર છે, બહુ પિત્ત કરનારી નથી, બળ તથા વીર્યને વધારે છે, ભારે છે અને કેવળ વાયુને જ મટાડે છે ૨૧૨

### ભિલામાનાં નામો

भल्लातकं त्रिषु प्रोक्तमरुष्कोऽरुष्करोऽग्निकः ।
तथैवाग्निमुखी भल्ली वीरवृक्षश्च शोफकृत् ॥२१३

अन्वय–भल्लातकं त्रिषु प्रोक्तम्, अरुष्कः अरुष्करः अग्निकः तथा एव अग्निमुखी भल्ली च वीरवृक्षः शोफकृत् (इति नामानि) ॥

ભલ્લાતક,[1] આ એક નામ ત્રણે લિંગે વપરાય છે, અરુષ્ક,[2] અરુષ્કર,[3] અગ્નિક,[4] અગ્નિમુખી,[5] ભલ્લી,[6] વીરવૃક્ષ[7] અને શોફકૃત્[8] એટલાં ભિલામા*નાં સંસ્કૃત નામો છે

૧ भल्ल इव अतति–सततं गच्छति भल्लानां भेदनार्थं शरीरे–अत सातत्यगमने, 'अतुन्' ( उणा २-११ ) જે શરીરમાં ભાલાની પેઠે મર્મોને તોડવા ભાલાની જેમ એકધારી ગતિ કરે છે, તેથી ભલ્લાતક–ભિલામું

૨ अरु–मर्मस्थानं कायति–पीडयति ( धातूनाम् अनेकार्थत्वात् ) स्पर्शमात्रेण व्रणकारकत्वात्, कै शब्दे–'आतोऽनुपसर्गे कः'–જે માત્ર સ્પર્શ કરીને જ શરીરનાં મર્મસ્થાનોમાં વ્રણ–ફોલ્લા કરી પીડા ઉપજાવે છે, તેથી અરુષ્ક–ભિલામું

૩ अरु–व्रणं करोति–'दिवाविभा०' इति ट 'नित्यं समासेऽनुत्तरपदस्थस्य' इति षः–જે વ્રણ–ફોલ્લા કરે છે, તેથી અરુષ્કર–ભિલામું

૪ अग्निः इव कायति–दीप्यते–अग्नितत्त्वाधिक्यात् જેમાં અગ્નિતત્ત્વ વધારે હોવાથી જે અગ્નિની પેઠે ગરમી કરે છે તેથી અગ્નિક–ભિલામું

---

* સુશ્રુતસંહિતામાં આ ઝાડની છાલને રક્તભેદક અને રોચક ગણેલી છે, અને ફળના તેલને ચામડી ઉપર ફોલ્લા આણનાર તેમ જ કૃમિ ઉપર ચાર અને ઊર્ધ્વવાયુનો નાશ કરનાર પણ વેલ છે

ચરકસંહિતામાં આ ફળને દીપનીય ( ભૂખ પ્રદીપ્ત કરનાર ), ભેદનીય ( મળ પાતળો કરનાર ) વિદાહી ( દાહ ઉત્પન્ન કરનાર ) અને કુષ્ઠહર ( કોઢ મટાડનાર ) કહેલ છે

અન્ય વૈદ્યક ગ્રંથોમાં આ ફળને તીખું, ગરમ, જાગ્રત કરનાર પાચક, જ્ઞાનતંતુને જોર આપનાર અને ચામડી ઉપર ફોલ્લા આણનાર ગણેલ છે, તેમજ બદહજમી હરસ ચામડીના રોગ અને સાંધાના દરદમાં વાપરવા સૂચવેલ છે

૫. अग्निः इव मुखम् अस्याः-गौरादित्वाद् ङीष्-જેનું મોઢું અગ્નિ જેવું ગરમ હોય છે, તેથી અગ્નિમુખી-ભિલામું.

૬. भल्लति-हिनस्ति अशुद्धोपयोगात्-भल्ल हिंसायाम्, अच्, गौरादित्वात् ङीष्-શોધન કર્યા વિના જે વાપર્યું હોય તો જે નાશ કરે છે, તેથી ભલ્લી-ભિલામું.

૭. वीरः इव वृक्षः दुःस्पर्शत्वात्-જેનો સ્પર્શ કરવો પણ મુશ્કેલ હોય છે, એવા વીર-પુરુષ જેવું એ ઝાડ હોય છે, તેથી વીરવૃક્ષ-ભિલામું

૮. शोफं कृन्तति-छिनत्ति, कृती छेदने-क्विप्-જે સોજાનો નાશ કરે છે, તેથી શોફકૃત્-ભિલામું.

ભિલામાના ગુણો

भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु।
कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनम् ॥२१४
मेध्यं वह्निकरं हन्ति कफवातव्रणोदरम्।
कुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरकृमीन् ॥ २१५॥

अन्वय -(अथ गुणास्तु-) भल्लातकफलं पक्वं स्वादुपाकरसं लघु कषायं पाचनं स्निग्धं तीक्ष्णोष्णं छेदि भेदनं मेध्यं वह्निकरं (सत्) कफवातव्रणोदरकुष्ठार्शोग्रहणीगुल्मशोफानाहज्वरकृमीन् हन्ति ॥

ભિલામાનું પાકું ફળ પાકમાં અને રસમાં મધુર, હલકું, તૂરું, પાચન, સ્નિગ્ધ, તીક્ષ્ણ, ગરમ, મળને કાપનાર, ઝાડો લાવનાર, બુદ્ધિવર્ધક અને અગ્નિને કરનાર હોઈ કફ, વાયુ, વ્રણ, પેટના રોગ, કોઢ, અરશ, સંગ્રહણી (એક જાતનું ઝાડાનું દરદ), ગોળો, સોજો, આફરો, તાવ અને જીવડાંને મટાડે છે.

तन्मज्जा मधुरो वृष्यो बृंहणो वातपित्तहा।
वृन्तमारुष्करं स्वादु पित्तघ्नं केश्यमग्निकृत् ॥२१६॥

अन्वय -तन्मज्जा मधुरः वृष्यः बृंहणः वातपित्तहा (अस्ति), आरुष्करं वृन्तं स्वादु पित्तघ्नं केश्यम् अग्निकृत् (अस्ति) ॥

ભિલામાનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પુષ્ટિ આપનાર અને વાયુ તથા પિત્તને મટાડનાર છે. ભિલામાનું ડીંટિયું મધુર, પિત્તને હરનાર, કેશને હિતકારી અને અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. ૨૧૬

भल्लातकः कषायोष्णः शुक्लो मधुरो लघुः।
वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान्।
हन्ति गुल्मज्वरश्वित्रवह्निमान्द्यकृमिव्रणान् ॥ २१७

अन्वयः-भल्लातकः कषायोष्णः शुक्लः मधुरः लघुः (सन्) वातश्लेष्मोदरानाहकुष्ठार्शोग्रहणीगदान् गुल्मज्वरश्वित्रवह्निमान्द्यकृमिव्रणान् हन्ति ॥

ભિલામું તૂરું, ગરમ, વીર્યને વધારનાર, મધુર અને હલકું હોઈ વાયુ, કફ, પેટનો આફરો, કોઢ, અરશ, સંગ્રહણીનો રોગ, ગોળો, તાવ, શ્વિત્ર નામનો ધોળો કોઢ, અગ્નિનું મંદપણું, જીવડાં અને વ્રણને મટાડે છે. ૨૧૭

ભાંગનાં નામો તથા ગુણો

भङ्गा गञ्जा मातुलानी मादिनी विजया जया।
भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः।
तीक्ष्णोष्णा पित्तला मोहमदवाग्वह्निवर्धिनी ॥२१८

अन्वय -भङ्गा गञ्जा मातुलानी मादिनी विजया जया (इति नामानि, गुणाश्च-)भङ्गा कफहरी तिक्ता ग्राहिणी पाचनी लघुः तीक्ष्णा उष्णा पित्तला मोहमदवाग्वह्निवर्धिनी (स्यात्) ॥

ભંગા,[1] ગંજા,[2] માતુલાની,[3] માદિની,[4] વિજયા[5] અને જયા[6] એટલાં ભાંગનાં સંસ્કૃત નામો છે. ભાંગ કફને હરનાર, કડવી, ઝાડાને રોકનાર, પાચન, હલકી, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર અને મોહ, મદ, ભાષણ તથા અગ્નિને વધારનાર છે. ૨૧૮

૧. भज्यते अनया कफादि तीक्ष्णत्वात्, भञ्जो आमर्दने-'हलश्चे'ति घञ्-તીક્ષ્ણ હોવાને લીધે જેનાથી કફ વગેરે કપાય છે, તેથી ભંગા-ભાંગ.

૨. गञ्ज्यते अनया जनेन मादकत्वात्-गजि शब्दे पूर्ववत् घञ्, टाप्-કેફી હોવાથી જેને લીને માણસ ખૂબ બકે છે, તેથી ગંજા-ભાંગ

૩. मातुलस्य-धत्तूरस्य स्त्री इव मादकत्वात् 'मातुलोपाध्याययोर्ङीष्वानुक् वा'-इति ङीष् आनुक् च-કેફી હોવાથી ધતૂરાની જાણે સ્ત્રી હોય તેવી જણાય છે, તેથી માતુલાની-ભાંગ.

૪ मादयति-मदं करोति-ग्रहादित्वात् णिनि-જે મદ અથવા કેફ કરે છે-બેભાન બનાવે છે, તેથી માદિની-ભાંગ.

૫ विजयते कफम्-अच्-टाप्-જે કફને દૂર કરે છે, તેથી વિજયા-ભાંગ.

૬. એ જ પ્રમાણે जयति कफम् इति जया-કફને હરે છે, તેથી જયા-ભાંગ.

અફીણના ડોડવાનાં નામો તથા ગુણો

निलमेदः खसतिलः खाखसश्चापि स स्मृतः।
स्यात्खाखसफलोद्भूतं वल्कलं शीतलं लघु ॥२१९

ग्राहि तिक्तं कषायं च वातकृच्च कफास्रहृत् ।
धातूनां शोषकं रूक्षं मदकृद्वाग्विवर्धनम् ।
मुहुर्मोहकरं रुच्यं सेवनात्पुंस्त्वनाशनम् ॥२२०॥

अन्वय –तिलभेद. खसतिलः अपि च सः खाखसः स्मृत । खाखसफलोद्भूत वल्कल शीतलं लघु ग्राहि तिक्तं च कषाय च वातकृत् कफास्रहृत् धातूनां शोषकं रूक्षं मदकृत् वाग्विवर्धनं मुहुः मोहकरं रुच्यं सेवनात् पुंस्त्वनाशनम् ( अस्ति ) ॥

તિલભેદ,[1] ખસતિલ[2] અને ખાખસ[3] એટલાં અફીણના ડોડવાનાં સંસ્કૃત નામો છે. તેની છાલ ઠંડી, હલકી, ઝાડાને રોકનાર, કડવી, તુરી, વાયુને કરનાર, કફ તથા લોહીને મટાડનાર, ધાતુઓને સુકાવનાર, રૂક્ષ, મદ કરનાર, ભાષણને વધારનાર, વારંવાર મોહ કરનાર, રુચિ ઉપજાવનાર અને સેવન કરવાથી પુરુષપણાનો નાશ કરનાર છે. ૨૨૦

૧. तिलति–स्निह्यति–तिल स्नेहे–'इगुपधे०'ति क – तिलस्य भेद इव–તલનો ભેદ–તેલ ધરાવનાર જાણે એક જાતનો તલનો પ્રકાર હોય તેવો જણાય છે, તેથી તિલભેદ–અફીણનું ડોડવું.

૨. खानि–इन्द्रियाणि स्यति–निश्चलीकरोति मदकृत्त्वात्–षो अन्तकर्मणि–' आतोऽनुपसर्गे क '–खसश्चासौ तिलश्च–ઇંદ્રિયોને બેભાન કરી થંભાવી દે છે અને તેલ જેવી ચીકાશ ધરાવે છે, તેથી ખસતિલ–અફીણનું ડોડવું.

૩. खसप्रकार खाखस –प्रकारे द्वित्व, पृषोदरादि – ઇંદ્રિયોને બેભાન કરે એવા પ્રકારનો હોય છે, તેથી ખાખસ–અફીણનું ડોડવું.

### અફીણનાં નામો તથા ગુણો

उक्तं खसफलक्षीरमाफूकमहिफेनकम् ।
आफूकं शोषणं ग्राहि श्लेष्मघ्नं वातपित्तलम् ।
तथा खसफलोद्भूतवल्कलप्रायमित्यपि ॥ २२१ ॥

अन्वय –खसफलक्षीरम् आफूकम् अहिफेनकम् उक्तम् । आफूकं शोषणं ग्राहि श्लेष्मघ्नं वातपित्तल तथा खसफलोद्भूतवल्कलप्रायम् इत्यपि ( ज्ञेयम् ) ॥

ખસફલક્ષીર,[1] આફૂક[2] અને અહિફેનક[3] એટલા અફીણના સંસ્કૃત નામો છે. અફીણ શોષક, ઝાડાને રોકનાર, કફને મટાડનાર અને વાયુ તથા પિત્તને કરનાર છે. ઉપર કહેલ ડોડવાની છાલના જે ગુણો હોય છે, તેમાંના ઘણાખરા ગુણો અફીણમાં પણ છે. ૨૨૧

૧. खानि–इन्द्रियाणि स्यन्ति–निश्चलीकुर्वन्ति इति खसानि, खसानि फलानि यस्य सः खसफलः, तस्य क्षीरम् इव–જેનાં ફળ ઇંદ્રિયોને નિશ્ચળ કરે છે, થંભાવી દે છે, તેવાં તેનાં ઝાડનું જાણે ક્ષીર હોય તેવો તેનો જે રસ, તે જ ખસફલક્ષીર–અફીણ.

૨. आ–ईषत् सफूत्कार इव फेन अस्मिन् इति– आफूकम्–पृषोदरादिः–જેમાં સર્પનો લગાર ફૂંફાડો થતો હોય તેવો અવાજ કરતું ફીણ આવે છે, તેથી આફૂક–અફીણ.

૩. अहेः–सर्पस्य फेन–गरलम् इव प्राणघातकत्वात्– ततः स्वार्थे कन्–સર્પનું જાણે ઝેર હોય તેવું પ્રાણઘાતક નીવડે છે, તેથી અહિફેનક–અફીણ.

### ખસખસનાં નામો તથા ગુણો

उच्यन्ते खसबीजानि ते खाखसतिला अपि ।
खसबीजानि बल्यानि वृष्याणि सुगुरूणि च ।
जनयन्ति कफं तानि शमयन्ति समीरणम् ॥२२२॥

अन्वय –( यानि ) खसबीजानि ते ( एव ) खाखसतिला अपि उच्यन्ते । खसबीजानि बल्यानि वृष्याणि च सुगुरूणि ( सन्ति ), तानि कफं जनयन्ति, समीरण ( च ) शमयन्ति ॥

ખસબીજ[1] અને ખાખસતિલ[2] એ ખસખસનાં સંસ્કૃત નામો છે. ખસખસ બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, બહુ જ ભારે, કફને ઉત્પન્ન કરનાર તથા વાયુને શાંત કરનાર છે. ૨૨૨

૧. खसस्य बीजानि–અફીણના ડોડવાનાં બિયા રૂપે જે થાય છે, તેથી ખસબીજ–ખસખસ.

૨. खाखसस्य तिला –અફીણના ડોડવાના તલ જેવા દાણારૂપે જે થાય છે, તેથી ખાખસતિલ–ખસખસ

### સિંધાલૂણનાં નામો તથા ગુણો

सैन्धवोऽस्त्री शीतशिवं माणिमन्थं च सिन्धुजम् ।
सैन्धवं लवणं स्वादु दीपनं पाचनं लघु ।
स्निग्धं रुच्यं हिमं वृष्यं सूक्ष्मं नेत्र्यं त्रिदोषहृत् ॥ २२३

अन्वय –सैन्धव. अस्त्री, शीतशिव माणिमन्थं च सिन्धुजम् ( इति नामानि, गुणाश्च– ) सैन्धव लवणं स्वादु दीपन पाचनं लघु स्निग्ध रुच्य हिम वृष्य सूक्ष्म नेत्र्यं त्रिदोषहृत् ( अस्ति ) ॥

સૈંધવ,[1] આ નામ સ્ત્રીલિંગ સિવાય બેય લિંગે વપરાય છે; શીતશિવ,[2] માણિમંથ[3] અને સિંધુજ[4] એટલાં સિંધાલૂણનાં સંસ્કૃત નામો

છે. સિંધાલૂણ સ્વાદિષ્ઠ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, હલકુ, સ્નિગ્ધ, રુચિ ઉપજાવનાર, ઠંડુ, મૈથુનની શક્તિ આપનાર, સૂક્ષ્મ, નેત્રને હિતકારી અને દોષને મટાડનાર છે. ૨૨૩

૧. सिन्धुषु भव –'कच्छादिभ्यश्च' इत्यण्–સિંધુ દેશમા જે થાય છે, તેથી સૈન્ધવ–સિંધાલૂણ

૨. शीत च तत् शिव च–જે શીતળ ગુણવાળુ અને સુખકારક છે, તેથી શીતશિવ–સિંધાલૂણ.

૩ मणिमन्थनाम्नि पर्वते भव મણિમન્થ નામના પર્વતમા જે ખૂનથાય છે તેથી માણિમન્થ–સિંધાલૂણ

૪ सिन्धुषु–जात– सप्तम्यां जनेर्डः –સિંધુ દેશમા જે ઉત્પન્ન થાય છે, તેથી સિંધુજ–સિંધાલૂણ

### સાંભરલૂણનાં નામો તથા ગુણો

शाकम्भरीय कथितं गुडाख्यं रौमक तथा ।
गुडाख्यं लघु वातघ्नमत्युष्ण भेदि पित्तलम् ॥२२४
तीक्ष्णोष्ण चापि सूक्ष्मं चाभिष्यन्दि कटुपाकि च ॥

अन्वय –शाकम्भरीय गुडाख्य तथा रौमक कथितम् । गुडाख्य लघु वातघ्नम् अत्युष्ण भेदि पित्तलं तीक्ष्णोष्णम् अपि च सूक्ष्म च अभिष्यन्दि च कटुपाकि (अस्ति) ॥

શાકંભરીય,[1] ગુડાખ્ય[2] અને રૌમક[3] એ સાંભરલૂણના સંસ્કૃત નામો છે. ગોળના જે નામો છે તે બધા સાંભરલૂણના પણ નામો છે સાંભરલૂણ હલકુ, વાયુને હણનાર, બહુ જ ગરમ, ઝાડો લાવનાર, પિત્ત કરનાર, તીક્ષ્ણ, સૂક્ષ્મ, (દહીની પેઠે) કફ કરનાર અને પાકમા તીખુ છે ૨૨૪,૨૨૫

૧ शाकम्भरे देशे भवम् वृद्धाच्छ –શાકંભર નામના દેશમા જે થાય છે તેથી શાકંભરીય–સાંભરલૂણ

૨. गुडस्य आख्या यस्य तत्–ગોળના જેટલા નામો છે તે બધા નામે જે કહેવાય છે તેથી ગુડાખ્ય–સાંભરલૂણ

૩ रुमायां भवम्–अण् (४–२–५३) सज्ञायां कन् (५ ३–७५)–રુમા નામના દેશમા પણ જે થાય છે તેથી રૌમક–સાંભરલૂણ

### દરિયાઈ લૂણના નામો તથા ગુણો

सामुद्रं यत्तु लवणमक्षीव वशिर च तत् ।
सामुद्रज सागरज लवणोदधिसम्भवम् ॥२२६॥
सामुद्र मधुर पाके सतिक्त मधुर गुरु ।
नात्युष्णं दीपन भेदि सक्षारमविदाहि च ॥२२७॥
श्लेष्मलं वातनुत्तिक्तमरूक्ष नातिशीतलम् ॥२२८॥

अन्वय –यत्तु सामुद्र लवण तत् अक्षीव वशिर च सामुद्रज सागरज लवणोदधिसम्भवम् (कथ्यते), सामुद्र मधुर पाके सतिक्त मधुर गुरु न अत्युष्ण दीपन भेदि सक्षारम् च अविदाहि श्लेष्मल वातनुत् तिक्तम् अरूक्ष न अतिशीतलम् (अस्ति) ॥

સામુદ્ર,[1] અક્ષીવ,[2] વશિર,[3] સમુદ્રજ,[4] સાગરજ[5] અને લવણોદધિસંભવ[6] એટલાં દરિયાઈ લૂણના સંસ્કૃત નામો છે. દરિયાઈ લૂણ મધુર, પાચન થતા તીખાશ સાથે મધુર, ભારે, બહુ ગરમ નથી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝાડો લાવનાર, ખારા રસવાળુ અને બળતરા કરનાર નથી, તેમજ કફ કરનાર, વાયુને મટાડનાર અને કડવું છે, છતા રૂક્ષ નથી અને અત્યંત ઠંડુ પણ નથી. ૨૨૬–૨૨૮

૧ समुद्रे भव–'तत्र भव' इत्यण्–સમુદ્રમા ઉત્પન્ન થાય છે. તેથી સામુદ્ર–દરિયાઈ લૂણ.

૨ अक्ष्ण ई–शोभा अक्षी, अक्षीं वाति वायति वा, वा गतिगन्धनयो, ओवै शोषण, 'आतोऽनुपसर्गे क –' આંખની શોભા અથવા તેજને વધારનાર છતા વધારે સેવનથી આંખનુ તેજ ઓછુ કરનાર પણ છે, તેથી અક્ષીવ–દરિયાઈ લૂણ

૩ उद्यत इति वशि –वश कान्तौ 'इन्' (उणा० ४–११८) वशि–कान्ति राति–ददाति–કાંતિને જે આપે છે, તેથી વશિર–દરિયાઈ લૂણ

૪ समुद्रात् जायते स्म–'अन्येष्वपि०' इति जनेर्ड –સમુદ્રમાથી જે ઉત્પન્ન થાય છે, તેથી સમુદ્રજ–દરિયાઈ લૂણ

૫ सागरात् जायते स्म–पूर्ववत् ड –સમુદ્રમાથી જે ઉત્પન્ન થાય છે તેથી સાગરજ–દરિયાઈ લૂણ

૬ लवणश्चासौ उदधि लवणोदधि, लवणोदधि सम्भव यस्य तत्–ખારો સમુદ્ર જેનુ ઉત્પત્તિસ્થાન છે તેથી લવણોદધિસંભવ–દરિયાઈ લૂણ

### બિડલૂણના નામો તથા ગુણો

विड पाक्य च कृतक तथा द्राविडमासुरम् ।
विड सक्षारमूर्ध्वाध कफवातानुलोमनम् ॥२२९॥
दीपन लघु तीक्ष्णोष्ण रूक्ष रुच्य व्यवायि च ।
विबन्धानाहविष्टम्भहृद्ग्गौरवशूलनुत् ॥ २३० ॥

अन्वय –विड पाक्य च कृतक तथा द्राविडम् आसुरम् (इति नामानि, गुणाश्च–) विड सक्षारम् (सत्) ऊर्ध्वाध –कफवातानुलोमन दीपन लघु तीक्ष्णोष्ण रूक्ष रुच्य च व्यवायि (सत्) विबन्धानाहविष्टम्भहृद्ग्गौरव-

ऽऽग्नुत् ( अस्ति ) ॥

બિડ,[1] પાક્ય,[2] કૃતક,[3] દ્રાવિડ[4] અને આસુર[5] આટલા બિડલૂણના સંસ્કૃત નામો છે બિડલૂણ ખારા રસવાળુ હોઈ કફને ઊંચો ચલાવનાર, વાયુને નીચો ચલાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકુ, તીક્ષ્ણ, ગરમ, રૂક્ષ, રુચિ ઉપજાવનાર અને પ્રથમ સઘળા શરીરમા વ્યાપીને પછી પાકનાર હોઈ આડાની કબજિયાત, આફરો, અવાઈ જવુ, હૃદયના દર્દ, ભારેપણુ તથા શૂલને મટાડે છે ૨૨૯,૨૩૦

टीका—ऊर्ध्वं कफमधो वातं सचारयेदित्यय —(અથ ભાાતરમા આપ્યો છે ) ૨૨૯,૨૩૦

૧ विनत्ति–भिनत्ति विबन्धादीन् रोगान्, भि° भेदन° इगुपधे ति क —આડાની કબજિયાત વગેરેને જે તોડે છે તેથી બિ —બિડલૂણ

૨ पच्यते यत् साधु ऋहलाध्यत्' वजोरि नि तुलम् पाके वा साधु–'तत्र साधुरि ति यत्–જે સારી રીતે પચે છે અથવા પાચનક્રિયામા જે ઉત્તમ કામ કરે છે, તેથી પાક્ય–બિડલૂણ

૩ क्रियते स्म इति कृतम् कृतमेव कृतकम्–कर्मणि क्तान्तात् स्वार्थे कन्–જે મનાવેલુ હોય તેથી કૃતક–બિડલૂણ

૪ द्रविडदेशे भव– तत्र भव' इत्यण्–द्रविड દેશમા જે વધારે થાય છે તેથી દ્રાવિડ–બિડલૂણ

૫ असुराणाम् इद प्रिय लवणम्– तस्येदमि त्यण्–આ લૂણ અસુરોને પ્રિય હોય છે તેથી આસુર–બિડલૂણ

### સંચળના નામો તથા ગુણો

सौवर्चल स्याद्रुचक मन्थपाक च तन्मतम् ।
रुचक रोचन मेदि दीपन पाचन परम् ॥२३१॥
सुस्नेह वातनुन्नातिपित्तल विशद लघु ।
उद्गारशुद्धिद सूक्ष्म विबन्धानाहशूलजित् ॥२३२॥

अन्वय –सौवर्चल रुचक स्यात् तत मन्थपाक मतम् रुचक रोचन मेदि दीपन पर पाचन सुस्नेह वातनुत् न अति पित्तल विशद लघु उद्गारशुद्धिद सूक्ष्म (सत्) विबन्धानाहशूलजित् ( अस्ति ) ॥

સૌવર્ચલ,[1] રુચક[2] અને મંથપાક[3] એટલા સંચળના સંસ્કૃત નામો છે સંચળ રુચિ ઉપજાવનાર, ઝાડો લાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, બહુ જ પાચન, સ્નિગ્ધ, વાયુને મટાડનાર, બહુ પિત્ત કરનાર નથી અને સ્વચ્છ–સફેદ, હલકો, ઓડકારને સાફ કરનાર તથા સૂક્ષ્મ હોઈ ઝાડાની કબજિયાત, આફરો તથા શૂળ મટાડે છે ૨૩૧,૨૩૨

૧ सुतरां वर्चते–दीप्यते–वर्चे दीप्तौ इगुपधादिलच् (उणा॰ ૧–૧૦૬) लच्, तत्र प्रज्ञाद्यण् सुवर्चलस्य भव मत्वर्थीयण्–જે અત્યંત પ્રકાશે–ચળકે છે અથવા સુવર્ચલ દેશમા જે થાય છે, તેથી સૌવર્ચલ–સંચળ

૨ रोचन–दीप्यत इव दीप्तौ, क्वुन् ( उणा॰ ૨–૩૨) જે ઝગઝગે–ચળકે છે તેથી રુચક–સંચળ

૩ मन्थेन मथेन वा पाक यस्य तत्–રવૈયાના ઝેરણા વડે અથવા સૂર્ય વડે જે પાકે છે અથવા જે ધીમેથી પાકે છે, તેથી મંથપાક–સંચળ

### ખાગના લૂણના નામો તથા ગુણો

औद्भिद पाशुलवण यज्जात भूमित स्वयम् ।
क्षार गुरु कटु स्निग्ध शीतल वातनाशनम् ॥२३३॥

अन्वय –यत् भूमित स्वय जात (तद्) औद्भिद पांशुलवण (च कथ्यते) क्षार गुरु कटु स्निग्ध शीतल वातनाशनम् ( अस्ति ) ॥

જે લૂણ જમીનમાથી પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે, તે ઔદ્‌ભિદ[1] અને પાંશુ લવણ[2] કહેવાય છે, એ લૂણ ખારુ, ભારે, તીખુ, સ્નિગ્ધ, ઠડુ અને વાયુનો નાશ કરે છે

૧ उद्भिनत्ति भूमि भिदिर् विदारणे ' इगुपधे ति क तत स्वार्थे प्रज्ञाद्यण्–જે જમીનને ફાડી ઉત્પન્ન થાય છે તેથી ઔદ્‌ભિદ–ખારો

૨ पाशुरूप लवणम् शाकपार्थिवादि –જે ધૂળરૂપે ક્ષાર હોય છે તેથી પાંશુલવણ–ધૂળિયુ લૂણ–ખારો

### ચણાનો ખાર અને તેના ગુણો

चणकाम्लकमत्युष्ण दीपन दन्तहर्षणम् ।
लवणानुरस रुच्य शूलाजीर्णविबन्धनुत् ॥२३४॥

अन्वय –चणकाम्लकम्[1] अत्युष्ण दीपन दन्तहर्षण लवणानुरस रुच्य शूलाजीर्णविबन्धनुत् ( अस्ति ) ॥

ચણાનો ખાર ખાટો બહુ જ ગરમ અગ્નિને પ્રદીપ્ત કરનાર, દાંતને (અંબાવી) અંકુશિત કરનાર ખારાશવાળો, રુચિ ઉપજાવ નાર અને શૂળ અજીર્ણ તથા મળબંધને મટાડનાર છે ૨૩૪

૧ चणन्ति–ददति सर्वेभ्योऽपि प्रीतिम् इति चणका – चण दाने–क्वुन् उणादि चणकेभ्यो जातम् अम्लम् शाकपार्थिवादि तत स्वार्थे कन्–સર્વને પ્રીતિદાયક–

યવાગ્રમાંથી ઉત્પન્ન થયેલ જે અગ્નિરૂપ ખાર, તે યવાગ્રજ કહેવાય છે.

## જવખાર અને સાજીખારનાં નામો તથા ગુણો

पाक्यः क्षारो यवक्षारो यावशूको यवाग्रजः।
स्वर्जिकाऽपि स्मृतः क्षारः कापोतः सुखवर्चकः ॥
कथितः स्वर्जिकाभेदो विशेषज्ञैः सुवर्चिका।
यवक्षारो लघुः स्निग्धः सुसूक्ष्मो वह्निदीपनः ॥२३६
निहन्ति शूलवातामश्लेष्मश्वासगलामयान्।
पाण्ड्वर्शोग्रहणीगुल्मानाहप्लीहहृदामयान् ॥२३७

अन्वय–पाक्य क्षार यवक्षार यावशूक यवाग्रज. (इति यवक्षारनामानि, अथ) स्वर्जिका अपि क्षार कापोत सुखवर्चक स्मृत, विशेषज्ञैः स्वर्जिकाभेदः सुवर्चिका कथित। यवक्षार लघु स्निग्ध सुसूक्ष्म वह्निदीपन (सन्) शूलवातामश्लेष्मश्वासगलामयान्, पाण्ड्वर्शोग्रहणीगुल्मानाहप्लीहहृदामयान् हन्ति ॥

પાક્ય,[1] ક્ષાર,[2] યવક્ષાર,[3] યાવશૂક[4] અને યવાગ્રજ[5] એટલાં જવખારના સંસ્કૃત નામો છે. સ્વર્જિકા,[1] ક્ષાર,[2] કાપોત[3] અને સુખવર્ચક[4] એટલાં સાજીખારનાં સંસ્કૃત નામો છે. વિશેષ જાણનારા લોકો એક જાતના સાજીખારને સુવર્ચિકા[5] પણ કહે છે. જવખાર હલકો, સ્નિગ્ધ, બહુજ સૂક્ષ્મ અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ શૂલ, વાયુ, અપક્વ ભાગ, કફ, શ્વાસ, તથા ગળાનાં દરદને મટાડે છે; તેમ જ પાંડુરોગ, અરશ, સંગ્રહણી, ગોળો, મલબંધ, બરળના દરદને અને હૃદયના દરદને પણ મટાડે છે. ૨૩૫–૨૩૭

૧. पाक्य શબ્દની વ્યુત્પત્તિ બિડલૂણનાં બીજા નામ પ્રમાણે જાણવી.

૨. क्षरति–सम्यक् चलति सूक्ष्मत्वात् प्रतिशरीरावयवम्–क्षर सञ्चलने–'ज्वलितिकसन्तेभ्यो ण'–જે સૂક્ષ્મ હોવાથી શરીરના દરેક અવયવોમાં બરાબર ગતિ કરે છે, તેથી ક્ષાર–યવક્ષાર–જવનો ખાર

૩. यवाना क्षार–જવનો ખાર

૪. यवाना शूक यवशूक, तत्र जात –अण् જવના શિખામાં જે ઉત્પન્ન થાય છે, તેથી–યાવશૂક–જવખાર.

૫. यवानाम् अग्र यवाग्र, तस्मात् जात –'पञ्चम्या०' (३–२–९८) इति ड –જવની અણી–શિખામાંથી ઉત્પન્ન જે થાય છે, તેથી યવાગ્ર–જવનો ખાર.

૧. सुतराम् अर्ज्यते–सुपूर्वक–अर्ज अर्जने–घञ्, स्वर्जः अस्ति अस्या, 'अत इनिठनौ'–इति ठन्, ततश्च टाप्–स्वर्जिका–જે જંગલોમાં સારી રીતે મેળવી શકાય છે, તેવો જે ક્ષાર તે સ્વર્જિકા–સાજીખાર.

૨. क्षार–क्षार શબ્દની વ્યુત્પત્તિ ઉપર જવખારના બીજા નામમાં પ્રથમ આપાઈ છે

૩. कपोतस्येव वर्ण अस्ति अस्य, 'अर्शआद्यच्'–જેનો રંગ કોબા જેવો હોય છે, તેથી કાપોત–સાજીખાર.

૪. सुख वर्चयति दीपयति शरीरम्, वर्च दीप्तौ–ण्वुल् જે શરીરને અનાયાસે દીપાવે છે, તેથી સુખવર્ચક–સાજીખાર.

૫. सुष्ठु वर्च अस्ति अस्य, वर्चति अदन्तात् 'अत इनिठनौ,' इति ठन्, टाप्–જે સારી રીતે પ્રકાશે છે, ચળકે છે, તેથી સુવર્ચિકા–સાજીખાર.

स्वर्जिकाल्पगुणा तस्माद्विशेषाद्गुल्मशूलहृत्।
सुवर्चिका स्वर्जिकावद्बोद्धव्या गुणतो जनैः ॥२३८

अन्वय–स्वर्जिका तस्मात् अल्पगुणा, विशेषात् गुल्मशूलहृत्; सुवर्चिका गुणत स्वर्जिकावत् जनैः बोद्धव्या ॥

સાજીખાર જવખારથી ઓછા ગુણવાળો છે અને વિશેષે કરી ગોળાને તથા શૂલને મટાડે છે. સુવર્ચિકાક્ષારમાં પણ સાજીખારના જેવા જ ગુણો છે, એમ લોકોએ સમજવું.

## ટંકણખારનાં નામો તથા ગુણો

सौभाग्यं टङ्कणं क्षारो धातुद्रावकमुच्यते।
टङ्कणं वह्निकृद्रूक्षं कफहृद्वातपित्तकृत् ॥ २३९ ॥

अन्वय–सौभाग्य टङ्कण क्षारः धातुद्रावकम् (इति नामकम्) उच्यते, टङ्कण वह्निकृत् रूक्ष कफहृत् वातपित्तकृत् (अस्ति)॥

સૌભાગ્ય,[1] ટંકણ,[2] ક્ષાર[3] અને ધાતુદ્રાવક[4] એટલાં ટંકણખારના સંસ્કૃત નામો છે. ટંકણખાર અગ્નિને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, કફને હરનાર અને વાયુ તથા પિત્તને કરનાર છે. ૨૩૯

૧. सुष्ठु भगम्–ऐश्वर्यं धातुद्रावकत्वरूपम् अस्ति यस्य स सुभग, सुभगस्य भाव –ष्यञ्, सौभाग्यम् अस्ति अस्य–अर्शआद्यच्–ધાતુઓને ગાળનાર તરીકેનુ મહાસામર્થ્ય જેનામાં છે, તેથી સૌભાગ્ય–ટંકણખાર.

૨. टङ्क्यन्ते–बध्यन्ते धातवः अनेन द्रवीकृत्य–टकि बन्धन–करणे ल्युट्–જેના વડે ધાતુઓને ઓગાળી તે ધાતુઓને એકરૂપે બાંધી શકાય છે, તેથી ટંકણ.

૩. क्षार–શબ્દની વ્યુત્પત્તિ જવખારના બીજા નામમાં જોવી.

કર્પૂર,[1] આ નામ પુલિંગે તથા નપુંસક લિંગે પણ વપરાય છે, સિતાભ્ર,[2] હિમવાલુક,[3] ઘનસાર,[4] ચંદ્રસંજ્ઞ[5] અને હિમનામા[6] એટલાં કપૂરના[×] સંસ્કૃત નામો છે. વળી એ ચંદ્રના અને હિમના નામે પણ કહેવાય છે કપૂર ઠંડું, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી, મળોને ઉખેડનાર, હલકું, સુગંધી, મધુર અને કડવું હોઈ કફ, પિત્ત, ઝેર, દાહ, તરશ, મોઢાનું વિરસપણું, મેદ તથા દુર્ગંધ પણ મટાડે છે કપૂર પાકું અને કાચું એમ બે પ્રકારનું છે, તેમાં પાકા કરતાં કાચાને વિદ્વાનો વધારે ગુણવાળું કહે છે ૧,૩

૧ किरति विक्षिपति, कृणाति हिनस्ति वा मलकफ पित्तविषादीन्, करोति वा वीर्यवृद्धिं-नत्रहितं च-कॄ विक्षेपे, कॄ हिंसायाम्, डुकृञ् करणे-वा विच्-कर् पूरयते शरीरं चेति-पूरी आप्यायने-' इगुपधे ति क -कर्पूर् याते पूरश्च कर्पूर-જે મળ, કફ, પિત્ત, ઝેર વગેરેનો નાશ કરે છે, વીર્ય વધારે છે અને નેત્રને હિતકારી છે, તેમ જ શરીરને પુષ્ટ કરે છે, તેથી કર્પૂર-કપૂર

૨ सित-श्वैत्य बन्धन चन्द्र वा अभ्रति-गच्छति-'कर्मण्यण्,' यद्वा सित-शौक्ल्यम् अभ्रयति रससद्भम्, यद्वा सितम् अभ्रमिव शुभ्रत्वात्-इति सिताभ्र -જે ધોળાશને, બંધનને તથા ચંદ્ર જેવા ગુણને પ્રાપ્ત કરે છે, અથવા પોતામાં ધોળાશનો સબંધ પમાડે છે, અથવા ધોળું હોવાથી સફેદ વાદળા જેવું જે જણાય છે, તેથી સિતાભ્ર-કપૂર

૩ हिमा वालुका यस्य स -જેના રજકણ શીતળ હોય છે, તેથી હિમવાલુક-કપૂર

૪. घन-दृढ सारो यस्य स, यद्वा घनस्य-श्वेताभ्रस्य सार इव शीतलत्वात् सिताभ्राकारत्वाच-જેનો સાર ઉત્તમ હોય છે અથવા પોતે શીતળ તથા ધોળા વાદળનો આકાર ધરાવતું હોવાથી ધોળા વાદળાનો જાણે સાર હોય તેવું છે તેથી ઘનસાર-કપૂર

૫ चन्द्रस्य संज्ञा चन्द्र इति संज्ञा वा यस्य स -ચંદ્રના જેટલા નામો છે, તેટલા નામે પણ જે કહેવાય છે, તેથી ચંદ્રસંજ્ઞ-કપૂર

× રાજનિઘંટુમાં કપૂર બે જાતનું વર્ણવેલું છે પક્વ અને અપક્વ

વૈદ્યો ભીમસેની કપૂરને સાધારણ કપૂર કરતાં ઘણું જલદ અને કામવાસના વધારનાર ગણે છે

૬ हिमस्य संज्ञा, हिमम् इति वा संज्ञा यस्य स -હિમના જેટલાં નામો છે, તેટલા નામે પણ જે કહેવાય છે, તેથી હિમનામા-કપૂર

### ચીનાઈ કપૂરનું નામ તથા ગુણો

चीनाकसञ्ज्ञ कर्पूर कफक्षयकर स्मृत ।
कुष्ठकण्डूवमिहरस्तथा तिक्तरसश्च स ॥४॥

अन्वय -चीनाकसंज्ञ[1] कर्पूर कफक्षयकर स्मृत, तथा च स कुष्ठकण्डूवमिहर च तिक्तरस (भवति)॥

ચીનાઈ કપૂર કફ, કોઢ, ચળ તથા વમનને મટાડે છે, અને તે કડવા રસવાળું હોય છે

૧ चीन-चेतवस्त्रसूत्राकारम् अकति-गच्छति-अक गतौ 'कर्मण्यण्'-ચીન એટલે ધોળા કપડાના સૂતરના તાતણાના જેવા આકારને જે પામે છે, તેથી ચીનાક-ચીનાઈ કપૂર

### કસ્તૂરીનાં નામો

मृगनाभिर्मृगमद कथितस्तु सहस्रभित् ।
कस्तूरिका च कस्तूरी वेधमुख्या च सा स्मृता ॥५

अन्वय -मृगनाभि तु मृगमद कथित, सा च सहस्रभित् कस्तूरिका कस्तूरी च वेधमुख्या स्मृता ॥

મૃગનાભિ,[1] મૃગમદ,[2] સહસ્રભિત્,[3] કસ્તૂરિકા,[4] કસ્તૂરી[5] અને વેધમુખ્યા[6] એટલાં કસ્તૂરીના સંસ્કૃત નામો છે ૫

૧ मृगस्य नाभि-મૃગની નાભિમાં થતી હોઈ તેની નાભિરૂપ છે તેથી મૃગનાભિ-કસ્તૂરી

૨ मृगस्य मद-મૃગના મદરૂપ છે, તેથી મૃગમદ-કસ્તૂરી

૩ सहस्र भिनत्ति-भिदिर् विदारणे-क्विप्-હજારો વસ્તુને ભેદનાર-પોતાની સુવાસની અસર કરનાર છે તેથી સહસ્રભિત્-કસ્તૂરી

૪ कस्तूरी एव कस्तूरिका-स्वार्थे कन्-કસ્તૂરી એ જ કસ્તૂરિકા પણ કહેવાય છે

૫ कसति-गच्छति गन्ध अस्या सर्वत्र इति कस्तूरी-कस गतौ सर्वादित्वात् ऊर (उणा ४-९०), पृषोदरादि, गौरादि -જેની ગંધ બધે પ્રસરે-ફેલાય છે, તેથી કસ્તૂરી

૬ विध्यन्ते-भिद्यन्ते एभि पदार्था -वेधा, करणे घञ्, वेधेषु मुख्या-જેનાથી બીજા પદાર્થો ભેદાય-વીંધાય તેવા પદાર્થોમાં મુખ્ય, અસરકારક પદાર્થોમાં શ્રેષ્ઠ છે, તેથી વેધમુખ્યા-કસ્તૂરી

### કસ્તૂરી ત્રણ જાતની

कामरूपोद्भवा कृष्णा नेपाली नीलवर्णयुक् ।
काश्मीरी कपिलच्छाया कस्तूरी त्रिविधा स्मृता ॥६

अन्वय–कामरूपोद्भवा कस्तूरी कृष्णा नेपाली नील-वर्णा, काश्मीरी कपिलच्छाया (इत्येवं) त्रिविधा स्मृता ॥

કામરૂપ દેશની કસ્તૂરી કાળી હોય છે, નેપાળની કસ્તૂરી લીલા રંગની હોય છે અને કાશ્મીરની કસ્તૂરી પિંગળા રંગની હોય છે; એ રીતે કસ્તૂરી ત્રણ પ્રકારની થાય છે. ૬

ત્રણે કસ્તૂરીના ગુણો

कामरूपोद्भवा श्रेष्ठा नैपाली मध्यमा भवेत् ।
काश्मीरदेशसम्भूता कस्तूरी ह्यधमा मता ॥ ७ ॥
कस्तूरिका कटुस्तिक्ता क्षारोष्णा शुक्रला गुरुः ।
कफवातविषच्छर्दि–शीतदौर्गन्ध्यशोषहृत् ॥ ८ ॥

अन्वय–(तत्र) कामरूपोद्भवा कस्तूरी श्रेष्ठा, नैपाली मध्यमा भवेत्, काश्मीरदेशसम्भूता हि अधमा मता । कस्तूरिका कटु तिक्ता क्षारा उष्णा शुक्रला गुरु (सती) कफवातविषच्छर्दिशीतदौर्गन्ध्यशोषहृत् (अस्ति) ॥

તેમા કામરૂપ દેશની કસ્તૂરી શ્રેષ્ઠ, નેપાળની મધ્યમ અને કાશ્મીરની અધમ છે. કસ્તૂરી તીખી, કડવી, ખારી, ગરમ વીર્યને વધારનાર અને ભારે હોઈ કફ, વાયુ, ઝેર, ઊલટી, શીત, દુર્ગંધપણું તથા શોષને મટાડે છે. ૭,૮

એટમુષકનુ નામ તથા ગુણો

लताकस्तूरिका तिक्ता स्वाद्वी वृष्या हिमा लघुः ।
चक्षुष्या छेदिनी श्लेष्मतृष्णाबस्त्यास्यरोगहृत् ९

अन्वय–लताकस्तूरिका तिक्ता स्वाद्वी वृष्या हिमा लघु चक्षुष्या छेदिनी (सती) श्लेष्मतृष्णाबस्त्यास्य-रोगहृत् (भवति) ॥

એટમુષક લતાકસ્તૂરિકા[1] કહેવાય છે. એ એટમુષક કડવી, મધુર, વીર્યને વધારનાર, ટાઢી, હલકી, નેત્રને હિતકારી, મળોને છેદનાર અને કફ, તરશ, મૂત્રાશયના રોગ તથા મોઢાના રોગને મટાડે છે. ૯

૧. लताख्या कस्तूरी,–तद्वत् सुगन्धकत्वात्–જે વેલ રૂપે હોઈને કસ્તૂરી જેવી સુગંધી હોય છે, તેથી લતાકસ્તૂરિકા કહેવાય છે.

જબાદિયાં કસ્તૂરીનું નામ તથા ગુણો

गन्धमार्जारवीर्यं तु वीर्यकृत्कफवातहृत् ।
कण्डूकुष्ठहरं नेत्र्यं सुगन्धं स्वेदगन्धनुत् ॥ १० ॥

अन्वय–गन्धमार्जारवीर्यं तु वीर्यकृत् कफवातहृत् कण्डूकुष्ठहरं स्वेदगन्धनुत् नेत्र्यं सुगन्धं (चास्ति) ॥

જબાદિયાં કસ્તૂરી ગંધમાર્જારવીર્ય[1] કહેવાય છે; એ કસ્તૂરી વીર્યને વધારનાર અને કફ, વાયુ, ચળ, કોઢ તથા પસીનાનો ગંધ મટાડનાર, નેત્રને હિતકારી તથા સુગંધી હોય છે. ૧૦

૧. गन्धयुक्तः मार्जारः गन्धमार्जारः, गन्धमार्जारस्य वीर्यं–ગંધવાળા બિલાડાનું એટલે વણિયરનું જે વીર્ય હોય છે, તે ગંધમાર્જારવીર્ય કહેવાતી કસ્તૂરીની એક જાત છે.

સુખડનાં નામો

श्रीखण्डं चन्दनं न स्त्री भद्रश्रीस्तैलपर्णिकः ।
गन्धसारो मलयजस्तथा चन्द्रद्युतिश्च सः ॥ ११ ॥

अन्वय–श्रीखण्डं चन्दनं, न स्त्री, भद्रश्रीः तैलपर्णिकः गन्धसारः मलयजः तथा चन्द्रद्युतिः (कथ्यते) ॥

શ્રીખંડ,[1] ચંદન,[2] આ બે નામો સ્ત્રીલિંગે નથી, પણ પુલિંગે તથા નપુંસકલિંગે છે; ભદ્રશ્રી,[3] તૈલપર્ણિક,[4] ગંધસાર,[5] મલયજ[6] તથા ચંદ્રદ્યુતિ[7] એટલાં સુખડનાં સંસ્કૃત નામો છે. ૧૧

૧. श्रिया खण्ड इव–શોભાનો અથવા લક્ષ્મીનો જાણે અમુક ભાગ હોય તેવું હોય છે, તેથી શ્રીખંડ–સુખડ.

૨. चन्दयति–आह्लादयति जनान् सुगन्धवत्त्वात् शीतत्वाच्च, चदि आह्लादने–चन्दादिभ्यु–જે સુગંધી તથા શીતળ હોવાથી લોકોને આનંદ પમાડે છે. તેથી ચંદન–સુખડ

૩. भद्रा श्रीर्यस्य सः–જેની શોભા તથા સંપત્તિ લોકોને સુખકારક હોય છે, તેથી ભદ્રશ્રી–સુખડ

૪. तिलस्येव पर्णानि यस्याः सा तिलपर्णी, 'पाककर्णे'ति ङीप्, तिलपर्णी एव तिलपर्णिका–स्वार्थे कन्, ह्रस्वश्च, तत्र–'तत्र जातः' इत्यण्–જેનાં પાંદડાં તલનાં છોડનાં પાંદડાં જેવાં હોય છે, તેના ઝાડમાં જે થાય છે, તેથી તૈલપર્ણિક–સુખડ.

૫. गन्धवान् सारो यस्य, गन्ध एव सारो वा यस्य–જેનો સાર ગંધવાળો હોય છે અથવા સુગંધ એજ જેનો સાર હોય છે, તેથી ગંધસાર–સુખડ.

૬. मलये पर्वते जातः–'सप्तम्यां जनेर्डः'–મલય નામના પર્વતમાં જે ઉત્પન્ન થાય છે, તેથી મલયજ–ચંદન

૭. चन्द्रस्येव उज्ज्वला द्युतिर्यस्य सः–જેની કાંતિ ચંદ્ર જેવી ઉજ્જ્વળ હોય છે, તેથી ચંદ્રદ્યુતિ–ચંદન

શ્રેષ્ઠ સુખડનાં લક્ષણ

स्वादे तिक्तं कषे पीतं छेदे रक्तं तनौ सितम् ।
ग्रन्थिकोटरसंयुक्तं चन्दनं श्रेष्ठमुच्यते ॥ १२ ॥

अन्वय –( यत् ) स्वादे तिक्तं, कषे पीतं, छेदे रक्तं, तनौ सितं ग्रन्थिकोटरसंयुक्तं ( भवति तत् ) चन्दनं श्रेष्ठम् उच्यते ॥

જે સુખડ સ્વાદમાં કડવી, ઘસતાં પીળી, કાપતાં રાતી, સ્વરૂપે ધોળી અને ગાઠો તથા કોતરવાળી હોય તે સુખડ શ્રેષ્ઠ કહેવાય છે.

### સુખડના ગુણો

चन्दनं शीतलं रूक्षं तिक्तमाह्लादनं लघु ।
श्रमशोषविषश्लेष्मतृष्णापित्तास्रदाहनुत् ॥ १३ ॥

अन्वय –चन्दनं शीतलं रूक्षं तिक्तम् आह्लादनं लघु श्रमशोषविषश्लेष्मतृष्णापित्तास्रदाहनुत् ( अस्ति ) ॥

સુખડ ઠંડી, રૂક્ષ, કડવી, સુખ આપનાર, હલકી અને શ્રમ, શોષ, ઝેર, કફ, તરશ, પિત્ત, લોહીનાં દરદ અને દાહને મટાડે છે. ૧૩

### પીતચંદનનાં નામો તથા ગુણો

कालीयकं तु कालीयं पीताभं हरिचन्दनम् ।
हरिप्रियं कालसारं तथा कालानुसार्यकम् ।
कालीयकं रक्तगुणं विशेषाद्व्यङ्गनाशनम् ॥ १४ ॥

अन्वय –कालीयकं तु कालीयं पीताभं हरिचन्दनं हरिप्रियं कालसारं तथा कालानुसार्यकम् ( इति नामानि, गुणाश्च– ) कालीयकं रक्तगुणं विशेषात् व्यङ्गनाशनम् ( अस्ति ) ॥

કાલીયક,[1] કાલીય,[2] પીતાભ,[3] હરિચંદન,[4] હરિપ્રિય,[5] કાલસાર[6] અને કાલાનુસાર્યક[7] એટલાં પીતચંદનનાં સંસ્કૃત નામો છે. પીતચંદનમાં રતાંજલિના જેવા જ ગુણો હોય છે અને તે વિશેષે કરી ખીલને મટાડે છે. ૧૪

૧. शरीरस्थकालस्य वर्णस्य इव नाशकम्–'शृद्धाच्च,' स्वार्थे कन्–શરીરમાં રહેલા કાળા રંગનો જે નાશ કરે છે, તેથી કાલીયક–પીતચંદન

૨. कालीय–શબ્દની વ્યુત્પત્તિ પણ ઉપર પ્રમાણે જ છે. કેવળ કન્પ્રત્યય નથી–કાલીય–પીતચંદન.

૩. पीतम् आसमन्ताद् भाति–'आतश्चोपसर्गे.' इति क–જે ચોપાસ પીળું હોય છે, તેથી પીતાભ–પીતચંદન

૪. हरे प्रियं चन्दनं, हरिवर्णं वा चन्दनं हरिचन्दनम्–શ્રીહરિને પ્રિય અથવા હરિ–પીંગળા રંગનું જે ચંદન છે, તેથી હરિચંદન–પીતચંદન.

૫. हरेः प्रियं चन्दनम्–શ્રીહરિ–ભગવાનને પ્રિય જે ચંદન છે, તેથી હરિપ્રિય–પીતચંદન.

૬. कालेन वर्णेन स्त्रियते–सृ गतौ–ण्यत्–કાળા રંગથી જે જતું રહે છે, તેથી કાલસાર–પીતચંદન.

૭. अनुसियते इति अनुसार्यम्–ण्यत्, कालेन वस्तुना अनुसार्यम्–तत स्वार्थे कन्–કાળી વસ્તુ વડે જે અનુસરાય છે એટલે કાળામાં જે ઠીક જણાય છે, તેથી કાલાનુસાર્યક–પીતચંદન.

### રતાંજલિનાં નામો

रक्तचन्दनमाख्यातं रक्ताङ्गं क्षुद्रचन्दनम् ।
तिलपर्णं रक्तसारं तत्प्रवालफलं स्मृतम् ॥ १५ ॥

अन्वय –रक्तचन्दनं रक्ताङ्गं क्षुद्रचन्दनं तिलपर्णं रक्तसारम् आख्यातम्, तत् प्रवालफलं स्मृतम् ॥

રક્તચંદન,[1] રક્તાંગ,[2] ક્ષુદ્રચંદન,[3] તિલપર્ણ,[4] રક્તસાર[5] અને પ્રવાલફલ,[6] એટલાં રતાંજલિનાં સંસ્કૃત નામો છે. ૧૫

૧. रक्तं च तत् चन्दनम्–રાતું ચંદન તે રક્તચંદન–રતાંજલિ.

૨. रक्तम् अङ्गं यस्य तत्–જેનું સ્વરૂપ લાલ હોય છે, તેથી રક્તાંગ–રતાંજલિ.

૩. क्षुद्रं च तत् चन्दनम्–હલકું ચંદન હોવાથી ક્ષુદ્રચંદન–રતાંજલિ.

૪. तिलनामिव पर्णानि यस्य तत्–જેનાં પાંદડાં તલના છોડ જેવાં હોય છે, તેથી તિલપર્ણ–રતાંજલિ

૫. रक्तः सारो यस्य तत्–જેનો સાર લાલ હોય છે, તેથી રક્તસાર–રતાંજલિ.

૬. प्रवालसदृशं फलं यस्य तत्–જેનું ફળ પ્રવાલ જેવું હોય છે, તેથી પ્રવાલફલ–રતાંજલિ.

### રતાંજલિના ગુણો

रक्तं शीतं गुरु स्वादु छर्दितृष्णास्रपित्तहृत् ।
तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम् ॥ १६ ॥

अन्वय –रक्तं शीतं गुरु स्वादु छर्दितृष्णास्रपित्तहृत् तिक्तं नेत्रहितं वृष्यं ज्वरव्रणविषापहम् ( अस्ति ) ॥

રતાંજલિ× ટાઢી, ભારે, મધુર, કડવી, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર અને ઊલટી, તરશ, રક્તપિત્તનો રોગ, તાવ, વ્રણ તથા ઝેરને મટાડે છે. ૧૬

× ચરકસંહિતામાં આના લાકડાને કાંતિકર (શરીરની કાંતિ સુધારનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને પિત્ત, કફ તથા અરુચિનો નાશ કરનાર, વર્ણ્ય (ચામડીનો રંગ સુધારનાર), જ્વરોપશમન (તાવ ઉતારનાર) તથા છર્દિકંડુહર (ઊલટી અને ચેળ બંધ કરનાર) વર્ણવેલ છે.

### પતંગનાં નામો

**पतङ्गं रक्तसारं च सुरङ्गं रञ्जनं तथा ।**
**पट्टरञ्जकमाख्यातं पत्तूरं च कुचन्दनम् ॥ १७ ॥**

अन्वय –पतङ्गं च रक्तसारं सुरङ्गं तथा रञ्जनं पट्टरञ्जकम् पत्तूरं च कुचन्दनम् (इति नामभिः) आख्यातम् ॥

પતંગ,[1] રક્તસાર,[2] સુરંગ,[3] રંજન,[4] પટ્ટરંજક,[5] પત્તૂર[6] અને કુચંદન[7] એટલાં પતંગ+નાં (લાકડાનાં) સંસ્કૃત નામો છે. ૧૭

૧. पतन्–उत्प्लवन् गच्छति गुणसाम्यं पीतचन्दनेन सह, दाहनाशकतां च विशेषात्–गमेर्डः –જે પીતચંદન સાથે સમાન ગુણ પામે તથા ખાસ દાહનો નાશ કરવાપણું ધારણ કરે છે, તેથી પતંગ.

૨. रक्त सारो यस्य तत्–જેનો સાર લાલ હોય છે, તેથી રક્તસાર–પતંગ.

૩. सुष्ठु रङ्गो यस्य तत्–જેનો રંગ સારો હોય છે, તેથી સુરંગ–પતંગ

૪. रञ्जयति रज्यते वा अनेन–नन्द्यादेर्ल्युः, करणे वा ल्युट्–જે રંગી દે છે, અથવા જેના વડે રંગાય છે, તેથી રંજન–પતંગ

૫. पट्टस्य रञ्जक–પટ્ટને રંગનાર હોવાથી પટ્ટરંજક–પતંગ

૬. पतति–गच्छति माधुर्यशैत्यादिगुणान्, पत्लृ गतौ, औणादिक ऊरच्, निपातनात् तस्य द्वित्वं च–જે મધુરતા, શીતળતા આદિ ગુણો પ્રાપ્ત કરે છે, તેથી પત્તૂર–પતંગ.

૭. कुत्सितं चन्दनम्–એક જાતનું હલકું ચંદન છે, તેથી કુચંદન–પતંગ.

### પતંગના ગુણો

**पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्रनुत् ।**
**हरिचन्दनवद्वेद्यं विशेषाद्दाहनाशनम् ॥ १८ ॥**

अन्वय –पतङ्गं मधुरं शीतं पित्तश्लेष्मव्रणास्रनुत् हरिचन्दनवत् वेद्यम्, विशेषात् दाहनाशनम् अस्ति ॥

પતંગનું લાકડું મધુર અને ઠંડું હોઈ પિત્ત, કફ, વ્રણ તથા લોહીવિકારને મટાડનાર છે; એમાં પીતચંદનના જેવા જ ગુણો છે અને તે વિશેષે કરી દાહનો નાશ કરે છે. ૧૮

+ સુશ્રુતસંહિતામાં પંતગના લાકડાને વર્ણ્ય (વર્ણ રંજવનાર), ઊલટી બંધ કરનાર, કંડૂનાશક, રક્તપિત્તહર, દાહનાશક, પિત્ત-જ્વરનાશક અને સંધાનીય (સાંધી) ગણેલ છે.

### બધાં ચંદનો વિષે

**चन्दनानि तु सर्वाणि सदृशानि रसादिभिः ।**
**गन्धेन तु विशेषोऽस्ति पूर्वः श्रेष्ठतमो गुणैः ॥१९॥**

अन्वय –सर्वाणि चन्दनानि रसादिभिः तु सदृशानि (सन्ति), गन्धेन तु विशेषः अस्ति, (तथापि) पूर्वं गुणैः श्रेष्ठतमः (अस्ति) ॥

બધા પ્રકારનાં ચંદનોમાં રસ વગેરે સરખાં છે; માત્ર ગંધનો ફેરફાર છે. સર્વમાં ચંદનોમાં સુખડ સર્વોત્તમ ગુણવાળી છે. ૧૯

### અગુરુ અથવા અગરનાં નામો

**अगुरु प्रवरं लोहं राजार्हं योगजं तथा ।**
**वंशिकं कृमिजं वापि कृमिजग्धमनार्यकम् ॥ २० ॥**

अन्वय –अगुरु प्रवरं लोहं राजार्हं योगजं तथा वंशिकं कृमिजं अपि वा कृमिजग्धम् अनार्यकम् (इति नामानि) ॥

અગુરુ,[1] પ્રવર,[2] લોહ,[3] રાજાર્હ,[4] યોગજ,[5] વંશિક,[6] કૃમિજ,[7] કૃમિજગ્ધ[8] અને અનાર્યક[9] એટલાં અગુરુ*નાં સંસ્કૃત નામો છે.

૧. न विद्यते गुरु अन्यत् सौगन्धिकं द्रव्यं यस्मात् જેનાથી ભારે અથવા શ્રેષ્ઠ બીજું કોઈ સુગંધી દ્રવ્ય નથી, તેથી અગુરુ–અગર.

૨. प्रकर्षेण व्रियते–स्वीक्रियते सर्वैर्लोकैः सुगन्धत्वात्–वृञ् वरणे 'ग्रहवृदृ०' इति अप्–જે સુગંધી હોવાથી દરેક લોકો જેને ખૂબ સ્વીકારે છે, તેથી પ્રવર–અગર

૩. लुयते–गृह्यते सर्वैर्जनैर्गुणाधिक्यात्, लुह गार्ध्ये घञ्–જેનામાં ઘણા જ ગુણો હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે–જેના તરફ લલચાય છે, તેથી લોહ–અગર

૪. राजानम् अर्हति महार्घ्यत्वात्, अर्ह पूजायाम्, 'अर्ह प्रशंसायाम्' इत्यच्–જે મહાકિંમતી હોવાથી રાજાને લાયક ગણાય છે, તેથી રાજાર્હ–અગર.

૫. योगात् जायते–'अन्येष्वपि०' इति जनेर्डः –જે

* ચરકસંહિતામાં અગુરુને શીતપ્રશમન (ટાઢ દૂર કરનાર) અને કાસહર (ઉધરસ મટાડનાર) ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાત–કફહર, વર્ણપ્રસાદકર (શરીરનો રંગ સુધારનાર), કંડૂનાશક અને કુષ્ઠનાશક વર્ણવેલ છે. અગુરના લાકડાને પાણીમાં ઉકાળીને પાણી પાવાથી તાવની બીમારીમાં લાગતી તરસ ઓછી થાય છે; અને તે મૃગી અથવા ફેફરૂંના દરદમાં પણ ઉપયોગી ગણાય છે.

અમુક અમુક ઉપાયો કરવાથી ઉત્પન્ન થાય છે, તેથી યોગજ—અગર.

૬. वंशः—वंशगुण अस्ति अत्र—'अत इनिठनौ' इति ठन्—જેમાં વાંસના જેવા ગુણો હોય છે, તેથી વંશિક—અગર.

૭. कृमिभिः जन्यते 'अन्येष्वपी'ति ड.—જે કીડાઓ વડે ઉત્પન્ન કરાય છે, તેથી કૃમિજ—અગર.

૮. कृमिभिः अद्यते स्म, अद भक्षणे—कर्मणि क्त, 'अदोजग्धिर्ल्यप्ति किति' इति जग्ध्यादेशः—કીડાઓએ જેને ખાધું હોય છે, તેથી કૃમિજગ્ધ—અગર.

૯. अनार्ये देशे जातम्—'सप्तम्यां जनेर्ड'—અનાર્ય દેશમાં ઉત્પન્ન થયેલું હોવાથી અનાર્યજ—અગર.

### અગુરુના ગુણ

अगुरूष्णं कटु त्वच्यं तिक्तं तीक्ष्णं च पित्तलम्।
लघु कर्णाक्षिरोगघ्नं शीतवातकफप्रणुत् ॥ २१ ॥

अन्वयः—( गुणाश्च— ) अगुरु उष्णं कटु त्वच्यं तिक्तं तीक्ष्णं पित्तलं लघु कर्णाक्षिरोगघ्नं शीतवातकफप्रणुत् ( अस्ति ) ॥

અગર ગરમ, તીખું, ચામડીને હિતકારી, કડવું, તીક્ષ્ણ, પિત્ત કરનાર, હલકું અને કાનના રોગ, નેત્રના રોગ, શીત, વાયુ તથા કફને મટાડે છે. ૨૧

कृष्णं गुणाधिकं तत्तु लोहवद्वारि मज्जति।
अगुरुप्रभवः स्नेहः कृष्णागुरुसमः स्मृतः ॥ २२ ॥

अन्वयः—कृष्णं ( अगुरु ), गुणाधिकं ( भवति ) तत् तु लोहवत् वारि मज्जति, अगुरुप्रभवः स्नेहः कृष्णागुरुसमः स्मृतः ॥

જે અગર કાળા રંગનું હોય છે, તેમાં અધિક ગુણ હોય છે અને તે અગર લોઢાની પેઠે પાણીમાં ડૂબી જાય છે. અગરમાંથી બનાવેલા તેલમાં કાળા અગરના જેવા જ ગુણો છે. ૨૨

### દેવદારનાં નામો

देवदारु स्मृतं दारुभद्रं दार्विन्द्रदारु च।
मस्तदारु द्रुकिलिमं कृत्रिमं सुरभूरुहः ॥ २३ ॥

अन्वयः—देवदारु दारुभद्रं दारु इन्द्रदारु च मस्तदारु, द्रुकिलिमं कृत्रिमं सुरभूरुहः स्मृतम् ॥

દેવદારુ,[1] દારુભદ્ર,[2] દારુ,[3] ઇંદ્રદારુ,[4] મસ્તદારુ,[5] દ્રુકિલિમ,[6] કૃત્રિમ[7] અને સુરભૂરુહ[8] એટલાં દેવદારનાં સંસ્કૃત નામો છે. ૨૩

૧. देवानां दारु, दारूणां वा देवः—राजदन्तादिः—દેવદારુ—દેવોનું લાકડું અથવા લાકડાંમાં શ્રેષ્ઠ ગણાય છે, તેથી દેવદાર—દેવદાર.

૨. दारुषु भद्रं दारुभद्रम्—લાકડાંમાં ઉત્તમ હોવાથી દારુભદ્ર—દેવદાર

૩. दारयति विबन्धादिरोगान्—મળબંધ આદિ રોગોનો જે નાશ કરે છે, તેથી દારુ—દેવદાર

૪. इन्द्रस्य दारु, दारूणां वा इन्द्रः—राजदन्तादिः—इन्द्रदारु—ઇંદ્રનું લાકડું અથવા લાકડાંઓમાં ઇંદ્ર—શ્રેષ્ઠ છે, તેથી ઇંદ્રદારુ—દેવદાર.

૫. मस्यति—परिणमति उत्तमम्—मसी परिणामे, अकर्मकात् कर्तरि क्त—मस्तं च तत् दारु मस्तदारु—જે ખૂબ ગેરું તૈયાર થાય છે, તેથી મસ્તદારુ—દેવદાર.

૬. किलति—क्रीडति मधुत्वात्—किल श्वैत्यक्रीडनयोः, बाहुलकात् किमच्—द्रुषु अयं किलिमश्च द्रुकिलिम.—જે હલકું હોવાથી ખૂબ ઝૂલે છે અથવા જે સફેદપણું ધરાવે છે, એવું જેવું ઝાડ હોય છે, તેથી દ્રુકિલિમ—દેવદાર.

૭. क्रियया निर्वृत्तं कृत्रिमम्—डुकृञ् करणे—'ड्वित क्त्रिः,' 'क्त्रेर्मम्'—જેને અમુક ક્રિયાઓ કરી ઉગાડ્યું હોય છે, તેથી કૃત્રિમ—દેવદાર.

૮. भुवि रोहति भूरुह, रुह बीजजन्मनि प्रादुर्भावे च, 'इगुपधे'ति क, सुराणां भूरुह—દેવોનું ઝાડ અથવા ઉત્તમ ઝાડ ગણાય છે, તેથી સુરભૂરુહ—દેવદાર.

### દેવદારના ગુણો

देवदारु लघु स्निग्धं तिक्तोष्णं कटुपाकि च।
विबन्धाध्मानशोथामतन्द्राहिक्काज्वरास्रजित्।
प्रमेहपीनसश्लेष्मकासकण्डूसमीरनुत् ॥ २४ ॥

अन्वयः—देवदारु लघु स्निग्धं तिक्तोष्णं च कटुपाकि ( सत् ) विबन्धाध्मानशोथामतन्द्राहिक्काज्वरास्रजित् प्रमेहपीनसश्लेष्मकासकण्डूसमीरनुत् ( अस्ति ) ॥

દેવદાર હલકું, સ્નિગ્ધ, કડવું, ગરમ અને પાકમાં તીખું હોઈ મળબંધ, આફરો, સોજા, આમ, નિદ્રા જેવું આળસ, હેડકી, તાવ, લોહીના દરદ, પ્રમેહ, સળેખમ, કફ, ઉધરસ, ચળ તથા વાયુને મટાડે છે. ૨૪

### પીળા બેરજાનાં નામો તથા ગુણો

सरलः पीतवृक्षः स्यात्तथा सुरभिदारुकः।
सरलो मधुरस्तिक्तः कटुपाकरसो लघुः ॥ २५ ॥
स्निग्धोष्णः कर्णकण्ठाक्षिरोगरक्षोहरः स्मृतः।
कफानिलस्वेददाहकासमूर्च्छाव्रणापहः ॥ २६ ॥

अन्वयः—सरलः पीतवृक्षः तथा सुरभिदारुकः स्यात् ( इति नामानि गुणाश्च— ) सरलः मधुरः तिक्तः कटुपाकरसः

लघुः स्निग्धोष्णः कर्णकण्ठाक्षिरोगरक्षोहरः कफानिलस्वेददाहकासमूर्च्छाव्रणापहः स्मृतः ॥

સરલ,[1] પીતવૃક્ષ,[2] અને સુરભિદારુક,[3] એટલાં પીળા ઍરલાનાં સંસ્કૃત નામો છે. પીળો ઍરલો મધુર, કડવો, પાકમાં તીખો, હલકો, સ્નિગ્ધ અને ગરમ હોઈ કાનના રોગ, ગળાના રોગ, નેત્રના રોગ, ભૂતાદિકની પીડા, કફ, વાયુ, પસીનો, દાહ, ઉધરસ, મૂર્છા તથા વ્રણને મટાડે છે. ૨૫,૨૬

૧. सरति–गच्छति वक्रताराहित्यं गुणनिवहं च, सृ गतौ–बाहुलकात् अलच्–જે સીધાપણું તથા ગુણ-સમુદાયને પામે છે, તેથી સરલ–પીળો ઍરલો.

૨. पीतश्चासौ वृक्षश्च–पीतवृक्ष–જેનું ઝાડ રંગે પીળું હોય છે, તેથી પીતવૃક્ષ–પીળો ઍરલો.

૩. सुरभिश्चासौ दारु, स्वार्थे कन्–જેનું લાકડું સુગંધી હોય છે. તેથી સુરભિદારુક–પીળો ઍરલો

## બે જાતનાં તગરનાં નામો

कालानुसार्यं तगरं कुटिलं नहुषं नतम् ।
अपरं पिण्डतगरं दण्डहस्ती च बर्हिणम् ॥ २७ ॥

अन्वय–कालानुसार्यं तगरं कुटिलं नहुषं नतम् (इति प्रथमस्य नामानि), अपरं पिण्डतगरं दण्डहस्ती च बर्हिणम् (उच्यते) ॥

કાલાનુસાર્ય,[1] તગર,[2] કુટિલ,[3] નહુષ[4] અને નત[5] એટલાં તગર*નાં સંસ્કૃત નામો છે. બીજી જાતનું પણ એક તગર થાય છે, તેનાં પિંડતગર,[1] દંડહસ્તી[2] અને બર્હિણ[3] એટલાં નામો છે. ૨૭

૧. कालेन वर्णेन मृगमदेन वा अनुस्रियते–अनु-सृ गतौ–'ऋहलोर्ण्यत्'–જે કાળા રંગ વડે અથવા કસ્તૂરી જેવા રંગ-ગંધ વડે અનુસરાય છે, તેથી કાલાનુસાર્ય–તગર.

૨. गीर्यन्ते प्राणा अनेनेति, गरं विषम्, गॄ निगरणे 'ऋदोरप्.' तस्य–क्रोडस्य प्रसिद्धविषस्य वा गर–तस्य नाशकत्वात् 'त'–गरम्–જે પ્રાણ ગળે છે–હરે છે, તે ગરઃ અને જે 'ત' એટલે ભૂંડ અથવા ફુક્કરને ઝેરરૂપ હોય છે, તેથી અથવા પ્રસિદ્ધ ઝેરનો પણ નાશ કરે છે, તેથી–તગર.

૩. कुटति–वक्रतां प्राप्नोति पुष्पे–कुट कौटिल्ये–'मिथिलादयश्च' इतीलच् (उणा०)–જેનું ફૂલ વાંકું હોય છે, તેથી પોતે પણ કુટિલ કહેવાય છે, તેથી કુટિલ–તગર

૪. नह्यते–बध्यते उष्णत्वादिगुणैः–नह बन्धने–औणादिक उषच् प्रत्यय.–ઉષ્ણતા આદિ ગુણો વડે જે યુક્ત હોય છે, તેથી નહુષ–તગર.

૫. नम्यते स्म सुगन्धिद्रव्यैः विशेषत्वात् विषादिभिर्वा प्रह्वत्वे–कर्मणि क्तः–જેને ઉત્તમ તરીકે ગણી બીજાં સુગંધી દ્રવ્યો નમે છે અથવા ઝેર આદિ પણ જેની સામે નાશ પામતાં હોઈ નમે છે, તેથી નત–તગર

૧. पिण्डाख्यं तगरं–शाकपार्थिवादिः–પિંડ નામનું એક જાતનું જે તગર તે પિંડતગર–એક જાતનું તગર

૨. दण्ड इव हस्तो–दण्डतुल्यं काण्डम् अस्य इति दण्डहस्तः. दाण्ड् पुष्पम् अस्य अस्ति–'अत इनिठनौ'–इन्–જેનું ડીંડું લાકડી જેવું હોય છે, એવું પુષ્પ જેમાં આવે છે. તેથી દંડહસ્તી–એક જાતનું તગર.

૩. बर्हम्–पत्र विस्तारः प्रचारो वा अस्ति अस्य–'फलबर्हाभ्यामिनच्.'–જેને પાંદડાં ઘણાં હોય. જેનો વિસ્તાર અથવા પ્રચાર પણ ઘણો હોય છે, તેથી બર્હિણ–એક જાતનું તગર.

## બેય જાતના તગરના ગુણો

तगरद्वयमुष्णं स्यात्स्वादु स्निग्धं लघु स्मृतम् ।
विषापस्मारशूलाक्षिरोगदोषत्रयापहम् ॥ २८ ॥

अन्वय.–तगरद्वयम् उष्णं स्यात्, स्वादु स्निग्धं लघु विषापस्मारशूलाक्षिरोगदोषत्रयापहं स्मृतम् ॥

બન્ને તગર ગરમ, મધુર, સ્નિગ્ધ અને હલકાં હોઈ ઝેર, વાઈ, શૂળ, નેત્રના રોગ તથા ત્રણે દોષને મટાડનાર છે. ૨૮

## પદ્મકનાં નામો તથા ગુણો

पद्मकं पद्मगन्धि स्यात्तथा पद्माह्वयं स्मृतम् ।
पद्मकं तुवरं तिक्तं शीतलं वातलं लघु ॥ २९ ॥
वीसर्पदाहविस्फोटकुष्ठश्लेष्मास्रपित्तनुत् ।
गर्भसंस्थापनं रुच्यं वमिव्रणतृषापहम् ॥ ३० ॥

अन्वयः–पद्मकं पद्मगन्धि स्यात्, तथा पद्माह्वयं स्मृतम् (इति नामानि, गुणाश्च–) पद्मकं तुवरं तिक्तं शीतलं वातलं लघु गर्भसंस्थापनं रुच्यं (सत्) वीसर्पदाहविस्फोटकुष्ठश्लेष्मास्रपित्तनुत् वमिव्रणतृषापहम् (अस्ति) ॥

પદ્મક[1] પદ્મગન્ધિ[2] તથા પદ્માહ્વય[3]– એટલાં પદ્મકનાં સંસ્કૃત નામો છે; તેમ જ એટલાં કમળનાં નામો છે, તે સઘળાંયે

* ચરકસંહિતામાં તગરને શીતપ્રશમન (ટાઢ મટાડનાર) અને ચેતનાસ્થાપન (બેશુદ્ધિ મટાડનાર) વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તગરને વાત–કફહર, વિષહર, વર્ણપ્રસાદન અને કંડૂ–કુષ્ઠનાશક વર્ણવેલ છે.

પદ્મકના પણ નામો છે પદ્મક તૂરું, કડવું, ઠંડુ, વાયુ કરનાર, હલકુ, ગર્ભને સ્થાપનાર અને રુચિ ઉપજાવનાર કોઈ રતવા, દાહ, વિસ્ફોટક, કોઢ, કફ, રક્તપિત્ત, રોગ, ઊલટી, મસ્તુ તથા તરશને મટાડનાર છે.

૧ પદ્મમ્ ઇવ કાયતિ–આત્માનમ્, 'કૈ શબ્દે' આ તોઽનુપસર્ગે ક,'–જાણે પોતે કમળ હોય તેમ કમળના નામે પોતાને જણાવે છે, તેથી પદ્મક

૨ પદ્મસ્યેવ ગન્ધો યસ્ય તત્–જેની ગંધ કમળ જેવી હોય છે, તેથી પદ્મગંધિ–પદ્મક

૩ પદ્મમ્ ઇતિ આહ્વયો યસ્ય તત્–કમળ એવું જેનું નામ છે–કમળના બધા નામોથી જે કહેવાય છે, તેથી પદ્માહ્વય–પદ્મક

ગૂગળનાં નામો

गुग्गुलुर्देवधूपश्च जटायु कौशिक पुरः।
कुम्भोलूखलकं क्लीबे महिषाक्ष पलङ्कषः ॥३१॥

अन्वय–गुग्गुलु च देवधूप जटायु कौशिक पुर कुम्भोलूखल क्लीबे महिषाक्ष पलङ्कष (इति नामानि)॥

ગુગ્ગુલુ,[1] દેવધૂપ,[2] જટાયુ,[3] કૌશિક,[4] પુર,[5] કુમ્ભોલૂખલક,[6] આ નામ નપુંસક લિંગે છે, મહિષાક્ષ[7] અને પલંકષ[8] એટલા ગૂગળના* સંસ્કૃત નામો છે. ૩૧

૧ ગુપતિ–રક્ષતિ બલમિતિ ગુગ્–વ્યાધિ, ગુપ રક્ષણે, ક્વિપ્, ગુજ ગુડતિ–રક્ષતિ–બાહુલકાદ્ ઉ, ડલયોરૈક્યાદ્ ગુગ્ગુલુ–શરીરનું બળ હરી લેનારા રોગોથી જે બચાવે છે તેથી ગુગ્ગુલુ–ગૂગળ

૨ દેવાના ધૂપ–જે દેવોનો ધૂપ ગણાય છે તેથી દેવધૂપ–ગૂગળ.

૩ જટા યાતિ–યા પ્રાપણે ઉણાદિ કુ–જે જટાને પામે છે તેથી જટાયુ–ગૂગળ

૪ કાશે ભવ–અધ્યાત્માદિત્વાત્ ઠઞ્–જે કોશમાં છાનમાં થાય છે, તેથી કૌશિક–ગૂગળ

૫ પુરતિ–અગ્રે ગચ્છતિ રોગનિવારણાય, પુર અગ્રગમને, ઇગુપધે તિ ક–જે રોગોને દૂર કરવા આગળ ધપે છે, તેથી પુર–ગૂગળ

૬ કં જલમ્ ઉમ્ભતિ–પૂરયતિ ઇતિ કુમ્ભ ઉમ્ભ પૂરણે કમણ્યણ્, શકન્ધ્વાદિ, ઊર્ધ્વં ચ તત્ ખમ્ ઉલૂખલમ્–પૃષોદરાદિ, ઉલૂખલ લાતિ–લા દાને આતોઽનુપસર્ગે ક ' તત સ્વાર્થે કન્, કુમ્ભોલૂખલસ્યાકારાત્ પૃક્ષકોટરાન્નિર્ગતમ્ ઇત્યર્થ–જે પોતામાં પાણી ભરે છે, તે કુમ્ભ–ઘડો, તેમ જ ઉપર જતા જે વધારે પરોણા ધારણ કરે છે, તે ઉલૂખલ–ખાંડણિયો, એ ઘડા જેવા તથા ખાંડણિયાના આકાર જેવા ઝાડના કોટામાંથી જે નીકળે છે તેથી કુમ્ભોલૂખલક–ગૂગળ

૭ મહિષસ્ય અક્ષિ ઇવ શ્યામ–'બહુવ્રીહૌ સક્થ્યક્ષ્ણો' ઇતિ અચ્ સમાસાન્ત–જે પાડાની આંખ જેવો કાળો હોય છે, તેથી મહિષાક્ષ–ગૂગળ–એ સાગૂગળ

૮ પલં માંસં કષતિ–હિનસ્તિ–મેદોઘ્નત્વાત્ અતિ લેખનત્વાચ્ચ–જે મેદનો નાશ કરે છે અને માંસને પણ ખૂબ ઉખેડી કાઢે છે, માટે માંસ ઓછું કરે છે, તેથી પલંકષ–ગૂગળ

* ચરકસંહિતામાં ગૂગળને પુરીષવિરજનીય (મળનો રંગ બદલનાર), મળ સાફ કરનાર કફહર અને મૂત્રસ્થાનના તથા ફેફસાના દર્દ મટાડનાર ગણેલ છે,

સુશ્રુતસંહિતામાં તેને મેદ–કફ–હર અને યોનિરોગહર ગણેલ છે

અન્ય વૈદ્યો ગૂગળને પરમિયો અને બીજા રોગોમાં ઘી સાથે મેળવી, તેમ જ ખૂજલી વગેરેમાં તથા ખરાબ નાસૂર અને જખમ ઉપર લગાડવા તેને લીંબુના રસ અને કોપરેલ તેલ સાથે મેળવીને આપવા ભલામણ કરે છે

ગૂગળની પાંચ જાત

महिषाक्षो महानील कुमुद पद्म इत्यपि।
हिरण्यः पञ्चमो ज्ञेयो गुग्गुलो पञ्च जातयः ॥३२॥

अन्वय–महिषाक्ष महानील कुमुद पद्म पञ्चम हिरण्य इत्यपि ज्ञेय, एव गुग्गुलो पञ्च जातय (सन्ति)॥

મહિષાક્ષ, મહાનીલ, કુમુદ, પદ્મ અને પાંચમો હિરણ્ય, એમ ગૂગળની પાંચ જાતો છે

પાંચ ગૂગળની ઓળખ

भृङ्गाञ्जनसवर्णस्तु महिषाक्ष इति स्मृतः।
महानीलस्तु विज्ञेय स्वनामसमलक्षण ॥३३॥
कुमुद कुमुदाभ स्यात् पद्मो माणिक्यसन्निभ।
हिरण्याक्षस्तु हेमाभ पञ्चाना लिङ्गमीरितम् ॥३४॥

अन्वय (तत्र) भृङ्गाञ्जनसवर्ण तु महिषाक्ष इति स्मृत, महानील तु स्वनामसमलक्षण विज्ञेय, कुमुद कुमुदाभ स्यात्, पद्म माणिक्यसन्निभ हिरण्याक्ष तु हेमाभ (भवति, इत्यव) पञ्चानां लिङ्गम् ईरितम्॥

જે ગૂગળ ભમરા જેવા અને આંજણ જેવા રંગવાળો હોય તે મહિષાક્ષ કહેવાય છે, જે ગૂગળ પોતાના નામ જેવા જ બહુ નીલા રંગવાળો હોય તે મહાનીલ કહેવાય છે, જે

ગુગળનો રંગ કુમુદ(ચંદ્રવિકાશી પોયણું)ના જેવો હોય તે કુમુદાભ કહેવાય છે; જે ગુગળ માણેક જેવો હોય તે પદ્મ કહેવાય છે અને જે ગુગળ સોના જેવો હોય તે (હિરણ્ય અથવા) હિરણ્યાક્ષ કહેવાય છે. એમ પાંચેનાં લક્ષણ કહ્યાં છે. ૩૩,૩૪

કયો ગુગળ કોને હિતકારી?

महिषाक्षो महानीलो गजेन्द्राणां हितावुभौ।
हयानां कुमुदः पद्मः स्वस्त्यारोग्यकरौ परौ ॥३५॥
विशेषेण मनुष्याणां कनकः परिकीर्तितः।
कदाचिन्महिषाक्षश्च स्मृतः कैश्चिन्नृणामपि ॥३६॥

अन्वय—महिषाक्ष महानील उभौ गजेन्द्राणां हितौ, कुमुद पद्म हयानां परौ स्वस्त्यारोग्यकरौ (मतौ)। कनक मनुष्याणां विशेषेण (हित) परिकीर्तित, कदाचित् च महिषाक्ष नृणाम् अपि (हित) कैश्चित् स्मृत.॥

મહિષાક્ષ અને મહાનીલ એ બે ગુગળ હાથીઓને હિતકારી છે, કુમુદ અને પદ્મ એ બે ગુગળ ઘોડાઓને ખૂબ હિતકારી તથા આરોગ્ય કરનારા છે અને હિરણ્યાક્ષ ગુગળ વિશેષે કરી માણસોને હિતકારી છે. કોઈક સમયે મહિષાક્ષ ગુગળ પણ માણસોને હિતકારી થાય છે, એમ કેટલાક વિદ્વાનોએ કહ્યુ છે. ૩૫,૩૬

ગુગળના ગુણો

गुग्गुलुर्विशदस्तिक्तो वीर्योष्णः पित्तलः सरः।
कषायः कटुकः पाके कटू रूक्षो लघुः परः॥ ३७॥
भग्नसन्धानकृद्वृष्यः सूक्ष्मः स्वर्यो रसायनः।
दीपनः पिच्छिलो बल्यः कफवातव्रणापचीः॥३८॥
मेदोमेहाश्मवातांश्च क्लेदकुष्ठाममारुतान्।
पिडिकाग्रन्थिशोफार्शोगण्डमालाकृमीञ्जयेत् ॥३९॥

अन्वय—गुग्गुलु विशद तिक्त वीर्योष्ण पित्तल सर कषाय कटुक पाके कटु रूक्ष पर लघु भग्नसन्धानकृत् वृष्य सूक्ष्म स्वर्य रसायन दीपन पिच्छिल बल्य (सन्) कफवातव्रणापची मेदोमेहाश्म वातान् क्लेदकुष्ठाममारुतान् च पिडिकाग्रन्थिशोफार्शो गण्डमालाकृमीन् जयेत्॥

ગુગળ સ્વચ્છ, કડવો, ગરમ વીર્યવાળો, પિત્ત કરનાર, ઝાડો ઉતારનાર, તૂરો, તીખો, પાકમાં પણ તીખો, રૂક્ષ, બહુ જ હલકો, ભાંગેલાને સાંધનાર, મૈથુનની શક્તિ વધારનાર, સૂક્ષ્મ, સ્વર માટે સારો, રસાયનરૂપ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ચીકણો અને બળ આપનાર હોઈ કફ, વાયુ, વ્રણ, ગંડમાળાની જ એક અવસ્થારૂપ અપચી રોગ મેદ, પ્રમેહ, પથરી, વાયુ, સડેલપણું, કોઢ, તથા આમવાતને મટાડે છે; તેમ જ ફોલ્લીઓ, ગાંઠ, સોજા, અર્શ, ગંડમાળ, કરમિયાં તથા જંતુઓને મટાડે છે. ૩૭–૩૯

माधुर्याच्छमयेद् वातं कषायत्वाच्च पित्तहा।
तिक्तत्वात्कफजित्तेन गुग्गुलुः सर्वदोषहा ॥४०॥

अन्वय—गुग्गुलु माधुर्यात् वात शमयेत् च कषायत्वात् पित्तहा (अस्ति) तिक्तत्वात् (च) कफजित् (अस्ति, इत्यत) सर्वदोषहा (कथ्यते)॥

ગુગળ મધુર હોવાથી વાયુને શમાવે છે, તૂરો હોવાથી પિત્તને મટાડે છે અને કડવો હોવાથી કફને જીતે છે, એમ ગુગળ ત્રણે દોષને હણનાર કહેવાય છે. ૪૦

નવાજૂના ગુગળની ઓળખ તથા ગુણો

स नवो बृंहणो वृष्यः पुराणस्त्वतिलेखनः।
स्निग्धः काञ्चनसंकाशः पक्वजम्बूफलोपमः ॥४१॥
नूतनो गुग्गुलुः प्रोक्तः सुगन्धिर्यस्तु पिच्छिलः।

अन्वय—स (चेत्) नव बृंहण (च) वृष्य (भवति), पुराण तु अतिलेखन (उक्त), य तु स्निग्ध काञ्चनसंकाश पक्वजम्बूफलोपम सुगन्धि पिच्छिल (स्यात्) स नूतन प्रोक्त॥

તે ગુગળ જો નવો હોય તો પુષ્ટિ આપે છે અને મૈથુનની શક્તિ વધારે છે, જૂનો હોય તો તે મળોને બહુ જ ઉખેડે છે, જે ગુગળ સ્નિગ્ધ, સોના જેવા રંગવાળો, પાકેલા જાંબુ જેવો, સુગંધી અને ચીકણો હોય તે નવો કહેવાય છે. ૪૧,૪૨

शुष्को दुर्गन्धकश्चैव त्यक्तप्रकृतिवर्णकः ॥४२॥
पुराणः स तु विज्ञेयो गुग्गुलुर्वीर्यवर्जितः ॥४३॥

अन्वय—(य तु) शुष्क च दुर्गन्धक त्यक्तप्रकृतिवर्णक गुग्गुलु वीर्यवर्जित (स्यात्) स पुराण विज्ञेय॥

પણ જે ગુગળ સૂકો તથા દુર્ગંધી હોય અને જેમાં સ્વાભાવિક ગુણ, વર્ણ અને સામર્થ્ય ન રહ્યા હોય, તેને જૂનો સમજવો.

### ગૂગળ સેવનારે શું ત્યજવું?

अम्लं तीक्ष्णमजीर्णं च व्यवायं श्रममातपम् ।
मद्यं रोषं त्यजेत्सम्यग्गुणार्थी पुरसेवकः ॥ ४४ ॥

अन्वय.–पुरसेवकः सम्यक् गुणार्थी (चेत् तर्हि) अम्लं तीक्ष्णम् अजीर्णं च व्यवायं श्रमम् आतपं मद्यं च रोषं त्यजेत् ॥

ગૂગળનું સેવન કરનારાને જો તેનો પૂરેપૂરો લાભ લેવાની ઇચ્છા હોય તો તેણે ખાટા, તીક્ષ્ણ, કાચા કે ન પચે તેવા પદાર્થ, મૈથુન, પરિશ્રમ, તડકો, મદ્ય અને રોષનો ત્યાગ કરવો જોઈએ. ૪૪

### દેવદારના ગુંદરરૂપ ધૂપનાં નામો તથા ગુણો

श्रीवासः सरलस्रावः श्रीवेष्टो वृक्षधूपकः ।
श्रीवासो मधुरस्तिक्तः स्निग्धोष्णस्तुवरः सरः ॥ ४५ ॥
पित्तलो वातमूर्धाक्षिस्वररोगकफापहः ।
रक्षोघ्नः स्वेददौर्गन्ध्ययूकाकण्डूव्रणप्रणुत् ॥ ४६ ॥

अन्वयः–श्रीवासः सरलस्रावः श्रीवेष्टः वृक्षधूपकः (इति नामानि, गुणाश्च–) श्रीवासः मधुरः तिक्तः स्निग्धोष्णः तुवरः सरः पित्तलः (सन्) वातमूर्धाक्षिस्वररोगकफापहः रक्षोघ्नः स्वेददौर्गन्ध्ययूकाकण्डूव्रणप्रणुत् (अस्ति)

શ્રીવાસ,[1] સરલસ્રાવ,[2] શ્રીવેષ્ટ[3] અને વૃક્ષધૂપક[4] એટલાં દેવદારના ગુંદરનાં સંસ્કૃત નામો છે; એ ગુંદર મધુર, કડવો, સ્નિગ્ધ, ગરમ, તૂરો, ઝાડો ઉતારનાર અને પિત્ત કરનાર હોઈ વાયુ, માથાના રોગ, નેત્રના રોગ, સ્વરભંગાદિ રોગ, કફ, રાક્ષસની પીડા, પસીનો, દુર્ગંધપણું, જૂ, ચળ તથા વ્રણ મટાડે છે. ૪૫,૪૬

૧. श्रिया वासः, अस्मिन् वा–લક્ષ્મીના રહેઠાણરૂપ અથવા લક્ષ્મીનું જેમાં રહેઠાણ છે, તેથી શ્રીવાસ–દેવદારનો ગુંદર.

૨. सरलस्य–देवदारुवृक्षस्य स्राव –द्रव –દેવદારના ઝાડનો જે રસ હોય છે. તેથી સરલસ્રાવ–દેવદારનો ગુંદર.

૩. श्रिय.–श्रीसंज्ञकस्य देवदारुवृक्षस्य वेष्टो–निर्यासः–શ્રીનામે કહેવાતા દેવદારનો જે રસ હોય છે, તેથી શ્રીવેષ્ટ–દેવદારનો ગુંદર.

૪. वृक्षस्य–देवदारोः धूपः ततः स्वार्थे कन्–દેવદારના ઝાડનો જે ધૂપ ગણાય છે, તેથી વૃક્ષધૂપક–દેવદારનો ગુંદર.

### રાળનાં નામો તથા ગુણો

रालस्तु शालनिर्यासस्तथा सर्जरसः स्मृतः ।
देवधूपो यक्षधूपस्तथा सर्वरसश्च सः ॥ ४७ ॥
रालो हिमो गुरुस्तिक्तः कषायो ग्राहको हरेत् ।
दोषास्रस्वेदवीसर्पज्वरव्रणविपादिकाः ।
ग्रहभग्नाग्निदग्धाश्रीशूलातीसारनाशनः ॥ ४८ ॥

अन्वय.–रालः तु शालनिर्यासः तथा सर्जरसः स्मृतः, तथा देवधूपः यक्षधूपः च सः सर्वरसः स्मृतः । (इति नामानि, गुणाश्च–) रालः हिमः गुरुः तिक्तः कषायः ग्राहकः (सन्) दोषास्रस्वेदवीसर्पज्वरव्रणविपादिकाः हरेत्, (तथा च) ग्रहभग्नाग्निदग्धाश्रीशूलातीसारनाशनः ॥

રાલ,[1] શાલનિર્યાસ,[2] સર્જરસ,[3] દેવધૂપ,[4] યક્ષધૂપ[5] અને સર્વરસ[6] એટલાં રાળનાં સંસ્કૃત નામો છે. રાળ ટાઢી, ભારે, કડવી, તૂરી અને ઝાડાને રોકનાર હોઈ દોષ, લોહીનાં દરદ, પસીનો, રતવા, તાવ, વ્રણ, પગ ફાટે છે તે રૂપ–વિપાદિકા નામનું પગનું દરદ, ગ્રહો કે ભૂતપ્રેત, ભાંગેલું અગ્નિદાહ, અલક્ષ્મી, શૂળ તથા અતિસાર–ઝાડાને મટાડે છે. ૪૭,૪૮

૧. राति–ददाति सुखम् अलक्ष्मीनाशनेन, रा दाने–बाहुलकात् लक्–જે અલક્ષ્મીનો નાશ કરી સુખ આપે છે, તેથી રાલ–રાળ.

૨. शालस्य निर्यासः–સાગના ઝાડનો જે રસ હોય છે, તેથી શાલનિર્યાસ–રાળ.

૩. सर्जस्य–सालवृक्षस्य रस –સાગના ઝાડનો રસ હોવાથી સર્જરસ–રાળ.

૪. देवानां धूप –દેવોનો જે ધૂપ ગણાય છે, તેથી દેવધૂપ–રાળ.

૫. यक्षान् धूपयति–धूप सन्तापे–'आयादय आर्धधातुके वा'–कर्मण्यण्–યક્ષોને પીડા કરે, હાંકી કાઢે છે, તેથી યક્ષધૂપ–રાળ.

૬. सर्वैः रस्यते–आस्वाद्यते–रस आस्वादने–चुरादि अदन्त ण्यन्त, घञ्, अच् वा, यद्वा सर्वे रसा अस्मिन् नानाकृतिगन्धवत्त्वात्–જેનો સર્વ લોકો સ્વાદ અનુભવે છે અથવા જેની આકૃતિ તથા ગંધ અનેક જાતનાં હોવાથી જેમાં બધા રસો જણાય છે, તેથી સર્વરસ–રાળ.

### કિંદરુનાં નામો તથા ગુણો

कुन्दुरुस्तु मुकुन्दः स्यात्सुगन्धः कुन्द इत्यपि ।
कुन्दुरुर्मधुरस्तिक्तस्तीक्ष्णस्त्वच्यः कटुर्हरेत् ।
ज्वरस्वेदग्रहालक्ष्मीमुखरोगकफानिलान् ॥ ४९ ॥

अन्वय.–कुन्दुरुः तु मुकुन्दः सुगन्धः कुन्दः इत्यपि स्यात्, कुन्दुरुः मधुरः तिक्तः तीक्ष्णः त्वच्यः कटुः (सन्) ज्वरस्वेदग्रहालक्ष्मीमुखरोगकफानिलान् हरेत्॥

કુંદરુ,[1] મુકુંદ,[2] સુગંધ[3] અને કુંદ[4] એટલાં કિંદરુનાં સંસ્કૃત નામો છે. કિંદરુ મધુર, કડવો, તીક્ષ્ણ, ચામડીને સારો અને તીખો હોઈ તાવ, પસીનો, ગ્રહ-ભૂત અલક્ષ્મી, મોઢાના રોગ, કફ તથા વાયુને મટાડે છે.૪૯

૧. कुं-भूमिम् उनत्ति-क्लिद्यति-उन्दी क्लेदने-'जन्त्वादयश्च'-इत्युणादिप्रत्ययान्तः साधु –જે જમીનને ભીની કરે છે, તે કુંદુરુ-કિંદરુ-સલ્લકીગુંદર.

૨. मुक्तिं ददाति ग्रहभूतेभ्यो मुखरोगादिभ्यश्चेति मुकुन्द.–डुदाञ् दाने 'अतोऽनुपसर्गे'ति क –पृषोदरादि –જે ગ્રહ-ભૂતના વળગાડથી તથા મોઢાના રોગ વગેરેથી માણસને છોડાવે છે, તેથી મુકુંદ-કિંદરુ-સલ્લકીગુંદર.

૩. सुष्ठु गन्धो यस्य स –सुगन्धः–જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધ-કિંદરુ-સલ્લકીગુંદર.

૪. कुं-भूमिम् उनत्ति क्लिद्यति-उन्दी क्लेदने-कर्मण्यण्-शकन्ध्वादि –જે જમીનને ભીની રાખે છે, તેથી કુંદ-કિંદરુ-સલ્લકીગુંદર.

## શિલારસ-લોબાનનાં નામો

सिल्हकस्तु तुरुष्कः स्याद्यतो यवनदेशजः।
कपितैलं च संख्यातस्तथा च कपिनामकः॥५०॥

अन्वय.–सिल्हक तु तुरुष्क स्यात्, यत यवनदेशज (अस्ति), कपितैलं तथा च कपिनामक सख्यात ॥

શિલારસ યવનોના દેશમાં ઉત્પન્ન થાય છે, માટે તેનું 'તુરુષ્ક' એવું નામ છે. સિલ્હક,[1] તુરુષ્ક,[2] યવનદેશજ,[3] કપિતૈલ[4] અને કપિનામક[5]–એટલાં શિલારસનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૫૦

૧. स्निह्यति-मधुरत्वात्, वृष्यत्वाच्च-स्निह प्रीतौ-अन्तर्भावितण्यर्थात् बाहुलकात् लक्-पृषोदरादिः, तत. स्वार्थे कन्–જે મધુર તથા વીર્યવર્ધક હોવાથી લોકોને પોતાના પર પ્રીતિ કરાવે છે. તેથી સિલ્હક-શિલારસ-લોબાન.

૨. तुतोर्ति-त्वरां करोति शुक्रकान्तिवृद्धौ ज्वरादिनाशने च, तुर त्वरणे-बाहुलकादुम् गुणाभावश्च स्वार्थे कन्–જે વીર્ય તથા કાંતિ વધારવા અને તાવ વગેરેનો નાશ કરવા ઉતાવળ કરે-ઝડપી અસર કરે છે, તેથી તુરુષ્ક-સિલારસ-લોબાન.

૩. यवनानां देशः यवनदेशः 'तत्र जातः'–'सप्तम्यां जनेर्डः'–યવન લોકોના દેશ-તુર્કસ્તાન વગેરેમાં ઉત્પન્ન થાય છે, તેથી યવનદેશજ-શિલારસ-લોબાન.

૪. कपीनां तैलम्-अर्थात् कपिभिः शिलाना दारणेन निष्पादितं तैलम्–વાંદરાઓએ શિલાઓ તોડીને ઉત્પન્ન કરેલ તેલરૂપ હોવાથી કપિતૈલ-શિલારસ-લોબાન.

૫. कपेर्नाम यस्य सः–વાંદરાનાં જેટલાં નામો છે, તેટલાં નામોથી જે કહેવાય છે, તેથી કપિનામક-શિલારસ-લોબાન.

## શિલારસ-લોબાનના ગુણો

सिल्हकः कटुकः स्वादुः स्निग्धोष्णः शुक्रकान्तिकृत्।
वृष्यः कण्ठयः स्वेदकुष्ठज्वरदाहग्रहापहः॥५१॥

अन्वयः–सिल्हकः कटुक. स्वादुः स्निग्धोष्णः शुक्रकान्तिकृत् वृष्य कण्ठ्यः स्वेदकुष्ठज्वरदाहग्रहापहः (अस्ति)।

શિલારસ-લોબાન તીખો, મધુર, સ્નિગ્ધ, ગરમ, વીર્યને વધારનાર, કાંતિ આપનાર, શક્તિ આપનાર, કંઠને હિતકારી અને પસીનો, કોઢ, તાવ, દાહ તથા ગ્રહ ભૂતનો નાશ કરે છે.૫૧

## જાયફળનાં નામો તથા ગુણો

जातीफलं जातिकोशं मालतीफलमित्यपि।
जातीफलं रसे तिक्तं तीक्ष्णोष्णं रोचनं लघु॥५२
कटुकं दीपनं ग्राहि स्वर्यं श्लेष्मानिलापहम्।
निहन्ति मुखवैरस्यं मलदौर्गन्ध्यकृष्णताः।
कृमिकासवमिश्वासशोषपीनसहृद्रुजः॥५३॥

अन्वयः–जातीफलं जातिकोशं मालतीफलम् इत्यपि (कथ्यते नामभिः): जातीफलं रसे तिक्तं तीक्ष्णोष्णं रोचनं लघु कटुकं दीपनं ग्राहि स्वर्यं श्लेष्मानिलापहं (सत्) मुखवैरस्यं मलदौर्गन्ध्यकृष्णताः कृमिकासवमिश्वासशोषपीनसहृद्रुजः निहन्ति॥

જાતીફલ,[1] જાતિકોશ[2] અને માલતીફલ[3] એટલાં જાયફળનાં સંસ્કૃત નામો છે. જાયફળ રસમાં કડવું, તીક્ષ્ણ, ગરમ, રુચિ ઉપજાવનાર, હલકું, તીખું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝાડાને રોકનાર, સ્વરને હિતકારી અને કફ તથા પવનનો નાશ કરે છે; તેમ જ મોઢાનું વિરસપણું, મળ, દુર્ગંધપણું, કાળાશ, કૃમિ, ઉધરસ ઊલટી, શ્વાસ, શોષ, સળેખમ અને હૃદયનાં દરદોને મટાડે છે. ૫૨,૫૩

૧. जातयाः फलं जातीफलम्–જાઈનું ફળ હોવાથી જાતીફલ-જાયફળ.

૨ જાતે કોશ ઇવ જાતિકોશમ્—જાઈનો જાણે કોશ હોય તેવું કોશ છે તેથી જાતિકોશ—જાયફળ

૩ માલત્યા ફલમ્ માલતીફલમ્—માલતી એટલે જાઈનું ફળ હોવાથી માલતીફલ—જાયફળ

### જાવંત્રીના નામો તથા ગુણો

**जातीफलस्य त्वक् प्रोक्ता जातीपत्री भिषग्वरैः ।**
**जातीपत्री लघु स्वादु कटूष्णा रुचिवर्णकृत् ।**
**कफकासवमिश्वासतृष्णाकृमिविषापहा ॥ ५४ ॥**

अन्वय—जातीफलस्य त्वक् भिषग्वरैः जातीपत्री प्रोक्ता जातीपत्री लघु स्वादु कटूष्णा रुचिवर्णकृत् कफकासवमिश्वासतृष्णाकृमिविषापहा (अस्ति) ॥

જાયફળની છાલને ઉત્તમ વૈદ્યોએ જાતીપત્રી[1] કહી છે જાવંત્રી હલકી, મધુર, કડવી, ગરમ, રુચિ કરનાર, વર્ણને સારો કરનાર અને કફ, ઉધરસ, ઊલટી શ્વાસ, તરશ, કૃમિ તથા ઝેરને મટાડે છે ૫૪

૧ જાતે પત્રી જાતિપત્રી—જાયફળની છાલ, તે જાતિપત્રી—જાવંત્રી

### લવિંગના નામો તથા ગુણો

**लवङ्गं देवकुसुमं श्रीसंज्ञं श्रीप्रसूनकम् ।**
**लवङ्गं कटुकं तिक्तं लघु नेत्रहितं हिमम् ॥ ५५ ॥**
**दीपनं पाचनं रुच्यं कफपित्तास्रनाशकृत् ।**
**तृष्णां छर्दिं तथाध्मानं शूलमाशु विनाशयेत् ॥५६**
**कासं श्वासं च हिक्कां च क्षयं क्षपयति ध्रुवम् ॥५७**

अन्वय—लवङ्गं देवकुसुमं श्रीसंज्ञं श्रीप्रसूनकम् (इति नामानि गुणाश्च—) लवङ्गं कटुकं तिक्तं लघु नेत्रहितं हिमं दीपनं पाचनं रुच्यं कफपित्तास्रनाशकृत् (अस्ति अपि च) तृष्णां छर्दिं तथा आध्मानं शूलम् आशु विनाशयेत् च कासं श्वासं च हिक्कां च क्षयं ध्रुवं क्षपयति ॥

લવંગ,[1] દેવકુસુમ,[2] શ્રીસંજ્ઞ[3] અને શ્રીપ્રસૂનક[4] એટલા લવિંગના* સંસ્કૃત નામો છે લવિંગ તીખું કડવું, હલકું, નેત્રને હિતકારી, ટાઢું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, રુચિ ઉપજાવનાર અને કફ, પિત્ત, લોહીના રોગ, તરશ, ઊલટી, આફરો, શૂળ, ઉધરસ, શ્વાસ, હેડકી અને ક્ષયને અવશ્ય મટાડે છે

* વૈદ્યો લવિંગને ઉષ્ણ પાચક કફ દૂર કરનાર અને આમ મેળાડનાર ગણે છે તેમ જ પેટની ચૂંક બેસાડવાને તેમજ તરશ છિપાવવાને અને ફૂલગી વાયુ વગેરેને બંધ કરવાને ઔષધ તરીકે આપે છે

૧ લુનાતિ—છિનત્તિ કફં પિત્તં ચ અપિ, લૂઞ્ છેદને, 'લસ્યાદિભ્યશ્ચ' (ઉણા ૧—૧૨૦) ઇત્યઙ્ગચ્—જે કફનો તથા પિત્તનો પણ નાશ કરે છે, તેથી લવંગ—લવિંગ

૨ દેવાનાં કુસુમં યદ્વા કુસુમેષુ દેવ ઇવ, રાજદન્તાદિ યદ્વા દેવયોગ્યં કુસુમં દેવકુસુમમ્—જે દેવોનું ફૂલ ગણાય છે અથવા ફૂલોમાં દેવ જેવું છે અથવા દેવોને યોગ્ય ફૂલ છે તેથી દેવકુસુમ—લવિંગ

૩ શ્રીઃ સંજ્ઞા યસ્ય તત્—લક્ષ્મીના જેટલા નામ છે, તેટલા નામ ધરાવે છે તેથી શ્રીસંજ્ઞ—લવિંગ

૪ શ્રિયાઃ પ્રસૂનં તત સ્વાર્થે કન્—લક્ષ્મીનું પુષ્પ ગણાય છે તેથી શ્રીપ્રસૂનક—લવિંગ

### જાડી એલચીના નામો

**एला स्थूला च बहुला पृथ्वीका त्रिपुटापि च ।**
**भद्रैला बृहदेला च चन्द्रबाला च निष्कुटिः ॥५८**

अन्वय—एला स्थूला च बहुला पृथ्वीका त्रिपुटा अपि च भद्रैला बृहदेला च चन्द्रबाला च निष्कुटिः (इति नामानि) ॥

એલા,[1] સ્થૂલા,[2] બહુલા,[3] પૃથ્વીકા,[4] ત્રિપુટા,[5] ભદ્રૈલા,[6] બૃહદેલા,[7] ચંદ્રબાલા[8] અને નિષ્કુટિ[9] એટલા જાડી એલચીના સંસ્કૃત નામો છે ૫૮

૧ એલયતિ—પ્રેરયતિ વહ્નિમ્ ઉષ્ણત્વાત્—ઇલ પ્રેરણે, પચાદ્યચ્ ટાપ્—જે ઉષ્ણ અથવા ગરમ હોવાથી જઠરાગ્નિને પ્રેરણા આપે છે પ્રદીપ્ત કરે છે—તેથી એલા—એલચી

૨ સ્થૂલયતિ—વૃદ્ધિં પ્રાપ્નોતિ સ્થૂલ બૃંહણે પચાદ્યચ્—જે દાણે જાડી હોય છે તેથી સ્થૂલા—મોટી એલચી

૩ બહૂનિ બીજાનિ લાતિ—દદાતિ, લા દાને—આદાને ચ 'આતોઽનુપસર્ગે કઃ'—જે ઘણાં બિયાં આપે છે અથવા ધારણ કરે છે તેથી બહુલા—મોટી એલચી

૪ પ્રથતે—પ્રખ્યાતા ભવતિ વિસ્તારે ગુણૈર્વા—પ્રથ પ્રખ્યાને ફકરીકાદયશ્ચ ઇતિ સાધુ—જે વિસ્તારમાં અથવા ગુણોથી પ્રખ્યાત છે તેથી પૃથ્વીકા—મોટી એલચી

૫ ત્રીણિ પુટાનિ યસ્યાઃ સા—જેને ત્રણ પડ (છાલના ત્રણ ભાગ) હોય છે તેથી ત્રિપુટા—એલચી

૬ ભદ્રા ચાસૌ એલા—જે કલ્યાણ તથા સુખકારક હોય દીપન છે, તેથી ભદ્રૈલા—મોટી એલચી

૭ બૃહતી ચાસૌ એલા—જે દાણે મોટી હોય છે, તેથી બૃહદેલા—મોટી એલચી

૮ ચન્દ્રસ્ય—કર્પૂરસ્ય બાલા ઇવ—કર્પૂરગન્ધિત્વાત્—

જેની ગંધ કપૂર જેવી હોવાથી જાણે કપૂરની છોકરી હોય, તેવી છે, તેથી ચંદ્રમાલા-મોટી એલચી.

૭. निष्क्रान्ता त्रुटि:-कौटिल्यम् अस्या, यद्वा निष्क्रान्ता त्रुटे:-જેની વાંકાઈ નક્કી થયેલી હોય છે અથવા પડછપી ઝૂંપડીમાંથી જે નીકળે છે, તેથી નિંષ્ત્રુટિ-મોટી એલચી

## ઝાડી એલચીના ગુણો

स्थूलैला कटुका पाके रसे चानलकृल्लघुः ।
रूक्षोष्णा श्लेष्मपित्तास्रकण्डूश्वासतृषापहा ॥५९॥
हृल्लासविषबस्त्यास्यशिरोरुग्वमिकासनुत् ॥ ६० ॥

अन्वय -(गुणाश्च-) स्थूला एला पाके रसे च कटुका अनलकृत् लघु रूक्षा उष्णा श्लेष्मपित्तास्रकण्डूश्वासतृषापहा हृल्लासविषबस्त्यास्यशिरोरुग्वमिकासनुत् (अस्ति) ॥

ઝાડી એલચી પાકમાં અને રસમાં તીખી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકી, રૂક્ષ, ગરમ અને કફ, પિત્ત, લોહીના દરદ, ચળ, શ્વાસ, તરશ ઊબકા કે મોળ, ઝેર, મૂત્રાશયના રોગ, મોઢાના રોગ, માથાના રોગ, ઊલટી તથા ઉધરસને મટાડે છે. ૫૯,૬૦

## ઝીણી કાગદી એલચીના નામો તથા ગુણો

सूक्ष्मोपकुञ्चिका तुत्था कोरङ्गी द्राविडी त्रुटिः ।
एला सूक्ष्मा कफश्वासकासार्शोमूत्रकृच्छ्रहृत् ।
रसे तु कटुका शीता लघ्वी वातहरी मता ॥ ६१ ॥

अन्वय -सूक्ष्मा उपकुञ्चिका तुत्था कोरङ्गी द्राविडी त्रुटि (इति नामानि, गुणाश्च-) सूक्ष्मा एला रसे तु कटुका शीता लघ्वी वातहरी कफश्वासकासार्शोमूत्रकृच्छ्रहृत् मता ॥

સૂક્ષ્મૈલા,[1] ઉપકુંચિકા,[2] તુચ્છા,[3] કોરંગી,[4] દ્રાવિડી[5] અને ત્રુટિ[6] એટલાં ઝીણી એલચીનાં સંસ્કૃત નામો છે. ઝીણી એલચી રસમાં તીખી, ટાઢી, હલકી અને વાયુ, કફ, શ્વાસ, ઉધરસ, અરશ તથા મૂત્રકૃચ્છ્રને મટાડનાર મનાઈ છે.

૧. सूक्ष्मा चासौ एला सूक्ष्मैला-ઝીણી એલચી.

૨. उपकुञ्चति-कौटिल्यं अल्पतां च गच्छति-कुञ्च कौटिल्याल्पीभावयो -ण्वुल्-જે વાંકાઈને તથા સૂક્ષ્મપણાને પામે છે, તેથી ઉપકુંચિકા-ઝીણી એલચી.

૩. तुदति-व्यथयति कफादीन्-तुद व्यथने, 'पातृतुदि०'(उणा० २-७) इतिथ क्-જે કફ વગેરેનો નાશ કરે છે, તેથી તુત્થા-ઝીણી એલચી.

૪. कुरति-शब्द करोति वायुरूपम्, वायुहरत्वात्, कुर शब्दे, बाहुलकादङ्गच्, गौरादित्वाद् ङीष्-જે વાયુ હરનાર હોવાથી અપાનવાયુનો શબ્દ કરાવે છે, તેથી કોરંગી-ઝીણી એલચી.

૫. द्रविड देशे भवा-भवार्थे अण् ङीप् च-જે દ્રવિડ દેશમાં ઉત્પન્ન થાય છે, તેથી દ્રાવિડી-ઝીણી એલચી.

૬. त्रुट्यन्ते-छिद्यन्ते कफादयोऽनया-त्रुट छेदे 'इगुपधात्' इति (उणा० ४-१२०) इन्-જેનાથી કફ વગેરે કપાય છે, નાશ કરાય છે, તેથી ત્રુટિ-ઝીણી એલચી.

## ઝાડી તજનાં નામો તથા ગુણો

त्वक्पत्रं च वराङ्गं स्याद् भृङ्गं चोचं तथोत्कटम् ।
त्वचं लघूष्णं कटुकं स्वादु तिक्तं च रूक्षकम् ॥ ६२
पित्तलं कफवातघ्नं कण्डूवामारुचिनाशनम् ।
हृद्बस्तिरोगवातार्शःकृमिपीनसशुक्रहृत् ॥ ६३ ॥

अन्वय -त्वक्पत्रं च वराङ्ग भृङ्ग चोचं तथा उत्कटं स्यात् । त्वचं लघु उष्णं कटुकं, स्वादु तिक्तं च रूक्षं पित्तलं कफवातघ्नं कण्डूवामारुचिनाशनं हृद्बस्तिरोगवातार्शःकृमिपीनसशुक्रहृत् (अस्ति) ॥

ત્વક્પત્ર,[1] વરાંગ,[2] ભૃંગ,[3] ચોચ,[4] અને ઉત્કટ[5] એટલાં ઝાડી તજનાં સંસ્કૃત નામો છે. ઝાડી તજ હલકી, ગરમ, તીખી, મધુર, કડવી, રૂક્ષ અને પિત્ત કરનાર હોઈ કફ, વાયુ, ચળ, અપક્વ રસ (આમ) તથા અરુચિને તેમજ હૃદયના રોગ, મૂત્રાશયના રોગ, અરશ, કૃમિ, સળેખમ તથા વીર્યને પણ હરે છે.

૧. त्वक् इव पत्रं यस्य तत्-જેનું પાંદડું છાલ જેવું હોય છે, તેથી ત્વક્પત્ર-તજ.

૨. वरम् अङ्गं यस्य तत्-જેનું અંગ શ્રેષ્ઠ હોય છે તેથી વરાંગ-તજ.

૩. बिभर्ति उष्णतादिगुणान्, भृञ् भरणे 'भृञ् क्भिन्न् च' (उणा. १-१२५) इति गन्-જે ઉષ્ણતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી ભૃંગ-તજ.

૪. प्रशस्त चोच-त्वक् अस्ति अस्य-अर्शआद्यच्-જેની છાલ ઉત્તમ હોય છે, તેથી ચોચ-તજ.

૫. अधिकगन्धवत्त्वात् उत्कट-'सम्प्रोदश्च कटच्' इति कटच्-અતિશય વધારે ગંધવાળી હોવાથી ઉત્કટ-તજ.

## પાતળી તજનાં નામો તથા ગુણો

त्वक् स्वाद्वी तु तनुत्वक् स्यात्तथा दारुसिता मता ।
उक्ता दारुसिता स्वाद्वी ति[illegible] चानिल[illegible]
सुरभिः शुक्ला वर्ण्या मुखशोषतृषापहा ॥ ६५ ॥

अन्वय -स्वाद्वी तु त्वक् तनुत्वक् स्यात् तथा दारुसिता मता । दारुसिता स्वाद्वी तिक्ता सुरभिः शुक्ला वर्ण्या

अनिलपित्तहन् च मुखशोषतृषापहा उक्ता ॥

ત્વક્,[1] સ્વાદી,[2] તનુત્વક્[3] અને દારુસિતા[4] એટલાં પાતળી તજનાં સંસ્કૃત નામો છે. પાતળી તજ મધુર, કડવી, તીખી, સુગંધી, વીર્યને વધારનાર, વર્ણને સારો કરનાર અને વાયુ, પિત્ત, મોઢાનો શોષ તથા તરશને મટાડનાર છે.

૧. त्वचति-सवृणोति-वायुपित्तादीन्-त्वच संवरणे-क्वप् વાયુ, પિત્ત વગેરેને જે ઢાંકી દે છે, તેથી ત્વક્-પાતળી તજ.

૨. स्वद्यते-आस्वाद्यते जनैः मधुरत्वात् सुरभित्वाच्च-स्वद आस्वादने-उण्-'वातो॰'-इति ङीष्-સુગંધી હોવાથી લોકો જેનો સ્વાદ લે છે, તેથી સ્વાદ્વી-તજ.

૩. तनुरसौ त्वक्, तनुस्त्वक् यस्या वा-પાતળી છાલરૂપ છે અથવા જેની છાલ પાતળી હોય છે, તેથી તનુત્વક્-પાતળી તજ.

૪. दारुण्या सिता, दारुणि सितव वा माधुर्यात्-લાકડાંરૂપ સાકર અથવા લાકડામાં જાણે સાકર હોય તેવી મધુરતા ધરાવે છે, તેથી દારુસિતા-પાતળી તજ.

## તમાલપત્રનાં નામો તથા ગુણો

पत्रं तमालपत्रं च तथा स्यात् पत्रनामकम् ।
पत्रकं मधुरं किंचित्तीक्ष्णोष्णं पिच्छिलं लघु ।
निहन्ति कफवातार्शोहृल्लासारुचिपीनसान् ॥६६॥

अन्वय-पत्रं च तमालपत्रं तथा पत्रनामकम् (इति नामानि, गुणाश्च-) पत्रकं मधुरं किंचित् तीक्ष्णोष्णं पिच्छिलं लघु (सत्) कफवातार्शोहृल्लासारुचिपीनसान् निहन्ति ॥

પત્ર,[1] તમાલપત્ર[2] અને પત્રનામક[3] એટલાં તમાલપત્રનાં સંસ્કૃત નામો છે. તમાલપત્ર મધુર, કાંઈક તીક્ષ્ણ તથા ગરમ, ચીકણું, હલકું અને કફ, વાયુ, અરશ ઊબકા કે મોળ, અરુચિ તથા સળેખમને મટાડનાર છે ૬૬

૧. पतन्ति-गच्छन्ति नाशमनेन कफादयः, पत्ल पतने 'दाम्नी॰' इत्यनेन करणे ष्ट्रन्-જેનાથી કફ આદિના રોગો નાશ પામે છે તેથી પત્ર-તમાલપત્ર.

૨. तमालस्य पत्रम्-તમાલના પાનરૂપ જે હોય છે, તેથી-તમાલપત્ર.

૩. पत्रम् इति नाम यस्य तत्-જેનું નામ પત્ર એટલે પાંદડાંનાં જેટલાં નામ છે, તે બધાંય નામ તમાલપત્રનાં પણ છે, તેથી તે પત્રનામક કહેવાય છે.

## નાગકેસરનાં નામો

नागपुष्पः स्मृतो नागः केसरो नागकेसरः ।
चाम्पेयो नागकिञ्जल्कः कथितः काञ्चनाह्वयः ॥६७

अन्वय-नागपुष्पः नागः केसरः नागकेसरः स्मृतः (तथा च स एव) चाम्पेयः नागकिञ्जल्कः काञ्चनाह्वयः कथितः ॥

નાગપુષ્પ,[1] નાગ,[2] કેસર,[3] નાગકેસર,[4] ચાંપેય,[5] નાગકિંજલ્ક[6] અને કાંચનાહ્વય[7]-(સોનાનાં નામવાળો) એટલાં નાગકેસરનાં* સંસ્કૃત નામો છે. (આ શબ્દો જ્યારે તેનાં ફૂલને લાગુ પાડવામાં આવે, ત્યારે નપુંસક લિંગમાં વપરાય છે.) ૬૭

૧. नागगन्धयुक्तं हस्तिमदगन्धयुक्तं वा पुष्पं यस्य स-જેનું ફૂલ સર્પ જેવી ગંધવાળું અથવા હાથીના મદ જેવી ગંધવાળું હોય છે, તેથી નાગપુષ્પ-નાગકેસર.

૨. न गच्छति इति अगः-'अन्येष्वपि॰' इति डः, न अगः जरादिनाशनार्थम्, यद्वा नगे पर्वते भवः, 'तत्र भवः' इत्यण्, નાગ-તાવ વગેરેનો નાશ કરવા નથી જતુ એમ નહિ, પણ જે અવશ્ય જાય છે અથવા પહાડોમાં જે ઉત્પન્ન થાય છે, તેથી નાગ-નાગકેસર

૩. केसरा सन्ति अस्य-अर्शआद्यच्-જેને કેસરા-તાંતણા હોય છે, તેથી કેસર-નાગકેસર.

૪. नागाख्याः केसराः सन्ति यस्य-જેના કેસરા નાગ નામે કહેવાય છે, તેથી નાગકેસર.

૫. चम्पाया अपत्यं पुमान् 'स्त्रीभ्यो ढक्'-ચંપા નામની નદીનું સંતાન એટલે તે નદીના કિનારે ખાસ થાય છે. તેથી ચાંપેય-નાગકેસર

૬. नागाख्या किञ्जल्काः केसरा यस्य स-જેના કેસરા નાગ નામે કહેવાય છે, તેથી નાગકિંજલ્ક-નાગકેસર.

૭. काञ्चनस्य आह्वयो यस्य-સોનાનાં જેટલાં નામો છે, તેટલા નામે જે કહેવાય છે, તેથી કાંચનાહ્વય-નાગકેસર.

---

* અન્ય વૈદક શાસ્ત્રોમાં નાગકેસરનાં સૂકવેલા ફૂલને વાટીને ઘી સાથે મેળવીને દૂઝતા અરશ તેમજ પગના તળિયાંમાં થતી બળતરા મટાડવા ભલામણ કરી છે; અને આ ઝાડની છાલ તથા મૂળિયાં પાણીમાં ભીંજવી તે પાણી પીવાથી પાચનશક્તિ વધે છે અને બીજમાંથી કચરીને કાઢેલું તેલ સંધિવા પર વાપરવા જણાવેલ છે.

### નાગકેસરના ગુણો

**नागपुष्पं कषायोष्णं रुक्षं लघ्वामपाचनम् ।**
**ज्वरकण्डूतृषास्वेदच्छर्दिहृल्लासनाशनम् ।**
**दौर्गन्ध्यकुष्ठवीसर्पकफपित्तविषापहम् ॥ ६८ ॥**

अन्वय—नागपुष्पं कषायोष्णं रूक्षं लघु आमपाचनं ज्वरकण्डूतृषास्वेदच्छर्दिहृल्लासनाशनं दौर्गन्ध्यकुष्ठवीसर्पकफपित्तविषापहम् (अस्ति) ॥

નાગકેસર તૂરું, ગરમ, રૂક્ષ, હલકું, અપકવને પકાવનાર અને તાવ, ચળ, તરશ, પસીનો, ઊલટી, ઊબકા કે મોળ, દુર્ગંધપણું, કોઢ, રતવા, કફ, પિત્ત તથા ઝેરને મટાડે છે.

### ત્રિજાતક અને ચાતુર્જાતકનાં લક્ષણ

**त्वगेलापत्रकैस्तुल्यैस्त्रिसुगन्धि त्रिजातकम् ।**
**नागकेसरसंयुक्तं चातुर्जातकमुच्यते ॥ ६९ ॥**

अन्वय—त्वक्-एलापत्रकैः तुल्यैः त्रिसुगन्धि त्रिजातकम् उच्यते, नागकेसरसंयुक्तं (तत्) चातुर्जातकम् उच्यते॥

તજ, એલચી અને તમાલપત્ર સમભાગે ભેગાં કરવાથી તે ત્રિસુગંધી[1] અથવા ત્રિજાતક[2] કહેવાય છે અને તેઓમાં નાગકેસર પણ જોડવાથી તે ચાતુર્જાતક[3] કહેવાય છે. ૬૯

૧. त्रीणि सुगन्धानि—त्वगेलापत्राणि तुल्यानि यस्मिन् तत्—તજ, એલચી ને તમાલપત્ર એ ત્રણ સુગંધી પદાર્થો જેમાં સરખા ભાગે મળ્યા હોય, તે ત્રિસુગન્ધિ.

૨. त्रिभिः जातं त्रिजातं, ततः स्वार्थे कन्—તજ, એલચી ને તમાલપત્ર એ ત્રણથી બનેલું—ત્રિજાતક.

૩. चतुर्भिः—त्वगेलापत्रकनागकेसरैः जातम्, ततः स्वार्थे च कन् प्रत्ययः—તજ, એલચી, તમાલપત્ર અને નાગકેસર એ ચાર ભેગાં મળી બનેલું હોય, તે ચાતુર્જાતક

### ત્રિજાતક અને ચાતુર્જાતકના ગુણો

**तद् द्वयं रेचनं रूक्षं तीक्ष्णोष्णं मुखगन्धहृत् ।**
**लघु पित्ताग्निकृद्वर्ण्यं कफवातविषापहम् ॥ ७० ॥**

अन्वय—तद् द्वयं रेचनं रूक्षं तीक्ष्णोष्णं मुखगन्धहृत् कफवातविषापहम्, लघु पित्ताग्निकृत् वर्ण्यं (अस्ति) ॥

એ ત્રિજાતક તથા ચાતુર્જાતક બંને રેચક, રૂક્ષ, તીક્ષ્ણ અને ગરમ હોઈ મોઢાની દુર્ગંધ, કફ, વાયુ તથા ઝેરને મટાડે છે; હલકાં છે, પિત્ત તથા અગ્નિને કરનાર છે અને વર્ણ માટે પણ સારાં છે. ૭૦

### કેસરનાં નામો

**कुङ्कुमं घुसृणं रक्तं काश्मीरं पीतकं वरम् ।**
**सङ्कोचं पिशुनं धीरं बाल्हीकं शोणिताभिधम् ॥ ७१ ॥**

अन्वय—कुङ्कुमं घुसृणं रक्तं काश्मीरं पीतकं वरं सङ्कोचं पिशुनं धीरं बाल्हीकं शोणिताभिधम् (इति नामानि)॥

કુંકુમ,[1] ઘુસૃણ,[2] રક્ત,[3] કાશ્મીર,[4] પીતક,[5] વર,[6] સંકોચ,[7] પિશુન,[8] ધીર,[9] બાલ્હીક[10] શોણિતાભિધ[11] એટલાં કેસરનાં સંસ્કૃત નામો છે, તેમ જ જેટલાં લોહીનાં નામો છે તે સઘળાંય કેસરનાં પણ નામો છે ૭૧

૧. 'कुङ्कुम्' इति शब्दः वाचकत्वेन अस्ति अस्य-अर्शआद्यच्, यद्वा कुनयति—आदीयते शिरोरुक्त्वगादि-नाशनार्थं जनैः—कुङ् आदाने, बाहुलकादुमच् 'आर्धे॰' इत्यत्र 'मुम्' इति योगविभागान्मुम्—'कुङ्' એ શબ્દ જેનો કહેનાર છે અથવા માથાનો રોગ, ત્વચા આદિ મટાડવા લોકો જેને સ્વીકારે છે, તેથી કુંકુમ—કેસર

૨. घुष्यते कटुत्वादिगुणविशेषोऽनेन, घुषिर् शब्दे औणादिक ऋणक् बाहुलकात्, पृषोदरादित्वात् षस्य सत्वं, यद्वा—घुस्यते अनेन अङ्गं, घुसनं—कान्तिं करोति वा घुसृणं, 'घृणलृण॰' (उणा॰ १८६) इति ण निपात्यते इति हैमटीकायाम्—તીખાશ વગેરે ગુણોને જે જણાવે છે અથવા જેનાથી શરીરે લેપન કરાય છે અથવા શરીરની કાંતિને જે કરે છે, તેથી ઘુસૃણ—કેસર

૩. रज्यते स्म रागं करोति स्म—रञ्ज रागे, 'गत्यर्थाकर्मक॰' इति कर्तरि क्तः—જે રંગી દે છે, તેથી રક્ત—કેસર

૪. कशति कश्यते वा कश शब्दे, 'कशेर्मुट् च' इत्यौणादिकीरन्—कश्मीरेषु भवम्, अण्—કશ્મીર દેશમાં જે થાય છે, તેથી કાશ્મીર—કેસર

૫. पीतं—पीतवर्णं कायति—कथयति, कै शब्दे॰ 'आतोऽनुपसर्गे—' इति कः—જે પીળા રંગને જણાવે છે, તેથી પીતક—કેસર

૬. व्रियते—स्वीक्रियते वमिव्यङ्गादिरोगवारणार्थम्—वृञ् वरणे, 'ग्रहवृदृ॰' इत्यप्—ઊલટી, ખીલ વગેરે રોગો મટાડવા લોકો જેને પસંદ કરે છે, તેથી વર—કેસર

૭. सङ्कुच्यते सङ्कोचति वा, यद्वा सङ्कोचयति सङ्कोच्यते वा, कुच सम्पर्चनकौटिल्यप्रतिष्टम्भविलेखनेषु—घञ्, अच् वा—જે બીજામાં મિશ્ર કરાય છે, પોતે વાંકાઈ ધારણ કરે છે અથવા દોષોનું કે રોગોનું રોકાણ કરે છે અથવા ખોતરી કાઢવું કરે છે, તેથી સંકોચ—કેસર

૮ पिंशति—अवयवान् प्राप्नोति—पिश अवयवे—'क्षुधिपिशिमिथिभ्यः कित्' इत्युनन्—उणादि—જે અવયવો રૂપે દેખાવ પામે છે, તેથી પિશુન—કેસર

૯. दधाति—धारयति उत्तमं वर्णं गन्धं च—डुधाञ् धारणादौ—'सुसूधाञ्गृधिभ्यः क्रन्' उणादि, 'घुमास्थे॰'

લમ્—જે ઉત્તમ રંગ તથા ગંધ ધારણ કરે છે, તેથી ધીર–કેસર.

૧૦. बल्हते-प्राधान्यं याति-वल्ह प्राधान्ये, बाहुलकादीकन्–बल्हीकदेशे भवं 'कच्छादिभ्यश्च' इत्यण्–જે દેશીમાં મુખ્ય ગણાતા બાલ્હીક દેશમાં થાય છે, માટે બાલ્હીક–કેસર.

૧૧ शोणितस्य अभिधा यस्य तत्–લોહીનાં જેટલાં નામો છે, તે નામોથી જે કહેવાય છે, તેથી શોણિતાભિધ–કેસર.

### કાશ્મીરી કેસર

**काश्मीरदेशजे क्षेत्रे कुङ्कुमं यद्भवेद्धि तत् ।**
**सूक्ष्मकेसरमारक्तं पद्मगन्धि तदुत्तमम् ॥ ७२ ॥**

अन्वय –( अथ तज्जातय – ) काश्मीरदेशजे क्षेत्रे सूक्ष्मकेसरम् आरक्तं पद्मगन्धि यत् कुङ्कुमं भवेत् तत् हि उत्तमम् ( भवति ) ॥

કાશ્મીરદેશના ખેતરમાં જે ઝીણું, રાતું અને કમળ સરખા ગંધવાળું કેસર થાય છે, તે ઉત્તમ હોય છે. ૭૨

### બાલ્હીકી કેસર

**बाल्हीकदेशसंजातं कुङ्कुमं पाण्डुरं मतम् ।**
**केतकीगन्धयुक्तं तन्मध्यमं सूक्ष्मकेसरम् ॥ ७३ ॥**

अन्वय –बाल्हीकदेशसंजातं ( यत् ) पाण्डुरं केतकीगन्धयुक्तं सूक्ष्मकेसरं कुङ्कुमं तत् मध्यमं मतम् ॥

બાલ્હીક દેશમાં જે ઝીણું, ધોળાશવાળું અને કેવડા જેવા ગંધવાળું કેસર થાય છે, તે મધ્યમ મનાય છે. ૭૩

### ઈરાની કેસર

**कुङ्कुमं पारसीके यन्मधुगन्धि तदीरितम् ।**
**ईषत्पाण्डुरवर्णं तदधमं स्थूलकेसरम् ॥ ७४ ॥**

अन्वय –पारसीके ईषत् पाण्डुरवर्णं मधुगन्धि स्थूलकेसरं यत् कुङ्कुमं ( भवति ) तत् अधमम् ईरितम् ॥

પારસીઓના ઈરાનમાં જે જાડું, જરા ધોળા રંગવાળું અને મધ જેવી ગંધવાળું કેસર થાય છે, તે અધમ કહેલ છે. ૭૪

### કેસરના ગુણો

**कुङ्कुमं कटुकं स्निग्धं शिरोरुग्व्रणजन्तुजित् ।**
**तिक्तं वमिहरं वर्ण्यं व्यङ्गदोषत्रयापहम् ॥ ७५ ॥**

अन्वय –(गुणाश्च–) कुङ्कुमं कटुकं स्निग्धं तिक्तं वर्ण्यं शिरोरुग्व्रणजन्तुजित् वमिहरं व्यङ्गदोषत्रयापहम् (अस्ति) ॥

કેસર તીખું, સ્નિગ્ધ, કડવું, વર્ણને માટે સારું અને માથાનું દરદ, વ્રણ, જીવડાં, ઊલટી, ખીલ તથા ત્રણે દોષને મટાડનાર છે. ૭૫

### ગોરોચનનાં નામો તથા ગુણો

**गोरोचना तु मङ्गल्या वन्द्या गौरी च रोचना ।**
**गोरोचना हिमा तिक्ता वश्या मङ्गलकान्तिदा ।**
**विषालक्ष्मीग्रहोन्मादगर्भस्रावक्षतास्रहृत् ॥ ७६ ॥**

अन्वय –गोरोचना तु मङ्गल्या वन्द्या गौरी च रोचना ( इति नामानि, गुणाश्च– ) गोरोचना हिमा तिक्ता वश्या मङ्गलकान्तिदा विषालक्ष्मीग्रहोन्मादगर्भस्रावक्षतास्रहृत् ॥

ગોરોચના,[1] મંગલ્યા,[2] વંદ્યા,[3] ગૌરી[4] અને રોચના[5] એટલાં ગોરોચનનાં સંસ્કૃત નામો છે. ગોરોચન ટાઢું, કડવું, વશકારક, મંગલકારક, કાંતિદાયક અને ઝેર, અલક્ષ્મી, ગ્રહ–ભૂત, ઘેલછા, ગર્ભસ્રાવ, ક્ષત તથા લોહીનાં દરદને મટાડનાર છે. ૭૬

૧. गो जाता रोचना–गोरोचना–ગાયના કાળજામાં કે કલેજામાં ઉત્પન્ન થતું સુગંધી પિત્ત તે–ગોરોચન.

૨. मङ्गले साधु, 'तत्र साधौ' इति य –જે મંગળમાં ઉત્તમ ગણાય છે, તેથી મંગલ્યા–ગોરોચન

૩. वन्द्यते मङ्गलार्थिभि , वन्दितुं योग्या वा मङ्गलत्वात्–वदि अभिवादनस्तुत्यो –'ऋहलोर्ण्यत्'–મંગળ ઇચ્છતા લોકો જેને વંદન કરે છે અથવા જે મંગલકારી હોવાથી વંદન કરવા યોગ્ય છે, તેથી વંદ્યા–ગોરોચન.

૪. गौरं वर्णं अस्ति अस्या –अर्शआद्यच्, गौरादित्वाच्च ङीप्–જેનો રંગ ધોળો હોય છે, તેથી ગૌરી–ગોરોચન

૫. रोचते–प्रकाशते मङ्गलकान्तिप्रदैर्गुणै –મંગળ તથા કાંતિદાયક ગુણો વડે જે પ્રકાશે છે, તેથી રોચના–ગોરોચન.

### નખલા તથા નખલીનાં નામો

**नखं व्याघ्रनखं व्याघ्रायुधं तच्चक्रकारकम् ।**
**नखं स्वल्पं नखी प्रोक्ता हनुर्हट्टविलासिनी ॥७७॥**

अन्वय –नखं व्याघ्रनखं व्याघ्रायुधं (च) तत् चक्रकारकं (प्रोक्तम्), स्वल्पं नखं नखी हनु हट्टविलासिनी प्रोक्ता ॥

નખ,[1] વ્યાઘ્રનખ,[2] વ્યાઘ્રાયુધ[3] અને ચક્રકારક[4] એટલાં નખલાનાં સંસ્કૃત નામો છે. નખી,[1] હનુ[2] અને હટ્ટવિલાસિની[3] એટલા નખલીના (ઝીણા નખલાનાં) નામો છે.

૧. न विद्यते खम् अत्र नखः, नख इव आकृतिरस्ति अस्य–अर्शआद्यच्–જેની આકૃતિ નખ જેવી હોય છે, તેથી નખ–નખલો નામે પ્રાણીજન્ય સુગંધી દ્રવ્ય.

૨. व्याघ्रस्य नखमिव-शुन्नादि –વાઘનો જાણે નખ હોય તેવો આકાર જેનો હોય છે, તેથી વ્યાઘ્ર-નખ–નખલો નામે પ્રાણીજન્ય સુગંધી દ્રવ્ય.

૩. व्याघ्रस्य आयुधमिव–વાઘનું જાણે આયુધ–તેનો નખ હોય તેવો આકાર ધરાવે છે, તેથી વ્યાઘ્રાયુધ–નખલો નામે પ્રાણીજન્ય સુગંધી દ્રવ્ય.

૪. नखाकृतिमत्त्वेन चक्रवत् वेष्टन करोति–कृ–ण्वुल्–નખ જેવી આકૃતિ ધરાવનાર હોઈ ચક્ર જેવો ગોળ આકાર ધારણ કરે છે, તેથી ચક્રકારક–નખલો.

૧. नखम् अस्ति अस्य–अच्, गौरादि –નખ જેવી આકૃતિ જેની હોય છે, તેથી નખી–નખલી.

૨. हन्ति मद्रभूतादीन् कफकुष्ठविषादींश्च–हन्–'भृमृह्लिदि०' इत्यु –જે મદ, ભૂત, કફ, કોઢ, ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી હનુ–નખલી.

૩. हट्टे विलसति, हट्ट वा विलासयति इत्येवंशीला, लस्–'सुप्यजातौ०' इति णिनि, 'ऋन्नेभ्यो ङीप्'–દુકાનમાં વિલાસ કરે અથવા તેને જે શોભાવે એવા સ્વભાવની છે, તેથી હટ્ટવિલાસિની–નખલી.

### નખલા તથા નખલીના ગુણો

नखद्वयं महस्लेष्मवातास्रज्वरकुष्ठहृत् ।
लघूष्णं शुक्रलं वर्ण्यं स्वादु व्रणविषापहम् ॥ ७८ ॥
अलक्ष्मीमुखदौर्गन्ध्यहृत्पाकरसयोः कटुः ॥ ७९ ॥

अन्वय –नखद्वयम्, उष्ण शुक्रल वर्ण्य स्वादु महश्लेष्मवातास्रज्वरकुष्ठहृत् लघु व्रणविषापहम् अलक्ष्मीमुखदौर्गन्ध्यहृत् पाकरसयोः कटु (अस्ति) ॥

બન્ને નખલા હલકા, ગરમ, વીર્યને વધારનાર, વર્ણને સારો કરનાર, મધુર અને ગ્રહ–ભૂત, કફ, વાયુ, લોહીના દરદ, તાવ, કોઢ, વ્રણ, ઝેર, અલક્ષ્મી તથા મુખના દુર્ગંધપણાને મટાડનાર છે અને પાક તથા રસમાં તીખાં હોય છે. ૭૮,૭૯

### સુગંધી વાળાનાં નામો તથા ગુણો

वालं ह्रीबेरबर्हिष्ठोदीच्यं केशाम्बुनाम च ।
वालकं शीतलं रूक्षं लघु दीपनपाचनम् ।
हृल्लासारुचिवीसर्पहृद्रोगामातिसारजित् ॥ ८० ॥

अन्वय –वाल ह्रीबेर बर्हिष्ठोदीच्यं केशाम्बुनाम च (इति नामानि, गुणाश्च–) वालक शीतल रूक्ष लघु दीपनपाचन हृल्लासारुचिवीसर्पहृद्रोगामातिसारजित् (अस्ति) ॥

વાલ,[1] હ્રીબેર,[2] બર્હિષ,[3] ઉદીચ્ય[4] એટલાં વાળાનાં સંસ્કૃત નામો છે–અને કેશામ્બુનામ–[5]કેશનાં તથા પાણીનાં જેટલાં નામો છે, તે સઘળાં સુગંધીવાળાના પણ નામો છે. વાળો ઠંડો, રૂક્ષ, હલકો, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચન હોઈ ઊબકા–મોળ, અરુચિ રતવા, હૃદયના રોગ તથા કાચાંને ખૂબ વહેતા ઝાડાને મટાડનાર છે. ૮૦

૧. वालयति–संवृणाति हृल्लासादीन् रोगान्–वल संवरणे–ण्यन्तात् पचाद्यच्–જે ઊબકા–મોળ વગેરે રોગોને દાબી દે છે, તેથી વાલ અથવા બાલ–વાળો.

૨. ह्रीयुक्त बेर–शरीरमाकृतिर्वा यस्य–જેની આકૃતિ શરમાળ–સંકોચથી યુક્ત હોય છે, તેથી હ્રીબેર–વાળો.

૩. बर्हिषि–कुशे तिष्ठति–' सुपि स्थ ' इति क–જે દર્ભમાં રહે છે–દાભની વચ્ચે ઊગે છે, તેથી બર્હિષ–વાળો.

૪. उदीचि जात–'धुप्रागपा०' इति यत् જે ઉત્તર દેશમા થાય છે, તેથી ઉદીચ્ય–વાળો.

૫. केशश्च अम्बु च केशाम्बुनी, केशाम्बुना नाम यस्य तत्–માથાના વાળ તથા પાણીના જેટલાં નામો છે, તે નામે જે કહેવાય છે, તેથી કેશામ્બુનામ–વાળો.

### કાળા–વીરણ વાળાનાં નામો તથા ગુણો

स्याद्वीरणं वीरतरुर्वीरं च बहुमूलकम् ।
वीरणं पाचनं शीतं वान्तिहृल्लघु तिक्तकम् ॥८१॥
स्तम्भनं ज्वरनुद् भ्रान्तिमदजित्कफपित्तहृत् ।
तृष्णास्रविषवीसर्पकृच्छ्रदाहव्रणापहम् ॥ ८२ ॥

अन्वय –वीरण वीरतरु वीर च बहुमूलकं स्यात्, वीरण पाचन शीत स्तम्भन लघु तिक्तक वान्तिहृत् ज्वरनुत् भ्रान्तिमदजित् कफपित्तहृत् तृष्णास्रविषवीसर्पकृच्छ्रदाहव्रणापहम् (अस्ति) ॥

વીરણ,[1] વીરતરુ,[2] વીર[3] અને બહુમૂલક,[4] એટલા કાળા વાળાનાં સંસ્કૃત નામો છે. કાળો વાળો પાચન, ઠંડો, વીર્યને ઘસાવનાર, હલકો, કડવો અને ઊલટી, તાવ, ભ્રમ, મદ, કફ, પિત્ત, તરશ, લોહીનું દરદ, ઝેર, રતવા, મૂત્રકૃચ્છ્ર, દાહ તથા વ્રણને મટાડનાર છે. ૮૧,૮૨

૧. वि–पक्षिणम् ईरयति–प्रेरयति–सुगन्धयुक्तत्वात्, यद्वा विशिष्टजनम् ईरयति नन्द्यादेल्यु – જે સુગંધદાર હોવાથી પક્ષીને પણ પ્રેરણા કરે અથવા ઉત્તમ માણસોને પ્રેરણા કરે છે, તેથી વીરણ–કાળો વાળો.

૨. वीरनामा तरु –शाकपार्थिवादि –જે વીર નામને ધારણ કરતું ઝાડ છે, તેથી વીરતરુ–કાળો વાળો.

૩. विशेषेण ईरयति–प्रेरयति सर्वान् सुगन्धित्वात्–

જે સુગંધનાર હોઈ હરકોઈ ને પ્રેરણા કરે છે, તેથી વીર-કાળો વાળો.

૪. बहूनि मूलानि यस्य तत्—જેને ઘણા મળિયા હોય છે, તેથી બહુમૂલક-કાળો વાળો

**કાળા વાળાના ઝાડનાં મૂળનાં નામો તથા ગુણો**

**वीरणस्य तु मूलं स्यादुशीरं नलदं च तत्।**
**अमृणालं च सेव्यं च समगन्धिकमित्यपि ॥८३॥**
**उशीरं पाचनं शीतं स्तम्भनं लघु तिक्तकम्।**
**मधुरं ज्वरहृद्वान्तिमदनुत्कफपित्तहृत्।**
**तृष्णास्रविषवीसर्पदाहकृच्छ्रव्रणापहम् ॥ ८४ ॥**

अन्वय—वीरणस्य मूलं तु उशीरं नलदम् अमृणालं च सेव्यम् अपि च तत् समगन्धिकम् इत्यपि स्यात्। उशीरं पाचनं शीतं स्तम्भनं लघु तिक्तकं मधुरं ज्वरहृत् वान्तिमदनुत्-कफपित्तहृत् तृष्णास्रविषवीसर्पदाहकृच्छ्रव्रणापहम् (अस्ति)॥

ઉપર જણાવેલા કાળા વાળાનું જે મૂળિયુ હોય છે, તે ઉશીર,[1] નલદ,[2] અમૃણાલ,[3] સેવ્ય[4] અને સમગધિક[5] એમ પણ કહેવાય છે. એ મૂળિયારૂપ વાળો પાચન, ઠંડો, વીર્યને થંભાવ નાર, હલકો, કડવો અને મધુર હોઈ તાવ, ઊલટી, મદ, કફ, પિત્ત, તરશ, લોહીના દરદ, ઝેર, રતવા, દાહ, મૂત્રકૃચ્છ્ર ને વ્રણને મટાડે છે.

૧. उश्यते—इष्यते सर्वैर्माधुर्यादिगुणवत्त्वात्—वश-कान्तौ-'वशे कित्' (उणा. ४-३१) इति ईरन्—જેમાં મીઠાશ વગેરે ગુણો હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી ઉશીર—વાળાનુ મૂળ.

૨. नल-गन्धं ददाति, दयते वा—डुदाञ् दाने, देङ् पालने वा, 'आतोऽनुपसर्गे कः'—જે ગધ આપે છે તથા સાચવે છે, તેથી નલદ-વાળાનુ મૂળ

૩. मृणालम् इव-सादृश्येऽत्र नञ्—જાણે કમળનુ નાળ હોય તેવુ હોય છે, તેથી અમૃણાલ-વાળાનુ મૂળ

૪. सेवितु योग्यं ज्वरादिनाशकत्वात्, षेवृ सेवने—'ऋहलोर्ण्यत्'—તાવ વગેરેનો નાશ કરનાર હોવાથી જે સેવવાયોગ્ય છે, તેથી સેવ્ય-કાળા વાળાનુ મૂળ

૫. सम-सर्वदा तुल्यस्य गन्धः अस्ति अस्य—'अत इनिठनौ'—इति ठन्—જેની ગધ સર્વકાળ એક સરખી હોય છે, તેથી સમગધિક-વાળાનુ મૂળ.

**જટામાંસીનાં નામો તથા ગુણો**

**जटामांसी भूतजटा जटिला च तपस्विनी।**
**मांसी तिक्ता कषाया च मेध्या कान्तिबलप्रदा।**
**स्वाद्वी हिमा त्रिदोषास्रदाहवीसर्पकुष्ठनुत् ॥८५॥**

अन्वय—जटामांसी भूतजटा जटिला च तपस्विनी (इति नामानि, गुणाश्च—) मांसी तिक्ता च कषाया मेध्या कान्तिबलप्रदा स्वाद्वी हिमा त्रिदोषास्रदाहवीसर्प-कुष्ठनुत् ॥

જટામાંસી,[1] ભૂતજટા,[2] જટિલા[3] અને તપસ્વિની[4] એટલા જટામાંસી*ના સંસ્કૃત નામો છે. જટામાંસી કડવી, તૂરી, પવિત્ર અથવા બુદ્ધિવર્ધક, કાંતિ તથા બળને આપનારી, મધુર અને ટાઢી હોઈ ત્રણે દોષ, લોહીનાં દરદ, દાહ, રતવા તથા કોઢને મટાડે છે. ૮૫

૧. जटा अस्ति अस्याः—अर्शआद्यच्—टाप्, यद्वा जटति—त्रिदोषनाशकगुणसमुदायं गच्छति, जट संघाते—अच्, टाप्, तथा मन्यते—ज्ञायते वैद्यैर्मेध्यादिगुणविशेषयुक्ता, मन ज्ञाने—'मनेर्दीर्घश्च' इति (उणा० ३-६-४०) स, गौरादि, जटा चासौ मांसी जटामांसी—જેને જટા હોય છે અથવા ત્રણે દોષોનો નાશ કરનાર ગુણસમુદાયને જે ધારણ કરે છે, તેથી 'જટા,' તેમ જ બુદ્ધિવર્ધક આદિ વિશેષ ગુણવાળી જે હોય છે, એમ વૈદ્યો જેને જાણે છે, તેથી માંસી—(આવા બે નામ છૂટાં અહીં પાડી શકાય છે અને તે બેયનો કર્મધારય સમાસ થતા એક થતા એક નામ પણ) જટામાંસી થાય છે.

૨. भूतस्य जटा इव या दृश्यते—જાણે ભૂતડાની જટા હોય તેવી જે દેખાય છે, તેથી ભૂતજટા—જટામાંસી

૩. जटा अस्ति अस्याः—पिच्छादित्वादिलच्—टाप्—જેને જટા હોય છે, તેથી જટિલા—જટામાંસી

૪. तपः अस्ति अस्याः जटिलत्वात्—જટાધારી હોવાથી જાણે તપ કરતી હોય તેવી જણાય છે, તેથી તપસ્વિની—જટામાંસી

**છડીલો અથવા પથ્થરફૂલનાં નામો તથા ગુણો**

**शैलेयं तु शिलापुष्पं वृद्धं कालानुसार्यकम्।**
**शैलेयं शीतलं हृद्यं कफपित्तहरं लघु।**
**कण्डूकुष्ठास्मरीदाहविषहृद् गुदरक्तहृत् ॥ ८६ ॥**

अन्वय—शैलेयं तु शिलापुष्पं वृद्धं कालानुसार्यकम् (कथ्यते, गुणाश्च-) शैलेयं शीतलं हृद्यं लघु कफपित्तहरं

* ચરકસંહિતામાં આને વિકૃત ચેતનાનુ સ્થાપન કરનારી અને ગાંડપણ, વાઈ તથા વાયુના વિકાર ઉપર અકસીર ગણેલ છે

સુશ્રુતસંહિતામાં આને વાતકફહર, વર્ણપ્રસાદન, કંડૂ-કુષ્ઠનાશન અને પીડાશામક વર્ણવેલ છે.

कण्डुकुष्ठाश्मरीदाहविषहृत् गुदरुग्घृत् ( अस्ति ) ॥

શૈલેય,[1] શિલાપુષ્પ,[2] વૃદ્ધ[3] અને કાલાનુસાર્યક એટલાં છડીલાનાં સંસ્કૃત નામો છે. છડીલો ટાઢો, હૃદયને ગમે એવો, હલકો અને કફ, પિત્ત, ચળ, કોઢ, પથરી, દાહ, ઝેર તથા ગુદાના લોહીરૂપ ઝાડાને મટાડે છે. ૮૬

૧. शिलाया भव ' नद्यादिभ्य.' इति ढक्–શિલામાં જે થાય છે, તેથી શૈલેય–છડીલો–પથ્થરફૂલ.

૨. शिलाया पुष्पम् इव–શિલાનું જાણે ફૂલ હોય તેવું હોય છે, તેથી શિલાપુષ્પ–છડીલો.

૩. वर्धते स्म शिलाया गुणैर्वा–' गत्यर्थाकर्मक० ' इति कर्तरि क्त –જે શિલામાં વધેલું હોય છે અથવા જે ગુણોથી વધ્યું હોય છે, તેથી વૃદ્ધ–છડીલો.

૪. कालेन वर्णेन अनुस्रियते–' ऋहलोर्ण्यत् '–જે કાળા રંગથી યુક્ત હોય છે, તેથી કાલાનુસાર્યક છડીલો.

### મોથના નામો તથા ગુણો

मुस्तकं न स्त्रियां मुस्तं त्रिषु वारिदनामकम् ।
कुरुविन्दश्च सख्यातोऽपरः क्रोडकसेरुकः ॥ ८७ ॥
भद्रमुस्तं च गुन्द्रा च तथा नागरमुस्तकः ।
मुस्तं कटु हिमं ग्राहि तिक्तं दीपनपाचनम् ॥८८॥
कषायं कफपित्तास्रतृड्ज्वरारुचिजन्तुहृत् ।
अनूपदेशे यज्जातं मुस्तकं तत्प्रशस्यते ।
तत्रापि मुनिभिः प्रोक्तं वरं नागरमुस्तकम् ॥८९॥

अन्वय –मुस्तक स्त्रिया न, मुस्त त्रिषु ( प्रयुज्यते ), वारिदनामक च कुरुविन्द , अपर क्रोडकसेरुक सख्यात., भद्रमुस्त च गुन्द्रा तथा च नागरमुस्तक ( इति तन्नामानि सन्ति ), मुस्त कटु हिमं ग्राहि तिक्त दीपनपाचन कषाय कफपित्तास्रतृड्ज्वरारुचिजन्तुहृत् ( अस्ति ), यत् मुस्तकम् अनूपदेशे जात तत्प्रशस्यते, तत्रापि नागरमुस्तक मुनिभि वर प्रोक्तम् ॥

મુસ્તક,[1] આ નામ પુલ્લિંગે તથા નપુંસક લિંગે છે; અને મુસ્ત[2] આ નામ ત્રણે લિંગે વપરાય છે; તેમ જ વારિદનામક[3]–એટલે મેઘનાં જેટલાં નામો છે તે સઘળાં મોથનાં પણ નામો છે; કુરુવિંદ[4] અને બીજી ક્રોડ કસેરુક[5] કહેવાય છે; તેમ જ ભદ્રમુસ્ત[6] ગુંદ્રા[7] અને નાગરમોથ[8] એ નામે પણ મોથની જાતો છે. મોથ તીખી, ટાઢી, ઝાડાને રોકનાર, કડવી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન અને તૂરી હોઈ કફ, રક્તપિત્તનો રોગ, તરશ, તાવ, અરુચિ તથા જીવડાંને મટાડનાર છે. તેમાં પણ જે મોથ ઝાઝા પાણીવાળા પ્રદેશમાં ઉત્પન્ન થઈ હોય તે વખણાય છે અને તેમાં પણ નાગરમોથને મુનિઓએ ઉત્તમ કહી છે. ૮૭–૮૯

૧. मुस्यति–सम्यक् हन्ति कफपित्तास्रतृड्ज्वरार्तीन्–मुस्त सघाते–ण्वुल्–જે કફ, રક્તપિત્તનો રોગ, તરશ, તાવ વગેરેને બરાબર મટાડે છે, તેથી મુસ્તક–મોથ.

૨. मुस्यति–अच्–मुस्तम्–અર્થ ઉપર પ્રમાણે છે.

૩. वारिद–मेघ , तस्य नाम यस्य तत्–જેનાં મેઘનાં નામો છે, તે બધાં જેનાં નામો છે, તેથી વારિદનામક–પણ મોથ કહેવાય છે.

૪. कुरुन् विन्दति–विद्लृ लाभे–' अनुपसर्गाल्लिम्प० ' इति श –જે કુરુ દેશમાં ખાસ થાય છે,તેથી કુરુવિંદ–મોથ.

૫. क्रोडस्य–वराहस्य प्रिय कसेरु –जलकन्दविशेष इव–इवार्थे कन्–ભૂંડને પ્રિય જલકંદ–કસેરુ જેવી જે હોય છે–ભૂંડને જે ઘણી ગમે છે, તેથી ક્રોડકસેરુક–મોથ.

૬. भन्दते–भदि कल्याणे सुखे च ' ऋज्रेन्द्र० ' इति साधु , यद्वा भद्र करोति 'तत्करोति' ति ण्यन्तादच्–भद्र च तत् मुस्त च–જે કલ્યાણ તથા સુખ કરનાર હોય છે તેથી ભદ્રમુસ્ત–મોથ.

૭. गा–जल द्राति–गच्छति–द्रा गतौ 'आतोऽनुपसर्गे क '–पृषोदरादिः–જે પાણીમાં ઊગે છે, તેથી ગુંદ્રા–મોથ.

૮. नगरे भव नागर, नागर च तत् मुस्तक, यद्वा नागराणा प्रिय मुस्तकम्–નગરમાં થનાર અથવા નગર વાસીઓને જે પ્રિય હોય છે, તેથી નાગરમોથ

### કચૂરાનાં નામો તથા ગુણો

कर्चूरो वेधमुख्यश्च द्राविडः कल्पकः शटी ।
कर्चूरो दीपनो रुच्यः कटुकस्तिक्त एव च ॥९०॥
सुगन्धिः कटुपाकः स्यात् कुष्ठार्शोव्रणकासनुत् ।
उष्णो लघुर्हरेच्छ्वासं गुल्मवातकफक्रमीन् ॥९१॥

अन्वय –कर्चूर च वेधमुख्य द्राविड कल्पक शटी ( इति नामानि, गुणाश्च–) कर्चूर दीपन रुच्य कटुक तिक्त एव च सुगन्धि कटुपाक उष्ण लघु ( सन् ) कुष्ठार्शोव्रणकासनुत् स्यात् श्वास गुल्मवातकफक्रमीन् हरेत्॥

કર્ચૂર,[1] વેધમુખ્ય,[2] દ્રાવિડ,[3] કલ્પક[4] કે કાલ્પક અને શટી[5] કે શડી–એટલાં કચૂરાનાં સંસ્કૃત નામો છે. કચૂરો અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, તીખો, કડવો, સુગંધી અને પાકમાં તીખો, ગરમ તથા હલકો હોઈ કોઢ,

અરશ, મણુ, ઉધરસ, શ્વાસ, ગોળો, વાયુ, કફ તથા કરમિયાં કે જીવડાંને મટાડે છે. ૯૦,૯૧

૧. कर्वति–गच्छति दीपनरुच्यादिगुणविशेषान्, कर्व गतौ, कर्जति–व्यथयति वा कुष्ठादीन्, कर्ज व्यथने–खर्जादित्वात् (उणा॰ ४–९०) ऊर –पृषोदरादि –દીપન, રુચિકારક આદિ વિશેષ ગુણોને જે ધારણ કરે છે, અથવા કોઢ વગેરેને જે મટાડે છે, તેથી કર્પૂર–કપૂરો.

૨. विध्यते इति वेध –घञ्, वेधे–कुष्ठादिनाशने–मुख्य, तत स्वार्थे कन्–કોઢ વગેરેનો નાશ કરવામા જે મુખ્ય ગણાય છે, તેથી વેધમુખ્યક–કચૂરો.

૩. द्रविडे देशे जात –'तत्र जात' इत्यण्, स्वार्थे च कन्–દ્રવિડ દેશમા જે ઉત્પન્ન થાય છે, તેથી દ્રાવિડક–કચૂરો.

૪. कल्पते–समर्थो भवति श्वासादीन् रोगान् हन्तु वह्निं च दीपयितुम्, कुष्ठादिरोगनिवारण वा कर्तुम् उष्णत्वात्–कृपू सामर्थ्ये–ण्वुल्, 'कृपो रो ल' इति कल्पक, –यद्वा कल्पे–कुष्ठादिनाशकप्रयोगविधौ भव –'तत्र भव' इत्यण्, काल्प, ततः स्वार्थे च कन्–काल्पक –જે ગરમ હોવાથી શ્વાસ આદિ રોગોનો નાશ કરવા તથા અગ્નિને પ્રદીપ્ત કરવા સમર્થ છે, તેમજ કોઢ વગેરે રોગો મટાડવા જે સામર્થ્ય ધરાવે છે, તેથી કલ્પક, અથવા કોઢ વગેરેનો નાશ કરનાર પ્રયોગની વિધિમા જે ખાસ હોય છે, તેથી કાલ્પક–કચૂરો.

૫. शटति–रुजति श्वासगुल्मादीन् उष्णत्वात्–शट रुजादौ, शठ हिंसादौ वा, अच्, गौरादि –જે ગરમ હોય છે, તેથી શ્વાસ, ગોળો વગેરેનો નાશ કરે છે, તેથી શટી કે શઠી–કચૂરો.

### સુરામાંસીનાં નામો તથા ગુણો

**मुरा गन्धकुटी दैत्या सुरभिः शालपर्णिका ।**
**मुरा तिक्ता हिमा स्वाद्वी लघ्वी पित्तानिलापहा ९२**
**ज्वरासृग्भूतरक्षोघ्नी कुष्ठकासविनाशिनी ॥ ९३ ॥**

अन्वय –मुरा गन्धकुटी दैत्या सुरभि शालपर्णिका (इति नामानि, गुणाश्च–) मुरा तिक्ता हिमा स्वाद्वी लघ्वी पित्तानिलापहा ज्वरासृग्भूतरक्षोघ्नी कुष्ठकासविनाशिनी (अस्ति) ॥

મુરા,[1] ગંધકુટી,[2] દૈત્યા,[3] સુરભિ[4] અને શાલપર્ણિકા[5] એટલા સુરામાંસીનાં સંસ્કૃત નામો છે. સુરામાંસી કડવી, ટાઢી, મધુર અને હલકી હોઈ પિત્ત, વાયુ, તાવ, લોહીનાં દરદ, ભૂત, રાક્ષસ, કોઢ તથા ઉધરસને મટાડે છે. ૯૨,૯૩

૧. मुरति–वेष्टयति सुरभिगन्ध, मुर वेष्टने, 'इगुपधे'ति क–टाप्–જે સુગંધી ગંધને વીંટી વળે છે, તેથી મુરા–મુરામાંસી.

૨. गन्धस्य कुटी इव–સુગંધની જાણે કોટડી અથવા ઓરડી હોય, તેવી હોવાથી ગંધકુટી–મુરામાંસી.

૩. दितेः इयं प्रिया–'दित्यदित्य॰'ति ण्य –દિતિને જે પ્રિય હતી, તેથી દૈત્યા–મુરામાંસી

૪. सुष्ठु रभते रभ्यते वा घ्राणेन्द्रियं प्रति गन्तु गन्धेन, रभ राभस्ये–'सर्वधातुभ्य इन्' उणादि –જે ગંધદ્વારા ઘ્રાણેન્દ્રિય તરફ જવા એકદમ ઉતાવળ કરે છે, તેથી સુરભિ–મુરામાંસી.

૫. शालस्येव पर्णानि यस्या सा–જેના પાંદડાં શાલ વૃક્ષના જેવા હોય છે, તેથી શાલપર્ણિકા–મુરામાંસી

### ગંધપલાશી–કપૂરકાચલીનાં નામો

**शटी पलाशी षड्ग्रन्था सुव्रता गन्धमूलिका ।**
**गन्धारिका गन्धवधूर्वधूः पृथुपलाशिका ॥ ९४ ॥**

अन्वय –शटी पलाशी षड्ग्रन्था सुव्रता गन्धमूलिका गन्धारिका गन्धवधू वधू पृथुपलाशिका (इति नामानि)॥

શટી,[1] પલાશી,[2] ષડ્ગ્રંથા,[3] સુવ્રતા,[4] ગંધમૂલિકા,[5] ગંધારિકા,[6] ગંધવધૂ,[7] વધૂ[8] અને પૃથુપલાશિકા[9] એટલા ગંધપલાશી–કપૂરકાચલીનાં સંસ્કૃત નામો છે. ૯૪

૧. शटति–रुजति शोथकासादीन् कषायतिक्तादिगुणयुक्तत्वात्–शट रुजादौ–अच्–गौरादित्वाद् ङीप्–જે તૂરી, કડવી વગેરે ગુણોવાળી હોવાથી સોજા, ઉધરસ વગેરેને મટાડે છે, તેથી શટી–કપૂરકાચલી.

૨. पले–मासे आशा यस्या सा–गौरादि, जातित्वाद्वा ङीप्–જેને (ખાતરમા) માસની આશા રહે છે અથવા વ્રણનાશક હોવાથી જેના દ્વારા માસ માટે આશા રહે છે, તેથી પલાશી–કપૂરકાચલી.

૩. षड्–बहव ग्रन्था यस्या सा–જેને છથીયે વધારે ગાંઠો હોય છે, તેથી ષડ્ગ્રંથા–કપૂરકાચલી.

૪. सुष्ठु व्रत शोथादिदुष्टरोगनाशनरूप यस्या सा–સોજા વગેરે દુષ્ટ રોગોનો નાશ કરવારૂપ જેનું ઉત્તમ વ્રત છે, તેથી સુવ્રતા–કપૂરકાચલી

૫. गन्धयुक्तानि मूलानि यस्या सा–જેના મૂળિયાં ગંધવાળા હોય છે, તેથી ગંધમૂલિકા–કપૂરકાચલી.

૭. गन्धम् ऋच्छति–व्याप्नोति–ऋ गतौ, अण्, ङीप्, तत स्वार्थे कन्–જે ગંધને વ્યાપે છે–ગંધમય હોય છે, તેથી ગંધારિકા–કપૂરકાચલી

૮. वहति इति वधू –'वहो धश्च' इत्यूः–गन्धस्य वधू –

ગધને વહેતી હોવાથી ગધવધૂ-કપૂરકાચલી.

૯. वहति गन्ध गुणनिरह चेति वधू-પૂરંગન્ क- ગધને તથા ગુણસમુદાયને જે વરે છે, તેથી વધૂ-કપૂરકાચલી.

### ગંધપલાશી-કપૂરકાચલીના ગુણો

भवेद्गन्धपलाशी तु कषाया ग्राहिणी लघु।
तिक्ता तीक्ष्णा च कटुकानुष्णाऽऽस्यमलनाशिनी।
शोथकासव्रणश्वासशूलहिध्मग्रहापहा ॥ ९५ ॥

अन्वय -( गुणाश्च-) गन्धपलाशी तु कषाया ग्राहिणी लघु तिक्ता च तीक्ष्णा कटुका अनुष्णा (सती) आस्यमलनाशिनी शोथकासव्रणश्वासशूलहिध्मग्रहापहा भवेत्॥

ગધપલાશી તૂરી, ઝાડાને રોકનાર, હલકી, કડવી, તીક્ષ્ણ, તીખી, અને ગરમ ન હોઈને મોઢાના મેલનો નાશ કરનાર છે તેમજ સોજા, ઉધરસ, વ્રણ, શ્વાસ, શૂળ, હિધ્મ નામનો હેડકીનો રોગ તથા ગ્રહ-ભૂતાદિનો નાશ કરનાર છે. ૯૫

### બે જાતના ઘઉંલાનાં નામો

प्रियङ्गु फलिनी कान्ता लता च महिलाह्वया।
गुन्द्रा गुन्द्रफला श्यामा विष्वक्सेनाङ्गनाप्रिया ॥९६

अन्वय -प्रियङ्गु फलिनी कान्ता लता गुन्द्रा गुन्द्रफला श्यामा विष्वक्सेना अङ्गना प्रिया च महिलाह्वया (इति नामानि)॥

પ્રિયગુ,[1] ફલિની,[2] કાતા,[3] લતા,[3] ગુદ્રા,[5] ગુદ્રફલા,[6] શ્યામા,[7] વિષ્વક્સેના,[8] અગના[9] અને પ્રિયા[10] એટલા બે જાતના ઘઉલાના સસ્કૃત નામો છે, તેમજ મહિલાહ્વયા[11]-એટલે સ્ત્રીના જેટલા નામો છે તે સઘળાં ઘઉંલાના પણ નામો છે ૯૬

૧. प्रिय-गुणसमूहं ग छति प्राप्नोति-' मृगय्वादी दयश्च'-इति( उणा० १-३७) निपात -જે પ્રિય ગુણસમુદાયને પ્રાપ્ત કરે છે, તેથી પ્રિયંગુ-ઘઉલા.

૨. फलानि-वायुपित्तादिनाशनरूपाणि सन्ति अस्या 'अत इनिठनौ' इतीनि, 'ऋन्नेभ्यो ङीप्'-વાયુ, પિત્ત આદિનો નાશ કરવારૂપ જેના ખાસ ફળ છે, તેથી ફલિની-ઘઉલા

૩. कम्यत स्म-इष्यत स्म सर्वैर्जरादिनाशकत्वात्, कमु कान्तौ-णिङ्भावे क्त ( ३-२-१०२ )-मनुनासिक स्य'ति दीर्घ -તાવ વગેરેનો નાશ કરનાર હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી કાતા-ઘઉંલા

૪. लनति-आसमन्तात् हन्ति वायुपित्तादीन्-त्य आघात-सौत्र, पचाद्यच्-टाप्-વાયુ તથા પિત્ત વગેરેનો જે બરાબર નાશ કરે છે, તેથી લતા-ઘઉલા

૫. गुन्द्रयति-क्षुणत्ति गुल्मादीन्, गुन्द्रि क्षोदे-पच द्यच्, टाप्-ગોળા વગેરેનો જે નાશ કરે છે, તેથી ગુન્દ્રા-ઘઉલા

૬. गुन्द्राणि फलानि यस्या सा-જેના ફળો ગોળો વગેરેને મટાડનાર છે, તેથી ગુન્દ્રફલા-ઘઉલા

૭ श्याम वर्ण अस्ति अस्या -अर्शआद्यच्-જેનો રગ કાળો હોય છે, તેથી શ્યામા-ઘઉંલા

૮. विश्वक् सिनोति-बध्नाति-शैत्यादिगुणान् षिञ् बन्धने-' कृवृजृसि ' ( उणा. ३-१० ) इति न, गु०, टाप्-શીતળતા આદિ ગુણોને જે ચોપાસ બાધે કરે છે, તેથી વિષ્વક્સેના-ઘઉલા

૯. प्रशस्तानि अङ्गानि सन्ति अस्या -' अङ्गात् कल्याणे ' (ग. ५-२-१००) इति न, टाप्-જેના કરેલ અગો ઉત્તમ હોય છે, તેથી અગના-કાગ

૧૦. प्रीणाति सर्वान् लोकान्, प्रीञ् तर्पणे कान्तौ च-'इगुपधे'ति क-टाप् જે સર્વ લોકોને તૃપ્ત કરે છે, ખુશ કરે છે, તેથી પ્રિયા-ઘઉલા

૧૧. महिलाया आह्वयो यस्या सा- સ્ત્રીના જેટના નામો છે, તે બધા નામો ઘઉંલા પણ છે, તેથી તે મહિલાહ્વયા કહેવાય છે

### બેય જાતના ઘઉંલાના ગુણો

प्रियङ्गु शीतला तिक्ता तुवरानिलपित्तहृत्।
रक्तातियोगदौर्गन्ध्यस्वेददाहज्वरापहा ॥ ९७॥
गुल्मतृड्विषमोहघ्नी तद्वद्गन्धप्रियङ्गुका।
तत्फलं मधुरं रूक्षं कषायं शीतलं गुरु।
विबन्धाध्मानबलकृत्संग्राहि कफपित्तजित् ॥९८॥

अन्वय -( गुणाश्च- ) प्रियङ्गु शीतला तिक्ता तुवरा अनिलपित्तहृत् रक्तातियोगदौर्गन्ध्यस्वेददाहज्वरापहा गुल्म तृड्विषमोहघ्नी ( अस्ति ), तद्वत् गन्धप्रियङ्गुका (भवति), तत्फलं मधुरं रूक्षं कषायं शीतलं गुरु (सत्)विबन्धाध्मानबल कृत् संग्राहि कफपित्तजित् ( अस्ति )॥

ઘઉંલા શીતળ, કડવા અને તૂરા હોઈ વાયુ, પિત્ત, લોહીનુ અધિકપણું, દુર્ગંધપણું, પસીનો, દાહ, તાવ, ગોળો, તરશ, ઝેર તથા મોહને મટાડે છે. પ્રિયગુ નામના ઘઉલામાં જે ગુણો છે, તે જ ગધપ્રિયંગુ નામના ઘઉલામા પણ છે ઘઉંલાનું ફળ મધુર, રૂક્ષ, તૂરું, ઠંડું અને ભારે હોઈ મળબધ, આફરો તથા બળને કરનાર,

ઝાડાને રોકનાર અને કફ તથા પિત્તને મટાડનાર છે ૯૭,૯૮

### મરિયા જેવી રેણુકાના નામો

**रेणुका राजपुत्री च नन्दिनी कपिला द्विजा ।**
**भस्मगन्धा पाण्डुपत्री स्मृता कौन्ती हरेणुका ॥९९**

अन्वय–रेणुका राजपुत्री नन्दिनी कपिला द्विजा भस्मगन्धा पाण्डुपत्री कौन्ती च हरेणुका स्मृता ॥

રેણુકા,[1] રાજપુત્રી,[2] નન્દિની,[3] કપિલા,[4] દ્વિજા,[5] ભસ્મગન્ધા,[6] પાણ્ડુપત્રી,[7] કૌન્તી[8] અને હરેણુકા[9] એટલા રેણુકાના સંસ્કૃત નામો છે

૧ रेणु अस्ति अस्या–मेधादित्वात् इन्, इगुपधज्ञाप्रीकिरः कः–यद्वा रेणुरेव रेणुका–'संज्ञायाम्' इति कन्–જેના કણિયા અથવા રજકણો હોય છે તેથી અથવા કણિયારૂપ જે દાણાથી રેણુકા કહેવાય છે

૨ राज–चन्द्रस्य पुत्री इव अनुष्णत्वात्–જે ગરમ નથી તેથી રાજા–ચન્દ્રની શીતળ ગુણવાળી પુત્રી હોય તેવી છે, તેથી રાજપુત્રી–રેણુકા

૩ नन्दति–समृद्धयति गुणसमृद्ध्या टुनदि समृद्धौ–ग्रहादित्वात् णिनि–ऋन्नेभ्यो ङीप्–જે ગુણસમૃદ્ધિથી સમૃદ્ધ–ભરપૂર ભરેલી છે તેથી નન્દિની–રેણુકા

૪ कपिलं वर्ण अस्ति अस्या–अर्शआद्यच्–टाप्–જેનો રંગ પીંગળો–લાલપીળો હોય છે તેથી કપિલા–રેણુકા

૫ द्विर्जाता–जनी प्रादुर्भावे–'अन्येष्वपि०' इति ड–જે બે વાર ઉગે છે તેથી દ્વિજા–રેણુકા

૬ भस्मन गन्ध, भस्मगन्ध अस्ति अस्या–अर्शआद्यच्–टाप्–જેની ગંધ ભસ્મ જેવી હોય છે તેથી ભસ્મગન્ધા–રેણુકા

૭ पाण्डु पत्रं यस्या सा–जातित्वाद् ङीप्–જેના પાંદડા કંઈક ફીકા–ધોળાશ પડતા હોય છે તેથી પાણ્ડુપત્રી–રેણુકા

૮ कुन्तिषु देशेषु भवा–'तत्र भव' इत्यण् अण्णन्तत्वाद् ङीप्–કુન્તિ નામના દેશમાં જે થાય છે તેથી કૌન્તી–રેણુકા

૯ हरति–कफवातादीन् रोगान्–हृञ् हरणे 'कृहृभ्यामेणु'–(उणा० २–१) इति एणु ततः स्वार्थे कन् टाप्–જે કફ તથા વાયુ વગેરેના રોગોને દૂર કરે છે, તેથી હરેણુકા–રેણુકા

### રેણુકાના ગુણો

**रेणुका कटुका पाके तिक्तानुष्णा कटुर्लघुः ।**
**पित्तला दीपनी मेध्या पाचनी गर्भपातिनी ।**
**बलासवातवैक्लव्यतृट्कण्डूविषदाहनुत् ॥ १०० ॥**

अन्वय–(गुणाश्च) रेणुका कटुका पाके तिक्ता अनुष्णा कटु लघु पित्तला दीपनी मेध्या पाचनी गर्भपातिनी बलासवातवैक्लव्यतृट्कण्डूविषदाहनुत् (अस्ति) ॥

રેણુકા તીખી, પાકમાં કડવી, ગરમ નથી, હલકી, પિત્ત કરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, બુદ્ધિને હિતકારી પાચન, ગર્ભને પાડનાર અને કફ, વાયુ, વિહ્વળપણું, તરશ, ચળ, ઝેર તથા દાહને મટાડનાર છે ૧૦૦

### તગરની ગાંઠના નામો

**ग्रन्थिपर्णं ग्रन्थिकं च काकपुच्छं च गुच्छकम् ।**
**नीलपुष्पं सुगन्धं च कथितं तैलपर्णकम् ॥ १०१ ॥**

अन्वय–ग्रन्थिपर्णं ग्रन्थिकं च काकपुच्छं च गुच्छकं नीलपुष्पं सुगन्धं च तैलपर्णकं कथितम् ॥

ગ્રન્થિપર્ણ,[1] ગ્રન્થિક,[2] કાકપુચ્છ,[3] ગુચ્છક,[4] નીલપુષ્પ,[5] સુગન્ધ[6] અને તૈલપર્ણક એટલા તગરની ગાંઠના સંસ્કૃત નામો છે ૧૦૧

૧ ग्रन्थयो ग्रन्थय इव ग्रन्थियुक्तानि वा पर्णानि यस्य तत्–જેની ગાંઠમાં પાંદડા હોય છે અથવા જેના પાંદડા ગાંઠ જેવા હોય છે અથવા જેના પાંદડા ગાંઠવાળા હોય છે, તેથી ગ્રન્થિપર્ણ–તગરની ગાંઠ

૨ ग्रन्थिरिव कायति–कै शब्दे–'आतोऽनुपसर्गे कः' इति कः, यद्वा ग्रन्थयः सन्ति–अस्य व्रीह्यादित्वात् ठन्–જે ગાંઠ જેવું લાગે છે અથવા જેને ગાંઠો હોય છે તેથી ગ્રન્થિક–તગરની ગાંઠ

૩ काकस्य पुच्छमिव, यद्वा काकस्येव पुच्छं यस्य तत्–કાગડાનું જાણે પૂછડું હોય અથવા કાગડા જેવું જેને પૂછડું હોય છે તેથી કાકપુચ્છ–તગરની ગાંઠ

૪ गूयते इति गुत्–गुङ् शब्दे सम्पदादित्वात् क्विप्, गुत–शब्दं छ्यति–छिनत्ति, छो छेदने–'आतोऽनुपसर्गे कः' ततः स्वार्थे कन्–જે અવાજનો નાશ કરે છે જેમાં કોઈ અવાજ હોતો નથી તેથી ગુચ્છક–તગરની ગાંઠ

૫ नीलं पुष्पं यस्य तत्–જેનું પુષ્પ નીલ હોય છે તેથી નીલપુષ્પ–તગરની ગાંઠ

૬ सुष्ठु गन्धो यस्य तत्–જેની ગંધ સારી હોય છે તેથી સુગન્ધ તગરની ગાંઠ

૭ तैलयुक्तमिव पर्णं यस्य तत्–જેનું પાંદડું જાણે તેલવાળું હોય તેવું ચીકણું ને ચળકતું હોય છે તેથી તૈલપર્ણક–તગરની ગાંઠ

### તગરની ગાંઠના ગુણો

**ग्रन्थिपर्णं तिक्ततीक्ष्णं कटूष्णं दीपनं लघु ।**
**कफवातविषश्वासकण्डूदौर्गन्ध्यनाशनम् ॥ १०२ ॥**

अन्वय –(गुणाश्च–) ग्रन्थिपर्णं तिक्तं तीक्ष्णं कटु उष्णं दीपनं लघु (सत्) कफवातविषश्वासकण्डूदौर्गन्ध्यनाशनम् (अस्ति) ॥

તગરની ગાંઠ કડવી, તીક્ષ્ણ, તીખી, ગરમ, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી હોઈ કફ, વાયુ, ઝેર, શ્વાસ, ચળ અને દુર્ગંધપણાનો નાશ કરનાર છે ૧૦૨

## ભરૂઠ અથવા એક જાતની તગરની ગાંઠના નામો તથા ગુણો

स्थौणेयकं बर्हिबर्हं शुकबर्हं च कुक्कुरम् ।
शीर्णरोमशुकं चापि शुकपुष्पं शुकच्छदम् ॥१०३॥
स्थौणेयकं कटु स्वादु तिक्तं स्निग्धं त्रिदोषनुत् ।
मेधाशुक्रकरं रुच्यं रक्षोघ्नं ज्वरजन्तुजित् ।
हन्ति कुष्ठास्रतृड्दाहदौर्गन्ध्यतिलकालकान् ॥१०४

अन्वय –स्थौणेयकं बर्हिबर्हं शुकबर्हं च कुक्कुरं शीर्णरोमशुकं अपि च शुकपुष्पं शुकच्छदम् (इति नामानि, गुणाश्च–) स्थौणेयकं कटु स्वादु तिक्तं स्निग्धं त्रिदोषनुत् मेधाशुक्रकरं रुच्यं रक्षोघ्नं ज्वरजन्तुजित् (सत्) कुष्ठास्रतृड्दाहदौर्गन्ध्यतिलकालकान् हन्ति ॥

સ્થૌણેયક,[1] બર્હિબર્હ,[2] શુકબર્હ,[3] કુક્કુર,[4] શીર્ણરોમશુક,[5] શુકપુષ્પ[6] અને શુકચ્છદ એટલા ભરૂઠના સંસ્કૃત નામો છે (આ ભરૂઠ મારવાડમાં પ્રસિદ્ધ છે.) ભરૂઠ તીખુ, મધુર, સ્નિગ્ધ, ત્રણે દોષને મટાડનાર, બુદ્ધિ આપનાર, વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર, રાક્ષસ–ભૂતને હણનાર અને તાવ, જીવડા, કોઢ, લોહીના દરદ, તરશ, દાહ, દુર્ગંધપણુ અને તિલકાલક નામના ક્ષુદ્ર રોગને મટાડનાર છે

૧ स्थूणाया अरत्यमिव–तत्समीपे जायमानत्वात्, 'स्त्राभ्यो ढक्' ततः स्वार्थे कन्–જાણે થાંભલીનું મકાન હોય, તેમ તેની પાસે ઉત્પન્ન થાય છે, તેથી સ્થૌણેયક–ભરૂઠ

૨ बर्हिणो बर्हमिव बर्हं–मूलं यस्य तत् तत्सादृश्यात्–મોરપક્ષીનું જાણે પીછુ હોય તેના મૂળિયાવાળુ હોવાથી બર્હિબર્હ–ભરૂઠ

૩ शुकस्येव बर्हाणि–पर्णानि यस्य तत्–પોપટના પીંછા જેના જેને પાન હોય છે, તેથી શુકબર્હ–ભરૂઠ

૪ कुक्कुरसदृशः गन्धः अस्य अस्ति–कुक्कुरशब्दस्तद्गन्धेऽत्र लाक्षणिकः–જેની ગંધ નાના કુરકુરિયા–કૂતરા જેવી હોય છે, તેથી કુક્કુર–ભરૂઠ

૫ शीर्णानि रोमाणि यस्य स शीर्णरोमा, स चासौ शुक इव–જેની રુંવાટી ખરી પડી ગયા એવો જાણે પોપટ હોય તેવુ લાગે છે, તેથી શીર્ણરોમશુક એવુ ભરૂઠ નામ પણ છે

૬ शुकप्रियं शुकवर्णं वा पुष्पं यस्य–જેનુ ફૂલ પોપટને પ્રિય અથવા પોપટ જેવા રંગવાળુ હોવાથી શુકપુષ્પ–ભરૂઠ

૭ शुकस्य च्छद इव च्छदः–पर्णं यस्य तत्–પોપટના પીંછા જેવું જેનુ પાન હોય છે, તેથી શુકચ્છદ–ભ.

## ભટેઉર અથવા એક જાતનાં ગ્રંથિપર્ણના નામો તથા ગુણો

निशाचरो धनहरः कितवो गणहासकः ।
रोचको मधुरस्तिक्तः कटु पाके कटुर्लघु ॥१०५॥
तीक्ष्णो हृद्यो हिमो हन्ति कुष्ठकण्डूकफानिलान् ।
रक्षोऽलक्ष्मीस्वेदमेदोऽसृग्ज्वरगन्धविषव्रणान् ॥१०६

अन्वय –निशाचरः धनहरः कितवः गणहासकः (इति नामानि गुणाश्च–) रोचकः मधुरः तिक्तः कटुः पाके कटुः लघुः तीक्ष्णः हृद्यः हिमः (सन्) कुष्ठकण्डूकफानिलान् रक्षोऽलक्ष्मीस्वेदमेदोऽसृग्ज्वरगन्धविषव्रणान् हन्ति ॥

નિશાચર,[1] ધનહર,[2] કિતવ[3] અને ગણહાસક[4] એટલા ભટેઉરના સંસ્કૃત નામો છે ભટેઉર રુચિ ઉપજાવનાર, મધુર, કડવુ, તીખુ, પાકમા પણ તીખુ, હલકુ, તીક્ષ્ણ, મનને ગમે એવુ અને ટાઢુ હોઈ કોઢ, ચળ કફ, વાયુ, રાક્ષસાદિ, અલક્ષ્મી, પસીનો, મેદ, લોહીના દરદ, તાવ, દુર્ગંધ, ઝેર તથા વ્રણને મટાડે છે

૧ निशायां चरति रक्षोघ्नत्वात् चरेट–રાક્ષસોનો નાશ કરનાર હોવાથી રાત્રે ખાસ વપરાય છે તેથી નિશાચર–ભટેઉર

૨ धनं हरति रोचकमधुरत्वादिगुणैः 'हरतेरनुद्यमनेऽच्'–રુચિ ઉપજાવનાર તથા મધુરતા આદિ ગુણે ને લીધે ધન હરનાર હોવાથી ધનહર–ભટેઉર

૩ कितं ज्ञानं वाति–प्राप्नोति, कि ज्ञाने–भावे क वा गतिगन्धनयोः–'आतोऽनुपसर्गे कः'–જે જ્ઞાન વડે પ્રાપ્ત થાય છે, તેથી કિતવ–ભટેઉર

૪ कुष्ठादिरोगिणां गणं हासयति–तन्निवारकत्वेन–કોઢિયા વગેરે રોગીઓના સમુદાયને તેમના રોગ મટાડી જે હસાવે છે–આનંદી કરે છે, તેથી ગણહાસક–ભટેઉર

## તાલીસપત્રનાં નામો તથા ગુણો

तालीसमुक्तं पत्राढ्यं धात्रीपत्रं च तत्स्मृतम् ।
तालीसं लघु तीक्ष्णोष्णं श्वासकासकफानिलान् ।
निहन्त्यरुचिगुल्मामवह्निमान्द्यक्षयामयान् ॥१०७॥

अन्वय–तालीस पत्राढ्यम् उक्तम्, तत् च धात्रीपत्र स्मृतम्। तालीस लघु तीक्ष्णोष्ण (सत्) श्वासकासकफानिलान् अरुचिगुल्मामवह्निमान्द्यक्षयामयान् निहन्ति ॥

તાલીસ,[1] પત્રાઢ્ય[2] અને ધાત્રીપત્ર[3] એટલા તાલીસપત્રનાં સંસ્કૃત નામો છે. તાલીસપત્ર હલકું, તીક્ષ્ણ અને ગરમ હોઈ શ્વાસ, ઉધરસ, કફ, વાયુ, અરુચિ, ગોળો, અપકવરસ, અગ્નિનું મંદપણું તથા ક્ષયને મટાડે છે. ૧૦૭

૧. ताली इव रोगान् स्यति–नाशयति, षोऽन्तकर्मणि–'आतोऽनुपसर्गे कः'–જે તાડીની પેઠે રોગોનો નાશ કરે છે, તેથી તાલીસ–તાલીસપત્ર.

૨. पत्रेण आढ्य–જેમાં પાદડાં ખૂબ હોય છે, અથવા જેનું નામ પત્રશબ્દથી યુક્ત હોય છે, તેથી પત્રાઢ્ય–તાલીસપત્ર

૩. धात्र्या इव पत्रम् अस्य–જેનાં પાદડાં આમળાંના ઝાડનાં પાદડાં જેવાં હોય છે, તેથી ધાત્રીપત્ર–તાલીસપત્ર.

## કંકોલનાં નામો તથા ગુણો

**कक्कोलं कोलकं प्रोक्तं तथा कोषफलं स्मृतम्।**
**कक्कोलं लघु तीक्ष्णोष्णं तिक्तं हृद्यं रुचिप्रदम्।**
**आस्यदौर्गन्ध्यहृद्रोगकफवातामयान्ध्यहृत् ॥ १०८**

अन्वय–कक्कोलं कोलकं प्रोक्तं, तथा कोषफलं स्मृतम्, कक्कोलं लघु तीक्ष्णोष्णं तिक्तं हृद्यं रुचिप्रदम् आस्यदौर्गन्ध्यहृद्रोगकफवातामयान्ध्यहृत् (अस्ति) ॥ १०८

કક્કોલ,[1] કોલક[2] અને કોષફલ[3] એટલા કંકોલના સંસ્કૃત નામો છે. કંકોલ હલકું, તીક્ષ્ણ, ગરમ, કડવું, હૃદયને ગમે એવું અને રુચિ આપનાર હોઈ મુખનું દુર્ગંધપણું, હૃદયના રોગ, કફ, વાયુ તથા આંધળાપણું મટાડનાર છે. ૧૦૮

૧. ककन्ते–लोलुपता गच्छन्ति जना अत्र–सपदादित्विप्, कोलति–सम्यायति गुणनिवहम्, कुल सस्त्याने–ज्वलादित्वात् ण, तत कक् च तत् कोल च कक्कोलम्–જેમાં ગુણોને લીધે માણસો લાલચુ થાય છે, અને જે ગુણસમુદાયના સમૂહરૂપ હોય છે, તેથી કક્કોલ–કંકોલ.

૨. कोलमेव कोलकम्–જે ગુણસમુદાયના ઢગલારૂપ છે, તેથી કોલક–કંકોલ.

૩. कोषे फलं यस्य तत्–જેનું ફળ દોડામાં હોય છે, તેથી કોષફલ–કંકોલ

## ગંધકોકિલા અને ગંધમાલતીનાં નામો તથા ગુણો

**स्निग्धोष्णा कफहृत्तिक्ता सुगन्धा गन्धकोकिला।**
**गन्धकोकिलया तुल्या विज्ञेया गन्धमालती ॥१०९**

अन्वय–गन्धकोकिला स्निग्धा उष्णा कफहृत् तिक्ता सुगन्धा (अस्ति तथैव), गन्धमालती गन्धकोकिलया तुल्या विज्ञेया ॥

ગંધકોકિલા[1] સ્નિગ્ધ, ગરમ, કફને હરનાર અને સુગંધી છે, તેમજ ગંધમાલતી[2] પણ ગંધકોકિલા જેવી જ જાણવી. ૧૦૯

૧. गन्धप्रधाना कोकिला इव कृष्णवर्णवत्त्वात्–જેમાં ગંધ મુખ્ય હોય છે, અને કાળો રંગ હોવાથી જાણે કોયલ હોય તેવી હોય છે, તેથી ગંધકોકિલા

૨. गन्धेन मालती इव–ગંધને લીધે જાણે માલતી અથવા જાઈ હોય તેવી હોય છે, તેથી ગંધમાલતી.

## લામજ્જકનાં નામો

**लामज्जकं सुनालं स्यादमृणालं लयं लघु।**
**इष्टकापथकं सेव्यं नलदं चावदाहकम् ॥ ११० ॥**

अन्वय–लामज्जकं सुनालं अमृणालं लयं लघु इष्टकापथकं सेव्यं नलदं च अवदाहकं स्यात् ॥

લામજ્જક,[1] સુનાલ,[2] અમૃણાલ,[3] લય,[4] લઘુ,[5] ઇષ્ટકાપથક,[6] સેવ્ય,[7] નલદ[8] અને અવદાહક[9] એટલા લામજ્જકના સંસ્કૃત નામો છે.

૧. लाति–आददाति दोषान् इति ला–अच्, क्विप् वा, ला मज्जारूप सारो यस्य तत्–कप्–દોષોને ગ્રહણ કરનાર અથવા કાબૂમાં રાખનારો મજ્જારૂપી સાર જેનો હોય છે, તે લામજ્જક–વીરણમૂળ, જેને ખસ કહે છે–એટલે સુગંધીવાળો જેવું જ એક જાતનું ઘાસ હોય છે.

૨ सुष्ठु नालं यस्य तत्–જેનું નાળ સુંદર હોય છે, તેથી સુનાલ–લામજ્જક

૩ मृणालम् इव–सादृश्येऽत्र नञ्–જાણે કમળનો દાંડો હોય તેવું હોય છે, તેથી અમૃણાલ–લામજ્જક

૪. लीयते–श्लिष्यति भूमिं, लीङ् श्लेषणे–अच्–જે જમીન પર ખૂબ જામેલું–વળગેલું હોય છે, તેથી લય–લામજ્જક

૫. लङ्घते दोषत्रय, लङ्घ्यते वा सर्वैर्भूमिस्थत्वात्, लघि गतौ 'लङ्घिबंह्योर्नलोपश्च' इत्यु (उणा १–२९) જે ત્રણે દોષને મટાડે છે અથવા જમીન પર પથરાતું હોવાથી બધા જેને ઓળંગે છે, તેથી લઘુ–લામજ્જક.

૬. इष्टायामपि पन्था यस्य तत्, यद्वा इष्टा इव इष्टः पन्था यस्य तत्, अथवा इष्ट पापस्य अपानवायुर्यस्य तत्-इष्ट् જેનો માર્ગ ઈંટમાં પણ થાય છે. ઈંટ ઉપર પણ જે ઊગી નીકળે છે અથવા જેનો માર્ગ ઈંટ જેવો મજબૂત હોય છે અથવા અપાનવાયુ જેને ઈષ્ટ હોય છે-એટલે જેને સેવવાથી અપાનવાયુની સારી છૂટ થાય છે, તેથી ઈષ્ટકાપથક-લામજ્જક.

૭. सेवितु योग्य सौम्यदोषप्रशमनात्-જે ત્રણે દોષોનો નાશ કરનાર હોવાથી દરેકથી સેવી શકાય છે, તેથી સેવ્ય-લામજ્જક.

૮. नल गन्ध ददाति इयत वा-नलम् दानं, इष्ट् पानं वा, 'आतोऽनुपसर्गे कः'-જે ગંધને આપે છે અથવા પામે છે-ગ્રહણ કરે છે, તેથી નલદ-લામજ્જક.

૯. अवदीयते दाह अस्मात्, यद्वा अवदीयते खण्ड्यते दाह अनेन शीतलत्वात्-જે શીતળ હોવાથી મગાવ અથવા દાહનો નાશ કરે છે અથવા શીતળ હોવાથી જેના વડે દાહ શાંત કરાય છે, તેથી અવદાહક-લામજ્જક.

### લામજ્જકના ગુણો

लामज्जकं हिमं तिक्तं लघु दोषत्रयास्रजित् ।
त्वगामयस्वेदकृच्छ्रदाहपित्तास्ररोगनुत् ॥ १११ ॥

अन्वय—लामज्जकं हिमं तिक्तं लघु (सत्) दोषत्रयास्रजित् त्वगामयस्वेदकृच्छ्रदाहपित्तास्ररोगनुत् ॥

લામજ્જક ટાઢું, કડવું અને હલકું હોઈ ત્રણે દોષ, લોહીનો બગાડ, ચામડીના રોગ, પસીનો, મૂત્રકૃચ્છ્ર, દાહ તથા રક્તપિત્ત રોગને મટાડનાર છે. ૧૧૧

### ચણકબાબનાં નામો

एलवालुकमैलेयं सुगन्धि हरिवालुकम् ।
एलावालुकमेलालु कपित्थं पत्रमीरितम् ॥ ११२ ॥

अन्वय—एलवालुकम् ऐलेयं सुगन्धि हरिवालुकम् एलावालुकम् एलालु कपित्थं पत्रम् ईरितम् ॥

એલવાલુક,[1] ઐલેય,[2] સુગંધિ,[3] હરિવાલુક,[4] એલાવાલુક,[5] એલાલુ,[6] કપિત્થ[7] અને પત્ર[8] એટલાં ચણકબાબનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૧૧૨

૧. एलयति-प्रेरयति जाठर वह्निम्, इल प्रेरणे-पचाद्यच्-टाप्, एला इव वलति-प्राणयति पित्तादिनाशकत्वात्-वल प्राणने, बाहुलकादुण्, स्वार्थे कन्, 'ङ्यापोरि'ति वा ह्रस्वः-જે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી એલવાલુક; ને એલચીની પેઠે જે પિત્તાદિ-ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી એલવાલુક-ચણકબાબ.

૨. इलाया अपत्यम्-'स्त्रीभ्यो ढक्'-પૃથ્વીનું જે સંતાન ગણાય છે, તેથી ઐલેય-ચણકબાબ.

૩. सुष्ठु गन्धो यस्य तत्-જેની ગંધ સારી હોય છે, તેથી સુગંધિ-ચણકબાબ.

૪. हरिद्वर्णं वालुकम्-छायापित्तादि-લીલા અથવા ભૂરો રંગ ધરાવે છે તથા હૃદયને બળ આપે છે તેથી હરિવાલુક-ચણકબાબ.

૫. પહેલું નામ તે જ પાંચમું છે.

૬. एलवालु एव एलालु-पृषोदरादित्व वर्णलोप 'वा'लोप-એલાવાલુ ઉપરથી એલાલુ કહેવાય છે; આ છઠ્ઠું નામ અર્થમાં ખાસ વિશેષતા જણાવતું નથી.

૭. कपयः तिष्ठन्ति अत्र-पृषोदरादि-જેના પર વાંદરાઓ ખાસ બેસે છે. તેથી કપિત્થ-ચણકબાબ.

૮. पुनाति अनेन रुधिरम्, पूञ् पवने 'त्रल्'-જેનાથી લોહી સાફ થાય છે-લોહીવિકાર મટે છે, તેથી પત્ર-ચણકબાબ.

### ચણકબાબના ગુણો

एल्वालु कटुकं पाके कषायं शीतलं लघु ।
हन्ति कण्डूव्रणच्छर्दितृट्कासारुचिहृद्रुजः ।
बलासविषपित्तास्रकुष्ठमूत्रगदकृमीन् ॥ ११३ ॥

अन्वय—एल्वालु कटुकं पाके कषायं शीतलं लघु (सत्) कण्डूव्रणच्छर्दितृट्कासारुचिहृद्रुजः बलासविषपित्तास्रकुष्ठमूत्रगदकृमीन् हन्ति ॥

ચણકબાબ તીખા, પાકમાં તૂરા, ટાઢા અને હલકા હોઈ ચળ, વ્રણ, ઊલટી, તરશ, ઉધરસ, અરુચિ, હૃદયના રોગ, કફ, ઝેર, રક્તપિત્તનો રોગ, કોઢ, મૂત્રકૃચ્છ્ર તથા કૃમિનો નાશ કરે છે. ૧૧૩

### કેવડીમોથનાં નામો

कुटन्नटं दासपुरं वानेयं परिपेलवम् ।
प्लवगोपुरगोनर्दकैवर्तीमुस्तकानि च ॥ ११४ ॥
मुस्तावत्पेलवपुटं शुकाह्वं स्याद्वितुन्नकम् ।

अन्वय—कुटन्नटं दासपुरं वानेयं परिपेलवं च प्लवगोपुरगोनर्दकैवर्तीमुस्तकानि मुस्तावत् पेलवपुटं शुकाह्वं वितुन्नकं स्यात् । (इति नामानि) ॥

કુટન્નટ,[1] દાસપુર,[2] વાનેય,[3] પરિપેલવ,[4] પ્લવ,[5] ગોપુર,[6] ગોનર્દ,[7] કૈવર્તીમુસ્તક,[8] મુસ્તાવત્ પેલવપુટ,[9] શુકાહ્વ[10] ને વિતુન્નક[11] એટલાં કેવડીમોથનાં સંસ્કૃત નામો છે. ૧૧૪

૧. કુટતિ इति कुटन्–कुट कौटिल्ये, शत्रन्त, कुटन्-वनमभवत् नटति, पचाद्यच्–જે વાંકી થઈ ને નાચે છે, તેથી કુટન્નટ–કેવડીમોથ

૨. दासा(शा)न्–कैवर्तान् पिपर्ति–पालयति–पूरयति वा, तदाहारत्वात्, पृ पालनपूरणयो, मूलविभुजादित्वात् क –જે મચ્છીમારોનો આહાર હોવાથી તેમનુ પાલનપોષણ કરે છે, તેથી દાસ(શ)પુર–કેવડીમોથ.

૩. वने–जले भवं–नद्यादित्वात् ढक्–પાણીમા જે થાય છે, તેથી વાનેય–કેવડીમોથ

૪. परित पेलव कोमल–परिपेलवम्–आदित्वात् – જે ચોપાસ કોમળ હોય છે, તેથી પરિપેલવ–કેવડીમોથ.

૫. प्लवत जलस्योपरि–प्लुङ् गतौ, अच्–જે પાણી ઉપર તર છે–પથરાય છે, તેથી પ્લવ–કેવડીમોથ

૬. गा–जल पिपर्ति–पालयति–पृ पालने, पूर्ववत् क– यद्वा गौ जल पुरमस्य निवासत्वात्–જે પાણીને સાચવે છે અથવા પાણી જેનુ રહેઠાણ હોવાથી જેને શહેર જેવુ છે, તેથી ગોપુર–કેવડીમોથ

૭. गा–जल नन्दयति–नद समृद्धौ–कर्मण्यण्–પાણીને જે ગજાવે છ–આનદ કરાવે છે, તેથી ગોનર્દ–કેવડીમોથ

૮. कवर्ताना जाति कैवर्ती, मुस्तयति सघातयति–मुस्त्–कैवर्त्या मुस्तकम्–મચ્છીમારોની આખી જાતને માટે તેમનો આહાર હોવાથી એકઠી કરાવનાર અથવા મચ્છીમારોની જે મોથ ગણાય છે, તેથી કૈવર્તીમુસ્તક–કેવડીમોથ.

૯ मुस्ता इव इति मुस्तावत्–पेलव–कोमल पुट यस्य तत्–જેનુ પડ મોથના જેવુ કોમળ હોય છે, તેથી મુસ્તાવત્પેલવપુટ–કેવડીમોથ

૧૦. शुकस्य आख्या यस्य तत् शुकाह्व यद्वा शुक इव आभाति यद्वा शुक्रमिव आभाति–आपूर्वकाद् भा दीप्तौ– अन्यत्रापि॰ इति ड –જે પોપટના નામે કહેવાય છે, તેથી શુકાહ્વ, અથવા જે પોપટ જેવી જણાય છે તેથી શુકાભ, અથવા જે વીર્ય જેવી જણાય છે, તેથી શુક્રાભ–કેવડીમોથ (અહી મદનપાલ નિઘંટુમા શુકાહ્વ મળે છે અને ભાવપ્રકાશ નિઘંટુમા જુદા જુદા પુસ્તકોમા 'શુકાભ' તથા 'શુક્રાભ' એમ બે પાઠ મળે છે)

૧૧. विशेषेण तुदत स्म–व्यथत स्म कर्तरि –तुद व्यथने, कर्मणि क्त –જેને (મચ્છીમારો) ઘણી જ વ્યથા કરે છે, ઉખાડી કાઢે છે, કેમકે તેઓનો તે આહાર હોય છે, તેથી વિતુન્નક–કેવડીમોથ.

## કેવડીમોથના ગુણો

वितुन्नकं हिमं तिक्तं कषायं कटु कान्तिदम्।
कफपित्तास्रवीसर्पकुष्ठकण्डूविषप्रणुत् ॥ ११५ ॥

अन्वय –वितुन्नक हिम तिक्त कषाय कटु कान्तिद कफपित्तास्रवीसर्पकुष्ठकण्डूविषप्रणुत् (अस्ति) ॥

કેવડીમોથ ટાઢી, કડવી, તૂરી, તીખી અને કાંતિ આપનાર હોઈ કફ, રક્તપિત્તનો રોગ, રતવા, કોઢ, ચળ તથા ઝેરને મટાડનાર છે. ૧૧૫

## સ્પૃક્કા–કપૂરીમધુરીનાં નામો

स्पृक्कासृक् ब्राह्मणी देवी मरुन्माला लता लघुः।
समुद्रान्ता वधूः कोटिवर्षा लङ्कोपिकेत्यपि ॥११६॥

अन्वय –स्पृक्का असृक् ब्राह्मणी देवी मरुन्माला लता लघु समुद्रान्ता वधू कोटिवर्षा लङ्कोपिका इत्यपि (सा कथ्यते) ॥

સ્પૃક્કા,[1] અસૃક્,[2] બ્રાહ્મણી,[3] દેવી,[4] મરુન્માલા,[5] લતા,[6] લઘુ,[7] સમુદ્રાન્તા,[8] વધૂ[9] કોટિવર્ષા[10] અને લકોપિકા[11] એટલા કપૂરી મધુરીના સંસ્કૃત નામો છે. ૧૧૬

૧ स्पृश्यत सर्वैः कुष्ठादिरोगार्तैरिति सर्वदोषहरत्वात्, स्पृश सर्शे–बाहुलकात्, कक् प्रत्यय, पृषोदरादित्वात् सलोपे पृक्का इत्यपि–જે સર્વ રોગોને દૂર કરનાર હોવાથી કોઢ વગેરે સર્વ રોગવાળાઓ, જેનો સ્પર્શ અથવા ઉપયોગ કરે છે, તેથી સ્પૃક્કા અથવા પૃક્કા પણ કહેવાય છે, આ સ્પૃક્કા 'કપૂરીમધુરી' નામનુ એક જાતનુ શાક છે

૨ अस्यन्त–क्षिप्यन्त निखिला दोषा अनया–असु क्षेपणे–बाहुलकाद् ऋज् प्रत्यय –उणा॰–જે બધા દોષોને દૂર કરે છે તેથી અસૃક્–સ્પૃક્કા–કપૂરીમધુરી

૩. ब्राह्मण इव सर्वदोषहरत्वात् इदमर्थे अण्–अण्णन्तत्वाच्च ङीप्–જે સઘળા રોગોને દૂર કરનાર હોવાથી બ્રહ્મ અથવા બ્રહ્માના સબધવાળી છે, તેથી બ્રાહ્મણી–કપૂરીમધુરી

૪ दीव्यति–क्रीडति माधुर्यादिगुणै, दिवु क्रीडादौ– अच्–गौरादित्वात् ङीष्–જે મધુરતા આદિ ગુણો સાથે રમનારી–તે તે ગુણોથી યુક્ત છે માટે દેવી–કપૂરી મધુરી.

૫ मरुद्भि–देवैरपि मन्यत धार्यत सर्वदोषहरत्वात्, मल धारणे–घञ् यप्–જે સર્વ દોષોને દૂર કરતી હોવાથી દેવો પણ જેને ધારણ કરે છે, તેથી મરુન્માલા–કપૂરીમધુરી

૬. લતતિ-આહન્તિ બહૂન્ કુષ્ઠાદિરોગાન્ સર્વાન્ દોષાંશ્ચ, લત આઘાતે-અચ્-ટાપ્-જે કોઢ વગેરે ઘણા રોગોને તથા બધા દોષોને હણે છે, તેથી લતા-કપૂરીમધુરી.

૭ લઙ્ઘતે રુધિરવિકાર, લઘિ ગતૌ-'લઙ્ઘિબંહ્યોર્નলোপশ্চ' ઇત્યૌણાદિક ઉ.-જે લોહીવિકારને પણ મટાડે છે, તેથી લઘુ-કપૂરીમધુરી.

૮. સમુદ્ર અન્ત. અસ્યાઃ, લઙ્કાદ્વીપે જાયમાનત્વાત્-જે લંકાબેટ પર થાય છે, તેથી સમુદ્રનો કિનારો જેનો અંત અથવા સમીપવર્તી છે, તેથી સમુદ્રાન્તા-કપૂરીમધુરી.

૯. वहति माधुर्यवृष्यत्वादिगुणान्, वह प्रापणे-'वहो धश्च' इत्यू-ઉણાદિ-જે મધુરતા. વીર્યવર્ધકતા આદિ ગુણોને વહે છે-ધારણ કરે છે, તેથી વધૂ-કપૂરીમધુરી.

૧૦. कोटिभिर्मधैर्वमति मधु, वृषु सेवने-अच्-टाप्-જે કરોડો ઉપરાંત વર્ષોએ મધ ઝરે છે, તેથી કોટિવર્ષા-કપૂરીમધુરી.

૧૧. लङ्कायामुप्यत-डुवप् बीजसन्ताने-ण्वुल्-उणादि 'वचिस्वपी'ति सम्प्रसारणम्, टाप्, 'प्रत्ययस्थात् कात्'-इत्त्वम्-જે લંકામાં વવાય છે, તેથી લંકોપિકા-કપૂરીમધુરી.

**સ્પૃક્કા-કપૂરીમધુરીના ગુણો**

**स्पृक्का स्वाद्वी हिमा वृष्या तिक्ता निखिलदोषनुत् ।**
**कुष्ठकण्डूविषस्वेददाहाश्रीज्वररक्तहृत् ॥ ११७ ॥**

अन्वय-स्पृक्का स्वाद्वी हिमा वृष्या तिक्ता निखिलदोषनुत्, कुष्ठकण्डूविषस्वेददाहाश्रीज्वररक्तहृत् (अस्ति) ॥

કપૂરીમધુરી મધુર, ટાઢી, વીર્યને વધારનાર અને તીખી હોઈ સઘળા દોષ, કોઢ, ચળ, ઝેર, પસીનો, દાહ, અલક્ષ્મી, તાવ તથા લોહીનો બગાડ મટાડનાર છે. ૧૧૭

**પર્પટી અથવા પદ્માવતીનાં નામો**

**पर्पटी रञ्जना कृष्णा जतूका जननी जनी ।**
**जतुकृष्णाग्निसंस्पर्शा जतुकृच्चक्रवर्तिनी ॥ ११८ ॥**

अन्वय-पर्पटी रञ्जना कृष्णा जतूका जननी जनी जतुकृष्णा अग्निसंस्पर्शा जतुकृत् चक्रवर्तिनी (इति नामानि) ॥

પર્પટી,[૧] રંજના,[૨] કૃષ્ણા,[૩] જતૂકા,[૪] જનની,[૫] જની,[૬] જતુકૃષ્ણા,[૭] અગ્નિસંસ્પર્શા,[૮] જતુકૃત[૯] અને ચક્રવર્તિની[૧૦] એટલાં પર્પટીનાં સંસ્કૃત નામો છે. ૧૧૮

૧. पर्पति-गच्छति तुवरतिक्तत्वादिगुणान्, पर्प गतौ-औणादिक अटन् प्रत्यय, गौरादित्वाद् ङीष्-જે તૂરાશ, કડવાશ વગેરે ગુણોને ધારણ કરે છે, તેથી પર્પટી-પદ્માવતી.

૨. रज्यते अनया शरीर वर्णकृत्त्वात्-'करण०' इति ल्युट्, टित्त्वप्रयुक्तो ङीप् छविश्च भवति-वक्ष्यमाणेत्यादिवत्-જે શરીરનો વર્ણ બદલી રંગી નાખે છે, તેથી રંજના-પદ્માવતી.

૩. कृष्णः वर्णः अस्ति अस्याः-अर्शआद्यच्, टाप्, कृष्णा करोति विषव्रणादीन्-कृष विलेखने-बाहुलकात् नक्, टाप्-જેનો રંગ કાળો હોય છે અથવા ઝેર તથા ઘઠ વગેરેને જે દૂર કરે છે, તેથી કૃષ્ણા-પદ્માવતી.

૪. जायते वृक्षकण्डकादिनाश. अनया-जनी प्रादुर्भावे-'उल्ककादयश्च' इति साधु, जतुवद्वा, स्वार्थे कनि जतुका इत्यपि-જેનાથી કોઢ. ચળ, કફ વગેરેનો નાશ થાય છે, તેથી જતૂકા અથવા જતુકા-પદ્માવતી.

૫. जनयति आरोग्य कुष्ठादिरोगिणाम्, जनी प्रादुर्भावे-ण्यन्तात् 'कृत्यल्युटो बहुलम्' इति ल्युट्, टित्वाद् ङीप्-જે કોઢિયા વગેરે રોગીઓને નીરોગી કરે છે. તેથી જનની-પદ્માવતી.

૬. जायते आरोग्यमनया-जनी प्रादुर्भावे-'अनि घमिस्यामिण्' 'जनिवध्योश्चे'ति न वृद्धि, 'कृदिकारादक्तिन' इति वा ङीष्-જેનાથી રોગીઓને આરોગ્ય પ્રાપ્ત થાય છે, તેથી જની-પદ્માવતી.

૭. जतुरिव कृष्णा-જે લાખ જેવી કાળી હોય છે, તેથી જતુકૃષ્ણા-પદ્માવતી.

૮. अग्निरिव संस्पर्शो यस्याः कुष्ठादीनाम्-કોઢ વગેરે રોગોનો સમૂળો નાશ કરતી હોવાથી તે રોગોને અગ્નિ જેવા સ્પર્શવાળી હોય છે, તેથી-અગ્નિસંસ્પર્શા-પદ્માવતી.

૯. जतु करोति-कृञ् क्विप्-જે લાખને ઉત્પન્ન કરે છે, તેથી જતુકૃત-પદ્માવતી

૧૦. चक्रमिव वर्तितुं शीलमस्या-જેનું વર્તન સ્વભાવ અથવા આકૃતિ ચક્ર જેવી હોય છે, તેથી ચક્રવર્તિની-પદ્માવતી.

**પર્પટી અથવા પદ્માવતીના ગુણો**

**पर्पटी तुवरा तिक्ता शिशिरा वर्णकृल्लघुः ।**
**विषव्रणहरी कण्डूकफपित्तास्रकुष्ठनुत् ॥ ११९ ॥**

अन्वय-(गुणाश्च-) पर्पटी तुवरा तिक्ता शिशिरा वर्णकृत् लघु विषव्रणहरी कण्डूकफपित्तास्रकुष्ठनुत् (अस्ति)॥

પર્પટી તૂરી, કડવી, ટાઢી, વર્ણને સારો કરનારી અને હલકી હોઈ ઝેર, વ્રણ, ચળ, કફ, પિત્ત, લોહીનો બગાડ રક્તપિત્તરોગ તથા કોઢને મટાડનાર છે. ૧૧૯

નલિકા અથવા પ્રવાલાકૃતિ-સુગંધાનાં નામો
नलिका विद्रुमलता कपोतचरणा नटी।
धमन्यञ्जनकेशी च निर्मध्या सुषिरा नली ॥१२०॥

अन्वयः-नलिका विद्रुमलता कपोतचरणा नटी धमनी अञ्जनकेशी निर्मध्या सुषिरा च नली (इति नामानि)॥

નલિકા,[1] વિદ્રુમલતા,[2] કપોતચરણા,[3] નટી,[4] ધમની,[5] અંજનકેશી,[6] નિર્મધ્યા,[7] સુષિરા[8] અને નલી[9] એટલાં નલિકાનાં સંસ્કૃત નામો છે. ૧૨૦

૧. नलति-गन्धयुक्ता भवति णल गन्धे-अच्, गौरादि, स्वार्थे कन् 'केऽणः' इति ह्रस्वत्व-જે પુષ્કળ ગંધયુક્ત હોય છે, તેથી નલિકા.

૨. विद्रुमस्य लता इव-જાણે પરવાળાંની વેલ હોય તેવી જણાય છે, તેથી વિદ્રુમલતા-નલિકા

૩. कपोतस्य चरण इव, रक्तवर्णत्वात्-જાણે કબૂતરના પગ હોય તેવી લાલ રંગની હોય છે, તેથી કપોતચરણા-નલિકા.

૪. नटति-स्पन्दते, नट शब्दने-अच्, गौरादि-જે ફરક્યા કરે છે. નાચ્યા કરતી હોય તેવી લાગે છે. તેથી નટી-નલિકા.

૫. धम्यन्ते-कथ्यन्ते अनया स्वकीयगुणा उपयोगद्वारा-धमिः सौत्र-'अर्तिसृध०' इत्यनि. प्रत्यय उणादि-'कृदिकारात्०' इति ङीप्-જે ઉપયોગ દ્વારા પોતાના ગુણો જણાવે છે, તેથી ધમની-નલિકા.

૬. अञ्जनमिव केशा यस्याः सा-જેની ડૂંખો આંજણ જેવી કાળી હોય છે, તેથી અંજનકેશી-નલિકા.

૭. निर्गतं मध्यमस्या, मध्यान्निर्गता वा शुषिरत्वात्-અંદરના ભાગમાં વચ્ચે પોલી હોય છે, તેથી મધ્ય ભાગ વિનાની અથવા વચ્ચે પોલી તે નિર્મધ્યા-નલિકા.

૮. सुषिरमस्ति अस्याः अर्शआद्यच्, सुषिरस्ति अस्या वा 'ऊषसुषि' इति रः टाप्-જેમાં પોલાણ હોય છે, તેથી સુષિરા-નલિકા.

૯. પહેલા નામ પ્રમાણે વ્યુત્પત્તિ તથા અર્થ છે.

નલિકા અથવા પ્રવાલાકૃતિ સુગંધાના ગુણો
नलिका शीतला लघ्वी चक्षुष्या कफपित्तहृत्।
कृच्छ्राश्मवाततृष्णास्रकुष्ठकण्डूज्वरापहा ॥१२१॥

अन्वयः-नलिका शीतला लघ्वी चक्षुष्या कफपित्तहृत्, कृच्छ्राश्मवाततृष्णास्रकुष्ठकण्डूज्वरापहा (अस्ति)॥

નલિકા ટાઢી, હલકી, નેત્રને હિતકારી અને કફ, પિત્ત, મૂત્રકૃચ્છ્ર, પથરી, વાયુ, તરશ, લોહીનો બગાડ, કોઢ, ચળ તથા તાવને મટાડનાર છે. ૧૨૧

પ્રપૌંડરીક અથવા પુંડેરીનાં નામો તથા ગુણો
प्रपौण्डरीकं पौण्डर्यं चक्षुष्यं पौण्डरीयकम्।
पौण्डर्यं मधुरं तिक्तं कषायं शुक्रलं हिमम्।
चक्षुष्यं मधुरं पाके वर्ण्यं पित्तकफप्रणुत् ॥१२२॥

अन्वयः-प्रपौण्डरीकं पौण्डर्यं चक्षुष्यं पौण्डरीयकम् (इति नामानि, गुणाश्च-) पौण्डर्यं मधुरं तिक्तं कषायं शुक्रलं हिमं चक्षुष्यं पाके मधुरं वर्ण्यं पित्तकफप्रणुत्॥

પ્રપૌંડરીક,[1] પૌંડર્ય,[2] ચક્ષુષ્ય[3] અને પૌંડરીયક[4] એટલાં પ્રપૌંડરીકનાં સંસ્કૃત નામો છે. પ્રપૌંડરીક મધુર, કડવું, તૂરું, વીર્યને વધારનાર, ટાઢું, નેત્રને હિતકારી, પાકમાં મધુર, વર્ણને સારો કરનાર અને પિત્ત તથા કફને મટાડનાર છે. ૧૨૨

૧. पुण्डरीकेण सदृशं पौण्डरीकम्-'शेषे' इत्यण्, यद्वा स्वार्थे अण्, प्रकृष्ट पौण्डरीकं-જે લગભગ ધોળા કમળ જેવું હોય છે. તેથી પ્રપૌંડરીક-પુંડેરી

૨. पुण्डयति-खण्डयति-पित्त कफं च मधुरतिक्तकषायत्वात्, पुडि खण्डने-अच्, पुण्डस्य अर्य-प्रधान पुण्डर्यम्, शकन्ध्वादि', पुण्डर्यमेव पौण्डर्यम्-स्वार्थेऽण्-જે મધુર, કડવું તથા તૂરું હોવાથી પિત્ત અને કફને તોડનારમાં મુખ્ય છે, તેથી પૌંડર્ય-પુંડેરી.

૩. चक्षुषे हितं-'शरीरावयवाद् यत्'-જે આંખને હિતકારી છે, તેથી ચક્ષુષ્ય-પુંડેરી.

૪. पुण्डं-तिलकम् ऋच्छति-'सुप्यजातौ' इति णिनि, शक०, पुण्डरी इव आचरति पुण्डरीयति-क्यच्, पुण्डरीयति इति पुण्डरीयकम्, ततः स्वार्थे अण्-જાણે તિલકવાળું હોય તેવું જે લાગે છે, તેથી પૌંડરીયક-પુંડેરી.

ઇતિ શ્રીભાવપ્રકાશમાં કર્પૂરાદિવર્ગ પ્રકરણ સમાપ્ત

## ૩ : ગુડૂચ્યાદિવર્ગ

ગળોની ઉત્પત્તિ, નામો તથા ગુણો
अथ लङ्केश्वरो मानी रावणो राक्षसाधिपः।
रामपत्नीं बलात्सीतां जहार मदनातुरः ॥ १ ॥
ततस्तं बलवान् रामो रिपुं जायापहारिणम्।
वृतो वानरसैन्येन जघान रणमूर्द्धनि ॥ २ ॥
हते तस्मिन् सुरारातौ रावणे बलगर्विते।
देवराजः सहस्राक्षः परितुष्टोऽति राघवे ॥ ३ ॥
तत्र ये वानराः केचिद्राक्षसैर्निहता रणे।
तानिन्द्रो जीवयामास संसिच्यामृतवृष्टिभिः ॥४॥-

ततो येषु प्रदेशेषु कपिगात्रात्परिच्युताः ।
पीयूषबिन्दवः पेतुस्तेभ्यो जाता गुडूचिका ॥ ५ ॥
गुडूची मधुपर्णी स्यादमृताऽमृतवल्लरी ।
छिन्ना छिन्नरुहा छिन्नोद्भवा वत्सादनीति च ॥६॥
जीवन्ती तन्त्रिका सोमा सोमवल्ली च कुण्डली ।
चक्रलक्षणिका धीरा विशल्या च रसायनी ॥७॥
चन्द्रहासा वयःस्था च मण्डली देवनिर्मिता ।
गुडूची कटुका तिक्ता स्वादुपाका रसायनी ॥८॥
संग्राहिणी कषायोष्णा लघ्वी बल्याग्निदीपनी ।
दोषत्रयामतृड्दाहमेहकासांश्च पाण्डुताम् ॥ ९ ॥
कामलाकुष्ठवातास्रज्वरकृमिवमीन् हरेत् ।
प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवातनुत् ॥ १० ॥

अन्वय.—अत्र लङ्केश्वरः मानी राक्षसाधिपः रावणः मदनातुरः (सन्) रामपत्नीं सीतां प्रसभं जहार। ततः पश्चात् रामः वानरसैन्येन युतः (सन्) जायापहारिणं तं रिपुं रणमूर्धनि जघान। बलगर्विते तस्मिन् सुरारातौ रावणे हते (सति) सहस्राक्षः देवराजः राघवे अति परितुष्टः। तत्र रणे ये केचित् वानराः राक्षसैः निहताः तान् इन्द्रः अमृतवृष्टिभिः संसिच्य जीवयामास। ततः कपिगात्रात् येषु प्रदेशेषु परिच्युताः पीयूषबिन्दवः पेतुः तेभ्यः गुडूचिका जाता। गुडूची मधुपर्णी अमृता अमृतवल्लरी छिन्ना छिन्नरुहा छिन्नोद्भवा वत्सादनी इति च स्यात्। जीवन्ती तन्त्रिका सोमा सोमवल्ली च कुण्डली चक्रलक्षणिका धीरा विशल्या च रसायनी चन्द्रहासा वयःस्था मण्डली च देवनिर्मिता (इति नामानि, गुणाश्च–) गुडूची कटुका तिक्ता स्वादुपाका रसायनी संग्राहिणी कषाया उष्णा लघ्वी बल्या अग्निदीपनी (सती) दोषत्रयामतृड्दाहमेहकासान् च पाण्डुतां कामलाकुष्ठवातास्रज्वरकृमिवमीन् हरेत् (तथा च) प्रमेहश्वासकासार्शःकृच्छ्रहृद्रोगवातनुत् (अस्ति) ॥

લંકાનો અભિમાની રાજા અને રાક્ષસોનો અધિપતિ રાવણ કામાતુર થઈ રામચંદ્રજીની સ્ત્રી સીતાને બળાત્કારે હરી ગયો હતો. ત્યારે બળવાન રામચંદ્રજીએ વાનરોના સૈન્યની સાથે રહી સ્ત્રીનું હરણ કરનારા એ શત્રુને યુદ્ધના મોખરે માર્યો હતો. બળથી ગર્વ પામેલો એ દેવશત્રુ રાવણ મરાયો, તે પછી હજાર નેત્રોવાળો દેવતાઓનો રાજા ઇંદ્ર રામચંદ્રજી ઉપર અત્યંત પ્રસન્ન થયો હતો. એ યુદ્ધમાં રાક્ષસો વડે જે કોઈ વાનરો મરાયા હતા, તેઓને ઇંદ્રે અમૃતની વૃષ્ટિથી સિંચીને જીવતા કર્યા હતા. એ વખતે (અમૃતથી ભીંજાયેલા) વાનરોનાં ગાત્રોમાંથી જે જે સ્થળો પર અમૃતનાં છાંટા પડ્યા હતા, તેમાંથી ગળો ઉત્પન્ન થઈ છે. તેનાં નામો ગુડૂચી,[1] મધુપર્ણી,[2] અમૃતા,[3] અમૃતવલ્લરી,[4] છિન્ના,[5] છિન્નરુહા,[6] છિન્નોદ્ભવા,[7] વત્સાદની,[8] જીવંતી,[9] તંત્રિકા,[10] સોમા,[11] સોમવલ્લી,[12] કુંડલી,[13] ચક્રલક્ષણિકા,[14] ધીરા,[15] વિશલ્યા,[16] રસાયની,[17] ચંદ્રહાસા,[18] વયઃસ્થા,[19] મંડલી[20] અને દેવનિર્મિતા[21] એટલાં ગળોનાં સંસ્કૃત નામો છે. ગળો* તીખી, કડવી, પાકમાં મધુર, રસાયનરૂપ, ઝાડાને રોકનાર, તૂરી, ગરમ, હલકી, બળ આપનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને ત્રણે દોષ. આમ, તરસ, દાહ, પ્રમેહ, ઉધરસ, પાંડુરોગ, કમળો, કોઢ, વાયુ, લોહીનો બગાડ, તાવ, કૃમિ, ઊલટી, શ્વાસ, અરશ, મૂત્રકૃચ્છ્ર તથા હૃદયના રોગને મટાડનાર છે. ૧-૧૦

૧. गुडति–रक्षति रोगेभ्यः–गुड रक्षणे–प्रागुक्त्वद् ऊचट्, ङित्वात् ङीष्–જે રોગોથી રક્ષા કરે છે, તેથી ગુડૂચી–ગળો.

૨. मधूनि पर्णानि यस्याः सा–'पाककर्ण०' इति ङीष्–જેનાં પાંદડાં મધ જેવાં મધુર હોય છે, તેથી મધુપર્ણી–ગળો.

૩. न म्रियते मृत–मरणं यस्याः अमृतस्वरूपत्वात्–જે અમૃત સ્વરૂપ હોવાથી કદી મરતી નથી, તેથી અમૃતા–ગળો.

૪. अमृतस्या वल्लरी–शाकपार्थिवादिः–જે અમૃતસ્વરૂપ વેલી છે, તેથી અમૃતવલ્લરી–ગળો.

૫. छिद्यते स्म जनैर्गुणार्थिभिर्या–छिदिर् द्वैधीकरणे

* કેટલાક વૈદ્યક શાસ્ત્રકારો મુદતને અંતરે આવતા તેમ જ બીજી જાતના તાવ અટકાવવાને તેમ જ કામવાસના વધારવાને ગળોમાં તજ–લવિંગ વગેરે ગરમ પદાર્થો મેળવીને આપવા ભલામણ કરે છે. કમળા તથા સંધિવાના દરદમાં પણ તેને ઉપયોગી ગણે છે. ગળોનાં પાંદડાંને મધ સાથે વાટીને ગૂમડાં પર ચોપડાય છે અને તેલમાં વાટીને માથા પર ચોપડવાથી શરદીથી દુખતું માથું મટી જાય છે. ગળોસત્ત્વ પેશાબના દરદ માટે અને બરલની ગાંઠ માટે ઘણું જ અકસીર ગણાય છે. સંધિવામાં ગળો ઉકાળીને પાય છે, ને તેથી પેશાબ વધારે થાય છે.

कर्मणि कः, टाप्-ગુણને ઇચ્છતા લોકો જેને છેદે-કાપે છે, તેથી છિન્ના-ગળો.

૬. छिन्नाऽपि रोहति पुनर् अमृतत्वरूपत्वात्, रुह बीजजन्मनि प्रादुर्भावे च-'इगुपधे'ति क, टाप्-જેને કાપી હોય તોપણ અમૃતમય હોવાથી ફરી ઊગવા જ કરે છે, તેથી છિન્નરુહા-ગળો.

૭ छिन्नाप्युद्भवति या-उत्पूर्वक-भू सत्तायाम्, अच् टाप्-જેને કાપી હોય તોપણ ફરી ઊગે છે, તેથી છિન્નોદ્‌ભવા-ગળો.

૮. वत्सैरद्यते-अद भक्षणे-ल्युट्-टिड्ढाद् ङीप्-જેને નાનાં વાછરડાં તથા નાનાં બાળકો પણ (ભક્ષ રૂપે) ખાય છે, તેથી વત્સાદની-ગળો.

૯. जीवति सर्वकालम् अमृतरूपत्वात्-जीव प्राणधारणे-शतृप्रत्ययाद् 'उगितश्चे'ति ङीप्-જે અમૃતરૂપ હોવાથી સર્વ કાળ જીવતી જ રહે છે, તેથી જીવંતી-ગળો.

૧૦. तन्त्रयति-कुटुम्बधारणं करोति सर्वेषां रोगनिवारणेन-तत्रि कुटुम्बधारणे-ण्वुल्-સર્વ લોકોના રોગો દૂર કરી દરેકનાં કુટુંબોનું જે ધારણપોષણ કરે છે. તેથી તંત્રિકા-ગળો.

૧૧. सोमगुणः अस्ति अस्यां विशेषात्-अर्शआद्यच्-टाप्-જેમાં ચંદ્રનો અમૃતમય ગુણ વધારે છે, તેથી સોમા-ગળો.

૧૨. सोमस्य वल्ली-तृड्दाहादिशामकत्वात्-જે તૃષા, દાહ વગેરેને શાંત કરે છે. તેથી ચંદ્રની વેલી મનાય છે, તેથી સોમવલ્લી-ગળો.

૧૩. कुण्डल-वृक्षोपरि वेष्टनम् अस्ति अस्या, यद्वा कुडि दाहे, रक्षणे च-कुण्ड्यते-रक्ष्यते इति कुण्डल, तद् अस्ति-अस्याः-अर्शआद्यच् गौरादि-જે ઝાડ ઉપર વીંટળાઈ રહે છે, અથવા જેના સબંધથી લોકોનું રક્ષણ થયા કરે છે, તેથી કુંડલી-ગળો.

૧૪. चक्रे-मण्डलकारकुष्ठरोगे दद्रुरोगे वा प्रतिकाररूप लक्षण-चिह्न यस्या सा, तत स्वार्थे कन्, 'प्रत्ययस्थात्' इतीत्वम्-ગોળાકાર કોઢના રોગ ઉપર તથા દાદર ઉપર તેને મટાડવાના સાધનરૂપે જેમાં ચિહ્ન હોય છે, તેને મટાડવા જેમાં નિશાની હોય છે. તેથી ચક્રલક્ષણિકા-ગળો.

૧૫. दधाति-धारयति कटुतिक्तादिगुणान्, डुधाञ् धारणादौ, 'सुसूधाञ्०' (उणा २-२४) इति क्रन्, 'घुमास्था०' इतीत्वम्-टाप्-જે તીખાશ, કડવાશ વગેરે ગુણોને ધારણ કરે છે, તેથી ધીરા-ગળો.

૧૬. विगत भवति शल्य-व्रणम् अस्या पर्णविलेपात् इति विशल्या-જેનાં પાંદડાંને મધ સાથે વાટી લગાડવાથી ગૂમડાં મટે છે, તેથી વિશલ્યા-ગળો.

૧૭. रसानाम् अयनम्-आश्रयस्थानम् इव इति रसायनी-गौरादि-બધા રસોનું જાણે આશ્રયસ્થાન હોય-બધા રસો જેમાં રહે છે, તેથી રસાયની-ગળો.

૧૮. चन्द्र इव हास-प्रभा अस्या सत्त्वे, टाप्, यद्वा चन्द्र हसति इव तत्सदृशगुणयुक्तत्वात्-हसे हसने-'कर्मण्यण्'-अणन्तत्वाच्च ङीप्-જેના સત્ત્વમાં ચંદ્ર જેવી કાંતિ હોય છે અથવા જેમાં ચંદ્ર જેવા ગુણો હોય છે, તેથી ચંદ્રને જાણે હસતી હોય તેવી છે, તેથી ચંદ્રહાસા કે ચંદ્રહાસી-ગળો.

૧૯. वय यौवन तिष्ठति अनया-रसायनरूपत्वात्, स्था-घञर्थे कविधानम्-જે રસાયનરૂપ હોવાથી જેના સેવનથી યુવાવસ્થા ટકી રહે છે, તેથી વયસ્થા-ગળો.

૨૦. मण्डलम् अस्ति अस्या वृक्षोपरि-ઝાડ ઉપર ગોળાકારે જેનું ફેલાવું હોય છે, તેથી મંડલી-ગળો.

૨૧. देवेन-इन्द्रेण राममनिकवानरजीवनार्थमनृतवृष्टौ कृतायां भूपतितैरमृतबिन्दुभिर्निर्मिता-ઇંદ્રદેવે શ્રીરામના વાનર સૈનિકોને સજીવન કરવા અમૃતની વૃષ્ટિ કરી, ત્યારે જમીન પર પડેલાં તેનાં ટીપાંઓમાંથી જે નિર્માણ કરાઈ છે. તેથી દેવનિર્મિતા-ગળો.

### નાગરવેલનાં નામો તથા ગુણો

**ताम्बूलवल्ली ताम्बूली नागिनी नागवल्लरी ।**
**ताम्बूलं विशदं रुच्यं तीक्ष्णोष्णं तुवरं सरम् ॥११**
**वश्यं तिक्तं कटु क्षारं रक्तपित्तकरं लघु ।**
***बल्यं श्लेष्मास्यदौर्गन्ध्यमलवातश्रमापहम् ॥१२॥***

अन्वय-ताम्बूलवल्ली ताम्बूली नागिनी नागवल्लरी (इति नामानि, गुणाश्च-) ताम्बूल विशद रुच्य तीक्ष्णोष्ण तुवर सरम् वश्य तिक्त कटु क्षार रक्तपित्तकर लघु बल्य (मत) श्लेष्मास्यदौर्गन्ध्यमलवातश्रमापहम् (अस्ति)

તાંબૂલવલ્લી,[1] તાંબૂલી,[2] નાગિની[3] અને નાગવલ્લરી[4] એટલા નાગરવેલના સંસ્કૃત નામો છે. નાગરવેલનું પાન સ્વચ્છ, રુચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, તૂરું, ઝાડાને લાવનાર, વશ કરનાર, તીખું, કડવું, ખારું, રુધિરને તથા પિત્તને કરનાર અથવા રક્તપિત્તનો રોગ કરનાર, હલકું તથા બળ આપનાર હોઈ કફ, મોઢાનું દુર્ગંધપણું, મળ, વાયુ તથા શ્રમ મટાડનાર છે. ૧૧.૧૨

૧ ताम्यति-ग्लायति जल विना उष्णत्वात्-तमु ग्लानौ क्विप्, 'अनुनासिके'ति दीर्घश्च; बोलति-मज्जति जले उष्णत्वादेव, बुल मज्जने, 'इगुपधे'ति क, गौरा-

दित्वाद् ङीष्. ताम् चासौ बुगी च-पृषोदरादित्वाद् दीर्घत्वम्, ताम्बूल्याख्या वासी-शारङ्गादिवादि -જે ગરમ હોવાથી પાણી વિના કરમાય છે અને તેથી જ પાણીમાં જ ડૂબી રહે છે, એવી તાંબૂની નામની વેલડી-તામ્બૂલવલ્લી-નાગરવેલ.

२. ઉપરના નામમા જ તાબૂલી નામ સમાયુ છે, તે સમજી લેવું

३ नागा सन्ति अस्याम्, तया प्रियत्वात्-'अत इनिठनौ' इति इन्-नान्तत्वाद् 'ऋन्नेभ्यो ङीप्'-નાગ નામના સર્પોને પ્રિય હોવાથી તેમાં તેઓ હોય છે, તેથી નાગિની-નાગરવેલ.

४. नागाना वल्ली-નાગોની જે વેલ ગણાય છે, તેથી નાગવલ્લરી.

## બીલીનાં નામો તથા ગુણો

**बिल्वः शाण्डिल्यशैलूषौ मालूरश्रीफलावपि ।**
**श्रीफलस्तुवरस्तिक्तो ग्राही रूक्षोऽग्निपित्तकृत् ।**
**वातश्लेष्महरो बल्यो लघुरुष्णश्च पाचनः ॥ १३ ॥**

अन्वय -बिल्व शाण्डिल्यशैलूषो मालूरश्रीफलो अपि, (इति नामानि, गुणाश्च-) श्रीफल तुवर तिक्त ग्राही रूक्ष अग्निपित्तकृत् वातश्लेष्महर बल्य लघु उष्ण च पाचन (अस्ति)॥

બિલ્વ,[१] શાંડિલ્ય,[२] શૈલૂષ,[३] માલૂર[४] અને શ્રીફલ[५] એટલાં બીલીનાં સંસ્કૃત નામો છે. તેનુ ફળ-બીલુ* તૂરું, કડવું, ઝાડાને રોકનાર, રૂક્ષ, અગ્નિ તથા પિત્તને કરનાર, વાયુ તથા કફને હરનાર, બળ આપનાર, હલકું, ગરમ અને પાચન છે. १३

१. बिल्ति-भिनत्ति वात श्लेष्माण च, बिल भेदने उल्वादि. (उणा० ४-१५)-જે વાયુ તથા કફને તોડે છે, તેથી બિલ્વ-બીલી.

२. शण्डते-रुजति कामादीन्, शडि रुजायाम्-"सलिल०' (उणा १-५४)-इत्यादिना इलच्, शण्डिलस्य गोत्रापत्यम्-'गर्गादिभ्यो यञ्,' शाण्डिल्य इव, यद्वा शाण्डयति-रुज करोति,पूर्ववत् इलचि 'गुणवचनब्राह्मणा०'-इति स्वार्थे ष्यञ्-કામાદિ શત્રુઓનો જે નાશ કરે

* ચરકસંહિતામાં બીલાને મૂળવ્યાધિહર (હરસ મટાડનાર), સોજા ઉતારનાર અને ઝાડામાં આમ પડતો અટકાવવા તેનો મગજ ઉપયોગી ગણેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને રક્તાતિસારનાશક અને પિત્તશામક ગણેલ છે.

છે, એવા શંડિલ ઋષિના વંશજ-શાંડિલ્ય ઋષિ જેવા ગુણો ધરાવનાર અથવા વાયુ તથા કફને કાપનાર હોવાથી શાંડિલ્ય-બીલી.

३. शिलूषस्यायं शैलूष,-इवेति वा-શિલૂષ નામે જાણે સંતાન-નટ હોય, તેમ તેના જેવુ હલકું વગેરે ગુણો ધરાવે છે, તેથી શૈલૂષ-બીલી

४. मां-लक्ष्मीं परेषां लुनाति-छिनत्ति स्वकीयया लक्ष्म्या-लूञ् छेदने-बाहुलकाद् रक्-પોતાના ધરેલી લક્ષ્મી વડે બીજાઓની લક્ષ્મીને જે તોડે છે-તિરસ્કારે છે, તેથી માલૂર-બીલી.

५ श्रिया पद-स्थानम्, श्रिया वा प्रिय फलं यस्य स -જેનું ફળ લક્ષ્મીનું સ્થાન અથવા લક્ષ્મીને પ્રિય ગણાય છે, તેથી શ્રીફલ-બીલી.

## ગંભારી-સીવણનાં નામો તથા ગુણો

**गम्भारी भद्रपर्णी च श्रीपर्णी मधुपर्णिका ।**
**काश्मीरी काश्मरी हीरा काश्मर्यः पीतरोहिणी ।**
**कृष्णवृन्ता मधुरसा महाकुसुमिकापि च ।**
**काश्मरी तुवरा तिक्ता वीर्योष्णा मधुरा गुरु ॥१५**
**दीपनी पाचनी मेध्या भेदिनी भ्रमशोषजित् ।**
**दोषतृष्णामशूलार्शोविषदाहज्वरापहा ॥ १६ ॥**

अन्वय -गम्भारी भद्रपर्णी च श्रीपर्णी मधुपर्णिका काश्मीरी काश्मरी हीरा काश्मर्य पीतरोहिणी कृष्णवृन्ता मधुरसा च महाकुसुमिका अपि, (इति नामानि गुणाश्च-) काश्मरी तुवरा तिक्ता वीर्योष्णा मधुरा गुरु दीपनी पाचनी मेध्या भेदिनी भ्रमशोषजित् दोषतृष्णामशूलार्शोविषदाहज्वरापहा (अस्ति) ॥

ગંભારી,[१] ભદ્રપર્ણી,[२] શ્રીપર્ણી,[३] મધુપર્ણિકા,[४] કાશ્મીરી,[५] કાશ્મરી,[६] હીરા,[७] કાશ્મર્ય,[८] પીતરોહિણી,[९] કૃષ્ણવૃન્તા,[१०] મધુરસા,[११] અને મહાકુસુમિકા[१२] એટલા સીવણનાં સંસ્કૃત નામો છે સીવણ તૂરી, કડવી ગરમ વીર્યવાળી, મધુર, ભારે, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, બુદ્ધિને હિતકારી અને ઝાડો લગાડનાર હોઈ ભ્રમ, શોષ, દોષ, તરશ, આમ, શૂળ, અરશ, ઝેર, દાહ તથા તાવને મટાડનાર છે. १४-१६

१. क-जल बिभर्ति-डुभृञ् धारणपोषणयो, 'कम्ब्वण्,' पृषोदरादित्वात् गत्वम्-જે પાણીને ધારણ કરે છે-જળતત્ત્વ વધુ ધરાવે છે, તેથી ગંભારી-સીવણ

२ भद्राणि-मङ्गल्यानि सुखकारीणि च पर्णानि यस्या सा-'पाककर्ण' ति ङीष्-જેના પાંદડાં પણ મંગ

લિક તથા સુખકારક છે તેથી ભદ્રપર્ણી—ગંભારી—સીવણ.

૩. श्रीयुक्तानि पर्णानि यस्या सा 'पाककर्णे'ति ङीष्—જેનાં પાંદડા શોભાયમાન હોય છે તેથી શ્રીપર્ણી—ગંભારી—સીવણ.

૪. मधु इव पर्णानि यस्या सा—'पाककर्णे'ति ङीष्—स्वार्थे च कन्, टाप्. ह्रस्वश्च—જેના પાંદડા મધ જેવાં મીઠાં હોય છે, તેથી મધુપર્ણિકા સીવણ

૫–૬. कश्मीरदेशे भवा 'तत्र भव' इत्यण्—अण्णन्तत्वाच्च ङीप, तथा काशते—दीप्यते माधुर्यादिगुणैः, काशृ दीप्तौ, 'अन्येभ्योऽपि॰' इति मनिन्. 'धन्वो र चे'ति ङीप्,—કાશ્મીર દેશમાં જે થાય છે, તેથી કાશ્મીરી—સીવણ, તેમજ મધુરતા આદિ ગુણોથી જે પ્રકાશે છે, તેથી કાશ્મરી—સીવણ.

૭. हरति श्रमशोषदोषादीन्—'खुरक्षुर॰'—(उणा॰ ३९६) इति रे निपात्यते (इति हेमचन्द्र—अभिधान—चिन્તामणि—स्वोपज्ञटीकायाम्) જે શ્રમ, શોષ, દોષ વગેરે દૂર કરે છે, તેથી હીરા—સીવણ.

૮. काश्मरीशब्द अस्ति अस्य वाचकः 'अन्येभ्योऽपि दृश्यते' (वा ५–२–१२०) इति यप्— કાશ્મરી એવો શબ્દ જેનું નામ સૂચવે છે માટે કાશ્મર્ય—સીવણ

૯ पीता सती रोहति इत्येवशीला—रुह बीजजन्मनि प्रादुर्भावे च—'सुप्यजातौ' इति णिनि, नान्तत्वाद् 'ऋन्नेभ्यो ङीप्,' णत्वम्—જે સ્વભાવથી જ પીળી ઊગે છે, તેથી પીતરોહિણી—સીવણ

૧૦. कृष्ण वृन्त यस्या सा—જેનું ડીંટું કાળું હોય છે, તેથી કૃષ્ણવૃન્તા—સીવણ

૧૧. मधु इव रस यस्या सा—જેનો રસ મધ જેવો મીઠો હોય છે, તેથી મધુરસા—સીવણ

૧૨. महत् कुसुम यस्या सा—જેનું ફૂલ મોટું થાય છે, તેથી મહાકુસુમિકા—સીવણ.

### સીવણના ફળના ગુણો

तत्फलं बृंहणं वृष्यं गुरु केश्यं रसायनम् ।
वातपित्ततृषारक्तक्षयमूत्रविबन्धनुत् ॥ १७ ॥
स्वादु पाके हिमं स्निग्धं तुवराम्लं विशुद्धिकृत् ।
हन्याद्दाहतृषावातरक्तपित्तक्षतक्षयान् ॥ १८ ॥

अन्वय —तत्फल बृंहण वृष्यं गुरु केश्य रसायन (सत्) वातपित्ततृषारक्तक्षयमूत्रविबन्धनुत् पाके स्वादु हिम स्निग्ध तुवराम्लं विशुद्धिकृत (सत्) दाहतृषावातरक्तपित्तक्षतक्षयान हन्यात् ॥

સીવણનું ફળ પુષ્ટિકારક, વીર્યને વધારનાર, ભારે, કેશને હિતકારી, રસાયન, પાકમાં મધુર, ટાઢું, સ્નિગ્ધ, તૂરું, ખાટું અને કોઠાને સાફ કરનાર હોઈ વાયુ, પિત્ત, તરશ, લોહીનો બગાડ, ક્ષય, મૂત્રકૃચ્છ્ર, દાહ, રક્તપિત્ત તથા ક્ષતને મટાડે છે. ૧૭,૧૮

### બે જાતની કાંકચ કે પાડલનાં નામો

पाटलिः पाटलाऽमोघा मधुदूती फलेरुहा ।
कृष्णवृन्ता कुबेराक्षी कालस्थाल्यलिवल्लभा ॥१९॥
ताम्रपुष्पी च कथिता परा स्यात्पाटला सिता ।
मुष्ककी मोक्षको घण्टापाटलिः काष्ठपाटला ॥२०

अन्वय —पाटलि पाटला अमोघा मधुदूती फलेरुहा कृष्णवृन्ता कुबेराक्षी कालस्थाली अलिवल्लभा च ताम्रपुष्पी कथिता, परा पाटला सिता मुष्कक मोक्षक घण्टा पाटलि काष्ठपाटला स्यात् ॥

પાટલિ,[૧] પાટલા,[૨] અમોઘા,[૩] મધુદૂતી,[૪] ફલેરુહા,[૫] કૃષ્ણવૃન્તા,[૬] કુબેરાક્ષી,[૭] કાલસ્થાલી,[૮] કાચસ્થાલી,[૯] અલિવલ્લભા[૧૦] અને તામ્રપુષ્પી[૧૧] એ એક જાતની કાંકચનાં સંસ્કૃત નામો છે. બીજી પાટલા,[૧] સિતા,[૨] મુષ્કક,[૩] મોક્ષક,[૪] ઘંટા,[૫] પાટલિ[૬] અને કાષ્ઠપાટલા[૭] એ ધોળી કાંકચનાં સંસ્કૃત નામો છે. ૧૯,૨૦

टीका—कालस्थालीत्यत्र काचस्थालीत्येके—'કાલસ્થાલી' ને બદલે 'કાચસ્થાલી' એવો પાઠ કેટલાકના મતમાં છે. ૨૦

૧. पाति—रक्षति दोषत्रयात् इति पा —क्विप्, टलति—वैक्लव्य करोति रोगाणाम् इति टलि, टल वैक्लव्ये 'सर्वधातुभ्य इन्,' पाश्चासौ टलिश्च पाटलि —જે ત્રણે દોષથી રક્ષા કરે છે અને રોગોને ગભરાવે છે, તેથી પાટલિ —કાકચ.

૨ पाट—विस्तार लाति—आदत्ते—'आतोऽनुपसर्गे कः' જે વિસ્તાર તથા ફેલાવો પામે છે, તેથી પાટલા—કાકચ.

૩. न मोघा—निष्फला त्रिदोषजन्यविकारे—જે ત્રિદોષના હરકોઈ વિકારમાં નિષ્ફળ નથી, તેથી અમોઘા, અથવા मोहयति त्रिदोषजान् रोगान्, मुह वैचित्ये—ण्यन्तात् पचाद्यच्, न्यङ्क्वादित्वात् कुत्वम्—જે ત્રણે દોષના રોગોને મૂંઝવે છે, તેથી મોઘા એવું કાકચનું નામ પણ અહીં મૂળમાં સૂચવ્યું છે.

૪. मधोर्वसन्तस्य दूती इव तदग्रसरत्वात्—વસંતઋતુમાં સૌની પહેલા ફાલે છે—પુષ્પોવાળી થાય છે,

વગેરેનો તથા જૂ વગેરે ક્ષુદ્ર જંતુઓનો તથા સેવન કરનારની સાનનો પણ નાશ કરે છે, તેથી તુરી–ધંતૂરો.

૯. मोहयति इति मोही–मुह वैचित्त्ये–ग्रहादित्वात् णिनिः, महांश्चासौ मोही–महामोही–मदकरत्वात्–અતિશય કેફી પદાર્થ હોવાથી ઘણો જ મોહ કરે છે–બેભાન બનાવે છે. તેથી મહામોહી–ધંતૂરો.

૧૦. शिवस्य प्रिय शिवप्रिय –શંકરને પ્રિય છે, થી શિવપ્રિય–ધંતૂરો.

૧૧. मा अस्ति–नास्ति तुला यस्य सः, यद्वा ा–श्री तुला यस्य स कनकनामत्वात्–જેની કોઈ ુલના નથી અથવા શોભા કે ગુણસંપત્તિ એ જ જેની તુલના છે; કેમકે સોનાનાં નામો ધરાવે છે, તેથી માતુલ–ધંતૂરો.

૧૨. मदयति–श्लेषयति अङ्गानि मदकरत्वात्, यद्वा मदयति–हर्षयति व्रणादिनाशनेन, मदी हर्षग्लेपनयोः–नन्द्यादेर्ल्युः–જે કેફ ઉપજાવી અંગોને ઢીલા કરે છે અથવા વ્રણાદિનો નાશ કરી હર્ષ ઉપજાવે છે, તેથી મદન–ધંતૂરો.

૧૩. मातुलस्य–धत्तूरस्य पुत्र इव–स्वार्थे कन्–ધંતૂરાનો જાણે પુત્ર હોય તેવો તેનો ડોડવો–તેનુ ફળ–માતુલપુત્રક કહેવાય છે.

## અરડૂસીનાં નામો

**वासको वाशिका वासा भिषङ्माता च सिंहिका।**
**सिंहास्यो वाजिदन्ता स्यादाटरूषोऽटरूषकः॥८४॥**
**आटरूषो वृषस्ताम्रः सिंहपर्णश्च स स्मृतः।**

अन्वय –वासक. वाशिका वासा भिषङ्माता सिंहिका सिंहास्यः वाजिदन्ता आटरूप च आटरूपक स्यात्, स. आटरूप वृप ताम्र च सिंहपर्ण स्मृत ॥

વાસક,[1] વાશિકા,[2] વાસા,[3] ભિષઙ્ માતા,[4] સિંહિકા,[5] સિંહાસ્ય,[6] વાજિદંતા,[7] આટરૂપ,[8] અટરૂપક,[9] વૃષ,[10] તામ્ર[11] અને સિંહપર્ણ,[12] એટલા અરડૂસી[×]ના સંસ્કૃત નામો છે. ૮૪

૧. वासयति वायुमात्मनि तिक्ततुवरत्वं च, वसेर्ण्यन्ताद् ण्वुल्, यद्वा वस्ते–आच्छादयति श्वासादीन् रोगान्–वस आच्छादने–ण्वुल्–જે પોતામાં વાયુને વસાવે છે, તેથી વાયુકારક છે તેમજ કડવાશ તથા તૂરાપણું ધારણ કરે છે, અથવા શ્વાસ આદિ રોગોને જે દાબી દે છે, તેથી વાસક–અરડૂસી.

૨. वाश्यते स्वर्यत्वात्–वाशृ शब्दे–'गुरोश्च हल' इत्यः, स्वार्थे कन्, टाप्, इत्व च; यद्वा उश्यते–इष्यते श्वासादिनिवारणार्थं वैद्यैः, वश कान्तौ–संज्ञायां ण्वुल्–જે સ્વરને હિતકારી હોવાથી સારો અવાજ કરાવે–ઘાંટો સુધારે છે અથવા શ્વાસાદિ રોગ મટાડવા વૈદ્યો જેને ઇચ્છે છે, તેથી વાશિકા–અરડૂસી.

૩. वासयति कफनाशकत्वादिगुणान् स्वस्मिन्, ण्यन्ताद् वसेः पचाद्यच्–टाप्–કફનો નાશ કરનારપણું વગેરે ગુણોને પોતામાં જે વસાવે છે, તેથી વાસા–અરડૂસી.

૪. भिषजां माता इव रोगिणां रोगनिवारणद्वारा धनार्पकत्वात्–રોગીઓના રોગ મટાડી વૈદ્યોને ધનાદિ અપાવે છે, તેથી વૈદ્યોની જાણે માતા હોય તેવી છે, તેથી ભિષઙ્માતા–અરડૂસી.

૫. हिनस्ति श्वासादीन् रोगमृगान् इति सिंही, हिसि हिंसायाम्–पचाद्यच्, पृषोदरादि, गौरादिः, स्वार्थे कन् ह्रस्वश्च–ઉધરસ વગેરે રોગોરૂપી હરણાંનો જે નાશ કરે છે, તેથી સિંહિકા–અરડૂસી.

૬. सिंहस्य आस्यमिव आस्य–पुष्प यस्य सः–સિંહના મોઢા જેવું જેનું ફૂલ હોવાથી સિંહાસ્ય અરડૂસી.

૭. वाजिनः दन्ता इव दन्ताः–केसरा यस्या सा–જેના કેસરા ઘોડાના દાંત જેવા હોય છે, તેથી વાજિદન્તા–અરડૂસી

૮. अटन्ति इति अटा–अट गतौ–पचाद्यच्, तान् अटान्–गच्छतो भ्रमतो वा क्षयादीन् रोगान् रोषति–हिनस्ति–रुष हिंसायाम्, मूलविभुजादित्वात् क, ततः अटरुप एव–आटरूष स्वार्थेऽण्, पृषोदरादित्वाद् दीर्घत्वम्–જે અટન કરતા–પ્રસરતા ક્ષય આદિ રોગોનો નાશ કરે છે, તેથી આટરૂપ–અરડૂસી.

૯. अटरूष एव अटरूपकः स्वार्थे कन्–ઉપર પ્રમાણે જ પ્રકૃતિ, પ્રત્યય તથા અર્થ સમજવો.

૧૦. वर्षति–सिंचति मधु, वृष सेचने, 'इगुपधे' ति क–જે મધને સિંચે છે, તેથી વૃષ–અરડૂસી.

૧૧. ताम्र वर्णः अस्ति अस्य, अर्शआद्यच्, यद्वा ताम्यते–काङ्क्ष्यते श्वासादिरोगिभिर्मान्द्यनिवारणार्थम्–तमु काङ्क्षायाम्, 'अमितम्योर्दीर्घश्च' (उणा० २–१६)

× રાજનિઘંટુમાં લખે છે કે–અરડૂસીના ઝાડની છાલમા કડવાપણું રહેલું છે અને છાલ તથા પાદડાંને દીપન, રોચક અને આમનાશક વર્ણવેલા છે: અને આ ગુણોને લીધે તે જૂની સંગ્રહણી અને કફ ઉપર વપરાય છે. છાલનો ઉકાળો બેથી ત્રણ ઔંસની માત્રામા આપવાથી બદહજમી દૂર થાય છે.

વૈદ્યો આની છાલને તાવની બીમારીમાં અને નબળાઈમાં પૌષ્ટિક તરીકે વાપરે છે અને પ્રસવ થયા પછી સ્ત્રીઓને આ ઝાડની છાલ તથા પાંદડાંનો ઉકાળો કરીને પાવાની ભલામણ કરે છે.

इत्यौणादिका रक् प्रत्यया दीर्घत्व च–જેનો રંગ લાલ હોય છે અથવા ક્ષય કે ઉધરસ વગેરેના રોગીઓ પોતાનો રોગ દૂર કરવા જેને ઇચ્છે છે, તેથી તાત્ર–અરડૂસી

૧૨ सिंह इव पर्ण यस्य श्वासादिरोगमृगनिवारणे–શ્વાસ આદિ રોગોરૂપી મૃગોને હાંકી કાઢવા જેનું પાંદડું પણ સિંહ જેવું હોય છે, તેથી સિંહપર્ણ–અરડૂસી

### અરડૂસીના ગુણો

वासको वातकृत् स्वर्य कफपित्तास्रनाशन ॥
तिक्तस्तुवरको हृद्यो लघु शीतस्तृडर्त्तिहृत् ।
श्वासकासज्वरच्छर्दिमेहकुष्ठक्षयापह ॥ ८५ ॥

अन्वय–वासक वातकृत् स्वर्य तिक्त तुवरक हृद्य लघु शीत (सन्) कफपित्तास्रनाशन तृडर्त्तिहृत् श्वासकासज्वरच्छर्दिमेहकुष्ठक्षयापह (अस्ति) ॥

અરડૂસી વાયુ કરનાર, સ્વરને માટે સારી, કડવી, તૂરી, હૃદયને હિતકારી, હલકી અને ઠંડી હોઈ કફ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, તરશની પીડા, શ્વાસ, ઉધરસ, તાવ, ઊલટી પ્રમેહ, કોઢ તથા ક્ષયને મટાડનાર છે

### ખડસલિયા પિત્તપાપડાના નામો તથા ગુણો

पर्पटो वरतिक्तश्च स्मृत पर्पटकश्च स ।
कथित पाशुपर्यायस्तथा कवचनामक ॥ ८६ ॥
पर्पटो हन्ति पित्तास्रभ्रमतृष्णाकफज्वरान् ।
सग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघु ॥ ८७ ॥

अन्वय–पर्पट च वरतिक्त स्मृत स च पर्पटक पाशुपर्याय तथा कवचनामक कथित । पर्पट सग्राही शीतल तिक्त वातल लघु (सन्) दाहनुत् (तथा च) पित्तास्रभ्रमतृष्णाकफज्वरान् हन्ति ॥

પર્પટ,[१] વરતિક્ત,[२] પર્પટક[३] એ ખડસલિયા પિત્તપાપડાના સંસ્કૃત નામો છે તેમજ પાંશુપર્યાય[४] એટલે રજ–ધૂળના નામોથી તથા કવચનામક[५]–બખતરના નામોથી પણ તે કહેવાય છે ખડસલિયો પિત્તપાપડો ઝાડાને રોકનાર, ટાઢો, કડવો, વાયુ કરનાર અને હલકો હોઈ દાહને મટાડનાર છે, તથા પિત્ત, લોહીનો બગાડ અથવા રક્તપિત્તનો રોગ, ભ્રમ, તરશ, તથા તાવને પણ મટાડે છે ૮૬,૮૭

૧ पर्पति–गच्छति शीतलत्वादिगुणान्–पर्प गतौ, 'शकादिभ्योऽटन्' इत्यौणादि अटन् प्रत्यय –જે શીતળતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી પર્પટ–ખડસલિયો પિત્તપાપડો

૨ वर तिक्त रसा यस्य स –જેનો કડવો રસ ઉત્તમ હોય છે, તેથી વરતિક્ત–ખડસલિયો પિત્તપાપડો

૩ पर्पट एव पर्पटक स्वार्थे कन्–પર્પટના જેવા પ્રમાણે સમજવું

૪ पांशो पर्याया यस्य स –રજના કે ધૂળના જેટલા નામો છે, તે બધા નામોથી પણ આ પિત્તપાપડો કહેવાય છે, તેથી પાંશુપર્યાય–ખડસલિયો પિત્તપાપડો

૫ कवचस्य नामानि यस्य स –બખતરના જેટલા નામો છે તે બધા આ પિત્તપાપડાના પણ નામો–તેથી કવચનામક–ખડસલિયો પિત્તપાપડો

### લીંબડાના નામો

निम्ब स्यात्पिचुमर्दश्च पिचुमन्दश्च तिक्तक ।
अरिष्ट पारिभद्रश्च हिङ्गुनिर्यास इत्यपि ॥ ८८ ॥

अन्वय–निम्ब पिचुमर्द च पिचुमन्द तिक्तक अरिष्ट च पारिभद्र च हिङ्गुनिर्यास इत्यपि स्यात् ॥

નિંબ,[१] પિચુમર્દ,[२] પિચુમંદ,[३] તિક્તક[४] અરિષ્ટ,[५] પારિભદ્ર,[६] અને હિંગુનિર્યાસ[७] એ લીંબડા*ના સંસ્કૃત નામો છે ૮૮

* આયુર્વેદમાં લીંબડાનું વર્ણન નીચે પ્રમાણે છે તેની છાલ પાચક, કડવી અને ગ્રાહી છે પાંદડાં વડીના નોટની પોટીસ બનાવવામાં ... રનાથી ગૂમડાંની ગાંઠ બેસી જાય છે પાંદડાં વાટીને શીતળાના ફોલ્લા ઉપર લગાવવાથી ... ફાયદો થાય છે પાંદડાંનો રસ પાવાથી પેટના કરમ નીકળી જાય છે અને કમળો તથા ... પર નીકળતા ગૂમડાંના દરદ પર અપાય છે

ચક્રદત્તમાં ખરાબ નાસુર ઉપર લીંબડાના પાંદડાં અને તલ વાટીને તેની પોટીસ બાંધવાનું બતાવેલ છે અને લીંબડાના ફળ(લીંબોળી)ને ગુલાબ તથા પેટના કરમ કાઢી નાખવા માટે વાપરવા લખેલ છે બીજનું તેલ ગરમી ગૂમડાં અને કોઢ ઉપર ઘણી સારી અસર કરે છે

ચરકસંહિતામાં લીંબડાને દીપનીય અને કંડૂનાશક ગણેલ છે

સુશ્રુતસંહિતામાં આને કફવાતહનન ... શરીરના કોઈ પણ ભાગ પર સોજો આવી ... થની હોય તેને મટાડનાર ગણેલ છે આના ફૂલને પ્રમેહના દરદમાં ઉપયોગી અને તાવની ગરમી બેસાડનાર ગણેલ છે

१. निम्बति–सिञ्चति शैत्य तिक्तता च, णिवि सेचने पचाद्यच्–बवयोरैक्यम्–જે શીતળતાને સિંચે છે, તેથી નિમ્બ–લીંબડો.

२. पिचु–कुष्ठमेद मर्दयति–मृदु क्षोदे–ण्यन्तात् 'कर्मण्यण्–' કોઢના રોગનો જે નાશ કરે છે, તેથી પિચુમર્દ–લીંબડો.

३. पिचु मन्दयति–मन्द मन्दाया गतौ, ण्यन्तात् 'कर्मण्यण्'–અર્થ ઉપર પ્રમાણે જ છે.

४. तिक्त रस· अस्ति अस्य–अर्शआद्यच्, स्वार्थे च कन्–જેનો રસ કડવો હોય છે, તેથી તિક્તક–લીંબડો.

५. न रिष्टम्–अशुभं यस्य सेवनात्–જેનુ સેવન કરવાથી અશુભ થતુ નથી, તેથી અરિષ્ટ–લીંબડો.

६. परितः भद्र यस्य सेवनात्, तत स्वार्थे अण्–જેનુ સેવન કરવાથી ચારે બાજુથી કલ્યાણ જ થાય છે, તેથી પારિભદ્ર–લીંબડો; यद्वा पारम् अस्यास्तीति–'अत इनि०', पारि–पार गत भद्र यस्य सेवनात्–અથવા જેનું સેવન કરવાથી પરિપૂર્ણ કલ્યાણ થાય છે, તેથી પારિભદ્ર–લીંબડો.

७. हिङ्ग्वाकार हिङ्गुगन्धो वा निर्यासो यस्य–જેનો રસ અથવા ગુંદર હિંગ જેવા આકારનો તથા હિંગ જેવી ગંધવાળો હોય છે. તેથી હિંગુનિર્યાસ–લીંબડો

લીંબડાના તથા તેનાં પાન અને ફળના ગુણો

निम्बः शीतो लघुर्ग्राही कटुपाकोऽग्निवातनुत्।
अहृद्यः श्रमतृट्कासज्वरारुचिकृमिप्रणुत् ॥ ८९ ॥
व्रणपित्तकफच्छर्दिकुष्ठहृल्लासमेहनुत्।
निम्बपत्रं स्मृतं नेत्र्यं कृमिपित्तविषप्रणुत् ॥९०॥
वातलं कटुपाकं च सर्वारोचककुष्ठनुत्।
निम्बफलं रसे तिक्तं पाके तु कटु भेदनम्।
स्निग्धं लघूष्णं कुष्ठघ्नं गुल्मार्शः कृमिमेहनुत् ॥९१॥

अन्वय–निम्ब शीत लघु ग्राही कटुपाक अहृद्य (सन्) अग्निवातनुत् श्रमतृट्कासज्वरारुचिकृमिप्रणुत् व्रणपित्तकफच्छर्दिकुष्ठहृल्लासमेहनुत् (अस्ति). निम्बपत्र नेत्र्य वातल च कटुपाक (सत्) सर्वारोचककुष्ठनुत् कृमिपित्तविषप्रणुत् (अस्ति). निम्बफल रसे तिक्त पाके तु कटु भेदन स्निग्ध लघु उष्ण च (सत्) कुष्ठघ्न गुल्मार्शः कृमिमेहनुत् (अस्ति) ॥

લીંબડો ટાઢો, હલકો, ઝાડાને રોકનાર, પાકમાં તીખો અને મનને ન ગમે એવો હોઈ અગ્નિ, વાયુ, શ્રમ, તરશ, તાવ, અરુચિ, કૃમિ, મણ, પિત્ત, કફ, ઊલટી, કોઢ, મોળઊબકા તથા પ્રમેહને મટાડનાર છે. લીંબડાનું પાદડું નેત્રને હિતકારી, વાયુ કરનાર તથા પાકમાં તીખું હોઈ સઘળી અરુચિ, કોઢ, કૃમિ, પિત્ત તથા ઝેરને મટાડનાર છે. લીંબડાનુ ફળ રસમાં કડવું, પાકમાં તીખું, ઝાડો લગાડનાર, સ્નિગ્ધ, હલકું અને ગરમ હોઈ કોઢ, ગોળો, અરશ, કૃમિ તથા પ્રમેહને મટાડનાર છે. ૮૯-૯૧

બકાનનાં નામો

महानिम्बः स्मृतोद्रेका रम्यको विषमुष्टिकः।
केशा मुष्टिर्निम्बकश्च कार्मुको जीव इत्यपि ॥९२॥

अन्वय–महानिम्ब उद्रेका स्मृता (तथा) रम्यक विषमुष्टिक केशा मुष्टि निम्बक च कार्मुक जीवः इत्यपि (कथ्यते) ॥

મહાનિંબ,[1] ઉદ્રેકા,[2] રમ્યક,[3] વિષમુષ્ટિક,[4] કેશા,[5] મુષ્ટિ,[6] નિંબક,[7] કાર્મુક[8] અને જીવ[9] એટલાં બકાનનાં સંસ્કૃત નામો છે. ૯૨

१. महाँश्चासौ निम्ब महानिम्ब–એક જાતનો મોટો લીંબડો જ હોવાથી મહાનિંબ–બકાન.

२. उद्रिच्यते हिमगुणेन रूक्षत्वेन कषायत्वेन च निम्बात्, उत्पूर्वकात् रिचिर् विरेचने इत्यस्माद् घञ्, 'चजोः कु घिण्ण्यतोः' इति कुत्व, टाप्–શીતળતા, રૂક્ષતા તથા તૂરાશના ગુણોથી લીંબડાના કરતા જે ચડિયાતી છે. તેથી ઉદ્રેકા–બકાન

३ रम्यते अनेन भ्रमच्छर्दिकुष्ठादिरोगिभि, रमु क्रीडायां–ण्यत्, संज्ञायां च कन्–જેને લીધે શ્રમ, ઊલટી તથા કોઢ વગેરેના રોગીઓને પોતાના રોગો દૂર થતા આનંદ થાય છે, તેથી રમ્યક–બકાન.

४. विष मुष्टिकाया मुष्यत–नाश्यते अनेन, मुष स्तेये–क्तिन्–संज्ञायां च कन्–જેનાથી ઉદરનુ ઝેર નાશ કરાય છે, તેથી વિષમુષ્ટિક–બકાન.

५. क्लिश्नाति–विबाधते कफपित्तभ्रमादीन् रोगान्–क्लिश् विबाधने–' क्लिशेरन् लो लोपश्च ' इत्यौणादि अन्–प्रत्यय, लकारस्य च लोप, अजादित्वात् टाप्–જે કફ, પિત્ત, શ્રમ આદિ રોગોને મટાડે છે, તેથી કેશા–બકાન

६. मुष्यते–नाश्यते अनया प्रमेहादि–मुष स्तेये, क्तिन्–પ્રમેહ આદિ રોગોનો જે નાશ કરે છે, તેથી મુષ્ટિ–બકાન.

७. निम्ब इव कायति विशेषगुणै–कै शब्दे–'आतोऽनुपसर्गे' इति क–અમુક ખાસ ગુણોથી જે લીંબડા જેવી કહેવાય છે, તેથી નિંબક–બકાન

८. कुष्ठादिरोगनिवारणरूपाय कर्मणे प्रभवति 'कर्मण

उकम्'–કોઢ વગેરે રોગોને અટકાવવા રૂપ કર્મ માટે જે સમર્થ થાય છે, તેથી કાર્મુક–બકાન.

૯. जीवयति श्वासगुल्मादिरोगिणं रोगनिवारणेन, जीव प्राणधारणे–ण्यन्तात् पचाद्यच्–શ્વાસ, ગોળો વગેરેના રોગીને રોગ મટાડી જે જિવાડે છે, તેથી જીવ–બકાન.

### બકાનના ગુણો

**महानिम्बो हिमो रूक्षस्तिक्तो ग्राही कषायकः ।**
**कफपित्तभ्रमच्छर्दिकुष्ठहृल्लासरक्तजित् ।**
**प्रमेहश्वासगुल्मार्शोमूषिकाविषनाशनः ॥ ९३ ॥**

अन्वय –महानिम्बः हिमः रूक्षः तिक्तः ग्राही कषायकः (सन्) कफपित्तभ्रमच्छर्दिकुष्ठहृल्लासरक्तजित् प्रमेहश्वासगुल्मार्शोमूषिकाविषनाशनः (अस्ति) ॥

બકાન ટાઢી, રૂક્ષ, કડવી, ઝાડાને રોકનાર અને તૂરી હોઈ કફ, પિત્ત, ભ્રમ, ઊલટી, કોઢ, મોળ–ઊબકા, લોહીનો બગાડ, પ્રમેહ, શ્વાસ, ગોળો, અરશ, તથા ઉંદરના ઝેરનો નાશ કરે છે. ૯૩

### કરંજ( ફરહદ )નાં નામો તથા ગુણો

**पारिभद्रो निम्बतरुर्मन्दारः पारिजातकः ।**
**पारिभद्रोऽनिलश्लेष्मशोथमेदःकृमिप्रणुत् ।**
**तत्पत्रं पित्तरोगघ्नं कर्णव्याधिविनाशनम् ॥९४॥**

अन्वय –पारिभद्र निम्बतरु मन्दार पारिजातक (इति नामानि, गुणाश्च–) पारिभद्रः अनिलश्लेष्मशोथमेदःकृमिप्रणुत् (अस्ति), तत्पत्रं पित्तरोगघ्नं कर्णव्याधिविनाशनम् (भवति) ॥

પારિભદ્ર,[1] નિંબતરુ,[2] મંદાર[3] અને પારિજાતક[4] એટલા કરંજ×ની એક જાતનાં સંસ્કૃત નામો છે. એ વાયુને, કફને, સોજાને, મેદને તથા કૃમિને મટાડે છે; એના પાંદડાં પિત્તરોગને તથા કાનના રોગને મટાડે છે.૯૪

૧. पारम् अस्यास्ति–' अत इनि० '–पारि–पारं गतं भद्रं यस्य, यद्वा परितो भद्रं यस्य–प्रज्ञाद्यण्–જેના સંબંધથી પરિપૂર્ણ કલ્યાણ થાય છે, તેથી પારિભદ્ર–કરંજની એક જાત.

૨. निम्बाख्य तरुर्निम्बसदृशो वा तरु –લીંબડાના નામનું અથવા લીંબડા જેવું જે ઝાડ હોય છે, તેથી નિંબતરુ–કરંજની એક જાત

૩. मन्दा अरा यस्य सः, मन्दम् ऋच्छति उ–ऋ गतौ, ' कर्मण्यण् ', यद्वा मन्द्यते–स्तूयते जनै., मदि स्तुत्यादौ. 'अमिमदिमन्दिभ्य आरन्'–જેના આરા ઓછા હોય છે, અથવા જે ધીમી અસર કરે છે, અથવા અમુક ખાસ ગુણોને લીધે લોકો જેને વખાણે છે, તેથી મંદાર–કરંજની એક જાત.

૪. पारि–पारं गत जन्म यस्य स', यद्वा पारिंसमुद्राज्जात', स्वार्थे कन्–જેનો જન્મ સફળ થયેલો ગણાય છે અથવા સમુદ્રમાંથી જેનો જન્મ થયો છે, તેથી પારિજાતક–એક જાતનું કરંજ વૃક્ષ.

×ચરકસંહિતામાં કરંજના તેલને લેખનીય (ધાતુ પાતળી કરનાર) ગણેલ છે

સુશ્રુતસંહિતામાં આને કફવાતપ્રશમન, રક્તશોધન, કુષ્ઠઘ્ન તથા કફમેદોનિવારક ગણેલ છે.

### કાંચનારનાં તથા કોવિદારનાં નામો તથા ગુણો

**काञ्चनारः काञ्चनको गण्डारिः शोणपुष्पकः ।**
**कोविदारश्चमरिकः कुद्दालो युगपत्रकः ॥९५॥**
**कुण्डली ताम्रपुष्पश्चाश्मन्तकः स्वल्पकेसरी ।**
**काञ्चनारो हिमो ग्राही तुवरः श्लेष्मपित्तनुत् ॥९६॥**
**कृमिकुष्ठगुदभ्रंशगण्डमालाव्रणापहः ।**
**कोविदारोऽपि तद्वत्स्यात्तयोः पुष्पं लघु स्मृतम् ।**
**रूक्षं संग्राहि पित्तास्रप्रदरक्षयकासनुत् ॥९७॥**

अन्वय –काञ्चनारः काञ्चनकः गण्डारिः शोणपुष्पकः (तथा च) कोविदारः चमरिकः कुद्दालः युगपत्रकः कुण्डली ताम्रपुष्पः अश्मन्तकः च स्वल्पकेसरी (इति नामानि, गुणाश्च–) काञ्चनारः हिमः ग्राही तुवरः (सन्) श्लेष्मपित्तनुत् कृमिकुष्ठगुदभ्रंशगण्डमालाव्रणापहः (अस्ति) कोविदारः अपि तद्वत् स्यात्, तयोः पुष्पं लघु रूक्षं संग्राहि (सत्) पित्तास्रप्रदरक्षयकासनुत् (अस्ति)॥

કાંચનાર,[1] કાંચનક,[2] ગંડારિ[3] અને શોણપુષ્પક,[4] એટલાં કાંચનારનાં સંસ્કૃત નામો છે. કોવિદાર,[1] ચમરિક,[2] કુદ્દાલ,[3] યુગપત્રક,[4] કુંડલી,[5] તામ્રપુષ્પ,[6] અશ્મંતક[7] અને સ્વલ્પકેસરી[8] એટલાં કોવિદાર નામની કાંચનારની જ એક જાતનાં નામો છે. કાંચનાર ટાઢો, ઝાડાને રોકનાર અને તૂરો હોઈ કફ, પિત્ત, કૃમિ, કોઢ, આમળ, ગંડમાલા અને વ્રણને મટાડનાર છે. કોવિદારના પણ એ જ ગુણો છે; એ બંનેનાં પુષ્પ હલકાં, રૂક્ષ અને ઝાડાને રોકનાર હોઈ પિત્ત, લોહીનો બગાડ અથવા રક્તપિત્ત રોગ, પ્રદર, ક્ષય તથા ઉધરસને મટાડનાર છે. ૯૫-૯૭

૧. काञ्चनं–काञ्चनवर्णं ऋच्छति पुष्पेषु–ऋ गतौ– 'कर्मण्यण्'–જેનાં ફૂલ સોનેરી થાય છે, તેથી કાંચનાર

૨. काञ्चनम् इव कायति-प्रकाशते पुष्पैः, कै शब्दे 'आतोऽनुपसर्गे.' इति क -જે સોનેરી ફૂલોથી સોના જેવો પ્રકાશે છે, તેથી કાચ્નક-કાંચનાર

૩. गण्डस्य-गण्डमालारोगस्य अरिः नाशकत्वात्-જે ગંડમાલા રોગનો શત્રુ હોઈ નાશ કરે છે, તેથી ગડારિ-કાચનાર.

૪. शोणानि-रक्तपीतवर्णानि पुष्पाणि यस्य स -જેનાં ફૂલ લાલપીળાં હોય છે, તેથી શોણપુષ્પ-કાંચનાર

૧. कु-भूमिं विदारयति-दृ विदारणे 'कर्मण्यण्'-पृषोदरादि -જે જમીનને ફાડી નાખે છે અથવા મણુને મટાડે છે, લોહીવિકાર દૂર કરે છે, તેથી કોવિદાર-કાંચનારની એક જાત.

૨. चमरम् अस्ति अस्य-'अत इनिठनौ' इति ठन्-જેને ચામર જેવા ગુચ્છા થાય છે, તેથી ચમરિક-કાંચનારની એક જાત.

૩. कुम् उद्दालयति-दल विदारणे-'कर्मण्यण्'-शाकन्ध्वादि -ઉપરના પહેલા નામ કોવિદાર જેવો જ અર્થ થાય છે.

૪. युग-युग्म पत्र यस्य स -જેને જોડકારૂપે પાન હોય છે, તેથી યુગપત્રક-કોવિદાર.

૫. कुण्डल-कुण्डलनम्-कुण्डलानुकरणम् अस्ति अस्य-'अत इनि.'-જેનું અનુકરણ-ફેલાવું કુંડલાકાર-કુંડળ જેનું ગોળાકાર હોય છે, તેથી કુંડલી-કોવિદાર.

૬. ताम्राणि-रक्तवर्णानि पुष्पाणि यस्य स -જેના ફૂલ રાતાં હોય છે, તેથી તામ્રપુષ્પ-કોવિદાર.

૭. अश्मनोऽप्यन्त करोति-'अन्तयतर्ण्युट्'-જે પથરાને પણ તોડી નાખે છે. તેથી અશ્મન્તક-કોવિદાર

૮. स्वल्पा केसरा यस्य स -જેને કેસરા ઘણા જ થોડા હોય છે, તેથી સ્વલ્પકેસરી-કોવિદાર

**કાળા, ધોળા તથા રાતા સરગવાનાં નામો**

**शोभाञ्जन शिग्रुतीक्ष्णगन्धकाक्षीवमोचकाः ।**
**तद्बीजं श्वेतमरिचं मधुशिग्रुः सलोहितः ॥९८॥**

अन्वय -शोभाञ्जन शिग्रु-तीक्ष्णगन्धक-अक्षीव-मोचकाः (इति नामानि), तद्बीजं श्वेतमरिचं (कथ्यते) मधुशिग्रुः सलोहितः उच्यते ॥

શોભાંજન,[1] શિગ્રુ,[2] તીક્ષ્ણગંધક,[3] અક્ષીવ[4] અને મોચક[5] એટલાં સરગવા*નાં સંસ્કૃત નામો છે. સરગવાનું બીજ શ્વેત-મરિચ-ધોળું મરી કહેવાય છે. રતાશવાળો સરગવો મધુશિગ્રુ[6] કહેવાય છે. ૯૮

૧. शोभाम् अनक्ति विशेषगुणैः सुन्दरपुष्पैश्च, अञ्जू व्यक्तिम्रक्षणादौ, कर्तरि ल्युट् 'बहुलमन्यत्रापि' इति युज् वा-ખાસ ગુણોને લીધે તથા સુંદર પુષ્પોથી જે શોભા પ્રકટ કરે છે, તેથી શોભાંજન-સરગવો

૨. शिनोति-तीक्ष्णताम् आवहति, शिञ् निशाने-'जन्वादयश्च' इत्युणादि (४-१०२) निपात -જે તીક્ષ્ણતા ધારણ કરે છે, તેથી શિગ્રુ-સરગવો

૩. तीक्ष्ण गन्ध यस्य स -'शेषाद्विभाषा' इति कप्-જેની ગંધ તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણગંધ-સરગવો

૪. न क्षीवते क्षीवयति वा, क्षीवृ मदे-पचाद्यच्, क्षयो-रैक्यम्-જે મદ અથવા કફ કરતો નથી, તેથી અક્ષીવ-સરગવો.

૫. मोचयति नानारोगेभ्य -ण्वुल्-જે અનેક જાતના રોગોથી છોડાવે છે, તેથી મોચક-સરગવો.

૬. मधु -मधुसदृशकिंचिद्रक्तवर्णमाधुर्यगुणविशेषयुक्तश्चासौ शिग्रु -मधुशिग्रु -शाकपार्थिवादि -જે મધ જેવા કંઈક રાતા રંગનો અને વધારે પડતી મીઠાશ-ગુણવાળો હોય છે, તેથી મધુશિગ્રુ-રાતો સરગવો

* કેટલાક વૈદ્યો સરગવાને ગરમ, તીક્ષ્ણ, પેશાબ વધારનાર અને ચામડી પર લગાડવાથી ચામડીને લાલ કરનાર ગણે છે, બીજને પણ ગરમ ગણે છે અને તેને શ્વેતમરીચના નામથી ઓળખે છે.

**હારિતસંહિતામાં** સરગવાની બે જાત વર્ણવી છે-લાલ અને સફેદ. ચામડી લાલ કરવામાં લાલ કરતા સફેદ વધારે ગુણ ધરાવે છે, તોપણ અંદર ખવડાવવાના ઉપયોગ માટે લાલ જાત વધારે પસંદ કરાય છે અને તે કાળજું તથા બરલની ગાંઠ મોટી થઈ હોય ત્યારે અપાય છે. શરીરના અંદરના ભાગમાં ઊંડો સોજો હોય ત્યારે મૂળિયાની છાલનો ઉકાળો કરી સોજા ઉપર શેક કરવામાં તે વપરાય છે, તેમ જ પેશાબની થેલીમાં થયેલી પથરી ઉપર પણ ઉપયોગી ગણેલ છે. આ ઝાડનો ગુંદર તલના તેલ સાથે મેળવીને કાનમાં ચસકા આવતા હોય ત્યારે રેડવાથી આરામ થાય છે.

**ચરકસંહિતામાં** આ ઝાડની છાલ તથા મૂળિયાને શિરોવિરેચન અને સ્વેદોપગ (પસીનો લાવનાર), ગણેલ છે.

- **સુશ્રુતસંહિતામાં** આને કફમેદોનિવારક, શિર-શૂલનાશક અને ગુલ્મવિદ્રધિનાશક ગણેલ છે.

### સરગવાના ગુણો

शिग्रुः कटुः कटुः पाके तीक्ष्णोष्णो मधुरो लघुः ।
दीपनो रोचनो रूक्षः क्षारस्तिक्तो विदाहकृत् ॥९९
संग्राही शुक्लो हृद्यः पित्तरक्तप्रकोपनः ।
चक्षुष्यः कफवातघ्नो विद्रधिश्वयथुकृमीन् ॥१००
मेदोऽपचीविषप्लीहगुल्मगण्डव्रणान् हरेत् ।
श्वेतः प्रोक्तगुणो ज्ञेयो विशेषाद्दाहकृद्भवेत् ॥१०१
प्लीहानं विद्रधिं हन्ति व्रणघ्नः पित्तरक्तहृत् ।
मधुशिग्रुः प्रोक्तगुणो विशेषाद्दीपनः सरः ॥१०२॥
शिग्रुवल्कलपत्राणां स्वरसः परमार्तिहृत् ।
चक्षुष्यं शिग्रुजं बीजं तीक्ष्णोष्णं विषनाशनम् ।
अवृष्यं कफवातघ्नं तन्नस्येन शिरोऽर्तिनुत् ॥१०३॥

अन्वय –( अथ तद्गुणा –) शिग्रु. कटु पाके (अपि) कटु तीक्ष्णोष्ण मधुर लघु दीपन. रोचनः रूक्षः क्षारः तिक्त विदाहकृत् संग्राही शुक्ल हृद्य पित्तरक्तप्रकोपन चक्षुष्य कफवातघ्न (सन्) विद्रधिश्वयथुकृमीन् मेदोऽपचीविषप्लीहगुल्मगण्डव्रणान् हरेत्, श्वेत (शिग्रु) प्रोक्तगुण ज्ञेय विशेषात् दाहकृद् भवेत्। (तथा च) प्लीहान विद्रधिं हन्ति, व्रणघ्न पित्तरक्तहृत् (अस्ति)। मधुशिग्रु प्रोक्तगुण (सन्) विशेषात् दीपन सरः (अस्ति)। शिग्रुवल्कलपत्राणा स्वरस परमार्तिहृत् (अस्ति), शिग्रुज बीज चक्षुष्य तीक्ष्णोष्णम् अवृष्य विष नाशन कफवातघ्नं तत् नस्येन शिरोऽर्तिनुत् (भवति)॥

સરગવો તીખો, પાકમાં પણ તીખો, તીક્ષ્ણ, ગરમ, મધુર, હલકો, અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર; રૂક્ષ, ખારો, કડવો, દાહ કરનાર, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, હૃદયને ગમે એવો, પિત્ત તથા લોહીનો પ્રકોપ કરનાર, નેત્રને હિતકારી અને કફ, વાયુ, અંદરનું ગૂમડું, સોજા, કૃમિ, મેદ, ગળાની ગાંઠ, ઝેર, બરલનું દરદ, ગોળો, ગંડમાળ તથા વ્રણને મટાડનાર છે. ધોળો સરગવો પણ ઉપર કહેલા ગુણવાળો છે; પરંતુ તે વિશેષે કરી દાહ કરે છે અને બરલનું દરદ, અંદરનું ગૂમડું, વ્રણ, પિત્ત તથા લોહીના બગાડને મટાડનાર છે. રાતો સરગવો પણ એ જ ગુણોવાળો છે અને તે વિશેષે કરી અગ્નિને પ્રદીપ્ત કરનાર છે. સરગવાની છાલ અને પાંદડાંનો રસ ભારે પીડાને મટાડનાર છે. સરગવાનું બીજ નેત્રને હિતકારી, તીક્ષ્ણ અને ગરમ હોઈ વીર્યને વધારનાર નથી, પણ ઝેર, કફ તથા વાયુનો નાશ કરનાર છે; એ બીજનું નસ્ય દેવામાં આવે તો તેથી માથાનું દરદ મટે છે. ૯૯–૧૦૩

### ધોળાં તથા કાળાં ફૂલવાળી ગરણીનાં નામો તથા ગુણો

आस्फोता गिरिकर्णी स्याद्विष्णुक्रान्तापराजिता ।
अपराजिते कटू मेध्ये शीते कण्ठ्ये सुदृष्टिदे ॥१०४॥
कुष्ठमूत्रत्रिदोषामशोथव्रणविषापहे ।
कषाये कटुके पाके तिक्ते च स्मृतिबुद्धिदे ॥१०५॥

अन्वय –आस्फोता गिरिकर्णी विष्णुक्रान्ता अपराजिता (इतिनाम्नी) स्यात्, अपराजिते कटू मेध्ये शीते कण्ठ्ये सुदृष्टिदे कषाये कटुके पाके च तिक्ते स्मृतिबुद्धिदे कुष्ठमूत्रत्रिदोषामशोथव्रणविषापहे (स्त)॥

આસ્ફોતા,[1] ગિરિકર્ણી[2] વિષ્ણુક્રાંતા,[3] અને અપરાજિતા[4] એટલાં ગરણીનાં સંસ્કૃત નામો છે. બન્ને ગરણી તીખી, પવિત્ર, ટાઢી, કંઠને હિતકારી, દૃષ્ટિને સારી કરનાર, તૂરી, પાકમાં તીખી, સ્મૃતિ તથા બુદ્ધિને આપનાર અને કોઢ, મૂત્રનું દરદ, ત્રણે દોષ, આમ, સોજો, વ્રણ તથા ઝેરને મટાડનાર છે. ૧૦૪,૧૦૫

૧. आसमन्तात् स्फोटयति–विकासयति स्मृतिं बुद्धिं च, स्फुटिर् विकसने–ण्यन्तात् अच्–पृषोदरादित्वात् दस्य त, यत्–જે સ્મરણશક્તિ તથા બુદ્ધિને ખૂબ વધારે છે, તેથી આસ્ફોતા–ગરણી.

૨. गिरि–वाल्मूषिकाकर्ण यस्या सा, तत्कर्ण तुल्यपत्रत्वात्–'पाककर्णे'ति ङीप्–નાની ઉંદરડીના કાન જેવાં જેના પાંદડાં હોય છે, તેથી ગિરિકર્ણી–ગરણી.

૩. विष्णुना क्रान्ता–व्याप्ता मेध्यत्वात्–પવિત્ર હોવાથી વિષ્ણુ વડે જે વ્યાપ્ત મનાય છે. તેથી વિષ્ણુક્રાન્તા–ગરણી.

૪. न पराजीयते स्म ओषध्यन्तरैर्या विशेषगुणत्वात्, परापूर्वकात् जि जये–इत्यस्मात् कर्मणि क्त, टाप्–જે ખાસ ઉત્તમ ગુણોવાળી હોવાથી બીજી ઔષધિઓથી કદી જિતાઈ નથી, તેથી અપરાજિતા–ગરણી.

### ધોળાં તથા કાળાં ફૂલવાળી નગોડનાં નામો

सिन्दुवारः श्वेतपुष्पः सिन्दुकः सिन्दुवारकः ।
नीलपुष्पी तु निर्गुण्डी शेफाली सुवहा च सा ॥१०६

अन्वय –सिन्दुवार श्वेतपुष्पः सिन्दुक सिन्दुवारकः, नीलपुष्पी तु निर्गुण्डी शेफाली सा च सुवहा (कथ्यते)॥

સિંદુવાર,[1] શ્વેતપુષ્પ,[2] સિંદુક[3] અને

સિંદુવારક[4] એટલા ધોળા ફૂલવાળી નગોડ ના સંસ્કૃત નામો છે તેમ જ નીલપુષ્પી,[1] નિર્ગુંડી,[2] શેફાલી[3] અને સુવહા[4] એટલા કાળા ફૂલવાળી નગોડના નામો છે ૧૦૬

૧ स्यन्दते-प्रस्रवति, स्यन्दू प्रस्रवणे 'स्यन्देः सम्प्रसारणं धश्च' इत्यौणादिक-बाहुलकाद् अत्र धा न, सिन्दु वृणाति वारयति वा सिन्दुवार-वृञ् वरणे, वृञ् आवरणे वा, 'कर्मण्यण्-જે રસને સ્વીકારે છે અથવા રસથી વ્યાપ્ત હોય છે તેથી સિંદુવાર-નગોડ

૨ श्वेतानि पुष्पाणि यस्य सः-જેના ફૂલ ધોળા હોય છે તેથી શ્વેતપુષ્પ-નગોડ

૩ सिन्दुः एव सिन्दुकः-स्वार्थे कन्-જે રસમય હોય છે, તેથી સિન્દુક-ધોળા ફૂલવાળી નગોડ

૪ सिन्दुवार एव सिन्दुवारक-અર્થ વગેરે પડેલા નામ પ્રમાણે

૧ नीलानि पुष्पाणि यस्याः सा-જેના ફૂલ કાળા થાય છે, તેથી નીલપુષ્પી-નગોડ

૨ निर्गुण्डति-अत्यन्तं रक्षति कृमिकुष्ठादिरोगेभ्यः-निर्पूर्वक-गुडि रक्षायाम्- इगुपधे'ति क-पृषोदरादि, यद्वा गुडा-वेष्टनाभिगता, गौरादित्वाद् ङीप्-જે કરમિયા, કોઢ વગેરે રોગોથી રક્ષા કરે છે અથવા કોઈ જાતના વેષ્ટનથી રહિત હોય છે તેથી નિર્ગુંડી-નગોડ

૩ शेरते इति शेफा-शीङ् स्वप्ने बाहुलकात् फ (उणादि) शेफा-अलयः यस्याः सा सुगन्धित्वात् 'नदिकारादक्तिन' इति वा ङीप्-જેમા સુગંધ હોવાથી ભમરા સૂઈ રહે છે, તેથી શેફાલી-નગોડ

૪ सुष्ठु वहति आमोदम्, वह प्रापणे-पचाद्यच्-જે ઉત્તમ સુગંધને ધારણ કરે છે, તેથી સુવહા-નગોડ

બન્ને નગોડના ગુણો

सिन्दुकः स्मृतिदस्तिक्तः कषायः कटुको लघुः ।
केश्यो नेत्रहितो हन्ति शूलशोथाममारुतान् १०७
कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान्नीलापि तद्विधा ।
सिन्दुवारदलं जन्तुवातश्लेष्महरं लघु ॥ १०८ ॥

अन्वय-सिन्दुकः स्मृतिदः तिक्तः कषायः कटुकः लघुः केश्यः नेत्रहितः (सन्) शूलशोथाममारुतान् कृमिकुष्ठारुचिश्लेष्मज्वरान् हन्ति, नीला अपि तद्विधा (अस्ति), सिन्दुवारदलं लघु (सत्) जन्तुवातश्लेष्महरम् (अस्ति) ॥

બન્ને નગોડ સ્મૃતિ આપનાર, કડવી, તૂરી, તીખી, હલકી, કેશને સારી, નેત્રને હિતકારી અને શૂળ, સોજા, આમવાયુ, કૃમિ, કોઢ, અરુચિ, કફ તથા તાવને મટાડનાર છે નગોડનું ફૂલ હલકું અને જીવડા, વાયુ તથા કફને હરનાર છે ૧૦૭,૧૦૮

ઇંદ્રજવના ઝાડના નામો

कुटजः कूटजः कौटो वत्सको गिरिमल्लिका ।
कालिङ्गः शक्रशाखी च मल्लिकापुष्प इत्यपि ।
इन्द्रो यवफलः प्रोक्तो वृक्षकः पाण्डुरद्रुमः ॥ १०९

अन्वय-कुटजः कूटजः कौटः वत्सकः गिरिमल्लिका कालिङ्गः शक्रशाखी च मल्लिकापुष्पः इत्यपि (तथा च) इन्द्रः यवफलः वृक्षकः पाण्डुरद्रुमः प्रोक्तः ॥

કુટજ,[1] કૂટજ,[2] કૌટ,[3] વત્સક,[4] ગિરિમલ્લિકા,[5] કાલિંગ,[6] શક્રશાખી,[7] મલ્લિકાપુષ્પ,[8] ઇંદ્ર,[9] યવફલ,[10] વૃક્ષક[11] અને પાંડુરદ્રુમ[12] એટલા ઇંદ્રજવના ઝાડના સંસ્કૃત નામો છે. ૧૦૯

૧ कुटे-गिरिशृङ्गे जायते स्म-'सप्तम्यां जनेर्डः', पृषोदरादि-પર્વતના શિખર ઉપર જે ઉત્પન્ન થાય છે, તેથી કુટજ-ઇંદ્રજવનું ઝાડ

૨ કૂટજ-ની વ્યુત્પત્તિ ઉપર પ્રમાણે જ છે

૩ कूटे-गिरिशृङ्गे भवः 'तत्र भवः' इत्यण्-પર્વતના શિખર ઉપર થાય છે, તેથી કૌટ-ઇંદ્રજવનું ઝાડ

૪ वदति-दीपनत्वादिगुणान्, वद व्यक्तायां वाचि-'वृतुवदिवचिवसिहनिकमिकषिभ्यः सः' ततः संज्ञायां कन्-દીપનપણું આદિ પોતાના ગુણોને જે જણાવે છે તેથી વત્સક-ઇંદ્રજવનું ઝાડ

૫ गिरेः मल्ली इव-इवार्थे कन्-પર્વતનો જાણે મોગરો હોય તેવી છે, તેથી ગિરિમલ્લિકા-ઇંદ્રજવનું ઝાડ

૬ कलिङ्गदेशे भवः-भवार्थे अण्-કલિંગદેશમાં જે થાય છે, તેથી કાલિંગ-ઇંદ્રજવનું ઝાડ

૭ शक्रनाम्ना शाखी-वृक्षः-शाकपार्थिवादि-જે ઝાડ ઇંદ્રના નામથી કહેવાય છે તેથી શક્રશાખી-ઇંદ્રજવનું ઝાડ

૮ मल्लिकाया इव पुष्पं यस्य सः-જેનું ફૂલ મોગરા જેવું હોય છે તેથી મલ્લિકાપુષ્પ-ઇંદ્રજવનું ઝાડ

૯ इन्दति-परमम् ऐश्वर्यं प्राप्नोति गुणानाम् इन्द्रः-इदि परमैश्वर्ये 'ऋज्रेन्द्र' इति रन्-ઇંદ્રની પેઠે ગુણોના પરમ ઐશ્વર્યને જે પામે છે, તેથી ઇંદ્ર-ઇંદ્રજવનું ઝાડ

૧૦ यवस्येव फलं यस्य सः-જેનું ફળ જવના જેવું હોય છે તેથી યવફલ-ઇંદ્રજવનું ઝાડ

૧૧ ह्रस्वः वृक्षः वृक्षकः, यद्वा वृश्चति-छिनत्ति कफपित्तादिविकारान्-उणादि (३-६६) सक्, ततः स्वार्थे कन्-જેનું ઝાડ નાનું હોય છે, તેથી અથવા

કફપિત્ત વગેરે વિકારોનો જે નાશ કરે છે, તેથી વૃક્ષક-ઇંદ્રજવનું ઝાડ.

૧૨. पाण्डुरद्रुमो द्रुम –જેનું ઝાડ ધોળા રંગનું અથવા ધોળા ને પીળા મિશ્ર રંગનું હોય છે, તેથી પાંડુરદ્રુમ-ઇંદ્રજવનું ઝાડ.

**ઇંદ્રજવના ઝાડના ગુણો**

कुटजः कटुको रूक्षो दीपनस्तुवरो हिमः ।
अर्शोऽतिसारपित्तास्रकफतृष्णामकुष्ठनुत् ॥११०॥

अन्वय –कुटज कटुक रूक्ष दीपन. तुवर: हिम. (सन्) अर्शोऽतिसारपित्तास्रकफतृष्णामकुष्ठनुत् (अस्ति)॥

ઇંદ્રજવનું ઝાડ તીખું, રૂક્ષ, અગ્નિને પ્રદીપ્ત કરનાર. તુરું અને ટાઢું હોઈ અરશ, અતિસાર, રક્તપિત્તનો રોગ, કફ, તરશ, આમ તથા કોઢને મટાડનાર છે. ૧૧૦

૨, બે જાતનાં કરંજનાં નામો તથા ગુણો

करञ्जो नक्तमालश्च करजश्चिरबिल्वकः ।
घृतपूर्णकरञ्जोऽन्यः प्रकीर्य. पूतिकोऽपि च ॥१११
स चोक्तः पूतिकरजः सोमवल्कश्च स स्मृतः ।
करञ्जः कटुकस्तीक्ष्णो वीर्योष्णो योनिदोषहृत् ११२
कुष्ठोदावर्तगुल्मार्शोव्रणकृमिकफापहः ।
तत्पत्रं कफवातार्शःकृमिशोथहरं परम् ॥ ११३ ॥
भेदनं कटुकं पाके वीर्योष्णं पित्तलं लघु ।
तत्फलं कफवातघ्नं मेहार्शःकृमिकुष्ठजित् ।
घृतपूर्णकरञ्जोऽपि करञ्जसदृशो गुणै. ॥ ११४ ॥

अन्वय –करञ्ज च नक्तमाल करज· चिरबिल्वक (इति कथ्यते), अन्य. घृतपूर्णकरञ्ज प्रकीर्य अपि च स पूतिक उक्त, स च पूतिकरज च सोमवल्क स्मृत । करञ्ज कटुक तीक्ष्ण वीर्योष्ण योनिदोषहृत् कुष्ठोदावर्त गुल्मार्शोव्रणकृमिकफापह (अस्ति), तत्पत्र पर भेदन पाके कटुक वीर्योष्ण पित्तल लघु (सत्) कफवातार्श कृमिशोथ-हर (भवति)। तत्फल कफवातघ्न मेहार्श कृमिकुष्ठजित् (अस्ति), घृतपूर्णकरञ्ज अपि गुणै करञ्जसदृश (भवति)॥

કરંજ,[1] નક્તમાલ,[2] કરજ[3] અને ચિરબિલ્વક[4] એટલા કરંજનાં સંસ્કૃત નામો છે. તેમ જ ઘૃતપૂર્ણકરંજ,[1] પ્રકીર્ય,[2] પૂતિક,[3] પૂતિકરંજ[4] અને સોમવલ્ક[5] એટલાં કરંજની બીજી જાતના નામો છે. કરંજ, તીખો, તીક્ષ્ણ, ઉષ્ણવીર્ય, યોનિના દોષને હરનાર અને કોઢ, ઉદાવર્ત રોગ, ગોળો, અરશ, કૃમિ, વ્રણ તથા કફને મટાડનાર છે. કરંજનાં પાંદડાં લાંબાકાળે મળ તોડનાર, પાકમાં તીખાં, ઉષ્ણવીર્ય, પિત્ત કરનાર અને હલકાં હોઈ કફ, વાયુ, અરશ, કૃમિ તથા સોજાને અત્યંત મટાડનાર છે. કરંજનું ફળ કફ, વાયુ, પ્રમેહ, અરશ, કૃમિ તથા કોઢને મટાડનાર છે. ઘૃતપૂર્ણકરંજમાં પણ કરંજના જેવા જ ગુણો છે. ૧૧૧-૧૧૪

૧. क–सुख जलं वा रञ्जयति–कर्मण्यण्–સુખ અથવા પાણીને જે રંગી દે છે, તેથી કરંજ.

૨. नक्तं माल –धारण यस्य, यद्वा नक्तम् अन्-मन्तात् अलति–अल भूषणादौ–पचाद्यच्–જેનું ધારણ પોષણ રાત્રિ છે, અથવા રાત્રિના વખતે ચારે બાજુથી જે શોભે છે, તેથી નક્તમાલ-કરંજ.

૩. करेण–शाखास्पेण जन्यते–'अन्यत्रापि' इति ड, यद्वा पूर्ववत् क–सुखं जलं वा 'रञ्जयति–त्यजरज.' इति निर्देशाद् अनिदित्यपि नलोप·, सज्ञापूर्वकत्वान्न वृद्धि–જેને ડાળાં વાળીને ઉત્પન્ન કરાય છે, ઉગાડાય છે, તેથી કરજ-કરંજ

૪. चिरं बिलति–भिनत्ति मल, बिल भेदने–स्वुन् काद् व –संज्ञायां कन्–જે લાંબા કાળે મળને તોડે છે, તેથી ચિરબિલ્વક-કરંજ.

૧. घृतसदृशेन रसेन पूर्णं करञ्ज –જે ઘી જેવા રસથી ભરેલો હોય છે, તેથી ઘૃતપૂર્ણકરંજ-એક જાતનો કરંજ થાય છે.

૨. प्रकीर्यन्ते–विक्षिप्यन्ते कुष्ठादयोऽनेन, कॄ विक्षेपे अध्न्यादित्वात् (४–११२) उणादिर्यक्–જેનાથી કોઢ વગેરે રોગો મટે છે, તેથી પ્રકીર્ય-કરંજની બીજી જાત.

૩. पूति कायति–दुर्गन्ध ज्ञापयति–कै शब्दे–'आतो नुप०' इति क–જે દુર્ગંધને અથવા પવિત્રતાને જણાવે છે, તેથી પૂતિક-કરંજની બીજી જાત.

૪. पूतिश्चासौ करजश्च–पूतिकरज –અર્થ ઉપર પ્રમાણે

૫, सोमगुणयुक्त वल्कः यस्य स –જેની છાલ ચંદ્રના જેવા સૌમ્ય ગુણવાળી હોય છે, તેથી સોમવલ્ક-કરંજની બીજી જાત.

૩ ઉદકીર્ય નામના ત્રીજા કરંજનાં નામો

उदकीर्यस्तृतीयोऽन्यः षड्ग्रन्थो हस्तिवारुणी ।
मर्कटी वायसी चापि करञ्जी करभञ्जिका ॥११५॥

अन्वय –अन्य तृतीय. (करञ्ज·) उदकीर्य षड्ग्रन्थ. हस्तिवारुणी मर्कटी वायसी अपि च करञ्जी करभञ्जिका (इति नामभि कथ्यते)॥

વળી ત્રીજો ઉદકીર્ય,[1] ષડ્ગ્રંથ,[2] હસ્તિવારુણી,[3] મર્કટી,[4] વાયસી,[5] કરંજી[6] અને કરભંજિકા,[7] એટલાં ઉદકીર્ય નામના કરંજની

જાતના સસ્કૃત નામો છે ૧૧૫

૧ उदरेन कीर्यते-विक्षिप्यते-कृ विक्षेपे 'अल्प्यादि –' પાણીથી જે ઘેરાય અથવા ફેલાય છે, તેથી ઉદકીર્ય–એક જાતનો કરજ

૨ पड् ग्रन्था यस्य स–' अच् प्रत्यन्ववपूर्वात् ' इत्यत्र 'अच्' इति योगविभागात् समासान्तोऽच्, यद्वा षड् ग्रन्था यस्य स–જેને ૭ ગાઠો હોય છે તેથી ષડ્ગ્રંથ–એક જાતનો કરજ

૩ हस्तिन वारुणी इव–હાથીની જાણે મદિરા હોય તેવો તેને મદ કરાવનાર હોવાથી હસ્તિવારુણી–એક જાતનો કરજ

૪ मर्कति–गच्छति यस्माद्रोगान् प्रति, मर्क गतौ, सौत्र तस्मात् 'शकादिभ्याऽटन् इति (उणा० ४–८१) अटन् प्रत्यय, गौरादि –ખેલગી વગેરે રોગોનો નાશ કરવા જે કામ કરે છે, તેથી મર્કટી–એક જાતનો કરજ

૫ वायसानामिव प्रिया–इदमर्थे अण्, अणन्त त्वाद् ङीप् यद्वा वयते–गच्छति कुष्ठादिरोगान् प्रति वय गतौ, 'वयश्च' इति (उणा ३–१२०) असच् जातित्वाद् ङीप्–જે કાગડાઓને પ્રિય હોય છે અથવા કોઢ વગેરે રોગોનો નાશ કરવા જે કામ કરે છે, તેથી વાયસી–એક જાતનો કરજ

૬ क रञ्जयति–'कर्मण्यण्, अणन्तत्वाद् ङीप्–પ્રથમ અપાયેલ કરજ શબ્દ પ્રમાણે જ અર્થ છે

૭ भनक्ति इति भञ्जिका–ण्वुल्, करस्य भञ्जिका–હાથને મસળાવે તેવો હોય છે તેથી કરભંજિકા–એક જાતનો કરજ

ઉદકીર્ય કરજના ગુણો

करञ्जो स्तम्भनी तिक्ता तुवरा कटुपाकिनी ।
वीर्योष्णा वमिपित्तार्शः कृमिकुष्ठप्रमेहजित् ॥११६॥

अन्वय –(उदकीर्य–) करञ्जी स्तम्भनी तिक्ता तुवरा कटुपाकिनी वीर्योष्णा (सती) वमिपित्तार्श कृमि–कुष्ठप्रमेहजित् (अस्ति) ॥

એ કરજ વીર્યને સ્તભાવનાર, કડવો, તૂરો, પાકમા તીખો અને ઉષ્ણવીર્ય હોઈ ઊલટી, પિત્ત, અરશ, કૃમિ, કોઢ તથા પ્રમેહને મટાડનાર છે ૧૧૬

ધોળી તથા રાતી ચણોઠીના નામો

श्वेता गुञ्जोच्चटा प्रोक्ता कृष्णला चापि सा स्मृता ।
रक्ता सा काकचिञ्ची स्यात्काकानन्ती च रक्तिका ।
काकादनी काकपीलु सा स्मृता काकवल्लरी ॥११७॥

अन्वय –श्वेता गुञ्जा उच्चटा प्रोक्ता अपि च सा कृष्णला स्मृता सा च रक्ता काकचिञ्ची काकानन्ती रक्तिका स्यात् सा काकादनी काकपीलु काकवल्लरी स्मृता ॥

(ધોળી અને રાતી એમ બે પ્રકારની ચણોઠી છે, તેમા) ઉચ્ચટા[1] અને કૃષ્ણલા,[2] એ ધોળી ચણોઠી[×]ના નામો છે, અને કાકચિંચી,[1] કાકાનતી,[2] રક્તિકા,[3] કાકાદની,[4] કાકપીલુ[5] તથા કાકવલ્લરી,[6] એટલા રાતી ચણોઠીના સસ્કૃત નામો છે ૧૧૭

૧ उत् ऊर्ध्वं चटति–गच्छति वृष्यत्वादिगुणै, उत्पूर्वकात्–चट गतौ, अच्, टाप्–વીર્યવર્ધક આદિ ગુણોને લીધે જે ખૂબ ઉચ્ચ પ્રકારની હોય છે તેથી ઉચ્ચટા–ધોળી ચણોઠી

૨ कृष्ण वर्णमपि लाति–ला आदान– आतोऽनु पसर्गे इति क, टाप्–જે અમુક ભાગમા કાળો રગ પણ ધરાવે છે તેથી કૃષ્ણલા–ધોળી ચણોઠી

૧ चिम् इति अव्यक्त शब्द चिनोति, चिञ् चयन– 'अन्येभ्योऽपि ' इति ड गौरादि काकवर्णा काकाना वा चिञ्ची–કાગડાના જેવા રગવાળી અથવા કાગડાઓની જાણે આમલી હોય તેવી કહેવાય છે, તેથી કાકચિંચી–રાતી ચણોઠી

૨ काका अनन्ता अस्या तया भक्ष्यत्वात् जाति त्वाद् ङीप्–પોતાનો જે ખોરાક હોવાથી જેના પર કાગડા ઘણા હોય છે તેથી કાકાનતી–રાતી ચણોઠી

૩ रक्त वर्ण अस्ति अस्या सज्ञाया कन् टाप् इत्व च જેનો રગ રાતા હોય છે તથી રક્તિકા–રાતી ચણોઠી

૪ काकै अद्यत अद् भक्षणे कर्मणि ल्युट् टित्वाद् ङीप् કાગડાઓ જેને ખાય છે તેથી કાકાદની–રાતી ચણોઠી

૫ काकाना पीलु इव तद्भक्ष्यत्वात्–ખોરાકરૂપ હોવાથી કાગડાઓની જાણે પીલુડી હોય તેવી છે તેથી કાકપીલુ–રાતી ચણોઠી

× ચરકસહિતામા ચણોઠી બે જાતની વર્ણવેલી છે લાલ અને સફેદ ચણોઠીના બીજ ઝેરી ગણાય છે અને જાનવરોના દરદોમા તે ખવડાવાય છે, તેમજ ત્વચારોગ અને નાસૂર ઉપર ચોપડવામા પણ વપરાય છે ચણોઠીના મૂળિયા ઊલટી લાવનાર ગણેલા છે

ચરકસહિતામા સફેદ ચણોઠીને દાહશામક તથા પિત્તશામક ગણેલ છે

૬. પારાવતી-કાગડાઓની વેલ ગણાય છે, તેથી કાકવલ્લરી-રાતી ચણોઠી.

**ધોળી તથા રાતી ચણોઠીના ગુણો**

**गुञ्जाद्वयं तु केश्यं स्याद्वातपित्तज्वरापहम् ।**
**मुखशोषभ्रमश्वासतृष्णामदविनाशनम् ॥ ११८ ॥**
**नेत्रामयहरं वृष्यं बल्यं कण्डूव्रणं हरेत् ।**
**कृमीन्द्रलुप्तकुष्ठानि रक्ता च धवलापि च ॥११९**

अन्वय -गुञ्जाद्वयं तु केश्यं वृष्यं बल्यं (सत्) वातपित्तज्वरापहं मुखशोषभ्रमश्वासतृष्णामदविनाशनं नेत्रामयहरं स्यात्, रक्ता च धवला अपि च कण्डूव्रणं कृमीन्द्रलुप्तकुष्ठानि च हरेत् ॥

બન્ને ચણોઠી કેશને હિતકારી, વીર્યને વધારનાર અને બળ આપનાર હોઈ વાત, પિત્ત, તાવ, મુખનો શોષ, ભ્રમ, શ્વાસ, તરશ, મદ, નેત્રના રોગ, ચળ, વ્રણ, કૃમિ, ઉંદરીરોગ તથા કોઢને મટાડનાર છે. ૧૧૮,૧૧૯

**કૌચાના ઝાડના નામો તથા ગુણો**

**कपिकच्छुरात्मगुप्ता वृष्या प्रोक्ता च मर्कटी ।**
**अजरा कण्डुराऽव्यङ्गा दुःस्पर्शा प्रावृषायणी १२०**
**लाङ्गली शूकशिम्बी च सैव प्रोक्ता महर्षिभिः ।**
**कपिकच्छूर्भृशं वृष्या मधुरा बृंहणी गुरुः ॥१२१॥**
**तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी ।**
**तद्बीजं वातशमनं स्मृतं वाजीकरं परम् ॥ १२२ ॥**

अन्वय -कपिकच्छुः आत्मगुप्ता वृष्या च मर्कटी अजरा कण्डुरा अव्यङ्गा दुःस्पर्शा प्रावृषायणी प्रोक्ता, सा एव महर्षिभिः लाङ्गली च शूकशिम्बी प्रोक्ता कपिकच्छूः भृशं वृष्या मधुरा बृंहणी गुरुः तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी (अस्ति) तद्बीजं वातशमनं परं वाजीकरं स्मृतम् ॥

કપિકચ્છૂ,[1] આત્મગુપ્તા,[2] વૃષ્યા,[3] મર્કટી,[4] અજરા,[5] કંડુરા,[6] અવ્યંગા,[7] દુઃસ્પર્શા,[8] પ્રાવૃષાયણી,[9] લાંગલી[10] અને શૂકશિંબી,[11] એટલાં કૌચાના ઝાડના મહર્ષિઓએ સંસ્કૃત નામો કહ્યાં છે એ ઝાડ વીર્યને બહુજ વધારનાર, મધુર, પુષ્ટિકારક, ભારે, કડવું, વાયુને હરનાર, બળ આપનાર અને કફ, પિત્ત તથા લોહીના બગાડનો નાશ કરનાર છે તેનું બિયું વાયુને શાંત કરનાર તથા અત્યંત વાજીકરણ કહેલ છે.

૧. कपति-हिनस्ति (कपँ-कष हिंसायाम्-' कपेच्छ ' इति (उणा १-८४) ऊ, कपीनाम् अपि कच्छू — જે ચામડીનો નાશ કરે છે, તે ચેળ, વાંદરાને પણ જે ચેળ ઉપજાવે છે, તેથી કપિકચ્છૂ-કૌંચાનું ઝા.

૨. आत्मना-स्वयमेव गुप्ता रक्षिता दुःस्पर्शत्वात्-કોઈથી પણ સ્પર્શ કરવી મુશ્કેલ હોવાથી જે પોતાથી જ આપોઆપ રક્ષાયેલ હોય છે, તેથી આત્મગુપ્તા-કૌચા.

૩. वर्षति-सिञ्चति रेत , वृषु सेचने, 'वृषुपधे'ति क — वृष -कामुक पुरुष , तस्मै हिता, हितार्थे यत्—वीर्य सिंचन કરનાને, કામી પુરુષને હિતકારી-વીર્યવર્ધક છે, તેથી વૃષ્યા-કૌચા.

૪. मर्कति-गच्छति वृष्यत्वादिगुणान्, मर्क गतौ 'शकादिभ्योऽटन्' गौरादि , यद्वा मर्कटी इव कण्डूकारित्वेन विविधचेष्टाजनकत्वात्—જે વીર્યવર્ધક આદિ ગુણો ધરાવે છે, તેથી અથવા ચેળ કરાવી માકડા જેવી અનેક ચેષ્ટા કરાવે છે, તેથી મર્કટી-કૌચા

૫. न विद्यते जरा यस्या सेवनात् बृंहणत्वादि गुणविशेषैः —પૌષ્ટિક આદિ વિશેષ ગુણોથી યુક્ત હોવાને લીધે જેનું સેવન કરવાથી ઘડપણ આવતું નથી, તેથી અજરા-કૌચા

૬. कण्डूं राति स्पर्शात् ' आतोऽनुपसर्गे क ,' कण्डूं पृषोदरादित्वाद् ह्रस्वत्वम्—જેને સ્પર્શ કરવાથી ચળ આવે છે, તેથી કંડુરા-કૌચા

૭ न विद्यते विपरीतगुणं विरुद्धं वा अङ्गं यस्या, यद्वा अवे उक्त-वृश्चिकमिव अङ्ग यस्या, यद्वा न विद्यते अण्ड-बीज यस्याः इति अव्यण्डा-इत्यमर -જેનું કોઈ પણ અંગ વિપરીત અથવા વિરુદ્ધ ગુણવાળું નથી અથવા ઘેટાના શીંગડાં જેવું જેનું અંગ હોય છે તેથી અવ્યંગા, અથવા જેનું બિયું છૂટું હોતું નથી, તેથી 'અવ્યંડા એમ અમરકોષમાં કહેલ છે, માટે જે અવ્યંડા પણ કહેવાય છે, તે કૌચા

૮. दुःखेन स्पृश्यते-यस्याः-જેને સ્પર્શ કરવો મુશ્કેલ હોય છે, તેથી દુઃસ્પર્શા-કૌચા

૯ प्रकर्षेण वर्षति इति प्रावृट् क्विप् भानुरिमं हन्तानाम् प्राप्-प्रावृषायाम् अयन यस्या सा, यद्वा प्रावृषम् एति अयत वा कर्तरि ल्युट्, टित्वाद् ङीप्—ચોમાસામાં જે થાય છે, તેથી પ્રાવૃષાયણી-કૌચા.

૧૦. लाङ्ग-हल, तस्य आकार अस्ति अस्या - अशआद्यच्, गौरादि —જેનો આકાર હળ જેવો હોય છે, તેથી લાંગલી-કૌચા

૧૧. शूकयुक्ता शिम्बी यस्या सा—જેની શીંગ અણીદાર હોય છે તેથી શૂકશિંબી કૌચા.

**રોહિણીનાં નામો તથા ગુણો**

**मांसरोहिण्यतिरुहा वृत्ता चर्मकरी कृशा ।**
**प्रहारवल्ली विकषा वीरवत्यपि कथ्यते ।**
**स्यान्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ॥**

अन्वय –मासरोहिणी अतिरुहा वृत्ता चर्मकरी कृशा प्रहारवल्ली विकषा वीरवती अपि कथ्यते, मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा स्यात् ॥

માસરોહિણી,[1] અતિરુહા,[2] વૃત્તા,[3] ચર્મકરી,[4] કૃશા,[5] પ્રહારવલ્લી,[6] વિકષા,[7] અને વીરવતી[8] એટલા રોહિણીનાં સંસ્કૃત નામો છે. રોહિણી વીર્યને વધારનાર, મળને ખસેડનાર અને ત્રણે દોષને મટાડનાર છે ૧૨૩

૧. मास रोहयति इत्येवंशीला, रुह बीजजन्मनि प्रादुर्भावे चेति ण्यन्तात् 'सुप्यजातौ' इति णिनि, नान्तत्वाच्च ङीप्–માસને જે રુઝવે છે, તેના સ્વભાવવાળી હોવાથી માસરોહિણી–રોહિણી

૨. अतिशयेन रोहति, रुह–'इगुपधे ति क, टाप्–જે ઘણી જ ઊગે છે, તેથી અતિરુહા–રોહિણી

૩ वृत्तम् अस्ति अस्या, अर्शआद्यच्, टाप्–જેને ડીંટુ હોય છે, તેથી વૃત્તા–રોહિણી

૪. करोति इति करा–अच्, टाप् चर्मणः करा–प्रमाणादिषु, जातित्वाद् ङीप्–વ્રણ વગેરેને રૂઝવી તેમા ચામડી કરનાર હોવાથી ચર્મકરી–રોહિણી

૫ कृशयति–तनूकरोति मलान् सारकत्वात्–कृश तनूकरणे 'इगुपधे ति क–જે મળને ઓછા કરે છે, કેમકે સારક છે, તેથી કૃશા–રોહિણી

૬. प्रहारस्य वेदनोपशमनार्थी रोपिणी वल्ली–शाकपार्थिवादि –પ્રહારની વેદના શાંત કરનાર તથા રૂઝનારી વેલડી હોવાથી–પ્રહારવલ્લી રોહિણી

૭ विशेषेण कषति–हिनस्ति दोषत्रयम् कष हिंसायाम्, अच्, टाप्–જે ત્રણે દોષોનો ખાસ નાશ કરે છે, તેથી વિકષા–રોહિણી

૮. वीरयन्ति–विक्राम्यन्ति इति वीरा –वीर विक्रान्तौ अच्, वीरा गुणा सन्ति अस्या –मतुप्, 'मादुपधाया' इति वत्वम्, 'उगितश्चे ति ङीप्–જેમા ઘણા જ પરાક્રમી ગુણો રહે છે, તેથી વીરવતી–રોહિણી

ચિલ્લકનું નામ તથા ગુણો

चिल्हको वातनिर्हारी श्लेष्मघ्नो धातुपुष्टिकृत् ।
आग्नेयो विषवद्यस्य फलं मत्स्यनिपूदनम् ॥ १२४

अन्वय –चिल्हक वातनिर्हारी श्लेष्मघ्न धातुपुष्टिकृत् आग्नेय (अस्ति), यस्य फलं विषवत् मत्स्यनिपूदनम् (भवति) ॥

ચિલ્હક[1] વાયુને હરનાર, કફને મટાડનાર, ધાતુની પુષ્ટિ કરનાર અને ગરમ છે. ચિલ્હકનું ફળ ઝેરની પેઠે માછલાઓને મારી નાખનાર છે. ૧૨૪

૧. चिल्हति–शिथिल करोति वायु कफ च आग्नेयत्वात्, चिल्ह शैथिल्ये–ण्वुल् पृषोदरादित्वात् ह –જે ગરમ હોવાથી વાયુ તથા કફનો નાશ કરે છે, તેથી ચિલ્હક.

ટંકારીનું નામ તથા ગુણો

टङ्कारी वातजित्तिक्ता श्लेष्मघ्नो दीपनी लघुः ।
शोथोदरव्यथाहन्त्री हिता पीठविसर्पिणाम् ॥ १२५

अन्वय –टङ्कारी वातजित् तिक्ता श्लेष्मघ्नी दीपनी लघु (सती) शोथोदरव्यथाहन्त्री (भवति, तथा च) पीठविसर्पिणां हिता (अस्ति) ॥

ટંકારી[1] વાયુને જીતનાર, કડવી, કફને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી છે, અને સોજા તથા પેટની પીડાને હણનાર છે. લાકડાની ઘોડી લઈ ચાલનારા લૂલા લંગડાને સારી છે ૧૨૫

૧. टङ्क–गर्वम् ऋच्छति वातकफजित्वात्–ऋ गतौ 'कर्मण्यण्' ङीप्–જે વાયુને તથા કફને જીતનાર હોવાથી ગર્વ કરે છે, તેથી ટંકારી

નેતરનાં નામો

वेतसो नम्रकः प्रोक्तो वानीरो वञ्जुलस्तथा ।
अभ्रपुष्पश्च विदुलो रथ शीतश्च कीर्तितः ॥ १२६॥

अन्वय –वेतस नम्रक वानीर तथा वञ्जुल प्रोक्त (तथा च) अभ्रपुष्प विदुल रथ च शीत कीर्तित ॥

વેતસ,[1] નમ્રક,[2] વાનીર,[3] વઞ્જુલ,[4] અભ્રપુષ્પ,[5] વિદુલ,[6] રથ[7] અને શીત[8] એટલા નેતરના સંસ્કૃત નામો છે. ૧૨૬

૧. ईयत सम इति इत–ज्ञानम् 'इण् गतौ' नपुंसके भावे क्त, वी–विकल्पस्य इत–ज्ञान स्यति–षोऽन्तकर्मणि 'आतश्चोपसर्गे' इति क, यद्वा ऊयते–वेञ् तन्तुसन्ताने–'वेञस्तुट् च' इति असुन् प्रत्ययस्तुट् च–જે વિકલ્પના જ્ઞાનનો નાશ કરે છે અથવા જે વણાય છે–અંદરના ભાગમા રેસાઓથી ગૂથાય છે, તેમ જ ખુરશી વગેરેમા ગૂથાય છે, તેથી વેતસ–નેતર

૨. नमति इत्येवंशील, णम प्रह्वत्वे–'नमिकम्पिस्म्यजस०' इति शीले र, तत स्वार्थे कन्–જે નમે છે, એવા સ્વભાવનુ હોય છે, તેથી નમ્રક–નેતર

૩ वायति–ओवै शोषण–क्विप्, वा–शुष्कम् आसमन्तात् नीर यस्य स –જેની આસપાસ પાણી સુકાયેલુ હોય છે, તેથી વાનીર–નેતર

૪ वञ्जति–गच्छति शैत्य नम्रता च, वज गतौ–बाहुलकाद् उलच् नुम् च–જે શીતળતા તથા નમ્રતાને પામે છે, તેથી વઞ્જુલ–નેતર

૬. વાયસના વલ્લી-કાગડાઓની વેલ ગણાય છે, તેથી કાકવલ્લરી-રાતી ચણોઠી

**ધોળી તથા રાતી ચણોઠીના ગુણો**

**गुञ्जाद्वयं तु केश्यं स्याद्वातपित्तज्वरापहम् ।**
**मुखशोषभ्रमश्वासतृष्णामदविनाशनम् ॥ ११८ ॥**
**नेत्रामयहरं वृष्यं बल्यं कण्डूव्रणं हरेत् ।**
**कृमीन्द्रलुप्तकुष्ठानि रक्ता च धवलापि च ॥११९**

अन्वय-गुञ्जाद्वयं तु केश्यं वृष्यं बल्यं (सत्) वातपित्तज्वरापहं मुखशोषभ्रमश्वासतृष्णामदविनाशनं नेत्रामयहरं स्यात्, रक्ता च धवला अपि च कण्डूव्रणं कृमीन्द्रलुप्तकुष्ठानि च हरेत् ॥

બન્ને ચણોઠી કેશને હિતકારી, વીર્યને વધારનાર અને બળ આપનાર હોઈ વાત, પિત્ત, તાવ, મુખનો શોષ, ભ્રમ, શ્વાસ, તરશ, મદ, નેત્રના રોગ, ચળ, વ્રણ, કૃમિ, ઉંદરીરોગ તથા કોઢને મટાડનાર છે ૧૧૮,૧૧૯

**કૌંચાના ઝાડના નામો તથા ગુણો**

**कपिकच्छूरात्मगुप्ता वृष्या प्रोक्ता च मर्कटी ।**
**अजरा कण्डुराऽव्यण्डा दुःस्पर्शा प्रावृषायणी १२०**
**लाङ्गली शूकशिम्बी च सैव प्रोक्ता महर्षिभिः ।**
**कपिकच्छूर्भृशं वृष्या मधुरा बृंहणी गुरुः ॥ १२१ ॥**
**तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी ।**
**तद्बीजं वातशमनं स्मृतं वाजीकरं परम् ॥ १२२ ॥**

अन्वय-कपिकच्छूः आत्मगुप्ता वृष्या च मर्कटी अजरा कण्डुरा अव्यण्डा दुःस्पर्शा प्रावृषायणी प्रोक्ता, सा एव महर्षिभिः लाङ्गली च शूकशिम्बी प्रोक्ता, कपिकच्छूः भृशं वृष्या मधुरा बृंहणी गुरुः तिक्ता वातहरी बल्या कफपित्तास्रनाशिनी (अस्ति) तद्बीजं वातशमनं परं वाजीकरं स्मृतम् ॥

કપિકચ્છુ,[१] આત્મગુપ્તા,[२] વૃષ્યા,[३] મર્કટી,[४] અજરા,[५] કંડુરા,[६] અવ્યંગા,[७] દુઃસ્પર્શા,[८] પ્રાવૃષાયણી,[९] લાંગલી[१०] અને શૂકશિંબી,[११] એટલા કૌંચાના ઝાડના મહર્ષિઓએ સંસ્કૃત નામો કહ્યા છે એ ઝાડ વીર્યને બહુજ વધારનાર, મધુર, પુષ્ટિકારક, ભારે, કડવુ, વાયુને હરનાર, બળ આપનાર અને કફ, પિત્ત તથા લોહીના બગાડનો નાશ કરનાર છે તેનુ બિયુ વાયુને શાંત કરનાર તથા અત્યંત વાજીકરણ કહેલ છે

૧. कपति-हिनस्ति त्वचं-कष हिंसायाम्-'कषेश्छ च' इति (उणा १-८४) छू, कपीनाम् अपि कच्छू-જે ખામડીનો નાશ કરે છે, તે રોગ, વાંદરાને પણ જે ચેળ ઉપજાવે છે, તેથી કપિકચ્છુ-કૌંચાનુ ઝાડ.

૨. आत्मना-स्वयमेव गुप्ता रक्षिता दुःस्पर्शत्वात्-કોઈથી પણ સ્પર્શ કરવી મુશ્કેલ હોવાથી જે પોતાથી જ આપોઆપ રક્ષાયેલ હોય છે, તેથી આત્મગુપ્તા-કૌંચા.

૩. वर्षति-सिञ्चति रेतः, वृषु सेचने, 'इगुपधे'ति क-वृष-कामुक पुरुषः, तस्मै हिता, हितार्थे यत्-वीर्य સિંચન કરનારી, કામી પુરુષને હિતકારી-વીર્યવર્ધક છે, તેથી વૃષ્યા-કૌંચા

૪. मर्कति-गच्छति वृष्यत्वादिगुणान्, मर्क गतौ 'शलादिभ्योऽटन्' गौरादि, यद्वा मर्कटी इव कण्डूकारित्वेन विविधचेष्टाजनकत्वात्-જે વીર્યવર્ધક આદિ ગુણો ધરાવે છે તેથી અથવા ચેળ કરાવી માંકડા જેવી અનેક ચેષ્ટા કરાવે છે, તેથી મર્કટી-કૌંચા

૫. न विद्यते जरा यस्याः सेवनात् बृंहणत्वादि गुणविशेषैः-પૌષ્ટિક આદિ વિશેષ ગુણોથી યુક્ત હોવાને લીધે જેનુ સેવન કરવાથી ઘડપણ આવતુ નથી, તેથી અજરા-કૌંચા

૬ कण्डूः राति स्पर्शात् 'आतोऽनुपसर्गे कः,' पृषोदरादित्वाद् ह्रस्वत्वम्-જેને સ્પર્શ કરવાથી ચેળ આવે છે, તેથી કંડુરા-કૌંચા

૭ न विद्यते विपरीतगुणं विरुद्धं वा अङ्गं यस्याः, यद्वा अवे अङ्ग-शृङ्गमिव अङ्गं यस्याः, यद्वा न विगतम् अण्ड-बीजं यस्याः इति अव्यण्डा-इत्यमरः-જેનુ એક પણ અંગ વિપરીત અથવા વિરુદ્ધ ગુણવાળુ નથી અથવા ઘેટાના શીંગડા જેવુ જેનુ અંગ હોય છે તેથી અવ્યંગા, અથવા જેનુ બિયુ છૂટુ હોતુ નથી, તેથી 'અવ્યંડા' એમ અમરકોષમા કહેલ છે, માટે જે અવ્યંડા પણ કહેવાય છે, તે કૌંચા

૮ दुःखेन स्पृश्यते-यत्-જેને સ્પર્શ કરવો મુશ્કેલ હોય છે, તેથી દુઃસ્પર્શા-કૌંચા

૯. प्रकर्षेण वर्षति इति प्रावृट् क्विप्, भागुरिमते हलन्तानां टाप्-प्रावृषायाम् अयनं यस्याः सा, यद्वा प्रावृषम् एति अयते वा कर्तरि ल्युट्, टित्वाद् ङीप्-ચોમાસામાં જે થાય છે, તેથી પ્રાવૃષાયણી-કૌંચા.

૧૦ लाङ्गल-हल, तस्य आकार अस्ति अस्याः-अशआद्यच्, गौरादि-જેનો આકાર હળ જેવો હોય છે, તેથી લાંગલી-કૌંચા

૧૧ शूकयुक्ता शिम्बी यस्याः सा-જેની શીંગ અણીદાર હોય છે તેથી શૂકશિંબી કૌંચા

**રોહિણીનાં નામો તથા ગુણો**

**मांसरोहिण्यतिरुहा वृत्ता चर्मकरी कृशा ।**
**प्रहारवल्ली विकषा वीरवत्यपि कथ्यते ।**
**स्यान्मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा ।१२३**

अन्वय–मांसरोहिणी अतिरुहा वृन्ता चर्मकरी कृशा प्रहारवल्ली विकषा वीरवती अपि कथ्यते, मांसरोहिणी वृष्या सरा दोषत्रयापहा स्यात्॥

માંસરોહિણી,[1] અતિરુહા,[2] વૃંતા,[3] ચર્મંકરી,[4] કૃશા,[5] પ્રહારવલ્લી,[6] વિકષા,[7] અને વીરવતી[8] એટલાં રોહિણીનાં સંસ્કૃત નામો છે. રોહિણી વીર્યને વધારનાર, મળને ખસેડનાર અને ત્રણે દોષને મટાડનાર છે. ૧૨૩

૧. मांसं रोहयति इत्येवंशीला, रुह बीजजन्मनि प्रादुर्भावे चेति ण्यन्तात् 'सुप्यजातौ' इति णिनि, नान्तत्वाच्च ङीप्–માંસને જે રુઝવે છે, તેવા સ્વભાવવાળી હોવાથી માંસરોહિણી–રોહિણી

૨. अतिशयेन रोहति, रुह–'इगुपधे'ति क, टाप्–જે ઘણી જ ઊગે છે, તેથી અતિરુહા–રોહિણી

૩. वृन्तम् अस्ति अस्या, अर्शआद्यच्, टाप्–જેને દીંડું હોય છે, તેથી વૃંતા–રોહિણી.

૪. करोति इति करा–अच्, टाप्, चर्मणः करा–प्रमाणादिषु, जातित्वाद् ङीप्–ત્રણ વગેરેને રૂઝવી તેમાં ચામડી કરનાર હોવાથી ચર્મંકરી–રોહિણી.

૫. कृशयति–तनूकरोति मलान् सारकत्वात्–कृश तनूकरणे 'इगुपधे'ति क–જે મળને ઓછા કરે છે. કેમકે સારક છે, તેથી કૃશા–રોહિણી

૬. प्रहारस्य वेदनोपशमनार्था रोपिणी चासौ वल्ली–शाकपार्थिवादि–પ્રહારની વેદના શાંત કરનાર તથા રુઝવનારી વેલડી હોવાથી–પ્રહારવલ્લી રોહિણી

૭. विशेषेण कषति–हिनस्ति दोषत्रयम्, कष हिंसायाम्, अच्, टाप्–જે ત્રણે દોષોનો ખાસ નાશ કરે છે, તેથી વિકષા–રોહિણી.

૮. वीरयन्ति–विक्राम्यन्ति इति वीरा–वीर विक्रान्तौ अच्, वीरा गुणा सन्ति अस्या–मतुप्, 'मादुपधाया' इति वत्वम्, 'उगितश्चे'ति ङीप्–જેમા ઘણા જ પરાક્રમી ગુણો રહે છે, તેથી વીરવતી–રોહિણી

ચિલ્હકનું નામ તથા ગુણો

चिल्हको वातनिर्हारो श्लेष्मघ्नो धातुपुष्टिकृत्।
आग्नेयो विषवद्यस्य फलं मत्स्यनिषूदनम्॥ १२४

अन्वय–चिल्हक वातनिर्हार श्लेष्मघ्न धातुपुष्टिकृत् आग्नेय (अस्ति), यस्य फलं विषवत् मत्स्यनिषूदनम् (भवति)॥

ચિલ્હક[1] વાયુને હરનાર, કફને મટાડનાર, ધાતુની પુષ્ટિ કરનાર અને ગરમ છે. ચિલ્હકનું ફળ ઝેરની પેઠે માછલાંઓને મારી નાખનાર છે. ૧૨૪

૧. चिल्लति–शिथिलं करोति वायुं कफं च आग्नेयत्वात्, चिल्ल शैथिल्ये–ण्वुल् पृषोदरादित्वाल्लस्य ह–જે ગરમ હોવાથી વાયુ તથા કફનો નાશ કરે છે, તેથી ચિલ્હક.

ટંકારીનું નામ તથા ગુણો

टङ्कारी वातजित्तिक्ता श्लेष्मघ्नी दीपनी लघुः।
शोथोदरव्यथाहन्त्री हिता पीठविसर्पिणाम्॥१२५

अन्वय–टङ्कारी वातजित् तिक्ता श्लेष्मघ्नी दीपनी लघु (सती) शोथोदरव्यथाहन्त्री (भवति, तथा च) पीठविसर्पिणां हिता (अस्ति)॥

ટંકારી[1] વાયુને જીતનાર, કડવી, કફને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી છે; અને સોજા તથા પેટની પીડાને હણનાર છે. લાકડાંની ઘોડી લઈ ચાલનારા લૂલા-લંગડાને સારી છે ૧૨૫

૧. टङ्क–गर्वम् ऋच्छति वातकफजित्वात्–ऋ गतौ 'कर्मण्यण्' ङीप्–જે વાયુને તથા કફને જીતનાર હોવાથી ગર્વ કરે છે, તેથી ટંકારી.

નેતરનાં નામો

वेतसो नम्रकः प्रोक्तो वानीरो वञ्जुलस्तथा।
अभ्रपुष्पश्च विदुलो रथः शीतश्च कीर्तितः॥१२६॥

अन्वय–वेतस नम्रक वानीर तथा वञ्जुल प्रोक्त. (तथा च) अभ्रपुष्प विदुल रथ च शीत कीर्तित॥

વેતસ,[1] નમ્રક,[2] વાનીર,[3] વંજુલ,[4] અભ્રપુષ્પ,[5] વિદુલ,[6] રથ[7] અને શીત[8] એટલાં નેતરનાં સંસ્કૃત નામો છે. ૧૨૬

૧. ईयते स्म इति इत–ज्ञानम् 'इण् गतौ' 'नपुंसके भावे क्त', वा–विकल्पस्य इत–ज्ञानं स्यति–षोऽन्तकर्मणि 'आतश्चोपसर्गे' इति क, यद्वा ऊयत–वेञ् तन्तुसन्ताने–'वेञस्तुट् च' इति असच् प्रत्ययस्तुट् च–જે વિકલ્પના જ્ઞાનનો નાશ કરે છે અથવા જે વણાય છે–અંદરના ભાગમાં રેસાઓથી ગૂંથાય છે, તેમ જ ખુરશી વગેરેમાં ગૂંથાય છે, તેથી વેતસ–નેતર.

૨. नमति इत्येवंशील, णम प्रह्वत्वे–'नमिकम्पिस्म्यजस०' इति शीले र, ततः स्वार्थे कन्–જે નમે છે, એવા સ્વભાવનું હોય છે, તેથી નમ્રક–નેતર.

૩. वायति–ओवै शोषणे–क्विप्, वा–शुष्कम् आ समन्तात् नीरं यस्य स–જેની આસપાસ પાણી સુકાયેલું હોય છે, તેથી વાનીર–નેતર.

૪. वजति–गच्छति शैत्यं नम्रतां च, वज गतौ–बाहुलकाद् उलच् नुम् च–જે શીતળતા તથા નમ્રતાને પામે છે, તેથી વંજુલ–નેતર.

५. अभ्रमिव अभ्रगमये वा पुष्पं यस्य स—જેનું ફૂલ વાદળા જેવું હોય છે, અથવા વાદળાના સમયે જેને ફૂલ આવે છે, તેથી અભ્રપુષ્પ-નેતર

६. वेत्ति य वेद्या, विद्यते-ज्ञायते वा वैद्यैर्विशेषगुणेभ्य, विद ज्ञाने-बाहुलकादुलच् गुणाभावश्च-જેને વૈદ્યો વિશેષ ગુણો ઉપરથી જાણે છે, તેથી વિદુલ-નેતર

७ रमन्ते अत्र दाहशोथादिरोगिण, तेषां दाहादिनिवारकत्वात्, रमु क्रीडायाम्-'हनिकुषिनीरमि०' इति (उणा०२-२) क्थन् प्रत्यय—જેના વિષે દાહ, સોજા વગેરેના રોગીઓ પોતાના રોગો મટવાથી આનંદ પામે છે, તેથી રથ-નેતર

८. शीतगुण अस्ति अस्य-अर्शआद्यच्—જેમાં શીતળ ગુણ હોય છે, તેથી શીત-નેતર

નેતરના ગુણો

वेतस शीतलो दाहशोथार्शोयोनिरुक्प्रणुत् ।
हन्ति वीसर्पकृच्छ्रास्रपित्ताश्मरिकफानिलान् १२७

अन्वय—वेतस शीतल (सन्) दाहशोथार्शोयोनिरुक्प्रणुत् (तथा) वीसर्पकृच्छ्रास्रपित्ताश्मरिकफानिलान् हन्ति ॥

નેતર ઠંડું હોઈ દાહ, સોજા, અરશ, યોનિના રોગ, રતવા, મૂત્રકૃચ્છ્ર, લોહીનો બગાડ, પિત્ત, રક્તપિત્ત રોગ, પથરી, કફ તથા વાયુને મટાડનાર છે. १२७

જલવેતસ-જલજ બવાનાં નામો તથા ગુણો

निकुञ्चक परिव्याधो नादेयो जलवेतस ।
जलजो वेतस शीत कुष्ठहृद्वातकोपन ॥१२८॥

अन्वय—निकुञ्चक परिव्याध नादेय जलवेतस (इति नामानि, गुणाश्च-) जलज वेतस शीत (सन्) कुष्ठहृत् वातकोपन (अस्ति) ॥

નિકુંચક,[1] પરિવ્યાધ,[2] નાદેય[3] અને જલવેતસ[4] એટલાં જલજ બવાનાં સંસ્કૃત નામો છે. જલજ બવો ઠંડો હોઈ કોઢને મટાડનાર અને વાયુને કોપાવનાર છે. १२८

१ नितरां कुञ्चति-अतिशयेन कौटिल्यं याति-कुञ्च कौटिल्ये-अच्, तत स्वार्थे कन्—જે અતિશય વાંકાઈ પામી શકે છે-ખૂબ વળે છે તેથી નિકુંચક-જલજ બવો—પાણીમાં થતું એક નેતર

२ परित विध्यते-व्यध ताडने-घञ्—જે ચોપાસ વીંધાય-ઠોકાય-કચરાય છે, તેથી પરિવ્યાધ-પાણીમાં થતું એક નેતર-જલજ બવો.

३ नद्यां भव 'नद्यादिभ्यो ढक्-'જે નદીમાં થાય છે, તેથી નાદેય-જલજ બવો

४. जले जात वेतस—शाकपार्थिवादि—પાણીમાં થતાં નેતરરૂપ હોવાથી જલવેતસ-જલજ બવો.

સમુદ્રશોષનાં નામો તથા ગુણો

इज्जलो हिज्जलश्चापि निचुलश्चाम्बुजस्तथा ।
जलवेतसवद्वेद्यो हिज्जलोऽयं विषापह ॥ १२९ ॥

अन्वय—इज्जल हिज्जल अपि च निचुल तथा च अम्बुज (इति नामानि)। अयं हिज्जल जलवेतसवत् वेद्य विषापह (अस्ति) ॥

ઇજ્જલ,[1] હિજ્જલ,[2] નિચુલ[3] અને અંબુજ[4] એટલાં સમુદ્રશોષનાં સંસ્કૃત નામો છે, એમાં જલજ બવાના જેવા જ ગુણો જાણવા અને વિશેષે કરી ઝેરનો તે નાશ કરે છે. १२९

१ एति इति इत्, इण् गतौ—क्विप्, तुक् च, इत् जलं यस्य स—જેને ઊગવા માટે પાણી ખાસ જોઈએ છે, તેથી ઇજ્જલ-સમુદ્રશોષ—પાણીમાં થતું એક નેતર

२. हिनोति-गच्छति वर्धते वा, हि गतिवृद्धयो क्विप्, तुक् च, हित् जलं यस्य स—પાણી જેને ઉગાડનાર તથા વધારનાર છે તેથી હિજ્જલ-સમુદ્રશોષ

३ नितरां चोलति-समुच्छ्रयति, चुल समुच्छ्राये-चुरादित्वेऽपि चुरादीनां णिज्वा, 'इगुपधे'ति क —જે અતિશય ઊંચું વધે છે, તેથી નિચુલ-સમુદ્રશોષ

४. अम्बुनि जात, जनी प्रादुर्भावे 'सप्तम्यां जनेर्ड'-જે પાણીમાં ઉત્પન્ન થાય છે, તેથી અંબુજ-સમુદ્રશોષ

અંકોલ કે અખરોટનાં નામો તથા ગુણો

अङ्कोटो दीर्घकील स्यादङ्कोलश्च निकोचक ।
अङ्कोटक कटुस्तीक्ष्ण स्निग्धोष्णस्तुवरो लघु ॥१३०
रेचन कृमिशूलामशोफग्रहविषापहः ।
विसर्पकफपित्तास्रमूषकाहिविषापहः ॥ १३१ ॥

अन्वय—अङ्कोट दीर्घकील अङ्कोल च निकोचक स्यात्। अङ्कोटक कटु तीक्ष्ण स्निग्धोष्ण तुवर लघु रेचन (सन्) कृमिशूलामशोफग्रहविषापह. विसर्पकफपित्तास्रमूषकाहिविषापह (अस्ति) ॥

અંકોટ,[1] દીર્ઘકીલ,[2] અંકોલ[3] અને નિકોચક[4] એટલાં અંકોલ×નાં સંસ્કૃત નામો છે. અંકોલ તીખો, તીક્ષ્ણ, સ્નિગ્ધ, ગરમ, તૂરો, હલકો અને રેચક હોઈ કૃમિ, શૂલ, આમ, સોજા, ઝોલાઈ જવું, ઝેર, રતવા, કફ,

× સુશ્રુતસંહિતામાં આને સારક, દુષ્ટદોષહર, વિષનાશક અને વ્રણરોપક ગણેલ છે.

પિત્ત, લોહીનો બગાડ-પિત્તરક્ત તથા ઉંદર કે સર્પનું ઝેર મટાડનાર છે. ૧૩૦,૧૩૧

૧. अङ्क्यते-लक्ष्यते विशेषगुणै, अकि लक्षणे-बाहुलकादोट-જે વિશેષ ગુણોથી ઓળખાય છે, તેથી અંકોટ-અંકોલ કે અખરોટ.

૨ दीर्घकोल-बदरीफलसदृश फलं यस्य-જેનું ફળ બોરના જેવું લંબગોળ હોય છે, તેથી દીર્ઘકોલ-અંકોલ-અખરોટ.

૩. अङ्क्यते-लक्ष्यते विशेषगुणै, अकि लक्षणे-बाहुलकादोलच्-અર્થ પહેલા નામ પ્રમાણે

૪. नितरां कुच्यते-नारं शब्द. क्रियते अनेन-कटुतीक्ष्णत्वात्, निपूर्वक-कुच शब्दे तारे-'कृञादिभ्यो-वुन्' (उणा०५-३५)-અતિશય તીખો તથા તીક્ષ્ણ હોવાને લીધે જેને લીધે રોગીનો મોંએ અવાજ નીકળી જાય છે, તેથી નિકોચક-અંકોલ કે અખરોટ

અંકોલના ફળના ગુણો

तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु।
बल्यं विरेचनं वातपित्तदाहक्षयास्रजित्॥१३२॥

अन्वय-तत्फलं शीतलं स्वादु श्लेष्मघ्नं बृंहणं गुरु बल्यं विरेचनं (सत्) वातपित्तदाहक्षयास्रजित् (अस्ति)॥

અંકોલનું ફળ ઠંડું, સ્વાદિષ્ટ, કફને તોડનાર, પુષ્ટિ આપનાર, ભારે, બળ આપનાર અને રેચક હોઈ વાયુ, પિત્ત, દાહ, ક્ષય તથા લોહીના બગાડને મટાડે છે. ૧૩૨

ચાર જાતની ખપાટનાં નામો

बला वाट्यालिका वाट्या सैव वाट्यालकाऽपि च।
महाबला पीतपुष्पा सहदेवी च सा स्मृता॥१३३॥
ततोऽन्यातिबला ऋष्यप्रोक्ता कङ्कतिका च सा।
गाङ्गेरुकी नागबला झषा ह्रस्वा गवेधुका॥१३४॥

अन्वय-बला वाट्यालिका वाट्या सा एव च वाट्यालका अपि (कथ्यते), महाबला पीतपुष्पा (भवति), सा च सहदेवी स्मृता। ततः अन्या अतिबला ऋष्यप्रोक्ता, सा च कङ्कतिका, (तथा च) गाङ्गेरुकी नागबला झषा ह्रस्वा गवेधुका (प्रोच्यते)॥

બલા,[૧] વાટ્યાલિકા,[૨] વાટ્યા[૩] અને વાટ્યાલકા[૪] એ ખપાટની પહેલી જાતના સંસ્કૃત નામો છે. મહાબલા,[૧] પીતપુષ્પા,[૨] અને સહદેવી[૩] એ ખપાટની બીજી જાતના નામો છે. અતિબલા,[૧] ઋષ્યપ્રોક્તા[૨] અને કંકતિકા[૩] એટલાં ત્રીજી ખપાટનાં નામો છે; પછી ગાંગેરુકી,[૧] નાગબલા,[૨] ઝષા[૩] અને ગવેધુકા[૪] એ ચોથી ખપાટના નામો છે.

૧. बलति-वृणोति मलं ग्राहित्वात्, बल संवरणे-पचाद्यच्, टाप्, यद्वा बलम् अस्ति अस्या सेवनात्-अर्शआद्यच्-જે ગ્રાહી હોવાથી ઝાડો રોકે છે અથવા જેને સેવવાથી બળ આવે છે, તેથી બલા-પહેલી ખપાટ.

૨ वाटीम् अलति-भूषयति, अल भूषणादौ 'कर्मण्यण्,' अण्णन्तत्वाद् ङीप्, तत स्वार्थे कन्, टाप् च-જે વાડીને શોભાવે છે, તેથી વાટ્યાલિકા-પહેલી ખપાટ.

૩ वाटये हिता, हिते य, टाप्-જે વાડીને હિતકારી હોય છે, તેથી વાટ્યા-પહેલી ખપાટ

૪. वाटीम् अलति-भूषयति, अल भूषणादौ 'कर्मण्यण्, तत स्वार्थे कन्-અર્થ બીજા નામ પ્રમાણે

૧ महती चासौ बला-महाबला-મોટી બીજી ખપાટ.

૨ पीतानि पुष्पाणि यस्या सा-જેનાં ફૂલ પીળાં હોય છે, તેથી પીતપુષ્પા-બીજી ખપાટ.

૩ केनचित् सह दीव्यति-लतारूपत्वात्, दिवु क्रीडादौ पचाद्यच्-गौरादित्वाद् ङीष्-જે વેલીરૂપ હોવાથી કોઈ ઝાડ વગેરે સાથે વધે છે, તેથી સહદેવી-બીજી ખપાટ.

૧ अतिशयित बलमस्ति अस्या सेवनात्-अर्शआद्यच् જેનું સેવન કરવાથી ઘણું બળ આવે છે, તેથી અતિબલા-ત્રીજી ખપાટ

૨ ऋष्यै मृगै प्रोक्ता, ऋषिभि अप्रोक्ता वा-જેને મૃગલાઓએ જણાવી છે અથવા જેને ઋષિઓએ જણાવી નથી, તેથી ઋષ્યપ્રોક્તા-ત્રીજી ખપાટ

૩ कङ्कत-प्राप्नोति माधुर्यादिगुणान्, ककि गतौ-बाहुलकादतच्, गौरादि, स्वार्थे कन्, टाप्, 'केऽण' इति ह्रस्वश्च-મધુરતા આદિ ગુણોને જે પામે છે, તેથી કંકતિકા-ત્રીજી ખપાટ.

૧ गङ्गाया इदं गाङ्गम्-इदमर्थे अण्, गाङ्गं जलं ईरयति-क्षिपति माधुर्यातिशयात्-'मृगय्वादयश्च' (उणा० १,३७) इति साधु-અતિશય મીઠાશને લીધે ગંગાના પાણીનો પણ જે તિરસ્કાર કરે છે, તેથી ગાંગેરુકી-ચોથી ખપાટ

૨ नागानां-हस्तिनां बला-જેનું સેવન કરવાથી હાથીઓને બળ આવે છે અથવા માણસને હાથી જેવું બળ આવે છે, તેથી નાગબલા-ચોથી ખપાટ.

૩ झषति-हिनस्ति वातादीन् रोगान्, झष हिंसायाम्-पचाद्यच्, टाप्-જે વાયુ વગેરે રોગોનો નાશ કરે છે, તેથી ઝષા-ચોથી ખપાટ.

૪. गवि-भूमौ एधते-वर्धते-एध वृद्धौ, बाहुल-

वृक्षाकृति (भवति) शरपुङ्ख तिक्त कषाय लघु (सन्) यकृत्प्लीहगुल्मव्रणविषापह कासास्त्रश्वासज्वरहर (अस्ति)॥

શરપુંખ,[1] પ્લીહશત્રુ[2] અને નીલીવૃક્ષાકૃતિ[3] એટલા શરપંખાના સંસ્કૃત નામો છે શરપંખો કડવો, તૂરો અને હલકો હોઈ જમણા પડખાની ગાંઠ, બરલ, ગોળો, વ્રણ, ઝેર, ઉધરસ, લોહીનો બગાડ, શ્વાસ તથા તાવને મટાડે છે ૧૯૪

૧ शरस्य इव पुङ्खः यस्य सः—જેને બાણના મૂળ ભાગમાં રહેલા પુંખ (જેવા મૂળમાં પુંખ) હોય છે તેથી શરપુંખ

૨ प्लीह्नः शत्रु—જે બરળરોગનો ખાસ શત્રુ ગણાય છે, તેથી પ્લીહશત્રુ-શરપંખો

૩ नीली नामा वृक्षः, तस्य इव आकृतिः यस्य सः—જેની આકૃતિ ગળીના ઝાડ જેવી હોય છે, તેથી નીલીવૃક્ષાકૃતિ-શરપંખો

જવાસો અને ધમાસાના નામો તથા ગુણો

यासो यवासो दुःस्पर्शो धन्वयासः कुनाशकः ।
दुरालभा दुरालम्भा समुद्रान्ता च रोदिनी ॥१९५
गान्धारी कच्छुरानन्ता कषाया हरविग्रहा ।
यासः स्वादुः सरस्तिक्तस्तुवरः शीतलो लघुः ॥१९६
कफमेदोमदभ्रान्तिपित्तासृक्कुष्ठकासजित् ।
तृष्णाविसर्पवातास्रवमिज्वरहरः स्मृतः ।
यवासस्य गुणैस्तुल्या बुधैरुक्ता दुरालभा ॥१९७

अन्वय—यासः यवासः दुःस्पर्शः धन्वयासः कुनाशकः दुरालभा दुरालम्भा समुद्रान्ता च रोदिनी (इति यवास नामानि अथ दुरालभानामानि) गान्धारी कच्छुरा अनन्ता कषाया हरविग्रहा (इति अथ दुरालभागुणाः) यासः स्वादुः सरः तिक्तः तुवरः शीतलः लघुः (सन्) कफमेदोमदभ्रान्तिपित्तासृक्कुष्ठकासजित् तृष्णाविसर्पवातास्रवमिज्वरहरः स्मृतः । यवासस्य गुणैः तुल्या दुरालभा बुधैः उक्ता ॥

યાસ,[1] યવાસ,[2] દુઃસ્પર્શ,[3] ધન્વયાસ,[4] અને કુનાશક[5] એટલા જવાસાના સંસ્કૃત નામો છે તેમજ દુરાલભા,[1] દુરાલંભા,[2] સમુદ્રાન્તા,[3] રોદિની,[4] ગાંધારી,[5] કચ્છુરા,[6] અનન્તા,[7] કષાયા[8] અને હરવિગ્રહા[9] એટલા ધમાસાના સંસ્કૃત નામો છે જવાસો મધુર, મળને ખસેડનાર, કડવો, તૂરો, ટાઢો અને હલકો હોઈ કફ, મેદ, મદ, ભ્રમ, પિત્ત, લોહીનો બગાડ, કોઢ, ઉધરસ, તરશ, રતવા, વાતરક્તરોગ ઊલટી તથા તાવને મટાડે છે જવાસામાં જે ગુણો છે, તે જ ધમાસામાં છે, એમ વિદ્વાનોએ કહ્યું છે ૧૯૫-૧૯૭

૧ यस्यते इति यासः यसु प्रयत्ने, भावे घञ्, यासः—प्रयत्नः कफमेदोमदादिनाशे अस्ति अस्य—अर्श आद्यच्—કફ, મેદ, મદ આદિનો નાશ કરવા જેનો પ્રયત્ન હોય છે તેથી યાસ-જવાસો

૨ यौति—मिश्रीभवति अमिश्री भवति योऽन्यैः सह, यु मिश्रणेऽमिश्रणे च भृतन्यसि० इत्यास प्रत्ययः—જે બીજાની સાથે મિશ્ર થાય છે અને મિશ્ર થતો પણ નથી, તેથી યવાસ-જવાસો

૩ दुःखेन स्पृश्यते कण्टकिस्पर्शत्वात् इति दुःस्पर्शः, स्पृश आमर्शने—घञ् જે બરછટ કાંટાથી જેનો સ્પર્શ કરવો મુશ્કેલ હોય છે તેથી દુઃસ્પર्श-જવાસો

૪ धन्वनि यासः मरुदेशे जायमानत्वात्—નિર્જળ પ્રદેશમાં થતો હોવાથી ધન્વયાસ-જવાસો

૫ कुं भूमिं नाशयति रुणद्धि, णश अदर्शने—ण्यन्तात् पचाद्यच् ततः स्वार्थे कन्—જમીન પર પથરાઈ ને જમીનને જોવા દેતા નથી, તેથી કુનાશક-જવાસો

૧ दुःखेन आलभ्यते—दुर् आङ् लभ् प्राप्तौ— ईषद् दुः० इति खल्, आगमशास्त्रस्य अनित्यत्वात् नुम्—જેનો સ્પર્શ મુશ્કેલ હોય છે અથવા જે મળવો મુશ્કેલ હોય છે તેથી દુરાલભા-ધમાસો

૨ દુરાલમ્ભાની વ્યુત્પત્તિ તથા અર્થ ઉપર પ્રમાણે છે કેવળ 'નુમ્' આગમ વધારે છે

૩ समुद्रः अन्तः यस्याः सा—સમુદ્ર જેની પાસે

† સંસ્કૃત વૈદ્યકગ્રંથોમાં જવાસાને ઝાડો ખુલાસે લાવનાર પરસેવો વધારનાર અને કફનો નાશ કરનાર ગણેલ છે, અને જે સરળ નીકળે છે, તે ઉધરસ ઉપર અપાય છે

ચક્રદત્તમાં જવાસાને મળ શુદ્ધ કરનાર મૂત્રલ અને કોઠાસર્જક ગણેલ છે

સુશ્રુતસંહિતામાં જવાસાને ઉષ્ણવીર્ય નામથી પણ વર્ણવતા તેને કફમેદહર મૂત્રસ્વેદકર અને ગુલ્મનાશક ગણેલ છે વળી તેજ પુસ્તકમાં તેને ગિરિકર્ણિકાના નામથી વર્ણવતા વાતપિત્તશમન વર્ણવેલ છે

ચરકસંહિતામાં તેને સારક ગણેલ છે અને નાના બચ્ચાની ઉધરસ ઉપર દરરોજ પીપર તથા કાકડાશીંગીના ચૂર્ણમાં મધ અને માખણ સાથે આપવાની ભલામણ કરેલ છે

હોય છે, કેમકે સમુદ્રકિનારે જે ઘાસ ઊગે છે, તેથી સમુદ્રાન્તા-ધમાસો.

૪. रोदयति स्पर्शार कण्डुमुत्पाद्य, रुदिर् अश्रुविमोचने, ण्यन्तात् ल्युट्, ङीप् च-પોતાનો સ્પર્શ કરનારને જે ચેળ ઉપજાવી રડાવે છે, તેથી રોદની-ધમાસો.

૫. गन्धारदेशे भवा-भवार्थे अण्, अणन्तात्वाद् ङीप्-જે ગંધાર દેશમાં ઉત્પન્ન થાય છે, તેથી ગાંધારી-ધમાસો.

૬. कच्छू राति ददाति, रा दाने 'आतोऽनुपसर्गे क' पृषोदरादित्वात् ह्रस्वत्वम्-જેને સ્પર્શ કરવાથી ચેળ આવે છે, તેથી કચ્છુરા-ધમાસો.

૭. न विद्यते अन्तः यस्या सा, सर्वकाल जायमानत्वात्-જે સર્વકાળે ઉત્પન્ન થયા કરે છે, તેથી અનન્તા-ધમાસો.

૮. कषाय रस अस्ति अस्या -अर्शआद्यच् જેનો રસ તૂરો હોય છે, તેથી કષાયા-ધમાસો.

૯. हरस्येव विग्रहो यस्या सा-જેનું શરીર શિવ જેવું વાળું હોય છે, તેથી હરવિગ્રહા-ધમાસો.

**બે જાતની ગોરખમુંડીનાં નામો તથા ગુણો**

**मुण्डी भिक्षुरपि प्रोक्ता श्रावणी च तपोधना ।**
**श्रवणाह्वा मुण्डितिका तथा श्रवणशीर्षका ॥१९८॥**
**महाश्रावणिकान्या तु सा स्मृता भूकदम्बिका ।**
**कदम्बपुष्पिका च स्यादव्यथातितपस्विनी ॥१९९**
**मुण्डी तिक्ता कटुः पाके वीर्योष्णा मधुरा लघु ।**
**मेध्या गण्डापचीकृच्छ्रकृमियोन्यर्तिपाण्डुहृत् ॥२००**
**श्लीपदारुच्यपस्मारप्लीहमेदोगुदार्तिनुत् ।**
**महामुण्डी च तत्तुल्या गुणैरुक्ता महर्षिभिः ॥२०१**

अन्वय-मुण्डी भिक्षुः अपि च श्रावणी तपोधना श्रवणाह्वा मुण्डितिका तथा श्रवणशीर्षका प्रोक्ता । अन्या तु सा महाश्रावणिका भूकदम्बिका कदम्बपुष्पिका अव्यथा च अतितपस्विनी स्मृता स्यात् । मुण्डी तिक्ता पाके कटु वीर्योष्णा मधुरा लघु मेध्या (सती) गण्डापचीकृच्छ्रकृमियोन्यर्तिपाण्डुनुत् श्लीपदारुच्यपस्मारप्लीहमेदोगुदार्तिहृत् (अस्ति)। महामुण्डी च गुणै तत्तुल्या महर्षिभिः उक्ता ॥

મુંડી,[1] ભિક્ષુ,[2] શ્રાવણી,[3] તપોધના,[4] શ્રવણાહ્વા,[5] મુંડિતિકા[6] અને શ્રવણશીર્ષકા[7] એટલાં ગોરખમુંડીનાં સંસ્કૃત નામો છે, તેમજ મહાશ્રાવણિકા,[1] ભૂકદંબિકા,[2] કદંબપુષ્પિકા,[3] અવ્યથા[4] અને અતિતપસ્વિની[5] એટલાં મોટી ગોરખમુંડીનાં સંસ્કૃત નામો છે. ગોરખમુંડી કડવી, પાકમાં તીખી, ઉષ્ણવીર્ય, મધુર, હલકી અને પવિત્ર હોઈ ગંડમાળા કે ગડગૂમડાં, અપચી નામનો ગંડમાળાની જાતનો એક રોગ, મૂત્રકૃચ્છ્ર, કૃમિ, યોનિની પીડા, પાંડુરોગ, શ્લીપદ કે હાથીપગું નામનો રોગ, અરુચિ, વાઈ, બરલનું દર્દ, મેદ તથા ગુદાની પીડાને મટાડનાર છે. તેમજ મોટી ગોરખમુંડીમાં પણ એવા જ ગુણો છે, એમ મહર્ષિઓએ કહ્યું છે. ૧૯૮-૨૦૧

૧. मुण्डति-खण्डयति गण्डादीन् रोगान्, मुडि खण्डने पचाद्यच्, जातित्वाद् ङीप्-જે ગૂમડાં-ગાંઠ વગેરે રોગોનો નાશ કરે છે, તેથી મુંડી-ગોરખમુંડી.

૨. भिक्षत इत्यवतीर्ण-'सनाशंसभिक्ष उः'-જે રોગીઓ પ્રત્યે પોતાને સ્વીકારવા માગણી કરે છે, એવા સ્વભાવની છે, તેથી ભિક્ષુ-ગોરખમુંડી.

૩. श्रवणस्य इयम्-इदमर्थे अण्, अणन्तत्वात् ङीप्-શ્રવણ નક્ષત્રનું અથવા કાનનું જે આ નામ ધરાવે છે, તેથી શ્રાવણી-ગોરખમુંડી.

૪. रोगिणां रोगनिवारणरूपं तप एव धनं यस्या सा-રોગીઓના રોગ દૂર કરવારૂપ તપ એ જ જેનું ધન છે, તેથી તપોધના-ગોરખમુંડી.

૫. श्रवणम् आह्वा यस्या सा-જેને શ્રવણ નક્ષત્રથી કહેવાય છે એટલે શ્રવણના જેટલાં નામો છે, તેથી ઓળખાય છે, માટે શ્રવણાહ્વા-ગોરખમુંડી.

૬. मुण्डयत-खण्डयत स्म गण्डादिरोगान्विभिः वैद्यैर्ना रोगनिवारणार्थं, मुडि खण्डने-कर्मणि क्त, ततः स्वार्थे कन्, टाप्, इत्वं च-ગડગૂમડ આદિ રોગવાળા લોકો અથવા વૈદ્યો રોગોને મટાડવા જેને કાપે છે, તેથી મુંડિતિકા.

૭. श्रवणम् इव शीर्षं यस्या सा-'शेषाद्विभाषा' इति कप्, टाप्, इत्वं च-જેનું માથું અથવા અગ્રભાગ કે ટોચ શ્રવણ એટલે કાન જેવાં હોય છે, તેથી શ્રવણશીર્ષિકા-ગોરખમુંડી.

૧. महती चासौ श्रावणी-महाश्रावणी, ततः स्वार्थे कन्, 'ह्यापोरिति ह्रस्वः'-જે મોટી શ્રાવણીના નામે કહેવાય છે, તે મોટી ગોરખમુંડી.

૨. भुवि कदम्ब इव भूकदम्ब, ततः 'संज्ञायां कन्' अत इत्वं च-પૃથ્વી પર જાણે કદંબવૃક્ષ હોય, તેવી જણાય છે તેથી ભૂકદંબિકા-મોટી ગોરખમુંડી.

૩. कदम्बस्य पुष्पमिव पुष्पं यस्या सा कदम्बपुष्पा, ततः स्वार्थे कन्, टाप् इत्वं च-જેનાં ફૂલ કદંબનાં ફૂલ

જેવા હોય છે, તેથી કદમ્બપુષ્પિકા-મોટી ગોરખમુંડી

૪. न विद्यते यस्या सेवनात् गण्डादिरोगाणां व्यथा- જેના સેવનથી ગૂમડાં વગેરેની પીડા રહેતી નથી, તેથી અવ્યથા-મોટી ગોરખમુંડી.

૫. अतिशयितं तपः अस्ति अस्या -'अस्मायामेधा०' इति विनि , नान्तत्वाद् ङीप्-જેનું રોગના નિવારણરૂપ તપ અતિશય-ઘણું છે, તેથી અતિતપસ્વિની-મોટી ગોરખમુંડી

## અઘેડાનાં નામો

अपामार्गस्तु शिखरी ह्यध:शल्यो मयूरक: ।
मर्कटी दुर्ग्रहा चापि किणिही खरमञ्जरी ॥२०२॥

अन्वय-अपामार्गः तु शिखरी अधःशल्यः मयूरकः मर्कटी दुर्ग्रहा किणिही अपि च खरमञ्जरी हि (कथ्यते नामभिः ॥)

અપામાર્ગ,[1] શિખરી,[2] અધઃશલ્ય,[3] મયૂરક,[4] મર્કટી,[5] દુર્ગ્રહા,[6] કિણિહી[7] અને ખરમંજરી[8] એટલા અઘેડાનાં સંસ્કૃત નામો છે.

૧. अपमृज्यन्ते-विनाश्यन्ते छर्दिप्रभृतयो व्याधयोऽनेन, अपपूर्वकान्मृज् शुद्धौ इत्यस्माद् 'हलश्चे'ति करणे घञ्-निष्ठायामनिट्त्वात् कुत्वम्, 'उपसर्गस्य घञि' इति दीर्घ-જેના વડે ઊલટી વગેરે રોગો મટે છે, તેથી અપામાર્ગ, અથવા अपगतः आसमन्तात् मार्गः अस्य-જેનો માર્ગ ચોપાસ હલકો હોય છે-હલકી જમીન પર જે ઊગે છે, તેથી અપામાર્ગ-અઘેડો

૨. शिखरम् उद्भवस्थानम् प्रायेण अस्ति अस्य, 'अत इनि०' इति इन्-જેનું ઉત્પત્તિસ્થાન લગભગ ઊંચાણવાળી જમીન હોય છે તેથી શિખરી-અઘેડો.

૩. अधः शल्यं यस्य सः-જેને નીચેના ભાગમાં કાંટા હોય છે, તેથી અધઃશલ્ય-અઘેડો

૪ मयूरस्य प्रतिकृति इव-'इवे प्रतिकृतौ' इति कन्-મોરપક્ષીની જાણે નકલ અથવા પ્રતિમા હોય તેવો હોય છે, તેથી મયૂરક-અઘેડો

૫ मर्कति-गच्छति तीक्ष्णत्वादिगुणान्, मर्क गतौ-सौत्र, 'शकादिभ्योऽटन्' गौरादि -જે તીક્ષ્ણતા આદિ ગુણોને ધારણ કરે છે, તેથી મર્કટી-અઘેડો.

૬ दुःखेन गृह्यत अधःशल्यत्वात्, दुष्पूर्वकाद् ग्रह उपादाने इत्यस्मात् 'ईषद्दुः०' इत्यनेन कर्मणि खल्-જેને નીચેના ભાગમાં કાંટા હોય છે, તેથી જેને ગ્રહણ કરવો મુશ્કેલ હોય છે, માટે દુર્ગ્રહા-અઘેડો.

૭. किणिन -व्रणान् हन्ति-'अन्येष्वपि०' इति ड , यद्वा किणिनो-व्रणान् जिहीते-ओहाङ्गतौ, 'आतोऽनुपसर्गे क ' गौरादि -જે વ્રણ, ગૂમડાં વગેરેનો નાશ કરે છે-મટાડે છે, તેથી કિણિહી-અઘેડો

૮. खरा मञ्जरी यस्या -જેની માંજર ખરસટ-કઠોર હોય છે, તેથી ખરમંજરી-અઘેડો.

## અઘેડાના ગુણો

अपामार्गः सरस्तीक्ष्णो दीपनस्तिक्तकः कटुः ।
पाचनो रोचनश्छर्दिकफमेदोऽनिलापहः ।
निहन्ति हृद्रुजाध्मार्शः कण्डूशूलोदरापचीः ॥२०३

अन्वय-अपामार्गः सरः तीक्ष्णः दीपनः तिक्तकः कटुः पाचनः रोचनः (सन्) छर्दिकफमेदोऽनिलापहः (अस्ति, तथा च) हृद्रुजाध्मार्शः कण्डूशूलोदरापचीः निहन्ति ॥

અઘેડો મળને ખસેડનાર, તીક્ષ્ણ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, કડવો, તીખો, પાચક અને રુચિ ઉપજાવનાર હોઈ ઊલટી, કફ, મેદ, વાયુ, હૃદયના રોગ, આફરો, અરશ, ચળ, શૂળ, પેટના રોગ તથા અપચી નામની ગંડમાળની જાતની ગાંઠોને મટાડનાર છે. ૨૦૩

## રાતા અઘેડાનાં નામો

रक्तोऽन्यो वशिरो वृत्तफलो धामार्गवोऽपि च ।
प्रत्यक्पर्णी केशपर्णी कथिता कपिपिप्पली ॥२०४

अन्वय-रक्तः वशिरः वृत्तफलः धामार्गवः अपि च प्रत्यक्पर्णी केशपर्णी कपिपिप्पली कथिता ॥

વશિર,[1] વૃત્તફલ,[2] ધામાર્ગવ,[3] પ્રત્યક્પર્ણી,[4] કેશપર્ણી[5] અને કપિપિપ્પલી[6] એટલા રાતા અઘેડાના સંસ્કૃત નામો છે. ૨૦૪

૧. उश्यते-इष्यते वातविरम्भकत्वादिगुणैः, वश कान्तौ, बाहुलकात् इरन्-उणादि -વાયુને રોકનારપણું આદિ ગુણોએ હોવાથી તે તે રોગો દૂર કરવા જેને ઇચ્છવામાં આવે છે, તેથી વશિર-રાતો અઘેડો

૨. वृत्तं फलं यस्य सः-જેનું ફળ ગોળાકાર હોય છે, તેથી વૃત્તફલ-રાતો અઘેડો

૩. धाम्नः अर्ग -मार्ग धामार्ग, धामार्गं याति-गच्छति दीपनत्वात्, वा धातो 'आतोऽनुपसर्गे' इति क -જે દીપન તથા પાચન હોવાથી તેજના માર્ગે જાય છે-જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે, તેથી ધામાર્ગવ-રાતો અઘેડો

૪ प्रत्यञ्चि पर्णानि यस्या सा-'पाककर्णे'ति ङीप्-જેના પાંદડાં પશ્ચિમ તરફ જતાં હોય છે, તેથી પ્રત્યક્પર્ણી-રાતો અઘેડો

૫. कपिकेशसदृशकेशयुक्तानि पर्णानि यस्य, पूर्ववत् ङीप्-જેના પાંદડાં વાંદરાના વાળ જેવી રુંવાટીવાળાં હોય છે, તેથી કેશપર્ણી-રાતો અઘેડો. આવા જ

આશયથી અમરકોશમાં 'કીશપર્ણી' એવું નામ લખ્યું છે.

૬. कपिवर्णा रक्ता पिप्पली इव-લાલ રંગવાળા માકડાના રંગની-રાતી જાણે પીપર હોય તેવો હોવાથી કપિપિપ્પલી-રાતો અઘેડો.

રાતા અઘેડાના ગુણો

अपामार्गोऽरुणो वातविष्टम्भी कफहृद्धिमः ।
रूक्षः पूर्वगुणैर्न्यूनः कथितो गुणवेदिभिः ॥२०५॥

अन्वय-अरुण अपामार्ग वातविष्टम्भी कफहृत् हिम रूक्ष (सन्) गुणवेदिभि पूर्वगुणै न्यून कथित ॥

રાતો અઘેડો વાયુને રોકનાર, કફ હરનાર, ટાઢો, રૂક્ષ અને પહેલા અઘેડાથી ઓછા ગુણવાળો છે, એમ ગુણ જાણનારાઓએ કહ્યું છે.

રાતા અઘેડાના બીજના ગુણો

अपामार्गफलं स्वादु रसे पाके च दुर्जरम् ।
विष्टम्भि वातलं रूक्षं रक्तपित्तप्रसादनम् ॥२०६॥

अन्वय-अपामार्गफल रसे स्वादु पाके च दुर्जर विष्टम्भि वातल रूक्ष रक्तपित्तप्रसादनम् (अस्ति) ॥

અઘેડાનું બીજ રસમાં મધુર, પાકમાં ગાઢ પચે એવું, ઝાડાને રોકનાર, વાયુ કરનાર અને રૂક્ષ હોઈ લોહી તથા પિત્તને સાફ કરનાર છે તથા રક્તપિત્ત રોગને મટાડનાર પણ છે ૨૦૬

એખરાનાં નામો

कोकिलाक्षस्तु काकेक्षुरिक्षुरः क्षुरकः क्षुरः ।
भिक्षुः काण्डेक्षुरप्युक्त इक्षुगन्धेक्षुवालिका ॥२०७

अन्वय कोकिलाक्ष तु काकेक्षु इक्षुर क्षुरक क्षुर भिक्षु काण्डेक्षु इक्षुगन्धा इक्षुवालिका अपि उक्त ॥

કોકિલાક્ષ,[1] કાકેક્ષુ,[2] ઇક્ષુર,[3] ક્ષુરક[4], ક્ષુર,[5] ભિક્ષુ,[6] કાંડેક્ષુ,[7] ઇક્ષુગંધા[8] અને ઇક્ષુવાલિકા[9] એટલા એખરાના સંસ્કૃત નામો છે. ૨૦૭

૧. कोकिलस्येव अक्षि यस्य, कोकिलशब्दस्य कोकिलाक्षिसादृश्येऽत्र लाक्षणिकत्वम् 'अक्ष्णोऽदर्शनात्' इत्यच् समासान्त-જેને કોયલ જેવી આંખ હોય છે, તેથી કોકિલાક્ષ-એખરો.

૨. काकस्य इक्षुरिव तत्प्रियत्वात्-કાગડાની જાણે શેલડી હોય તેમ તેઓને જે પ્રિય હોય છે, તેથી કાકેક્ષુ-એખરો.

૩. इक्षुसदृश गन्ध राति-'आतोऽनुपसर्गे' इति क-જેની ગંધ શેલડીના જેવી હોય છે, તેથી ઇક્ષુર-એખરો.

૪. क्षुरतुल्यत्वात् क्षुर इव वातामप्रभृतीनां छेदक-छेदनद्रव्यत्वात्, स्वार्थे कन्-વાયુ સંબંધી આમ વગેરેને કાપનાર દ્રવ્યરૂપે હોવાથી તેઓને છેદવા જાણે અસ્ત્રો હોય તેવો છે. તેથી ક્ષુરક-એખરો.

૫. क्षुरति-छिनत्ति नानादिरोगान्, क्षुर छेदने-'इगुपधे'ति क क्षुर इवेति क्षुर-અર્થ ઉપર પ્રમાણે છે.

૬. भिक्षते इत्येवंशील स्वकीयगुणलाभमाकाङ्क्षन्-'सनाशंसभिक्ष उ'-પોતાના ગુણનો લાભ લેવા ઇચ્છનારાઓની જે માગણી કરે છે, એવા સ્વભાવનો હોવાથી ભિક્ષુ-એખરો.

૭. काण्डेन इक्षुरिव-ગાંઠોવડે જાણે શેલડી હોય તેવો લાગે છે, તેથી કાંડેક્ષુ-એખરો.

૮. इक्षोर्गन्ध इव गन्धो यस्या-જેની ગંધ શેલડીના જેવી હોય છે, તેથી ઇક્ષુગંધા-એખરો.

૯. इक्षोर्वाल इव माधुर्येण, स्वार्थे कन्, टाप् इत्वं च-શેલડીની જાણે બાળકી હોય તેમ તેના જેવા મધુર ગુણવાળો છે, તેથી ઇક્ષુવાલિકા-એખરો.

એખરાના ગુણો

क्षुरकः शीतलो वृष्यः स्वाद्वम्लः पित्तलस्तथा ।
तिक्तो वातामशोथाश्मतृष्णादृष्ट्यनिलास्रजित् ॥

अन्वय-क्षुरक शीतल वृष्य स्वादु-अम्ल पित्तल तथा तिक्त (सन्) वातामशोथाश्मतृष्णादृष्ट्यनिलास्रजित् (अस्ति) ॥

એખરો ટાઢો, વીર્યને વધારનાર, મધુર, ખાટો, પિત્તકર્તા, અને કડવો હોઈ વાયુ સંબંધી આમ, સોજા, પથરી, તરશ, નેત્રના રોગ, વાયુ તથા લોહીનો બગાડ અને વાતરક્ત-રોગને મટાડે છે.

હાડસાંકળ અથવા હારસીંગારનાં નામો-ગુણો

ग्रन्थिमानस्थिसंहारी वज्राङ्गी चास्थिशृङ्खला ।
अस्थिसंहारकः प्रोक्तो वातश्लेष्महरोऽस्थियुक् ॥
उष्णः सरः कृमिघ्नश्च दुर्नामघ्नोऽक्षिरोगजित् ।
रूक्षः स्वादुर्लघुर्वृष्यः पाचनः पित्तलः स्मृतः ॥

अन्वय-ग्रन्थिमान् अस्थिसंहारी वज्राङ्गी च अस्थिशृङ्खला च अस्थिसंहारक प्रोक्त (विद्वद्भि, स च) अस्थियुक् उष्ण सर रूक्ष स्वादु लघु वृष्य पाचन पित्तल (सन्) वातश्लेष्महर कृमिघ्न च दुर्नामघ्न अक्षिरोगजित् स्मृत ॥

ગ્રંથિમાન્,[1] અસ્થિસંહારી,[2] વજ્રાંગી[3] અને અસ્થિશૃંખલા[4] એટલા હાડસાંકળનાં સંસ્કૃત નામો છે. હાડસાંકળ હાડકાને જોડનાર,

ગરમ, મળને ખસેડનાર, રૂક્ષ, મધુર, હલકી, વીર્યને વધારનાર, પાચન અને પિત્ત કરનાર હોઈ વાયુ, કફ, કૃમિ, અરશ તથા નેત્રના રોગને મટાડે છે. ૨૦૯,૨૧૦

૧. ग्रन्थय सन्ति अस्य-मतुप्-જેને ગાંઠો હોય છે, તેથી ગ્રંથિમાન્-હાડસાકળ.

૨. अस्थीनि संहरति-सन्धयति इत्येवंशील- 'सुप्यजातौ०' इति णिनि-જે હાડકાને સાંધી દે એવા સ્વભાવની છે, તેથી અસ્થિસંહારી-હાડસાકળ

૩ वज्रमिव अङ्गं यस्य प्रयोगाच्च-જેનુ અંગ વજ્ર જેવુ હોય છે અથવા જેનો પ્રયોગ કરવાથી શરીર વજ્ર જેવુ બને છે, તેથી વજ્રાંગી-હાડસાકળ

૪. अस्थ्नः शृङ्खला इव संयोजनहेतुत्वात्-હાડકાને સાંધી દેવામાં કારણરૂપ હોઈ પોતે જાણે હાડકાંની સાંકળ હોય તેવી છે, તેથી અસ્થિશૃંખલા-હાડસાકળ

### વાતનાશક હાડસાંકળનો પ્રયોગ

काण्डं त्वगिरहितमस्थिशृङ्खलाया, माषार्द्रं
द्विदलमकञ्चुकं तदर्धम्।
सम्पिष्टं तदनु ततस्तिलस्य तैले, सम्पक्वं
वटकमतीव वातहारि ॥ २११ ॥

अन्वय-(प्रयोग-) अस्थिशृङ्खलाया त्वग्विरहितं काण्डम् (तथा च) अकञ्चुकं माषार्द्रं द्विदलं (मिश्र कृत्वा) तदनु तदर्धं सपिष्टं (कुर्यात्), ततः तिलस्य तैले पक्वं (तद्) वटकम् अतीव वातहारि भवति ॥

હાડસાકળની છાલ કાઢી નાખેલી દાંડલી ને અડદની પલાળેલી ફોતરા વગરની ભીની દાળમાં મેળવી, એને અરધી વાટી તેના વડા કરી તલના તેલમાં પકાવી ખાધા હોય તો વાયુ ના તમામ રોગ જતા રહે છે. ૨૧૧

### કુંવારનાં નામો તથા ગુણો

कुमारी गृहकन्या च कन्या घृतकुमारिका।
कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी ॥
मधुरा बृंहणी बल्या वृष्या वातविषप्रणुत्।
गुल्मप्लीहयकृद्वृद्धिकफज्वरहरी हरेत्।
ग्रन्थ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् ॥२१३

अन्वय-कुमारी गृहकन्या कन्या च घृतकुमारिका (इति नामानि, गुणाश्च-) कुमारी भेदिनी शीता तिक्ता नेत्र्या रसायनी मधुरा बृंहणी बल्या वृष्या (सती) वातविषप्रणुत् गुल्मप्लीहयकृद्वृद्धिकफज्वरहरी (अस्ति, तथा) ग्रन्थ्यग्निदग्धविस्फोटपित्तरक्तत्वगामयान् हरेत् ॥

કુમારી,[૧] ગૃહકન્યા,[૨] કન્યા[૩] અને ઘૃતકુમારિકા[૪] એટલાં કુવારનાં સંસ્કૃત નામો છે. કુંવાર મળને ભેદનાર-ઝાડો લગાડનાર, ટાઢી, કડવી, નેત્રને હિતકારી, રસાયનરૂપ, મધુર, પુષ્ટિ આપનાર અને બળ આપનાર હોઈ વાયુ, ઝેર, ગોળો, બરલનુ દરદ, જમણા પડખાની ગાંઠનુ દરદ, વધરાવળ, કફજ્વર, ગાંઠ, અગ્નિદાહ, વિસ્ફોટક, પિત્ત, લોહીનો બગાડ કે પિત્તરક્ત તથા ચામડીના રોગને મટાડે છે.

૧. कुमारी इव, यद्वा कुमारयति-क्रीडति स्वल्पेनापि जलेन शीतलत्वात्, कुमार क्रीडायाम्-अच्, गौरादि, यद्वा कामयते पुष्टिदातुमन्येभ्यः रसायनत्वात्, कमु कान्तौ 'कमेः किदुच्चोपधायाः' (उणा० ३-१३४) इत्यारन् प्रत्यय 'वयसि प्रथमे' इति ङीप्-જાણે કુવારી હોય તેવી છે, અથવા થોડા પાણીથી પણ જે તાજી રહે છે, કેમકે શીતળ છે, અથવા પોતાને સેવનારાઓને પુષ્ટિ તથા બળ આપવા જે ઇચ્છે છે, તેથી કુમારી-કુવાર.

૨. गृहे कन्या इव माधुर्यादिगुणयुक्तत्वात्-મધુરતા આદિ ગુણોથી યુક્ત હોય છે, તેથી ઘરમાં જાણે કન્યા હોય, તેવી જણાય છે, તેથી ગૃહકન્યા-કુવાર.

૩. कनति कन्यते वा रसायनत्वादिगुणे-कनी दीप्तौ- 'अघ्न्यादि' (उणा. ४-११२) રસાયનપણુ આદિ ગુણોથી જે પ્રકાશે છે, તેથી કન્યા-કુવાર.

૪. घृतयुक्ता कुमारिका, दले दलिते घृतसमानरसस्य स्राविणीत्वात्, शाकपार्थिवादित्वात् समासः-જે ઘીથી ભરેલી જાણે કુવારકા હોય, તેવી જણાય છે, તેથી ઘૃતકુમારી-કુવાર.

### ધોળી સાટોડીનાં નામો તથા ગુણો

पुनर्नवा श्वेतमूला शोथघ्नी दीर्घपत्रिका।
कटुः कषायानुरसा पाण्डुघ्नी दीपनी परा।
शोफानिलगरश्लेष्महरी ब्रध्नोदरप्रणुत् ॥२१४॥

अन्वय-पुनर्नवा श्वेतमूला शोथघ्नी दीर्घपत्रिका (इति नामानि, गुणाश्च-) (पुनर्नवा) कटुः कषायानुरसा परा दीपनी (सती) पाण्डुघ्नी शोफानिलगरश्लेष्महरी ब्रध्ना उदरप्रणुत् (अस्ति) ॥

પુનર્નવા,[૧] શ્વેતમૂલા,[૨] શોથઘ્ની[૩] અને દીર્ઘપત્રિકા[૪] એટલા ધોળી સાટોડીના સંસ્કૃત નામો છે. ધોળી સાટોડી તીખી, તૂરી અને અગ્નિને બહુ જ પ્રદીપ્ત કરનાર હોઈ પાંડુરોગ, સોજા, વાયુ, ઝેર, કફ, વ્રણ અને પેટના

રોગને મટાડે છે. ૨૧૪

૧. પુનર્-અભિક્ષ્ણં નવા, નૂતના વા વૈદ્યૈઃ પાણ્ડુપ્રભૃતિરોગવિનાશનગુણાતિશયૈઃ, 'ઋતોઽલ્'–ફરી ફરી–કાયમ માટે જે તાજી રહે છે અથવા પાંડુ વગેરે રોગોનો નાશ કરનારા ખાસ ગુણોને લીધે વૈદ્યો જેને વારંવાર વખાણે છે, તેથી પુનર્નવા–સાટોડી.

૨. શ્વેતાનિ મૂલાનિ યસ્યાઃ સા–જેનાં મૂળિયાં ધોળાં હોય છે, તેથી શ્વેતમૂલા–સાટોડી.

૩. શોથં હન્તિ–'અમનુષ્યકર્તૃકે.' ઇતિ ટક્–ટિત્વાત્ 'ટિડ્ઢે'તિ ઙીપ્–સોજાનો રોગ જે મટાડે છે, તેથી શોથઘ્ની–સાટોડી.

૪. દીર્ઘાણિ પત્રાણિ યસ્યાઃ સા, જાતિત્વાદ્ ઙીપ્, સ્વાર્થે કન્, ટાપ્ હ્રસ્વશ્ચ–જેનાં પાંદડાં લાંબાં હોય છે, તેથી દીર્ઘપત્રિકા–સાટોડી.

રાતાં ફૂલવાળી સાટોડીનાં નામો

પુનર્નવાપરા રક્તા રક્તપુષ્પા શિલાટિકા ।
શોથઘ્ની ક્ષુદ્રવર્ષાભૂર્વૃષકેતુઃ કઠિલ્લકઃ ॥૨૧૫॥

અન્વય–અપરા રક્તા પુનર્નવા રક્તપુષ્પા શિલાટિકા શોથઘ્ની ક્ષુદ્રવર્ષાભૂ વૃષકેતુ કઠિલ્લક (ઇતિ નામાનિ)॥

પુનર્નવા,[1] રક્તપુષ્પા,[2] શિલાટિકા,[3] શોથઘ્ની,[4] ક્ષુદ્રવર્ષાભૂ,[5] વૃષકેતુ[6] અને કઠિલ્લક[7] એટલાં રાતી સાટોડીનાં સંસ્કૃત નામો છે.

૧. પુનર્નવા–ઉપર ધોળીના રહેલા નામ પ્રમાણે.

૨. રક્તાનિ પુષ્પાણિ યસ્યા સા–જેનાં ફૂલ લાલ હોય છે, તેથી રક્તપુષ્પા–રાતાં ફૂલવાળી સાટોડી.

૩. શિલામ્ અટતિ–અટ ગતૌ–કર્મણ્યણ્, અણન્તાદ્ ઙીપ્–શિલાટી, તત. સ્વાર્થે કન્, ટાપ્, હ્રસ્વત્વં ચ–જે શિલા ઉપર જાય છે અથવા ઊગી નીકળે છે, તેથી શિલાટિકા–રાતાં ફૂલવાળી સાટોડી.

૪. શોથં હન્તિ ઇતિ શોથઘ્ની–સોજાનો જે નાશ કરે છે, તેથી શોથઘ્ની–રાતા ફૂલવાળી સાટોડી.

૫. વર્ષાસુ ભવતિ ઇતિ વર્ષાભૂઃ, ક્ષુદ્રા ચાસૌ વર્ષાભૂ ક્ષુદ્રવર્ષાભૂ–વર્ષા ઋતુમાં થતી ક્ષુદ્રવનસ્પતિ છે, તેથી ક્ષુદ્રવર્ષાભૂ–રાતાં ફૂલવાળી સાટોડી.

૬. વૃષ–મેઘઃ કેતુશ્ચિહ્નં યસ્ય સ., વર્ષાસુ જાયમાનત્વાત્–મેઘ જેને ઊગવાનું ચિહ્ન છે, કેમકે વરસાદ થતાં જે ઊગી નીકળે છે, તેથી વૃષકેતુ–રાતાં ફૂલવાળી સાટોડી.

૭. કટતિ–આવૃણોતિ શ્લેષ્માદીન્, કટે વર્ષાવરણયો–ધાતુત્વાદ્ ઇલ, યદ્વા કઠતિ–શોકં કરોતિ વર્ષા વિના વર્ષાજન્યત્વાત્, કઠ શોકે પૂર્વવદ્ ઇલ, તતઃ સ્વાર્થે કન્–કટિલ્લક, કઠિલ્લક, ઇત્યેવં પાઠદ્વયમ્ અમરકોષે દૃશ્યતે–કફ વગેરેને જે મટાડે છે, તેથી કટિલ્લક; અથવા વરસાદ હોય તો જે થાય છે, માટે વરસાદ વિના જે શોક કરે છે, તેથી કઠિલ્લક–આવા બે પાઠ અમરકોષમાં મળે છે, જેના અર્થ–રાતાં ફૂલવાળી સાટોડી.

શાતી સાટોડીના ગુણો

પુનર્નવારુણા તિક્તા કટુપાકા હિમા લઘુઃ ।
વાતલા ગ્રાહિણી શ્લેષ્મપિત્તરક્તવિનાશિની ॥૨૧૬

અન્વય.–અરુણા પુનર્નવા તિક્તા કટુપાકા હિમા લઘુઃ વાતલા ગ્રાહિણી (સતી) શ્લેષ્મપિત્તરક્તવિનાશિની (અસ્તિ)॥

રાતી સાટોડી કડવી, પાકમાં તીખી, ટાઢી, હલકી, વાયુ કરનાર, ઝાડાને રોકનાર અને પિત્ત તથા લોહીનો બગાડ કે પિત્તરક્તરોગનો નાશ કરનાર છે. ૨૧૬

પ્રસારણી કે ગંધપ્રસારણીનાં નામો

પ્રસારણી રાજબલા ભદ્રપર્ણી પ્રતાપની ।
સરણી સારણી ભદ્રા બલા ચાપિ કટમ્ભરા ॥

અન્વયઃ–પ્રસારણી રાજબલા ભદ્રપર્ણી પ્રતાપની સરણી સારણી ભદ્રા બલા અપિ ચ કટમ્ભરા (ઇતિ નામાનિ)॥

પ્રસારણી,[1] રાજબલા,[2] ભદ્રપર્ણી,[3] પ્રતાપની,[4] સરણી,[5] સારણી,[6] ભદ્રા,[7] બલા,[8] અને કટંભરા,[9] એટલા ગંધપ્રસારણીનાં સંસ્કૃત નામો છે. ૨૧૭

૧. પ્રસાર્યતે અઙ્ગમ્ અનયા કૃત્યલ્યુટાદિત્વાત્ 'કરણે લ્યુટ્' ટિત્વાદ્ ઙીપ્, ગત ઇત્વં ચ–જે વીર્યવર્ધક, બલદાયક આદિ ગુણોવાળી હોવાથી જેના વડે મનુષ્ય પોતાના શરીરને બળવાન તથા પુષ્ટ કરી શકે છે, તેથી પ્રસારણી.

૨. બલાના-બલપ્રદદ્રવ્યાણાં રાજા ઇવ, પૂર્વોક્તગુણત્વાત્–'રાજદન્તાદિઃ'–જે વૃષ્ય તથા બલ્ય આદિ ગુણોવાળી હોવાથી બળ આપનારાં દ્રવ્યોની જાણે રાણી હોય તેવી છે, તેથી રાજબલા–ગંધપ્રસારિણી.

૩. ભદ્રાણિ પર્ણાનિ યસ્યા–જેનાં પાંદડાં પણ કલ્યાણકારી છે, તેથી ભદ્રપર્ણી–ગંધપ્રસારણી.

૪. પ્રકૃષ્ટ તાપયતિ વીર્યોષ્ણત્વાત્–નન્દ્યાદિ', ગૌરાદિષ–જે ઉષ્ણવીર્ય હોવાથી ઘણી જ ગરમી કરે છે, માટે પ્રતાપની–ગંધપ્રસારણી.

૫. સરતિ–સૃ ગતૌ–લ્યુટ્, ઙીપ્–અર્થ નીચે જુઓ.

૬. સરતિ–સૃ ગતૌ, ણ્યન્તાલ્લ્યુટ્, ટિત્વાદ્ ઙીપ્–જે

શરીરમા જઈ આગ કામ કરે છે તેથી સારણી–ગધપ્રસારણી

૭ मन्दता–रञ्जण सुख च करोति गुणद्वारा भद्रि कल्याण करोते च– भद्रेन्द्र ति साधु , टाप्–જે પોતાના ગુણોદ્વારા મેહન કરનારનું કલ્યાણ તથા સુખ કરે છે તેથી ભદ્રા–ગધપ્રસારણી

૮ बलम् अस्ति अस्या सेवनेन अर्शआद्यच्–જેનુ સેવન કરવાથી માણસોમા બળ આવે છે, તેથી બલા–ગધપ્રસારણી

૯ कद्रुम्–अद्भुत गुणातिशय बिभर्ति कृष्णत्वादिक–संज्ञाया भृञ्० इति खच्, टाप्–જે અદ્ભુત ઉત્તમ ગુણો ધારણ કરે છે તેથી કદમ્ભરા–ગધપ્રસારણી

ગધપ્રસારણીના ગુણો

**प्रसारणी गुरुर्वृष्या बलसन्धानकृत्सरा ।**
**वीर्योष्णा वातहृत्तिक्ता वातरक्तकफापहा ॥२१८॥**

अन्वय –( गुणाथ– ) प्रसारणी गुरु वृष्या बल सधानकृत् सरा वीर्योष्णा तिक्ता ( सती ) वातहृत् वात रक्तकफापहा ( अस्ति ) ॥

ગધપ્રસારણી ભારે, વીર્યને વધારનાર, બળ આપનાર, સાધનાર, મળને ખસેડનાર, ઉષ્ણવીર્ય અને કડવી હોઈ વાયુ, વાતરક્ત રોગ તથા કફને મટાડે છે ૨૧૮

ઉપલસરીનાં નામો

**कृष्णा तु शारिवा श्यामा गोपी गोपवधूश्च सा ।**
**इन्द्रयवस्वपत्रा सुगन्धा कलघण्टिका ॥२१९॥**

अन्वय –कृष्णा तु शारिवा इन्द्रयवस्वपत्रा सुगन्धा कलघण्टिका श्यामा गोपी सा च गोपवधू ( कथ्यते )॥

કાળી ઉપલસરીના શારિવા,[1] ઇદ્રયવકવત્પત્રા,[2] સુગન્ધા,[3] કલઘટિકા,[4] શ્યામા,[5] ગોપી[6] અને ગોપવધૂ[7] એટલા સસ્કૃત નામો કહેવાય છે (આ ઉપલસરી* કાળા ફૂલ વાળી અને ઇદ્રજવના જેવા પાદડાવાળી થાય છે) ૨૧૯

૧ क्षीयन शरण वा शारि –शॄ हिंसायाम् ' शृस्तॄ० –( उणा० ४–१४२ ) इति इणप्रत्यय–शारि मिस नम् अस्ति अस्या अग्निमान्द्यादिरोगनाशनार्थम् ' अन्य ष्वपि दृश्यत ' इति धातिकादु मत्वर्थे व टाप्–અગ્નિમાદ્ય વગેરે રોગો મટાડવા જેનો ઉપયોગ કરાય છે તેથી શારિવા–કાળી ઉપલસરી

૨ इन्द्रयव एव इन्द्रयवस्व , तद्वत् पत्र यस्या सा–જેના પાદડા ઇદ્રજવના ઝાડના જેવા થાય છે, તેથી ઇદ્રયવકવત્પત્રા–કાળી ઉપલસરી

૩ कुत्सु गन्ध यस्या सा–જેની ગધ સારી થાય છે, તેથી સુગધા–કાળી ઉપલસરી

૪ कला चासौ घण्टा इव अतीसारादिरोगनिवार णत्वरूपकगुणवत्त्वात्, इवार्थे सज्ञाया वा कन्, टाप्, हस्व इव च–ઝાડા વગેરેને મટાડનારપણુ વગેરે રૂપ સુન્દર ગુણવાળી હોવાથી પોતાના તે ગુણોને વગા ડી જાહેર કરતી સુદર જાણે ઘટડી હોય તેવી છે, તેથી કલઘટિકા–કાળી ઉપલસરી

૫ श्याम पुष्पम् अस्ति अस्या , अर्शआद्यच्–જેનુ ફૂલ કાળુ હોય છે તેથી શ્યામા–કાળી ઉપલસરી

૬ गोपायति–रक्षति अग्निमान्द्यादिरोगिण , गुपू रक्षण–अच्, गौरादि –અગ્નિમાદ્ય વગેરે રોગવાળાઓનું રક્ષણ કરે છે તેથી ગોપી–કાળી ઉપલસરી

૭ गोपायति–रक्षति दाषत्रयात् इति गोपी, वहति गुणनिवहम् इति वधू , ' वहो धश्च इति ( उणा० १–८३ ) ऊ प्रत्यय गोपी चासौ वधूश्च गोपवधू–ત્રણે દોષોથી રક્ષા કરનારી અને તેના ગુણોને ધારણ કરનારી છે તેથી ગોપવધૂ–કાળી ઉપલસરી

---

* અન્ય વૈદ્યો આ ઉપલસરીને લોહી સુધારનાર, પાચક અને ચીકાશવાળી ગણે છે અને બહુધા ત્વચારોગ તથા નિર્દોષક રોગમા વાપરવા ભલામણ કરે છે

ધોળી ઉપલસરીનાં નામો

**धवला शारिवा गोपी गोपकन्या कृशोदरी ।**
**स्फोटा श्यामा गोपवल्ली लताऽऽस्फोता च चन्दना ॥**

अन्वय –धवला शारिवा गोपी गोपकन्या कृशोदरी स्फोटा श्यामा गोपवल्ली लता आस्फोता च चन्दना ( कथ्यते )॥

તેમજ ધોળી ઉપલસરીના ધવલા,[1] શારિવા,[2] ગોપી[3] ( ગોપા ), ગોપકન્યા,[4] કૃશોદરી,[5] સ્ફોટા,[6] શ્યામા,[7] ગોપવલ્લી,[8] લતા,[9] આસ્ફોતા[10] અને ચદના[11] એટલા સસ્કૃત નામો કહેવાય છે ( અને તે ધોળા ફૂલવાળી, જાબુ જેવા પાદડાવાળી તેમજ ક્ષીરવાળી વેલરૂપે થાય છે ) ૨૨૦

टीका–इयमपि जाम्बूपत्रा दुग्धगर्भा भवति भवति । सा पानीति गोपा गोपकन्या । श्यामापर्येन कृष्णा श्वेतापि शारिवा कथ्यते । शाखतेन शारिवाशब्दस्य प्रयुक्त त्वात् । तथा ' शारिवायो निशि श्यामा श्यामो च

હરિતાશ્યામાવિતિ ॥ આ પણ જનુડી જેવા પાંદડાંવાળી અને ક્ષીરવાળી વેલ થાય છે. શ્યામા એ શબ્દ બન્ને ઉપલસરીને લાગુ પડે છે, કારણ કે શાશ્વત કોશમાં 'ઉપલસરી અને રાત્રિ એ બન્ને શ્યામા કહેવાય અને હરિત તથા કૃષ્ણ એ બન્ને વર્ણ પણ શ્યામ કહેવાય,' એમ જણાવ્યું છે.

૧. ધવલ પુષ્પમ્ અસ્તિ અસ્યા-અર્શઆદ્યચ્-જેનું ફૂલ ધોળું હોય છે, તેથી ધવલા-ધોળી ઉપલસરી.

૨. શારિવા નામ કાળી ઉપલસરીના ૧લા નામ પ્રમાણે સમજવું.

૩. ગોપી ઉપર કાળી ઉપલસરીનું ૬ઠ્ઠું નામ જુઓ.

૪. गोपी चासौ कन्या कलति-दीप्यते विशेष गुणैः-कन्या दीप्ती-अच्यादि -રોગોથી રક્ષણ કરે છે અને પોતાના ખાસ ગુણોથી જે પ્રકાશે છે, તેથી ગોપકન્યા-ધોળી ઉપલસરી.

૫ कृशम् उदर-मध्यभागो यस्या-જેનો મધ્ય ભાગ પાતળો હોય છે તેથી કૃશોદરી-ધોળી ઉપલસરી.

૬. स्फुटन्ति-विकसन्ति पत्राणि पुष्पाणि वाऽस्या, स्फुट विकसने-आधारे घञ्, टाप्-જેમાં ધોળાં ફૂલ ઊઘડે છે, તેથી સ્ફોટા-ધોળી ઉપલસરી.

૭ श्यायते-गच्छति स्वादुत्वादिगुणनिवह श्यङ् गतौ 'इषियुधि०' (उणा० १-१४०) इति मक्, टाप्-મધુરતા આદિ ગુણસમુદાયને જે ધારણ કરે છે, તેથી શ્યામા-ધોળી ઉપલસરી.

૮. गोपायति-रक्षति दोषत्रयकोपात् इति गोपी, गुपू रक्षणे-अच् गौरादि, गोपी चासौ वल्ली इति गोपवल्ली-ત્રણે દોષોના પ્રકોપથી રક્ષણ કરનાર જે વેલી છે, તેથી ગોપવલ્લી-ધોળી ઉપલસરી.

૯. लतति-वेष्टते शुक्रकरत्वादिगुणवर्ग, वृक्षादिकं च, लति सौत्रो धातुर्वेष्टनार्थः, पचाद्यच्, टाप्-વીર્યવર્ધક આદિ ગુણસમુદાયને જે ધારણ કરે છે, તેમ જ બીજાં ઝાડ આદિને વીંટી રહે છે, તેથી લતા-ધોળી ઉપલસરી.

૧૦. आ-समन्तात् स्फोटन्ति-विशीर्यन्ते कासादि रोगा अनया, स्फुटिर् विशरणे-करणे घञ्, पृषोदरादित्वात् टस्य त, टाप्-જેના વડે ઉધરસ વગેરે રોગો સંપૂર્ણ નાશ પામે છે, તેથી આસ્ફોતા-ધોળી ઉપલસરી.

૧૧. चन्दयति-आह्लादयति ज्वरातीसारादिरोगिण स्तेषां रोगनिवारणद्वारा, चदि आह्लादने-ण्यन्तात् ल्यु-ताव, ઝાડા વગેરેના રોગીઓને તેમના રોગો દૂર કરીને આનંદી કરે છે, તેથી ચંદના-ધોળી ઉપલસરી.

બન્ને ઉપલસરીના ગુણો

शारिवायुगलं स्वादु स्निग्धं शुक्रकरं गुरु ।
अग्निमान्द्यारुचिश्वासकासामविषनाशनम् ।
दोषत्रयास्रप्रदरज्वरातीसारनाशनम् ॥ २२१ ॥

अन्वय-शारिवायुगलं स्वादु स्निग्धं शुक्रकरं गुरु (तत्) अग्निमान्द्यारुचिश्वासकासामविषनाशन दोषत्रयास्र प्रदरज्वरातीसारनाशनम् (अस्ति) ॥

બન્ને ઉપલસરી મધુર, સ્નિગ્ધ, વીર્ય કરનાર અને ભારે હોઈ અગ્નિની મંદતા, અરુચિ, શ્વાસ, ઉધરસ, આમ, ઝેર, ત્રણે દોષ, લોહીનો બગાડ, પ્રદર, તાવ તથા અતીસારનો નાશ કરે છે ૨૨૧

ભાંગરાનાં નામો

भृङ्गराजो भृङ्गरजो मार्कवो भृङ्ग एव च ।
अङ्गारकः केशराजो भृङ्गारः केशरञ्जनः ॥ २२२ ॥

अन्वय-भृङ्गराजः भृङ्गरजः मार्कवः भृङ्ग एव च अङ्गारकः केशराजः भृङ्गारः केशरञ्जन (इति नामानि) ॥

ભૃંગરાજ,[1] ભૃંગરજ,[2] માર્કવ,[3] ભૃંગ,[4] અંગારક,[5] કેશરાજ,[6] ભૃંગાર[7] અને કેશરંજન[8] એટલાં ભાંગરા*ના સંસ્કૃત નામો છે.

૧. भृङ्गेषु राजते-राजृ दीप्तौ-अच्-જે ભમરાની પેઠે શોભે છે, તેથી ભૃંગરાજ-ભાંગરો.

૨ भृङ्गान् रञ्जयति-'कर्मण्यण्'-पृषोदरादित्वात् नलोप, न्लोपविधानसामर्थ्यान्न वृद्धि-ભમરાઓને જે આનંદ પમાડે છે, તેથી ભૃંગરજ-ભાંગરો.

૩ मारयति-केशरोगांस्तस्य विनाशयति-मारीति व्यन्तात् क्विप्, णिलोपे मार्, तत कूयते-शब्द्यते-कुङ् शब्दे-'अन्यरप्', मार् चासौ कवश्च-मार्कव-માથાના વાળની વ્યાધિનો નાશ કરનાર છે, એમ જે કહેવાય છે, તેથી માર્કવ-ભાંગરો.

૪. बिभर्ति-धारयति केश्यत्वचक्ष्यत्वादिगुणान्, पोषयति च बल्यत्वात्-डुभृञ् धारणपोषणयो, 'मृग्र किद्गुट् च' इति (उणा. १-१२५) गन् प्रत्यय-જે વાળ માટે તથા ચામડી માટે સારો-વગેરે ગુણો ધારણ કરે છે તથા બળવર્ધક હોવાથી પુષ્ટિકારક પણ છે, તેથી ભૃંગ-ભાંગરો.

૫. अङ्गानि इयर्ति-तीक्ष्णोष्णत्वात् बल्यत्वाच्च-ऋ गतौ-'कर्मण्यण्,' तत स्वार्थे कन्, यद्वा अङ्गति-गच्छति

* સુશ્રુતસંહિતામાં આને કેશરાજ, શ્વેતકુરંટ અને કેશરંજન વર્ણવેલ છે

प्रत्यङ्ग रसायनस्यत्वात्, अगि गतौ-'अङ्गिमदि०' इति (उणा. ३-१३४) आरन्, तत स्वार्थे कन्-જે રસાયનરૂપ હોવાથી શરીરના દરેક અંગોમાં પહોંચી જાય છે, તેથી અંગારક-ભાંગરો.

૬. केशा राजन्त अनेन केश्यत्वात्, राजृ दीप्तौ-करणे घञ्-જે કેશને હિતકારી હોવાથી જેને લીધે કેશ સુશોભિત (કાળા) થાય છે, તેથી કેશરાજ-ભાંગરો.

૭. भृङ्गान् इयर्ति-प्राप्नोति, तेषां प्रियत्वात्-ऋ गतौ, 'कर्मण्यण्'-જે ભમરાઓને પ્રાપ્ત કરે છે એટલે ભમરાઓને પ્રિય હોવાથી જેના ઉપર તેઓ આવે છે, તેથી ભૃંગાર-ભાંગરો.

૮. रञ्जयति इति रञ्जन, केशानां रञ्जन -केश्यत्वात्-જે કેશને હિતકારી હોવાથી તેઓને રંગી દે છે-કાળા સુશોભિત કરે છે, તેથી કેશરંજન-ભાંગરો.

## ભાંગરાના ગુણો

**भृङ्गारः कटुकस्तीक्ष्णो रूक्षोष्णः कफवातनुत् ।**
**केश्यस्त्वच्यः कृमिश्वासकासशोथामपाण्डुनुत् ।**
**दन्त्यो रसायनो बल्यः कुष्ठनेत्रशिरोऽर्तिनुत् ॥ २२३**

अन्वय -(गुणाश्च-) भृङ्गार कटुक तीक्ष्ण रूक्षोष्ण केश्य त्वच्य दन्त्य रसायन बल्य (सन्) कफवातनुत् कृमिश्वासकासशोथामपाण्डुनुत् कुष्ठनेत्रशिरोऽर्तिनुत् (अस्ति) ॥

**ભાંગરો તીખો, તીક્ષ્ણ, રૂક્ષ, ગરમ, કેશને સારા કરનાર, ચામડી માટે સારો, દાંતને સારો, રસાયનરૂપ તથા બળ આપનાર હોઈ કફ, વાયુ, કૃમિ, શ્વાસ, ઉધરસ, સોજા, આમ, પાંડુરોગ, કોઢ નેત્રની પીડા તથા માથાની પીડાને મટાડે છે. ૨૨૩**

## શણપુષ્પીનાં નામો તથા ગુણો

**शणपुष्पी स्मृता घण्टा शणपुष्पसमाकृतिः ।**
**शणपुष्पी कटुस्तिक्ता वामिनी कफपित्तजित् ॥ २२४**

अन्वय -शणपुष्पी घण्टा शणपुष्पसमाकृति स्मृता, शणपुष्पी कटु तिक्ता वामिनी कफपित्तजित् (अस्ति) ॥

**શણપુષ્પી,[1] ઘંટા[2] અને શણપુષ્પસમાકૃતિ[3] એટલા શણપુષ્પીના સંસ્કૃત નામો છે. શણપુષ્પી તીખી, કડવી તથા ઊલટી કરાવનાર હોઈ કફ તથા પિત્તને મટાડે છે. ૨૨૪**

૧. शणपुष्पसदृशं पुष्पं यस्या सा, शणशब्दस्य तत्पुष्पसादृश्ये लाक्षणिकत्वम्, 'पाककर्णे'ति ङीप्-જેનું ફૂલ શણના ફૂલ જેવું હોય છે, તેથી શણપુષ્પી.

૨. घण्टयति-घण्टसदृश शब्दं करोति कफपित्तजये, घटि शब्दकरणे-अच्, टाप्-જે કફ તથા પિત્તને જીતવા માટે ઘંટ જેવો અવાજ કરે છે, તેથી ઘંટા-શણપુષ્પી.

૩. शणस्य पुष्प, तेन समा आकृति यस्या -જેના ફૂલની આકૃતિ શણના ફૂલ જેવી હોય છે, તેથી શણપુષ્પસમાકૃતિ-શણપુષ્પી.

## ત્રાયમાણનાં નામો તથા ગુણો

**बलभद्रा त्रायमाणा त्रायन्ती गिरिसानुजा ।**
**त्रायन्ती तुवरा तिक्ता सरा पित्तकफापहा ।**
**ज्वरहृद्रोगगुल्मार्शोभ्रमशूलविषप्रणुत् ॥ २२५ ॥**

अन्वय -बलभद्रा त्रायमाणा त्रायन्ती गिरिसानुजा (इति नामानि, गुणास्तु-) त्रायन्ती तुवरा तिक्ता सरा (सती) पित्तकफापहा ज्वरहृद्रोगगुल्मार्शोभ्रमशूलविषप्रणुत् (अस्ति) ॥

**બલભદ્રા,[1] ત્રાયમાણા,[2] ત્રાયંતી[3] અને ગિરિસાનુજા[4] એટલા ત્રાયમાણના સંસ્કૃત નામો છે. ત્રાયમાણ તૂરી, કડવી અને મળને અસેડનાર હોઈ પિત્ત, કફ, તાવ, હૃદયના રોગ, ગોળો, અરશ, ભ્રમ, શૂળ તથા ઝેરને મટાડે છે. ૨૨૫**

૧. भन्दते-कल्याण सुख च करोति, भदि कल्याणे सुखे च-'ऋज्रेन्द्र.' इति (उणा० २-२८) रनि निपात्यते, ततष्टाप्, बलेन भद्रा-જે બળ વડે કલ્યાણ તથા સુખ કરે છે, તેથી બલભદ્રા-ત્રાયમાણા.

૨. त्रायते-रक्षति ज्वरहृद्रोगविषादिभ्य, त्रैङ् पालने-'लटः शतृशानचौ' इति शानच्, 'आने मुक्' टाप्-તાવ હૃદયનો રોગ, ઝેર વગેરેથી જે રક્ષણ કરે છે, તેથી ત્રાયમાણા.

૩ त्रायते त्राण वा-त्रा, सम्पदादित्वात् क्विप्, त्रा अयति, इ गतौ-भौवादि, शत्रन्तात् ङीप्, 'शप्श्यनोर्नित्य'मिति नुम्-તાવ વગેરે રોગોથી રક્ષણ કરવાના કારણે જે પ્રાપ્ત થાય છે, તેથી ત્રાયન્તી-ત્રાયમાણા.

૪. गिरे सानौ जायते स्म-'सप्तम्यां जनेर्डः,' टाप्-પર્વતના શિખર પર જે ઉત્પન્ન થાય છે, તેથી ગિરિસાનુજા-ત્રાયમાણા.

## મોરવેલનાં નામો

**मूर्वा मधुरसा देवी मोरटा तेजनी स्रुवा ।**
**मधूलिका मधुश्रेणी गोकर्णी पीलुपर्ण्यपि ॥२२६॥**

अन्वय -मूर्वा मधुरसा देवी मोरटा तेजनी स्रुवा मधूलिका मधुश्रेणी गोकर्णी पीलुपर्णी अपि (इति

नामानि ) ॥

મૂર્વા,[1] મધુરસા,[2] દેવી,[3] મોરટા,[4] તેજની,[5] સુવા,[6] મધૂલિકા,[7] મધુશ્રેણી,[8] ગોકર્ણી[9] અને પીલુપર્ણી[10] એટલા મોરવેલનાં સંસ્કૃત નામો છે. ૨૨૬

૧. मूर्च्छति-प्राप्नोति माधुर्यादिरसान्, मुर्छी बन्धने, अच्, टाप्-જે મધુરતા વગેરે રસોને ધારણ કરે છે, તેથી મૂર્વા-મોરવેલ

૨. मधु रसः यस्याः सा-જેનો રસ મીઠો હોય છે, તેથી મધુરસા-મોરવેલ.

૩ दीव्यति-क्रीडति स्वीयगुणैः पित्तास्रादिरोगनिवारणेन, दिवु क्रीडादौ-अच्, पचादौ देवट् इति निपातनात् टित्वाद् ङीप्-પોતાના ગુણો દ્વારા પિત્ત, લોહીવિકાર આદિ રોગો મટાડી જે આનંદ પામે છે, તેથી દેવી-મોરવેલ

૪. मुरति-सम्यक् वेष्टनं करोति त्रिदोषादीनाम्-मुर संवेष्टने 'शकादिभ्योऽटन्' (उणा. ४-८१)-જે ત્રિદોષ આદિને બરાબર ઘેરી ઘાલે છે, તેથી મોરટા-મોરવેલ

૫ तेजयति-रक्षति कुष्ठादिरोगेभ्यः, तिज पालने-ल्युट्, टित्वाद् ङीप्-કોઢ વગેરે રોગોથી જે બચાવે છે, તેથી તેજની-મોરવેલ

૬ स्रवति-गच्छति मेहादिरोगान् प्रति, स्रु गतौ-अच्, सवर्णदीर्घत्वात्सुवाभारः-જે પ્રમેહ આદિ રોગો સામે ધસી જાય છે, તેથી સુવા-મોરવેલ

૭ मधु लाति-'आतोऽनुपसर्गे कः' 'अन्येष्वपि' इति दीर्घ, ततः स्वार्थे कन्, टाप् इत्वं च-જે મીઠાશને ગ્રહણ કરે છે-સ્વીકારે છે તેથી મધૂલિકા-મોરવેલ

૮ मधुनः श्रेणिः अस्याम्-'कृदिकारादक्तिनः' इति वा ङीष्-જેમાં મીઠા રસની હારની હાર-એક ધારા હોય છે, તેથી મધુશ્રેણી-મોરવેલ

૯. गो कर्ण इव पत्रं यस्याः सा, 'पाककर्ण' इति ङीष्-જેનાં પાન ગાયના કાન જેવાં હોય છે, તેથી ગોકર્ણી-મોરવેલ.

૧૦ पीलोः इव पर्णानि यस्याः सा-'पाककर्ण' इति ङीष्-જેનાં પાન પીલુડીનાં પાન જેવાં હોય છે, તેથી પીલુપર્ણી-મોરવેલ

### મોરવેલના ગુણો

मूर्वा सरा गुरुः स्वादुस्तिक्ता पित्तास्रमेहनुत्।
त्रिदोषतृष्णाहृद्रोगकण्डूकुष्ठज्वरापहा ॥ २२७॥

अन्वय-( गुणास्तु-) मूर्वा सरा गुरुः स्वादुः तिक्ता ( सती ) पित्तास्रमेहनुत्, त्रिदोषतृष्णाहृद्रोगकण्डूकुष्ठज्वरापहा ( अस्ति ) ॥

મોરવેલ મળને ખસેડનાર, ભારે, મધુર, અને કડવી હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્તરોગ, પ્રમેહ, ત્રણે દોષ, તરશ, હૃદયના રોગ, ચળ, કોઢ તથા તાવને મટાડે છે. ( આને બદલે નાની પીલુડી વપરાય છે. ) ૨૨૭

### પીલુડીની જાત કાકમાચીનાં નામો તથા ગુણો

काकमाची ध्वाङ्क्षमाची काकाह्वा चैव वायसी।
काकमाची त्रिदोषघ्नी स्निग्धोष्णा स्वरशुक्रदा ॥ २२८
तिक्ता रसायनी शोथकुष्ठार्शोज्वरमेहजित्।
कटुर्नेत्रहिता हिक्काच्छर्दिहृद्रोगनाशिनी ॥ २२९॥

अन्वय-काकमाची ध्वाङ्क्षमाची काकाह्वा वायसी एव च ( इति नामानि, गुणाश्च-) काकमाची स्निग्धा उष्णा स्वरशुक्रदा तिक्ता रसायनी कटुः नेत्रहिता (सती) त्रिदोषघ्नी शोथकुष्ठार्शोज्वरमेहजित् हिक्काच्छर्दिहृद्रोगनाशिनी ( अस्ति ) ॥

કાકમાચી,[1] ધ્વાંક્ષમાચી,[2] કાકાહ્વા[3] અને વાયસી[4] એટલાં એક જાતની પીલુડીનાં સંસ્કૃત નામો છે. કાકમાચી સ્નિગ્ધ, ગરમ, સ્વરને સારો કરનાર, વીર્યને વધારનાર, કડવી, રસાયનરૂપ, તીખી, નેત્રને હિતકારી અને ત્રણે દોષ, સોજા, કોઢ, અરશ, તાવ, પ્રમેહ, હેડકી, ઊલટી તથા હૃદયના રોગને મટાડનાર છે. ૨૨૮,૨૨૯

૧. काकान् मचते-धारयति-पूजयति वा, मचि धारणे पूजायां च, कर्मण्यण्, आगमशास्त्रस्य अनित्यत्वात् नुम्, अणन्तत्वाद् ङीप्-જે કાગડાઓને પોતા પર બેસાડે છે, સત્કારે છે, તેઓને પ્રિય હોવાથી કાકમાચી-પીલુડી એક જાત

૨ એ જ પ્રમાણે ध्वाङ्क्षान्-काकान् मचते इत्यादि પૂર્વવત્ ઉપર પ્રમાણે છે

૩ काकस्य आह्वा यस्याः सा-કાગડાના નામે જે કહેવાય છે, તેથી કાકાહ્વા-કાકમાચી

૪ वायसानाम् इयं प्रिया-इदमर्थे अण्, अणन्तत्वात् ङीप्-કાગડાઓને જે પ્રિય હોય છે, તેથી વાયસી-કાકમાચી

### કાકનાસાનાં નામો તથા ગુણો

काकनासा तु काकाङ्गी काकतुण्डफला च सा।
काकनासा कषायोष्णा कटुका रसपाकयोः।
कफघ्नी वामनी तिक्ता शोथार्शोश्वित्रकुष्ठहृत् २३०

अन्वय-काकनासा तु काकाङ्गी, सा च काकतुण्ड-

फला ( कथ्यते ), काकनासा कषाया उष्णा रसपाकयोः कटुका वामनी तिक्ता ( सती ) कफघ्नी शोथार्शःश्वित्र-कुष्ठहृत् ( अस्ति ) ॥

કાકનાસા,[૧] કાકાંગી[૨] અને કાકતુંડ-ફલા[૩] એટલાં કાકનાસાનાં સંસ્કૃત નામો છે. કાકનાસા તૂરી, ગરમ, રસ તથા પાકમાં તીખી, ઊલટી કરાવનાર અને કડવી હોઈ કફ, સોજા, અરશ તથા શ્વિત્રનામના કોઢને મટાડે છે.૨૩૦

૧. काकस्य नासासदृशं फलं यस्याः सा–જેનું ફળ કાગડાની ચાંચ જેવું હોય છે, તેથી કાકનાસા.

૨. काकस्य अङ्गं नासाख्यं, तत्सदृशम् अङ्गं–फलं यस्याः सा, गौरादि –કાગડાનું અંગ એટલે ચાંચ, તેના જેવું જેનું અંગ એટલે ફળ હોય છે, તેથી કાકાંગી–કાકનાસા.

૩. काकस्य तुण्डं–तत्सदृशं फलं यस्याः सा–કાગડાના મોઢા જેવું એટલે ચાંચ જેવું જેનું ફળ હોય છે, તેથી કાકતુંડફલા–કાકનાસા.

### અઘેડીનાં નામો

**काकजङ्घा नदीकान्ता काकतिक्ता सुलोमशा ।**
**पारावतपदी दासी काका चापि प्रकीर्तिता ॥२३१॥**

अन्वय –काकजङ्घा नदीकान्ता काकतिक्ता सुलोमशा पारावतपदी दासी अपि च काका प्रकीर्तिता ॥

કાકજંઘા,[૧] નદીકાંતા,[૨] કાકતિક્તા,[૩] સુલોમશા,[૪] પારાવતપદી,[૫] દાસી[૬] અને કાકા[૭] એટલાં અઘેડીનાં સંસ્કૃત નામો કહ્યાં છે.૨૩૧

૧. काकस्य जङ्घा इव जङ्घा–अवयवो यस्याः–જેનો અમુક ભાગ કાગડાની જાંઘ જેવો હોય છે, તેથી કાકજંઘા–અઘેડી

૨. नदी कान्ता–प्रिया यस्याः –જેને ઊગવા માટે નદી વધારે પ્રિય હોય છે, તેથી નદીકાંતા–અઘેડી.

૩. काक इव–काकमांसमिव तिक्ता, अत्र काकशब्द-स्तन्मांसे लाक्षणिक –જે કાગડાના માંસ જેવી કડવી હોય છે, તેથી કાકતિક્તા–અઘેડી

૪. सुष्ठु सुतरां वा लोमानि अस्याः –लोमादित्वात् श , टाप्–જેને ઘણી સુંદર રૂંવાડ હોય છે, તેથી સુલોમશા–અઘેડી

૫. पारावतस्येव पादो–मूलं–यस्याः सा–જેનાં મૂળિયાં પારેવાના પગ જેવાં હોય છે, તેથી પારાવતપદી–અઘેડી.

૬. दस्यते–नाश्यते रोगिणां रोगनिवारणार्थं या, दसु उपक्षये–कर्मणि घञ्–રોગીઓના રોગો મટાડવા જેના નાશ કરવામાં આવે છે, તેથી દાસી–અઘેડી.

૭. कायति–शब्दायति आह्वयति वा कफपित्तादीन् जेतुम्, कै शब्दे–' इण्भीका.' इति ( उणा. ३-४३ ) कन् प्रत्यय , टाप्–કફ, પિત્ત વગેરેનો નાશ કરવા જે તેઓ પ્રત્યે આહ્વાન કરે છે, તેથી કાકા–અઘેડી.

### અઘેડીના ગુણો

**काकजङ्घा हिमा तिक्ता कषाया कफपित्तजित् ।**
**निहन्ति ज्वरपित्तास्रज्वरकण्डूविषकृमीन् ॥२३२॥**

अन्वय –काकजङ्घा हिमा तिक्ता कषाया ( सती ) कफपित्तजित् ( अस्ति, तथा ) ज्वरपित्तास्रज्वरकण्डूविष-कृमीन् निहन्ति ॥

અઘેડી ટાઢી, કડવી અને તૂરી હોઈ કફ, પિત્ત, તાવ, લોહીનો બગાડ કે રક્ત-પિત્તથી યુક્ત તાવ, ચળ, ઝેર તથા કૃમિને મટાડે છે. ૨૩૨

### નાગપુષ્પીનાં નામો તથા ગુણો

**नागपुष्पी श्वेतपुष्पा नागिनी रामदूतिका ।**
**नागिनी रोचनी तिक्ता तीक्ष्णोष्णा कफपित्तनुत् ।**
**विनिहन्ति विषं शूलं योनिदोषवमिकृमीन् ॥२३३॥**

अन्वय –नागपुष्पी श्वेतपुष्पा नागिनी रामदूतिका ( इति नामानि, गुणास्तु– ) नागिनी रोचनी तिक्ता तीक्ष्णा उष्णा ( सती ) कफपित्तनुत् विषं शूलं योनि-दोषवमिकृमीन् विनिहन्ति ॥

નાગપુષ્પી,[૧] શ્વેતપુષ્પા,[૨] નાગિની[૩] અને રામદૂતિકા[૪] એટલાં નાગપુષ્પીનાં સંસ્કૃત નામો છે. નાગપુષ્પી રુચિકારક, કડવી, તીક્ષ્ણ અને ગરમ હોઈ કફ, પિત્ત, ઝેર, શૂળ, યોનિના રોગ, ઊલટી અને કૃમિને મટાડે છે. ૨૩૩

૧. नागस्य–नागकेसरस्य पुष्पमिव पुष्पं यस्याः सा–' पाककर्ण 'ति ङीप्–જેના ફૂલ નાગકેસરના ફૂલ જેવાં હોય છે, તેથી નાગપુષ્પી.

૨. श्वेतानि पुष्पाणि यस्याः सा–જેના ફૂલ ધોળાં હોય છે, તેથી શ્વેતપુષ્પા–નાગપુષ્પી.

૩. नाग –नागकेसरपुष्पसादृश्यम् अस्ति अस्याः पुष्पे– ' अत इनि. ' इति इन्, नान्तत्वाद् ङीप्–જેના ફૂલમાં નાગકેસરના ફૂલની સમાનતા હોય છે, તેથી નાગિની–નાગપુષ્પી.

૪. रामस्य दूती इव–इवार्थे कन्, टाप्, ' ङ्यापोः संज्ञाछन्दसोर्बहुलम् ' इति ह्रस्वत्व च–રામની જાણે દૂતી હોય, તેવા નામે જે કહેવાય છે, તેથી રામદૂતિકા–નાગપુષ્પી.

### મરડાશીંગી કે મેઢાશીંગીનાં નામો તથા ગુણો

मेषशृङ्गी विषाणी स्यान्मेषवल्ल्यजशृङ्गिका ।
मेषशृङ्गी रसे तिक्ता वातला श्वासकासहृत् ।
रूक्षा पाके कटुस्तिक्ता व्रणश्लेष्माक्षिशूलनुत् ॥२३४॥

अन्वयः–मेषशृङ्गी विषाणी मेषवल्ली अजशृङ्गिका स्यात्, (इति नामानि, गुणाश्च–) मेषशृङ्गी रसे तिक्ता वातला रूक्षा पाके कटुः तिक्ता (सती) श्वासकासहृत् व्रणश्लेष्माक्षिशूलनुत् (अस्ति) ॥

મેષશૃંગી,[1] વિષાણી,[2] મેષવલ્લી[3] અને અજશૃંગિકા[4] એટલાં મરડાશીંગીનાં સંસ્કૃત નામો છે. મરડાશીંગી[×] રસમાં કડવી, વાયુ કરનાર, રૂક્ષ અને પાકમાં તીખી હોઈ શ્વાસ, ઉધરસ, વ્રણ, કફ તથા નેત્રનાં શૂળને મટાડનાર છે.

૧ मेषः शृङ्गम् अस्याः, मेषशब्दस्तत्शृङ्गे लाक्षणिकः, गौरादि –જેની શીંગ અથવા ફળ બકરાનાં શીંગડાં જેવાં હોય છે, તેથી મેષશૃંગી–મરડાશીંગ.

૨. विषाण–मेषशृङ्गसदृश फलम् अस्ति अस्याः, अर्शआद्यच्, गौरादित्वात् ङीष्–જેને બકરાનાં શીંગડાં જેવાં ફળ થાય છે, તેથી વિષાણી–મરડાશીંગ.

૩. मेषशृङ्गाकारफलयुक्ता वल्ली–शाकपार्थिवादिः–જે બકરાના શીંગડા જેવાં ફળવાળી વેલડી છે, તેથી મેષવલ્લી–મરડાશીંગ.

૪. अजस्य शृङ्गम् इव फलं यस्याः सा–गौरादित्वाद् ङीष्, ततः स्वार्थे कन्, टाप्, 'ङ्यापोरि'ति ह्रस्वः–જેનું ફળ બકરાનાં શીંગડાં જેવું હોય છે, તેથી અજશૃંગિકા–મરડાશીંગ.

### મરડાશીંગીના ફળના ગુણો

मेषशृङ्गीफलं तिक्तं कुष्ठमेहकफप्रणुत् ।
दीपनं स्रंसनं कासकृमिव्रणविषापहम् ॥२३५॥

अन्वय.–मेषशृङ्गीफलं तिक्तं दीपनं स्रंसनं (सत्) कुष्ठमेहकफप्रणुत् कासकृमिव्रणविषापहम् (अस्ति) ॥

મરડાશીંગીનુ ફળ કડવું, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને મળને નીચે પાડનાર હોઈ કોઢ, પ્રમેહ, કફ, ઉધરસ, કૃમિ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે. ૨૩૫

× વૈદ્યકશાસ્ત્રના મત પ્રમાણે આ શીંગ કાનની અંદરની ફોલીઓ મટાડવા વપરાય છે, તેમ જ બાળકના પેટમાં આવતી ચૂંક, આંતરડાના રોગ અને પેટના ફુલાવામાં પણ વપરાય છે.

સુશ્રુતસંહિતામાં આને વાતપિત્તશામક અને સ્તંભક ગણેલી છે.

### હંસરાજનાં નામો તથા ગુણો

हंसपादी हंसपदी कीटमाता त्रिपादिका ।
हंसपादी गुरुः शीता हन्ति रक्तविषव्रणान् ।
विसर्पदाहातीसारलूताभूताग्निरोहिणीः ॥२३६॥

अन्वयः–हंसपादी हंसपदी कीटमाता त्रिपादिका (इति नामानि, गुणाश्च–) हंसपादी गुरुः शीता (सती) रक्तविषव्रणान् विसर्पदाहातीसारलूताभूताग्निरोहिणीः हन्ति ॥

હંસપાદી,[1] હંસપદી,[2] કીટમાતા[3] અને ત્રિપાદિકા[4] એટલાં હંસરાજનાં સંસ્કૃત નામો છે. હંસરાજ ભારે તથા ઠંડો હોઈ લોહીનો બગાડ, ઝેર, વ્રણ, રતવા, દાહ, અતીસાર, લૂતા નામનો રોગ, ભૂતપીડા તથા અગ્નિરોહિણી નામના રોગને મટાડનાર છે. ૨૩૬

૧. हंसस्य इव पादाः–पर्णानि यस्याः सा–'पादस्य लोपोऽहस्त्यादिभ्य' इति पाद्भावे स्त्रियां ङीष्–જેનાં પાંદડાં હંસના પગ જેવાં હોય છે, તેથી હંસપાદી–હંસરાજ.

૨. हंसपदी–ઉપર પ્રમાણે બન્યું છે, કેવળ પદ્‌-આદેશવિશેષતા–'पद्' આદેશ વિશેષ છે.

૩. कीटानां माता इव, मूलेषु कीटानामुत्पद्यमानत्वात्–જેનાં મૂળિયાંમાં કીડાઓ ઉત્પન્ન થાય છે, તેથી કીડાઓની જાણે માતા હોય તેવો છે, તેથી કીટમાતા–હંસરાજ.

૪. त्रयः पादाः मूलानि यस्याः सा, पादस्य पाद्भावे स्त्रियां ङीपि स्वार्थे कनि टापि 'ङ्यापोरि'ति ह्रस्व–જેને ત્રણ મૂળિયાં હોય છે, તેથી ત્રિપાદિકા–હંસરાજ.

### સોમવલ્લીનાં નામો તથા ગુણો

सोमवल्ली सोमलता सोमक्षीरी द्विजप्रिया ।
सोमवल्ली त्रिदोषघ्नी कटुस्तिक्ता रसायनी ॥२३७॥

अन्वय–सोमवल्ली सोमलता सोमक्षीरी द्विजप्रिया (इति नामानि, गुणाश्च–) सोमवल्ली त्रिदोषघ्नी कटुः तिक्ता रसायनी (अस्ति) ॥

સોમવલ્લી,[1] સોમલતા,[2] સોમક્ષીરી,[3] અને દ્વિજપ્રિયા[4] એટલાં સોમવલ્લીનાં સંસ્કૃત નામો છે. સોમવલ્લી ત્રણે દોષને મટાડનાર તીખી, કડવી અને રસાયનરૂપ છે. ૨૩૭

૧. सोमस्य सोमसदृशगुणा वा वल्ली–ચંદ્રની અથવા ચંદ્રના જેવા ગુણવાળી વેલી હોવાથી–સોમવલ્લી

૨. सोमस्य सोमसदृशगुणा वा लता–અર્થ ઉપર પ્રમાણે.

૩. सोमसदृशगुणं क्षीरं यस्याः सा–જેનું ક્ષીર

ચંદ્રના જેવા ગુણોવાળું હોય છે, તેથી સોમક્ષીરી–સોમવલ્લી

૪. द्विजानां–याज्ञिकब्राह्मणानां प्रिया–જે યાજ્ઞિક બ્રાહ્મણોને પ્રિય હોય છે, તેથી દ્વિજપ્રિયા–સોમવલ્લી.

### અમરવેલનાં નામો તથા ગુણો

**आकाशवल्ली तु बुधैः कथितामरवल्लरी ।**
**खवल्ली ग्राहिणी तिक्ता पिच्छिलाक्ष्यामयापहा ।**
**तुवराग्निकरी हृद्या पित्तश्लेष्मामनाशिनी ॥ २३८ ॥**

अन्वय–आकाशवल्ली तु बुधैः अमरवल्लरी खवल्ली कथिता, ( सा च ) ग्राहिणी तिक्ता पिच्छिला तुवरा अग्निकरी हृद्या ( सती ) अक्ष्यामयापहा पित्तश्लेष्मामनाशिनी ( अस्ति ) ॥

આકાશવલ્લી,[1] અમરવલ્લરી[2] અને ખવલ્લી[3] એટલાં અમરવેલનાં સંસ્કૃત નામો છે. અમરવેલ ઝાડાને રોકનાર, કડવી, ચીકણી, તૂરી, અગ્નિને પ્રદીપ્ત કરનારી અને હૃદયને પ્રિય લાગે એવી હોઈ નેત્રના રોગને હરનારી તથા પિત્ત, કફ અને આમને મટાડનારી છે. ૨૩૮

૧. आकाशस्य वल्ली इव–अत्युच्चशिखत्वात्–જેની શિખા ઘણી જ ઊંચી હોય છે, તેથી આકાશની જાણે વેલ હોય તેવી લાગે છે, તેથી આકાશવલ્લી

૨. अमरा चासौ वल्लरी, सर्वकालस्थितिमत्त्वात्–જે સર્વકાળ રહે છે, તેથી મરણ વિનાની હોઈ અમરવલ્લરી–અમરવેલ.

૩. खे स्थिता वल्ली, अत्युच्चत्वात्–જે ઘણી જ ઊંચી હોવાથી આકાશમાં રહેલી વેલ ગણાય છે, તેથી ખવલ્લી–અમરવેલ.

### પાતાલગરુડીનાં નામો તથા ગુણો

**छिलिहिण्टो महामूलः पातालगरुडाह्वयः ।**
**छिलिहिण्टः परं वृष्यः कफघ्नः पवनापहः ॥ २३९ ॥**

अन्वय–'छिलिहिण्ट' महामूल पातालगरुडाह्वय ( इति नामानि, गुणाश्च– ) छिलिहिण्ट परं वृष्य कफघ्न पवनापह ( अस्ति ) ॥

છિલિહિંટ,[1] મહામૂલ[2] અને પાતાલગરુડ,[3] એટલાં પાતાલગરુડીનાં સંસ્કૃત નામો છે. પાતાલગરુડી વીર્યને બહુજ વધારનાર અને કફ તથા વાયુને મટાડનારી છે. ૨૩૯

૧. 'छिरि' इति मल्लकशब्दवाचकोदेश्यः शब्द, लर्योरैक्यात्–'छिलि' इति मल्लकशब्द–सदृश ध्वनिं त्वा हिण्डत–गच्छति कफं वायुं च हन्तुं, पृथिव्यां वा महामूलैर्यातुमिति छिलिहिण्ट –हिडि गत्यनादरयोः –अच्, पृषोदरादित्वात् हस्य ट–જે રીંછ જેવો અવાજ કરી કફ તથા વાયુનો નાશ કરવા જાય છે અથવા મોટાં મૂળિયાંથી જમીનમાં ઊંડી જાય છે, તેથી છિલિહિંટ–પાતાલગરુડી કે પાતાલતુંબડી.

૨. महत् मूलं यस्य स –જેનાં મૂળિયાં મોટાં હોય છે, તેથી મહામૂલ–પાતાલગરુડી કે પાતાલતુંબડી.

૩. पातालगामी गरुडः इव–महामूलत्वात्, पातालगरुड इति आह्वयो यस्य स –જેનાં મૂળિયાં ઘણાં ઊંડાં જતાં હોય છે તેથી પાતાળમાં જાણે ગરુડપક્ષી જતું હોય તેવી હોવાથી પાતાલગરુડ નામે જે ઓળખાય છે, તેથી પાતાલગરડાહ્વય–પાતાલગરુડી.

### એક વૃક્ષ ઉપર બીજા વૃક્ષરૂપે થતી વંદાનાં કે બાંદાનાં નામો તથા ગુણો

**वन्दा वृक्षादनी वृक्षभक्ष्या वृक्षरुहापि च ।**
**वन्दाकः स्याद्धिमस्तिक्तः कषायो मधुरो रसे ॥**
**मङ्गल्यः कफवातास्त्ररक्षोव्रणविषापहः ॥ २४० ॥**

अन्वय –वन्दा वृक्षादनी वृक्षभक्ष्या अपि च वृक्षरुहा ( इति नामानि, गुणाश्च– ) वन्दाक हिम तिक्त कषाय रसे मधुर मङ्गल्य ( सन् ) कफवातास्त्ररक्षोव्रणविषापहः ( अस्ति ) ॥

વંદા,[1] વૃક્ષાદની,[2] વૃક્ષભક્ષ્યા[3] અને વૃક્ષરુહા,[4] એટલાં વંદાવૃક્ષનાં સંસ્કૃત નામો છે. વંદાવૃક્ષ ટાઢું, કડવું, તૂરું, મધુર અને મંગલકારી હોઈ કફ, વાતરક્ત રોગ, ભૂત–રાક્ષસ, વ્રણ તથા ઝેરને મટાડનાર છે. ૨૪૦

૧. वन्द्यते–अभिवाद्यते स्तूयते वा जनैर्मङ्गल्यत्वात्–वदि अभिवादनस्तुत्योः–'गुरोश्च' इति अ, टाप्–જે માંગલિક હોવાથી લોકો વડે વંદન તથા સ્તુતિ કરાય છે, તેથી વંદા.

૨. वृक्षं अद्यते अनया, वृक्षस्य उपरि जायमानत्वात्, अद भक्षणे–ल्युट्, 'टिड्ढाद्' ङीप्–જે બીજા કોઈ ઝાડની ઉપર જ થાય છે, તેથી એ વૃક્ષનો જ આહાર કરે છે, તેથી વૃક્ષાદની–વંદા

૩. वृक्ष एव भक्ष्यं यस्या सा–જે વૃક્ષ ઉપર પોતે ઊગી હોય તે જ વૃક્ષ જેનો ખોરાક છે, તેથી વૃક્ષભક્ષ્યા–વંદા.

૪. वृक्षे रोहति–वृक्षे वा रोहति 'मूलविभुजादित्वात् क' यद्वा 'इगुपधे'ति क, टाप्–જે વેલરૂપે હોઈને જે ઝાડ પર ઊગી હોય, તેના પર અથવા બીજા કોઈ ઝાડ ઉપર ચઢે છે, તેથી વૃક્ષરુહા–વંદા.

**પાષાણભેદની જાત વટપત્રીનાં નામો તથા ગુણો**

**वटपत्री तु कथिता मोहिनी रेचनी बुधैः ।**
**वटपत्री कषायोष्णा योनिमूत्रगदापहा ॥२४१॥**

अन्वय–वटपत्री तु मोहिनी रेचनी बुधैः कथिता, (सा) वटपत्री कषाया उष्णा (सती) योनिमूत्रगदापहा (अस्ति) ॥

વટપત્રી,[1] મોહિની[2] અને રેચની[3] એટલાં વટપત્રીનાં સંસ્કૃત નામો વિદ્વાનોએ કહ્યાં છે. વટપત્રી તૂરી તથા ગરમ હોઈ યોનિના તથા મૂત્રના રોગને મટાડે છે. ૨૪૧

૧. वटस्येव पत्रं यस्याः सा, गौरादित्वाद् ङीप्–જેનાં પાંદડાં વડના ઝાડનાં પાન જેવાં હોય છે, તેથી વટપત્રી–પાષાણભેદની જાત.

૨. मोहयति जनान् गुणैः–ग्रह्यादित्वात् णिनिः, नान्तत्वाद् ङीप्–જે પોતાના ગુણોથી લોકોને મોહ પમાડે છે, તેથી મોહિની–વટપત્રી.

૩. रेचयति इति रेचनी, रिचिर् पृथग्भावे–नन्द्यादिः, गौरादि–જે રેચ લગાડે છે, તેથી રેચની–વટપત્રી.

**હિંગુપત્રીનાં નામો તથા ગુણો**

**हिङ्गुपत्री तु कवरी पृथ्विका पृथुका पृथुः ।**
**हिङ्गुपत्री भवेद्रुच्या तीक्ष्णोष्णा पाचनी कटुः ॥**
**हृद्बस्तिरुग्विबन्धार्शःश्लेष्मगुल्मानिलापहा ॥२४२**

अन्वय–हिङ्गुपत्री तु कवरी पृथ्विका पृथुका पृथुः (इति नामभिः कथिता, गुणास्तु–) हिङ्गुपत्री रुच्या तीक्ष्णा उष्णा पाचनी कटुः (सती) हृद्बस्तिरुग्विबन्धार्शः-श्लेष्मगुल्मानिलापहा भवेत् ॥

હિંગુપત્રી,[1] કવરી,[2] પૃથ્વિકા,[3] પૃથુકા[4] અને પૃથુ,[5] એટલાં હિંગુપત્રીનાં સંસ્કૃત નામો છે. હિંગુપત્રી રુચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, પાચક અને તીખી હોઈ હૃદયના રોગ, મૂત્રાશયના રોગ, ઝાડાની કબજિયાત, અરશ, કફ, ગોળો તથા વાયુને મટાડે છે.

૧. हिङ्गुन इव पत्रं यस्या सा, गौरादि–જેનાં પાંદડાં હિંગના વૃક્ષના પાન જેવાં હોય છે, તેથી હિંગુપત્રી. (આને કેટલાક બલ્લૂકણી કહે છે.)

૨. वृणोति इति वरी, वृञ् वरणे–अच्, गौरादिः, कस्य-जलस्य वरी–कवरी–જે પાણીને વધારે માગે છે, તેથી કવરી–હિંગુપત્રી.

૩. प्रथते–प्रख्याता भवति गुणैः, प्रथ प्रख्याने–'कर्फरिकादयश्च' इति (उणा. ४–२०) साधु–જે ગુણો વડે પ્રખ્યાત છે, તેથી પૃથ્વિકા–હિંગુપત્રી.

૪. प्रथते इति पृथुः, ततः स्वार्थे कन्–અર્થ ઉપર પ્રમાણે.

૫. प्रथते–प्रथ प्रख्याने–'प्रथिम्रदिभ्रस्जां संप्रसारणम्' (उणा. १–२८) इति कुः–અર્થ ઉપર પ્રમાણે.

**બીજી જાતની હિંગુપત્રીનાં નામો તથા ગુણો**

**वंशपत्री वेणुपत्री पिण्डा हिङ्गुशिराटिका ।**
**हिङ्गुपत्रीगुणा विज्ञैर्वंशपत्री च कीर्तिता ॥२४३॥**

अन्वय–वंशपत्री वेणुपत्री पिण्डा हिङ्गुशिराटिका (इति नामानि, गुणाश्च) वंशपत्री च विज्ञैः हिङ्गुपत्रीगुणा कीर्तिता ॥

વંશપત્રી,[1] વેણુપત્રી,[2] પિંડા[3] અને હિંગુશિરાટિકા[4] એટલાં બીજી જાતની હિંગુપત્રીનાં સંસ્કૃત નામો છે. (આને જ કેટલાક દિકામારી કહે છે.) ઉપર હિંગુપત્રીના જે ગુણો કહ્યા, તેવા જ આ બીજી હિંગુપત્રીમાં હોય છે. ૨૪૩

૧. वंशस्येव पत्रं यस्याः सा, जातित्वाद् ङीप्–જેનાં પાંદડાં વાંસનાં પાન જેવાં હોય છે, તેથી વંશપત્રી–બીજી જાતની હિંગુપત્રી.

૨. वेणोः इव पत्रं यस्याः सा–અર્થ ઉપર પ્રમાણે.

૩. पिण्डते पिण्ड्यते वा, पिडि संघाते–अच्, घञ् वा–જે પોતાના ગુણોને હિંગુપત્રી સાથે એકઠા કરે છે–તેના જેવા જ ગુણો ધરાવે છે, તેથી પિંડા–બીજી જાતની હિંગુપત્રી.

૪. हिङ्गुन इव शिरा–पत्रशिरा अटति, कर्मण्यण्, अणन्तत्वाद् ङीप्, ततः स्वार्थे कन्, टाप्, ह्रस्वत्वं च–જેને હીંગના ઝાડનાં પાનની નસ જેવી નસ હોય છે તેથી હિંગુશિરાટિકા–બીજી જાતની હિંગુપત્રી.

**મત્સ્યાક્ષીનાં નામો તથા ગુણો**

**मत्स्याक्षी वाह्लिका मत्स्यगन्धा मत्स्यादनीति च ।**
**मत्स्याक्षी ग्राहिणी शीता कुष्ठपित्तकफास्रजित् ॥**
**लघुस्तिक्ता कषाया च स्वाद्वी कटुविपाकिनी ॥**

अन्वय–मत्स्याक्षी वाह्लिका मत्स्यगन्धा मत्स्यादनी इति च (नामानि, गुणाश्च–) मत्स्याक्षी ग्राहिणी शीता लघुः तिक्ता कषाया स्वाद्वी च कटुविपाकिनी (सती) कुष्ठपित्तकफास्रजित् (अस्ति) ॥

મત્સ્યાક્ષી,[1] બાહ્લિકા,[2] મત્સ્યગંધા[3] અને મત્સ્યાદની[4] એટલાં મત્સ્યાક્ષીનાં સંસ્કૃત નામો છે. મત્સ્યાક્ષી ઝાડાને રોકનાર, ટાઢી, હલકી, કડવી, તૂરી, મધુર અને પાકમાં તીખી હોઈ કોઢ, પિત્ત, કફ તથા લોહીના

બગાડને મટાડે છે. ૨૪૪

૧. मत्स्यस्य अक्षि इव पुष्प यस्या सा–'बहुव्रीहौ सक्थ्यक्ष्णो –' इति षच्, षित्त्वाद् ङीष्–જેનું ફૂલ માછલાંની આંખ જેવું હોય છે, તેથી મત્સ્યાક્ષી

૨. बल्हिकदेशे भवा–भवार्थे अण्, अजादित्वात् टाप्–જે બલ્હિક દેશમાં થાય છે, તેથી બાલ્હિકા–મત્સ્યાક્ષી.

૩. मत्स्यस्य गन्ध इव गन्धो यस्या –જેની ગંધ માછલાંના જેવી હોય છે, તેથી મત્સ્યગન્ધા–મત્સ્યાક્ષી

૪. मत्स्य इव या अद्यते–आस्वाद्यते, कर्मणि ल्युट्–જે ખાવામાં પણ માછલાં જેવી લાગે છે, તેથી મત્સ્યાદની–મત્સ્યાક્ષી.

## સર્પાક્ષીનાં નામો તથા ગુણો

सर्पाक्षी स्यात्तु गण्डाली तथा नाडीकलापकः ।
सर्पाक्षी कटुका तिक्ता सोष्णा कृमिनिकृन्तनी ।
वृश्चिकोन्दुरसर्पाणां विषघ्नी व्रणरोपिणी ॥२४५॥

अन्वय–सर्पाक्षी तु गण्डाली तथा नाडीकलापक स्यात् । सर्पाक्षी कटुका तिक्ता सोष्णा व्रणरोपिणी ( सती ) कृमिनिकृन्तनी वृश्चिकोन्दुरसर्पाणां विषघ्नी ( अस्ति ) ॥

સર્પાક્ષી,[1] ગંડાલી[2] અને નાડીકલાપક,[3] એટલા સર્પાક્ષીનાં સંસ્કૃત નામો છે. સર્પાક્ષી તીખી, કડવી, ગરમ અને વ્રણને રુઝાવનાર હોઈ કૃમિ, વીંછીનું ઝેર, ઉંદરનું ઝેર તથા સર્પના ઝેરનો નાશ કરે છે. ૨૪૫

૧. सर्पस्य अक्षि इव पुष्प यस्या सा–જેનું ફૂલ સર્પની આંખ જેવું હોય છે, તેથી સર્પાક્ષી.

૨. गण्डम् अलति–कर्मण्यण्, अणन्ताद् ङीप्–જે ગંડગૂમડ–વ્રણ વગેરેને મટાડે છે, તેથી ગંડાલી–સર્પાક્ષી.

૩. नाडीनां–नालानां कलाप समूहो यस्मिन् स–'शेषाद्वा' इति कप्–જેમાં નાળ અથવા નસોનો સમુદાય હોય છે. તેથી નાડીકલાપક–સર્પાક્ષી.

## શંખાવલીનાં નામો તથા ગુણો

शङ्खपुष्पी तु शङ्खाह्वा मङ्गल्यकुसुमापि च ।
शङ्खपुष्पी सरा मेध्या वृष्या मानसरोगहृत् ॥
रसायनी कषायोष्णा स्मृतिकान्तिबलाग्निदा ।
दोषापस्मारभूतार्श्रीकुष्ठकृमिविषप्रणुत् ॥२४७॥

अन्वय–शङ्खपुष्पी तु शङ्खाह्वा च मङ्गल्यकुसुमा अपि ( इति नामानि, गुणाश्च– ) शङ्खपुष्पी सरा मेध्या वृष्या मानसरोगहृत् रसायनी कषाया उष्णा ( सती ) स्मृतिकान्तिबलाग्निदा दोषापस्मारभूतार्श्रीकुष्ठकृमिविषप्रणुत् ( अस्ति ) ॥

શંખપુષ્પી,[1] શંખાહ્વા[2] અને મંગલ્યકુસુમા[3] એટલાં શંખાવલીનાં સંસ્કૃત નામો છે. શંખાવલી મળને ખસેડનાર, પવિત્ર, બુદ્ધિવર્ધક, વીર્યને વધારનાર, મનના રોગને મટાડનાર, રસાયનરૂપ, તૂરી તથા ગરમ હોઈ સ્મૃતિ, કાંતિ, બળ તથા અગ્નિને આપનાર છે અને દોષ, વાઈ, ભૂત અલક્ષ્મી, કોઢ, કૃમિ તથા ઝેરને મટાડનાર છે.

૧. शङ्ख इव पुष्प यस्या सा 'पाककर्णे'ति ङीष्–જેનું ફૂલ શંખ જેવું હોય છે, તેથી શંખપુષ્પી–શંખાવલી.

૨. शङ्ख इति आह्वा यस्या सा–જેનું નામ શંખ છે–એટલે શંખના નામે જે કહેવાય છે, તેથી શંખાહ્વા–શંખાવલી.

૩. मङ्गल्य कुसुम यस्या सा–જેનું ફૂલ માંગલિક ગણાય છે, તેથી મંગલ્યકુસુમા–શંખાવલી.

## સૂર્યમુખીનાં નામો તથા ગુણો

अर्कपुष्पी क्रूरकर्मा पयस्या जलकामुका ।
अर्कपुष्पी कृमिश्लेष्ममेहपित्तविकारजित् ॥२४८

अन्वय–अर्कपुष्पी क्रूरकर्मा पयस्या जलकामुका ( इति नामानि, गुणाश्च– ) अर्कपुष्पी कृमिश्लेष्ममेहपित्तविकारजित् ( अस्ति ) ॥

અર્કપુષ્પી,[1] ક્રૂરકર્મા,[2] પયસ્યા[3] અને જલકામુકા[4] એટલા સૂર્યમુખીનાં સંસ્કૃત નામો છે. સૂર્યમુખી કૃમિ, કફ, પ્રમેહ તથા પિત્તના વિકારને મટાડે છે. ૨૪૮

૧. अर्कसदृशं अर्कवृक्षपुष्पतुल्य वा पुष्प यस्या सा–જેનું ફૂલ સૂર્ય જેવું અથવા આકડાના ફૂલ જેવું હોય છે, તેથી અર્કપુષ્પી–સૂર્યમુખી.

૨. क्रूर कर्म–कृम्यादीनां विनाशनरूप यस्या सा–જેનું કર્મ ક્રૂર હોય છે–એટલે કીડા વગેરેનો નાશ કરવારૂપ હોય છે, તેથી ક્રૂરકર્મા–સૂર્યમુખી.

૩. पयस विकार –'गोपयसोर्यत्' टाप्–જે પાણીના વિકારરૂપ હોય છે–અર્થાત્ જેને પાણી ખૂબ જોઈએ છે, તેથી પયસ્યા–સૂર્યમુખી.

૪. कामयत इत्येवंशीला–'लषपतपद०' इत्युकञ्, टाप्, जलस्य कामुका–जलकामुका–પાણીને જે ઇચ્છે છે, એવા સ્વભાવની હોય છે, તેથી જલકામુકા–સૂર્યમુખી.

### રિસામણીનાં નામો

लज्जालुः स्याच्छमीपत्रा समङ्गा जलकारिका ।
रक्तपादी नमस्कारी नाम्ना खदिरिकेत्यपि ॥२४९॥

अन्वय – लज्जालु शमीपत्रा समङ्गा जलकारिका रक्तपादी नमस्कारी खदिरिका इत्यपि नाम्ना स्यात् ॥

લજ્જાલુ,[1] શમીપત્રા,[2] સમંગા,[3] જલકારિકા,[4] રક્તપાદી,[5] નમસ્કારી[6] અને ખદિરિકા[7] એટલાં રિસામણીનાં સંસ્કૃત નામો છે. ૨૪૯

૧. लज्जते स्पर्शात् इत्येवशीला–ओलस्जी व्रीडायाम्, इत्यस्मात् आलुच् प्रत्यय –જેને અડવાથી શરમાય એવા સ્વભાવની હોય છે, તેથી લજ્જાલુ–રિસામણી.

૨. शम्या इव पत्राणि यस्याः सा–જેનાં પાંદડાં ખીજડીના જેવાં હોય છે, તેથી શમીપત્રા–રિસામણી

૩. सम्यक् अङ्गति–गच्छति–रक्तपित्तादीन् विनाशयितुमिति समङ्गा–જે રક્તપિત્ત આદિ રોગોને નાશ કરવા બરાબર કામ કરે છે, તેથી સમંગા–રિસામણી.

૪. करोति क्रियते वा कारिका–'कर्तरि भावे वा ण्वुल्' टाप्, अत इत्वं च, जलस्य कारिका–शीतलत्वात्–પાણીને કરનાર અથવા પાણીની જ એક રચનારૂપ છે, કેમકે શીતળ ગુણથી ખાસ યુક્ત છે, તેથી જલકારિકા–રિસામણી

૫. रक्ता पादा–मूलानि यस्याः सा–જેનાં મૂળિયાં રાતાં હોય છે, તેથી રક્તપાદી–રિસામણી.

૬. नमः करोति इत्येवशीला–नमस्कार, 'सुप्यजातौ' इति णिनि –જે નમસ્કાર કરવાના સ્વભાવવાળી–નમ્ર હોય છે, તેથી નમસ્કારી–રિસામણી.

૭. खदति–स्थैर्यं प्रापयति अतीसारादिरोगविनाशेनेन वपुः, खद स्थैर्ये– भ्वादि–शिशिर०' इति सोष्, ततः स्वार्थे कन्, टाप्, अत इत्वं च, यद्वा खदिरः–तस्येव सदृशपत्राकार यद्वा खदिर –तद्रससमरसः अस्ति अस्याः, 'अत इनिठनौ' इति ठन्, ठस्येकः, टाप्, इत्वं च –ઝાડા વગેરે રોગો મટાડી શરીરને જે સ્થિર કરે છે, તેથી અથવા જેનાં પાંદડાં તથા રસ ખેરના જેવાં હોય છે, તેથી ખદિરિકા–રિસામણી.

### રિસામણીના ગુણો

लज्जालुः शीतला तिक्ता कषाया कफपित्तजित् ।
रक्तपित्तमतीसारं योनिरोगान्विनाशयेत् ॥२५०॥

अन्वय – लज्जालुः शीतला तिक्ता कषाया (सती) कफपित्तजित् रक्तपित्तम् अतीसारं योनिरोगान् विनाशयेत् ॥

રિસામણી ટાઢી, તીખી તથા તૂરી હોઈ કફ, પિત્ત, રક્તપિત્ત, અતીસાર તથા યોનિના રોગોને મટાડે છે. ૨૫૦

### રિસામણીની જાત અલંબુષાનાં નામો તથા ગુણો

अलम्बुषा खरत्वक् च तथा मेदोगला स्मृता ।
अलम्बुषा लघुः स्वादुः कृमिपित्तकफापहा ॥२५१॥

अन्वयः–अलम्बुषा च खरत्वक् तथा मेदोगला स्मृता । अलम्बुषा लघुः स्वादुः (सती) कृमिपित्तकफापहा (अस्ति) ॥

અલંબુષા,[1] ખરત્વક્[2] અને મેદોગલા[3] એટલાં રિસામણીની બીજી જાતનાં સંસ્કૃત નામો છે. એ જાત હલકી તથા મધુર હોઈ કૃમિ, પિત્ત તથા કફને મટાડે છે. ૨૫૧

૧. अलं पुष्णाति, कृमिपित्तकफान् हत्वा, पुष पुष्टौ–'इगुपधे'ति कः, पृषोदरादित्वात् षस्य शः, टाप्–કૃમિ, પિત્ત તથા કફનો નાશ કરી જે ઘણું પોષણ કરે છે, તેથી અલંબુષા–રિસામણીની એક જાત.

૨. खरा त्वक् यस्याः सा–જેની છાલ ખરબચડ હોય છે, તેથી ખરત્વક્–રિસામણીની એક જાત.

૩. गलति–गल निगरणे, अच्, टाप्, मेदस. गला मेदोगला–જે મેદ જેવા રસને ઝરે છે, તેથી મેદોગલા–રિસામણીની એક જાત.

### દુધેલીનાં નામો તથા ગુણો

दुग्धिका स्वादुपर्णी स्यात्क्षीरावी क्षीरिणी तथा ।
दुग्धिकोष्णा गुरू रूक्षा वातला गर्भकारिणी ॥२५२
स्वादुक्षीरा कटुस्तिक्ता सृष्टमूत्रा मलापहा ।
स्वादुर्विष्टम्भिनी वृष्या कफकुष्ठकृमिप्रणुत् ॥२५३॥

अन्वय –दुग्धिका स्वादुपर्णी क्षीरावी तथा क्षीरिणी स्यात्, दुग्धिका उष्णा गुरु रूक्षा वातला गर्भकारिणी स्वादुक्षीरा कटु तिक्ता सृष्टमूत्रा मलापहा स्वादु वृष्या विष्टम्भिनी (सती) कफकुष्ठकृमिप्रणुत् (अस्ति) ॥

દુગ્ધિકા,[1] સ્વાદુપર્ણી,[2] ક્ષીરાવી[3] અને ક્ષીરિણી[4] એટલાં દુધેલીનાં સંસ્કૃત નામો છે. એ દુધેલી ગરમ, ભારે, રૂક્ષ, વાયુ કરનાર, ગર્ભ રાખનાર, મીઠા ક્ષીરવાળી, તીખી, કડવી, મૂત્ર લાવનાર, મળનો નાશ કરનાર, મધુર, વીર્યને વધારનાર તથા મળને રોકનાર હોઈ મળ, કફ, વાયુ તથા કૃમિને મટાડે છે.

૧. दुग्धम् अस्ति अस्याः–'अत इनिठनौ' इति ठन्, ठस्येकः, टाप्–જેમાં દૂધ અથવા ક્ષીર હોય છે, તેથી દુગ્ધિકા–દુધેલી.

૨. स्वादूनि पर्णानि यस्याः सा–'पाककर्ण'ति ङीप्–

જેનાં પાંદડાં સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુપર્ણી-દુધેલી.

૩. क्षीरम् अत्ति-अव रक्षणादौ-कर्मण्यण्-अणन्तत्वाद् ङीप्-જે ક્ષીરને ધારણ કરે છે, તેથી ક્ષીરાવી-દુધેલી.

૪ क्षीरम् अस्ति अस्याः-'अत इनि०' इति इन, नान्तत्वाद् ङीप्-જેમાં ક્ષીર હોય છે તેથી ક્ષીરિણી-દુધેલી.

### ભોંયઆમલીનાં નામો

भूम्यामलकिका प्रोक्ता शिवा तामलकीति च।
बहुपत्रा बहुफला बहुवीर्या जटापि च ॥२५४॥

अन्वय-भूम्यामलकिका शिवा तामलकी इति च बहुपत्रा बहुफला बहुवीर्या अपि च जटा प्रोक्ता ॥

ભૂમ્યામલકિકા,[1] શિવા,[2] તામલકી,[3] બહુપત્રા,[4] બહુફલા,[5] બહુવીર્યા[6] અને જટા[7] એટલાં ભોંયઆમલીનાં સંસ્કૃત નામો છે.

૧ आ समन्तात् मलते-धारयति-तिक्तकषायमधुरादिगुणान्-मल धारणे-'वृषुन्' (उणा २-३२) जातित्वाद् ङीप्, तत स्वार्थे कन्, टाप्, 'इयापारि'ति ह्रस्वम्, भूमेः आमलकिका-જે કડવા, તુરા તથા મધુર રસ ધારણ કરે છે, અને ભોંય સાથે સંબંધ પામે છે-ભોંય પર પથરાય છે, તેથી ભૂમ્યામલકિકા-ભોંયઆમલી.

૨. शिवम् अस्ति अस्या पिपासाकासादिपीडितानाम्-अर्शआद्यच्-તરશ, ઉધરસ વગેરેથી પીડાતા રોગીઓનું જેમાં કલ્યાણ રહેલું છે, તેથી શિવા-ભોંયઆમલી.

૩. तनुश्चासौ आमलकी, पृषोदरादि.-तामलकी-જે નાની આમલી ગણાય છે, તેથી તામલકી-ભોંયઆમલી.

૪. बहूनि पत्राणि यस्या सा-જેને ઘણાં પાંદડાં હોય છે, તેથી બહુપત્રા-ભોંયઆમલી.

૫. बहूनि फलानि यस्या सा-જેને ઘણાં ફળ હોય છે, તેથી બહુફલા-ભોંયઆમલી.

૬. बहु वीर्यं यस्याः सा-જેનું સામર્થ્ય ઘણું હોય છે, તેથી બહુવીર્યા-ભોંયઆમલી.

૭. जटति जट्यते वा भूम्या सह, जट संघाते, अच्, घञ् वा-જે ભોંય સાથે એકઠી બણી જાય છે-ખૂબ પથરાય છે, તેથી જટા-ભોંયઆમલી.

### ભોંયઆમલીના ગુણો

भूधात्री वातकृत्तिक्ता कषाया मधुरा हिमा।
पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा ॥२५५॥

अन्वय-भूधात्री वातकृत् तिक्ता कषाया मधुरा हिमा (सती) पिपासाकासपित्तास्रकफकण्डूक्षतापहा (अस्ति)॥

ભોંયઆમલી વાયુ કરનાર, કડવી, તુરી, મધુર અને ટાઢી હોઈ તરશ, ઉધરસ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, કફ, મળ તથા ક્ષતને મટાડનાર છે. ૨૫૫

### બે જાતની બ્રાહ્મીનાં નામો તથા ગુણો

ब्राह्मी कपोतवङ्का च सोमवल्ली सरस्वती।
मण्डूकपर्णी माण्डूकी त्वाष्ट्री दिव्या महौषधी ॥
ब्राह्मी हिमा सरा तिक्ता लघुर्मेध्या च शीतला।
कषाया मधुरा स्वादुपाकायुष्या रसायनी ॥२५७
स्वर्या स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित्।
विषशोथज्वरहरी तद्वन्मण्डूकपर्णिनी ॥२५८॥

अन्वय-ब्राह्मी कपोतवङ्का सोमवल्ली च सरस्वती (इति प्रथमाया नामानि, द्वितीयाः-) मण्डूकपर्णी माण्डूकी त्वाष्ट्री दिव्या महौषधी (कथ्यते, द्वयोर्गुणाश्च-) ब्राह्मी हिमा सरा तिक्ता लघु मेध्या च शीतला कषाया मधुरा स्वादुपाका आयुष्या रसायनी स्वर्या (सती) स्मृतिप्रदा कुष्ठपाण्डुमेहास्रकासजित् विष शोथज्वरहरी (अस्ति), मण्डूकपर्णिनी तद्वत् ॥

બ્રાહ્મી,[1] કપોતવંકા,[2] સોમવલ્લી[3] અને સરસ્વતી[4] એટલાં બ્રાહ્મીનાં સંસ્કૃત નામો છે. મંડૂકપર્ણી,[1] માંડૂકી,[2] ત્વાષ્ટ્રી,[3] દિવ્યા[4] અને મહૌષધિ[5] એટલાં બ્રાહ્મીની બીજી જાત કે જેનાં પાંદડાં વળી જાય છે, તેનાં નામો છે. બંને બ્રાહ્મી ટાઢી, મળને ખસેડનાર, કડવી, હલકી, બુદ્ધિને હિતકારી, તુરી, મધુર, પાકમાં મધુર, આયુષ માટે સારી, રસાયન રૂપ, સ્વરને સારો કરનાર અને સ્મૃતિ આપનાર હોઈ કોઢ, પાંડુરોગ, પ્રમેહ, લોહીનો બગાડ, ઉધરસ, ઝેર, સોજા તથા તાવને મટાડે છે. ૨૫૬-૨૫૮

૧. ब्रह्मण इयम्-इदमर्थे अण्, 'मान्तोऽजातौ' इत्यणि टिलोप-જે બ્રહ્માના કે બ્રહ્મ-પરમેશ્વરના સંબંધવાળી છે, તેથી બ્રાહ્મી.

૨. कपोत वङ्क्यते-प्रतार्यते अनया-वकु प्रलम्भने इत्यस्मात् घञ्, कुत्वे, टाप्-જેના દ્વારા હોલું-પક્ષી ઠગાય છે, તેથી કપોતવંકા-બ્રાહ્મી.

૩ सोमस्य वल्ली-सौम्यगुणवान्-જે સૌમ્ય શીતળ ગુણવાળી હોવાથી ચંદ્રની વેલ ગણાય છે, તેથી સોમવલ્લી-બ્રાહ્મી.

૪. सर-प्रसरणशील ज्ञानमस्ति अस्याः

मेध्यत्वस्मृतिप्रदत्वात्–अस्त्यर्थे मतुप्, 'मतोर्मो वश्च'–उगित्वात् ङीप्–જે બુદ્ધિવર્ધક તથા સ્મરણશક્તિદાયક હોવાથી જેનું સેવન કરવાથી વિશાળ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેથી સરસ્વતી–બ્રાહ્મી.

૧. मण्डूकवत् पर्णं यस्या सा–'पाककर्ण'ति ङीप्–જેનાં પાંદડાં દેડકા જેવાં હોય છે, તેથી મંડૂકપર્ણી–બીજી બ્રાહ્મી.

૨. मण्डूकस्य इव–तत्सदृशपर्णवत्त्वात्–इदमर्थे अण्–अण्णन्तत्वात् ङीप्–દેડકા જેવાં પાંદડાં હોવાથી જ તેના સંબંધવાળી જે ગણાય છે, તેથી માંડૂકી–બીજી બ્રાહ્મીની જાત.

૩. त्वष्टुः इयं प्रिया–इदमर्थे अण्, अण्णन्तत्वाद् ङीप्–વિશ્વકર્માને જે પ્રિય છે અથવા તેમના સંબંધવાળી છે, તેથી ત્વાષ્ટ્રી–બીજી બ્રાહ્મીની જાત.

૪. दिवि भवा दिव्या, प्रथमं दिव्यभूमौ जातत्वात्–भवार्थे यत्, टाप्–જે પ્રથમ દેવતાઈ ભૂમિમાં થયેલી હોવાથી દિવ્યા–બીજી બ્રાહ્મી.

૫. महती चासौ ओषधिः–'सर्वतोऽक्तिन्नर्थाद्०' इति वा ङीप्–જે મોટી ઓષધિ ગણાય છે. તેથી મહૌષધી–બીજી બ્રાહ્મી.

### કૂબાનાં નામો તથા ગુણો

**द्रोणा च द्रोणपुष्पी च फलेपुष्पा च कीर्तिता।**
**द्रोणपुष्पी गुरुः स्वादू रूक्षोष्णा वातपित्तकृत्॥**
**सतीक्ष्णलवणा स्वादुपाका कट्वी च भेदिनी।**
**कफामकामलाशोथतमकश्वासजन्तुजित् ॥२६०**

अन्वय–द्रोणा च द्रोणपुष्पी च फलेपुष्पा कीर्तिता (नामभिः)। द्रोणपुष्पी गुरुः स्वादुः रूक्षा उष्णा सतीक्ष्णलवणा स्वादुपाका कट्वी च भेदिनी (सती) वातपित्तकृत् कफामकामलाशोथतमकश्वासजन्तुजित् (अस्ति)॥

દ્રોણા,[1] દ્રોણપુષ્પી[2] અને ફલેપુષ્પા[3] એટલાં કૂબાનાં સંસ્કૃત નામો છે. કૂબો ભારે, મધુર, રૂક્ષ, ગરમ, તીક્ષ્ણતાવાળો, ખારાશવાળો, પાકમાં મધુર, તીખો અને ઝાડો લાવનાર હોઈ વાયુ, પિત્ત, કફ, આમ, કમળો, સોજો, તમકરોગ, શ્વાસ તથા જીવડાં મટાડે છે.

૧. द्रोण–द्रोणवृक्षपुष्पसदृशं पुष्पम् अस्ति अस्या–अर्शआद्यच्–टाप्–જેને દ્રોણ નામના ફૂલઝાડ જેવું ફૂલ હોય છે, તેથી દ્રોણા–કૂબો.

૨. द्रोणस्य पुष्पमिव पुष्पं यस्या सा, 'पाककर्ण–' इति ङीप्–જેને દ્રોણ નામના ફૂલઝાડના ફૂલ જેવું ફૂલ હોય છે, તેથી દ્રોણપુષ્પી–કૂબો.

૩. फले–फलमुखे पुष्पं यस्याः सा–જેને ફળના આગલા ભાગમાં ફૂલ આવે છે, તેથી ફલેપુષ્પા–કૂબો.

### બે જાતની તલવણીનાં નામો

**सुवर्चला सूर्यभक्ता वरदा बदरापि च।**
**सूर्यावर्त्ता रविप्रीताऽपरा ब्रह्मसुदुर्लभा ॥२६१॥**

अन्वयः–सुवर्चला सूर्यभक्ता वरदा बदरा अपि च सूर्यावर्त्ता रविप्रीता (इति प्रथमाया नामानि), अपरा ब्रह्मसुदुर्लभा (कथ्यते)॥

સુવર્ચલા,[1] સૂર્યભક્તા,[2] વરદા,[3] બદરા,[4] સૂર્યાવર્તા[5] અને રવિપ્રીતા[6] એટલાં પહેલી તલવણીનાં સંસ્કૃત નામો છે અને બીજી બ્રહ્મસુદુર્લભા[1] કહેવાય છે. ૨૬૧

૧. सुष्ठु वर्चयति–दीपयति शरीरं विष्टम्भादीन् विनाश्य, सुपूर्वक–वर्च दीप्ताविति ण्यन्तात् 'वृषादिभ्यः कलच्' (उणा० १–१०६) इति कलच्, टाप्–મળબંધ વગેરેને મટાડી શરીરને જે દીપાવે છે–તેજસ્વી કરે છે, તે સુવર્ચલા–તલવણી.

૨. सूर्यस्य भक्ता इव–સૂર્યની જાણે ભક્ત હોય તેવી ગણાય છે, તેથી સૂર્યભક્તા–તલવણી.

૩. वरम्–आरोग्यं ददाति–वरदा 'आतोऽनुपसर्गे कः'–टाप्–જે ઉત્તમ આરોગ્ય આપે છે, તેથી વરદા–તલવણી.

૪. बदति–स्थैर्यं प्रापयति शरीरं विस्फोटादिविनाशनेन, बद स्थैर्ये–बाहुलकाद् अरच्, टाप्–વિસ્ફોટક વગેરે રોગો મટાડી શરીરમાં જે સ્થિરતા પમાડે છે, તેથી બદરા–તલવણી.

૫. सूर्य इव आवर्तते, तद्भक्तत्वात्–જે સૂર્યની ભક્ત હોઈ સૂર્યની પેઠે તે તે દિશા તરફ વળ્યા કરે છે, તેથી સૂર્યાવર્તા–તલવણી.

૬. रविः प्रीतः यस्या.–જેના પર સૂર્ય પ્રસન્ન રહે છે, તેથી રવિપ્રીતા–તલવણી.

૧. ब्रह्मणाऽपि सुतरां दुःखेन लभ्यते, दुःपूर्वकात् डुलभष् प्राप्तौ–'ईषद् दुःसु' इति खल्, टाप्–જે બ્રહ્માને પણ મળતી મુશ્કેલ હોય છે, તેથી બ્રહ્મસુદુર્લભા–બીજી તલવણી.

### પહેલી તલવણીના ગુણો

**सुवर्चला हिमा रूक्षा स्वादुपाका सरा गुरुः।**
**अपित्तला कटुः क्षारा विष्टम्भकफवातजित्॥**

अन्वय–सुवर्चला हिमा रूक्षा स्वादुपाका सरा गुरुः अपित्तला कटुः क्षारा (सती) विष्टम्भकफवातजित् (अस्ति)॥

પહેલી તલવણી ટાઢી, રૂક્ષ, પાકમાં મધુર, મળને ખસેડનાર, ભારે, ગરમી કરનાર નથી પણ તીખી અને ખારી હોઈ મળબંધ, કફ તથા વાયુને મટાડનાર છે. ૨૬૨

બીજી તલવણીના ગુણો

अन्या तिक्ता कषायोष्णा सरा रूक्षा लघुः कटुः।
निहन्ति कफपित्तास्रश्वासकासारुचिज्वरान् ॥
विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः ॥२६३॥

अन्वयः-अन्या तिक्ता कषाया उष्णा सरा रूक्षा लघुः कटुः (सती) कफपित्तास्रश्वासकासारुचिज्वरान् विस्फोटकुष्ठमेहास्रयोनिरुक्कृमिपाण्डुताः निहन्ति ॥

તલવણીની બીજી જાત-બ્રહ્મસુદર્લભા કડવી, તૂરી, ગરમ, મળને ખસેડનાર, રૂક્ષ, હલકી અને તીખી હોઈ કફ, રક્તપિત્તનો રોગ, શ્વાસ, ઉધરસ, અરુચિ, તાવ, વિસ્ફોટક, કોઢ, પ્રમેહ, લોહીનો બગાડ, યોનિના રોગ, કૃમિ તથા પાંડુપણુ મટાડે છે. ૨૬૩

ફલ વગરની કંકોડીનાં નામો

वन्ध्या कर्कोटकी देवी कन्या योगेश्वरीति च।
नागारिर्नक्रदमनी विषकण्टकिनी तथा ॥२६४॥

अन्वय -वन्ध्या कर्कोटकी देवी कन्या योगेश्वरी च नागारि नक्रदमनी तथा विषकण्टकिनी इति (कथ्यते)

વંધ્યા,[1] કર્કોટકી,[2] દેવી,[3] કન્યા,[4] યોગેશ્વરી,[5] નાગારિ,[6] નક્રદમની[7] અને વિષકંટકિની[8] એટલા ફલ વગરની કંકોડીનાં સંસ્કૃત નામો છે. ૨૬૪

૧ बध्नाति फलप्रसूतिम्, बन्ध बन्धने-अम्न्यादिः (उणा० ૪-૧૧૨)-જે ફળની ઉત્પત્તિને રોકે છે-ફળ વિનાની હોય છે, તેથી વંધ્યા-કંકોડી.

૨. कर्कति-हसति सपदर्पं विमाद्य, कर्क हसने-उणादि -ओट प्रत्ययः, तत स्वार्थे कन्, गौरादि -જે સર્પના ગર્વનો નાશ કરી હસે છે, તેથી કર્કોટકી-કંકોડી.

૩. दीव्यति-क्रीडति विसर्पविषादीन् हत्वा, दिवु क्रीडादौ-अच्, देवट् इति पचादौ निपातनात्-टित्वाद् ङीप्-જે રતવા તથા ઝેર વગેરેનો નાશ કરી આનંદ પામે છે, તેથી દેવી-કંકોડી

૪. कनति-दीप्यते वन्ध्यत्वतीक्ष्णत्वविषनाशकत्वादि गुणै -कनी दीप्तौ-अम्न्यादि (उणा. ૪-૧૧૨)-ફળ રહિતપણું, તીક્ષ્ણપણું તથા ઝેરનો નાશ કરવાપણું વગેરે ગુણોથી જે પ્રકાશે છે, તેથી કન્યા-કંકોડી.

૫. योगानाम्-विषनाशकादीनाम्-ईश्वरी-જે વિષનાશક યોગોની રાણી છે, તેથી યોગેશ્વરી-કંકોડી.

૬. नागानां-सर्पाणाम् अरि.-तद्विषनाशकत्वात्-સર્પોના ઝેરનો નાશ કરનાર હોવાથી-સર્પોની શત્રુ છે, તેથી નાગારિ-કંકોડી.

૭ दमयति इति दमनी, नक्राणा दमनी, यद्वा नक्रा दम्यन्ते अनया-दमु उपशमे-करणे ल्युट्-टित्वाद् ङीप्-જેનાથી મગરમચ્છો પણ વશ થાય છે, તેથી નક્રદમની-કંકોડી.

૮. विषयुक्तं कण्टकम् अस्ति अस्या -'अत इनि,' इति इन्, नान्तत्वाद् ङीप्-જેનો કાંટો ઝેરી હોય છે, તેથી વિષકંટકિની-વાંઝણી કંકોડી

ફલ વગરની કંકોડીના ગુણો

वन्ध्या कर्कोटकी लघ्वी कफनुद्व्रणशोधिनी ।
सर्पदर्पहरी तीक्ष्णा विसर्पविषहारिणी ॥२६५

(अन्वय -) वन्ध्या कर्कोटकी लघ्वी कफनुत् व्रणशोधिनी तीक्ष्णा सर्पदर्पहरी विसर्पविषहारिणी (अस्ति)॥

એ કંકોડી હલકી, કફનો નાશ કરનાર, વ્રણને સાફ કરનાર, તીક્ષ્ણ, સર્પના અભિમાનને હરનાર અને રતવા તથા ઝેરને મટાડનાર છે. (જેને સર્પ કરડ્યો હોય તે આથી જીવે છે, એ પ્રત્યક્ષ જોયેલુ છે.) ૨૬૫

ધોળી મીંઢીઆવળનાં નામો તથા ગુણો

मार्कण्डिका भूमिवल्ली मार्कण्डी मृदुरेचनी।
मार्कण्डिका कुष्ठहरी ऊर्ध्वाधःकायशोधिनी ॥
विषदुर्गन्धकासघ्नी गुल्मोदरविनाशिनी ॥२६६॥

अन्वय -मार्कण्डिका भूमिवल्ली मार्कण्डी मृदुरेचनी (इति नामानि, गुणाश्च-) मार्कण्डिका कुष्ठहरी ऊर्ध्वाधः-कायशोधिनी विषदुर्गन्धकासघ्नी गुल्मोदरविनाशिनी (अस्ति) ॥

માર્કંડિકા,[1] ભૂમિવલ્લી,[2] માર્કંડી[3] અને મૃદુરેચની[4] એટલા ધોળી મીંઢીઆવળનાં સંસ્કૃત નામો છે; તેમજ ધોળી મીંઢીઆવળ*

* વૈદક ગ્રંથોમાં મીંઢીઆવળને કફ અને અટકી રહેલું પિત્ત કાઢી નાખનાર, મગજ સ્વચ્છ કરનાર અને સાધારણ રીતે શરીર સાફ કરનાર ગણેલ છે. સંધિવા ઉપર તે ઘણી અકસીર ગણાય છે અને તેનાથી ખીલ તથા ફોલ્લા મટી જાય છે, પેટના જીવડાં નીકળી જાય છે અને હરસ થવાનો સંભવ દૂર થાય છે.

ઉપર તથા નીચે કાયાને સાફ કરનાર હોઈ કોઢ, ઝેર, દુર્ગંધ, ઉધરસ, ગોળો તથા પેટના રોગને મટાડે છે. ૨૬૬

૧. मृकण्डोः अपत्य मार्कण्ड., तेन सृष्टा वल्ली मार्कण्डी, अण्णन्ताद् ङीप्, तत स्वार्थे कन्, टाप् ह्रस्वश्च। મૃકંડુ ઋષિના પુત્ર માર્કંડ નામના મુનિએ જેને ઉત્પન્ન કરી છે, તેથી માર્કંડિકા-મીંઢીઆવળ.

૨. भूमिसज्ञमा वल्ली-भूमिवल्ली-જે ભોય પર પથરાયેલી વેલરૂપે થાય છે, તેથી ભૂમિવલ્લી-મીંઢીઆવળ.

૩. मार्कण्डी-પહેલા નામ પ્રમાણે; કેવળ સ્વાર્થિક પ્રત્યય નથી.

૪. मृदु यथा स्यात् तथा रेचयति-कर्तरि ल्युट्-टित्वाद् ङीप्-જે કોમળ રેચ કરાવે છે, તેથી મૃદુરેચની -મીંઢીઆવળ.

### બે જાતની કુકડવેલનાં નામો તથા ગુણો

देवदाली तु वेणी स्यात्कर्कटी च गरागरी।
देवताडो वृत्तकोशस्तथा जीमूत इत्यपि ॥२६७॥
पीता परा खरस्पर्शा विषघ्नी गरनाशिनी।
देवदाली रसे तिक्ता कफार्शःशोफपाण्डुताः।
नाशयेद्वामनी तिक्ता क्षयहिक्काकृमिज्वरान् ॥

अन्वय-देवदाली तु वेणी कर्कटी गरागरी देवताड वृत्तकोश तथा जीमूत इत्यपि स्यात्। परा पीता खरस्पर्शा विषघ्नी गरनाशिनी (अस्ति)। देवदाली रसे तिक्ता वामनी तिक्ता (सती) कफार्शः शोफपाण्डुता क्षयहिक्काकृमिज्वरान् नाशयेत् ॥

દેવદાલી,[1] વેણી,[2] કર્કટી,[3] ગરાગરી,[4] દેવતાડ,[5] વૃત્તકોશ[6] તથા જીમૂત[7] એટલાં કુકડવેલનાં સંસ્કૃત નામો છે. તેમજ ખરસ્પર્શા,[1] વિષઘ્ની[2] અને જ્વરનાશિની[3] એટલાં પીળી કુકડવેલ×નાં સંસ્કૃત નામો છે. કુકડવેલ રસમાં કડવી, વમન કરાવનાર અને કડવી હોઈ કફ, અરશ, સોજા, પાંડુપણું, ક્ષય, હેડકી, કૃમિ તથા તાવનો નાશ કરે છે. ૨૬૭,૨૬૮

૧. देवेन-मेघोदयेन दाल-दलनं यस्या सा, गौरादित्वाद् ङीप्-મેઘના ઉદયથી જે ફાટે છે-ચિરાય છે, તેથી દેવદાલી-કુકડવેલ.

૨. वेणति-निशामयति जानाति वा मेघोदयं, वेणृ निशामनवादित्रादानज्ञानचिन्तासु, इत्यस्मात् 'सर्वधातुभ्य इन्' इत्युणादिरिन् प्रत्ययः, ततः 'कृदिकारादक्तिनः' इति ङीप्-જે મેઘના ઉદયને જાણે છે અથવા સાંભળે છે, તેથી વેણી-કુકડવેલ.

૩. कर्कति-हसति विषं प्रति-तन्नाशकत्वात्, कर्क हसने-सौत्रात् 'शकादिभ्योऽटन्' गौरादि -જે ઠરડોઈ ઝેરને હસી કાઢે છે. કેમકે તેનો નાશ કરનાર છે, તેથી કર્કટી-કુકડવેલ.

૪. गर-विषम आगिरति विषघ्नत्वात्-गृ निगरणे, अच्, गौरादि.-જે ઠરડોઈ ઝેરનો નાશ કરે છે, તેથી ગરાગરી-કુકડવેલ

૫. देवम्-इन्द्रियं ताडयति खरस्पर्शत्वात्, तड आघाते-कर्मण्यण्-अण्णन्तत्वाद् ङीप्-જેનો સ્પર્શ ખરબચડો હોવાથી સ્પર્શના ઇંદ્રિયને જે આઘાત પહોંચાડે છે, તેથી દેવતાડ-કુકડવેલ.

૬. वृत्त कोश यस्य सः-જેનો ડોડો ગોળ હોય છે, તેથી વૃત્તકોશ-કુકડવેલ.

૭. जीवन मूत-बद्धम् अनेन विषपीडितानाम्, मूङ् बन्धने-कर्मणि क्त-पृषोदरादि -ઝેરથી પીડાયેલા લોકોનું જીવન જેણે બાંધ્યું હોય છે-સાંધ્યુ હોય છે, તેથી જીમૂત-કુકડવેલ

૧. खर. स्पर्श यस्या सा-જેનો સ્પર્શ ખરબચડો અથવા કઠોર હોય છે. તેથી ખરસ્પર્શા-પીળા કુકડવેલ.

૨. विषं हन्ति-'अमनुष्यकर्तृके चे'ति हन्तेष्टक्-'गमहनें'त्युपधालोपः, 'होहन्तेरि'ति कुत्वं च-ઝેરનો જે નાશ કરે છે, તેથી વિષઘ્ની-પીળી કુકડવેલ.

૩. गरं-विषं नाशयति इत्येवंशीला-'सुप्यजातौ णिनि'-'ति णिनिः', नान्तत्वाद् ङीप्-ઝેરનો નાશ કરવાનો જેનો સ્વભાવ છે, તેથી ગરનાશિની-પીળી કુકડવેલ.

× ઘણા વૈદ્યો આનું ફળ ઘણું કડવું હોવાથી તેને કેટલીક ઔષધિઓના ઉકાળામાં મેળવે છે. ઘોડાના પેટમાં જીવડાં થયાં હોય, ત્યારે પણ આનું ફળ મસાલા સાથે ખવડાવવામાં આવે છે.

### કુકડવેલના ફળના ગુણો

देवदालीफलं तिक्तं कृमिश्लेष्मविनाशनम्।
स्रंसनं गुल्मशूलघ्नमर्शोघ्नं वातजित्परम् ॥२६९

अन्वय-देवदालीफल तिक्त स्रंसन पर वायुजित् कृमिश्लेष्मविनाशनं गुल्मशूलघ्नम् अर्शोघ्नम् (अस्ति) ॥

કુકડવેલનું ફળ કડવું, મળને સ્થાનથી નીચે પાડનાર, વાયુને અત્યંત મટાડનાર અને કૃમિ, કફ, ગોળો, શૂળ તથા અરશનો નાશ કરનાર છે.

### રતવેલિયાનાં નામો

जलपिप्पल्यभिहिता शारदी शकुलादनी।
मत्स्यादनी मत्स्यगन्धा लाङ्गलीत्यपि कीर्तिता ॥

अन्वय –जलपिप्पली शारदी अभिहिता, शकुलादनी मत्स्यादनी मत्स्यगन्धा लाङ्गली इत्यपि कीर्तिता (वर्ण्यते) ॥

જલપિપ્પલી,[૧] શારદી,[૨] શકુલાદની,[૩] મત્સ્યાદની,[૪] મત્સ્યગંધા,[૫] અને લાંગલી,[૬] એટલાં રતવેલિયાનાં સંસ્કૃત નામો છે. ૨૭૦

૧. जलस्य पिप्पली इव–પાણીની જાણે પીપર હોય તેવો હોય છે, તેથી જલપિપ્પલી–રતવેલિયો.

૨. शरदि भवा–'सधिवेला.' इत्यण्–अणन्ताद् ङीप्–શરદ્ઋતુમાં જે થાય છે, તેથી શારદી–રતવેલિયો.

૩. शकुलै अद्यते, तेषां प्रियत्वात्–अद भक्षणे–'कृत्यल्युट –' इति ल्युट्–'टिड्ढे'ति ङीप्–માછલાંઓને પ્રિય હોવાથી તો માછલાંઓ જેને ખાય છે, તેથી શકુલાદની–રતવેલિયો.

૪. मत्स्यै अद्यते–पूर्ववत् ल्युट् ङीप् च–અર્થ ઉપર પ્રમાણે.

૫. मत्स्यानां गन्ध इव गन्धो यस्या–જેની ગંધ માછલાં જેવી હોય છે, તેથી મત્સ્યગંધા–રતવેલિયો.

૬. लाङ्गलस्याकार अस्ति अस्या–જેનો આકાર હળના જેવો હોય છે, તેથી લાંગલી–રતવેલિયો.

### રતવેલિયાના ગુણો

जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघुः ।
संग्राहिणी हिमा रूक्षा रक्तदाहव्रणापहा ।
कटुपाकरसा रुच्या कषाया वह्निवर्द्धिनी ॥२७१

अन्वय –जलपिप्पलिका हृद्या चक्षुष्या शुक्रला लघु संग्राहिणी हिमा रूक्षा कषाया कटुपाकरसा रुच्या वह्निवर्धिनी (सती) रक्तदाहव्रणापहा (अस्ति) ॥

રતવેલિયો હૃદયને પ્રિય લાગનાર, નેત્રને હિતકારી, વીર્યને વધારનાર, હલકો, ઝાડાને રોકનાર, ટાઢો, રૂક્ષ, તૂરો, પાકમાં તીખો, રુચિ ઉપજાવનાર તથા અગ્નિને વધારનાર હોઈ લોહીનો બગાડ, દાહ તથા વ્રણને મટાડે છે.

### ગળજીભીનાં નામો તથા ગુણો

गोजिह्वा गोजिका गोभी दार्विका खरपर्णिनी ।
गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् ॥
हृद्या प्रमेहकासास्रव्रणज्वरहरी लघुः ।
कोमला तुवरा तिक्ता स्वादुपाकरसा स्मृता ॥

अन्वय –गोजिह्वा गोजिका गोभी दार्विका खरपर्णिनी (इति नामानि, गुणास्तु–) गोजिह्वा वातला शीता ग्राहिणी कफपित्तनुत् हृद्या लघु कोमला तुवरा तिक्ता स्वादुपाकरसा (सती) प्रमेहकासास्रव्रणज्वरहरी स्मृता ॥

ગોજિહ્વા,[૧] ગોજિકા,[૨] ગોભી,[૩] દાર્વિકા[૪] અને ખરપર્ણિની[૫] એટલાં ગળજીભીનાં સંસ્કૃત નામો છે. ગળજીભી વાયુ કરનાર, ટાઢી, ઝાડાને રોકનાર, કફ તથા પિત્તને મટાડનાર, હૃદયને ગમે એવી, હલકી, કોમળ, તૂરી, કડવી તથા પાકમાં મધુર હોઈ પ્રમેહ, ઉધરસ, લોહીનો બગાડ, વ્રણ, તથા તાવને મટાડનાર કહી છે.

૧. गोः जिह्वा इव आकृत्या–જેનો આકાર ગાયની જીભ જેવો હોય છે, તેથી ગોજિહ્વા–ગળજીભી.

૨. गो गोजिह्वाकारा जाता, 'अन्येभ्योऽपि' इति ड., तत स्वार्थे कन्, अत इत्व च–(गोशब्दस्य गोजिह्वाशब्दस्येऽत्र लाक्षणिकत्वम्)–જે ગાયની જીભ જેવા આકારે ઉત્પન્ન થઈ હોય છે, તેથી ગોજિકા–ગળજીભી.

૩. गो· गोजिह्वेव भाति–'सुपि स्थ' इत्यत्र 'सुपी'ति योगविभागात् आकारान्तसर्वधातुभ्य सुप्युपपदे कः, सतो गौरादित्वाद् ङीप्–જે ગાયની જીભ જેવા આકારની જણાય છે, તેથી ગોભી–ગળજીભી.

૪. दारयति कफपित्तप्रमेहादीन्, दॄ विदारणे–उरुवा दिरवात् (उणा. ४–५५) साधु, गौरादित्वाद् ङीष्, तत स्वार्थे कन्, टाप्, 'ड्याप्योरि'ति ह्रस्वत्व च–જે કફ, પિત્ત, પ્રમેહ વગેરેનો નાશ કરે છે, તેથી દાર્વિકા–ગળજીભી.

૫. खराणि पर्णानि यस्या सा–'पाककर्ण'ति ङीष्, तत स्वार्थे कन्, टाप्, पूर्ववत् ह्रस्वत्व–જેનાં પાંદડાં ખરમચડાં, કઠોર અથવા બરછટ હોય છે, તેથી ખરપર્ણિકા–ગળજીભી.

### ઝીપટાનાં નામો તથા ગુણો

विज्ञेया नागदमनी बलामोटा विषापहा ।
नागपुष्पी नागपत्रा महायोगेश्वरीति च ॥२७४
बलामोटा कटुस्तिक्ता लघुः पित्तकफापहा ।
मूत्रकृच्छ्रव्रणान् रक्षो नाशयेज्जालगर्दभम् ॥२७५
सर्वग्रहप्रशमनी नि.शेषविषनाशिनी ।
जयं सर्वत्र कुरुते धनदा सुमतिप्रदा ॥२७६॥

अन्वय–नागदमनी बलामोटा विषापहा नागपुष्पी नागपत्रा च महायोगेश्वरी इति (नामानि, गुणास्तु–) बलामोटा कटु तिक्ता लघु (सती) पित्तकफापहा (अस्ति), मूत्रकृच्छ्रव्रणान् रक्षः जालगर्दभ नाशयेत्

(तथा च) सर्पग्रहप्रशमनी निःशेषविषनाशिनी (सती) सर्वत्र जयं कुरुते, धनदा सुमतिप्रदा (चास्ति) ॥

નાગદમની,[1] બલામોટા,[2] વિષાપહા,[3] નાગપુષ્પી,[4] નાગપત્રા[5] અને મહાયોગેશ્વરી[6] એટલાં ઝીપટાનાં સંસ્કૃત નામો છે. ઝીપટો તીખો, કડવો તથા હલકો હોઈ પિત્ત, કફ, મૂત્રકૃચ્છ્ર, વ્રણ, રાક્ષસ-ઝોડ, જાલગર્દભ નામનો પિત્તજન્ય ક્ષુદ્રરોગ, સર્વ ગ્રહસંબંધી પીડા અને સર્વ પ્રકારના ઝેરને મટાડે છે; સર્વ સ્થળે જય કરે છે, ધન આપે છે તથા સારી બુદ્ધિ આપે છે. ૨૭૪-૨૭૬

૧. नागा दम्यन्ते अनया-तेषां विषघ्नत्वात्, करणे ल्युट्, 'कृत्यल्युट' इति वा ल्युट्, टित्वाद् ङीप्-સર્પોના ઝેરનો નાશ કરનાર હોવાથી જેના વડે સર્પોને વશ કરી શકાય છે, તેથી નાગદમની-ઝીપટો.

૨. बलेन आसमन्तात् मोटयति-मर्दयति सर्वं विषरक्षोग्रहादीन्, मुट क्षोदे-अच्, टाप्-જે પોતાના બળથી ચારે બાજુથી બધા ઝેર, રાક્ષસો તથા ગ્રહો વગેરેનો નાશ કરે છે, તેથી બલામોટા-ઝીપટો.

૩. विषाणि अपहन्ति सर्वाणि 'अन्येष्वपि दृश्यते' इति धात्वन्तरात् कारकान्तरेष्वपि ड-જે બધા ઝેરનો નાશ કરે છે, તેથી વિષાપહા-ઝીપટો.

૪. नागाकारं पुष्पम् अस्ति अस्या -'पाककर्णे'ति ङीप्-જેનું ફૂલ નાગના જેવા આકારનું હોય છે, તેથી નાગપુષ્પી-ઝીપટો.

૫ नागकेसरसदृशं पत्रम् अस्ति अस्या -જેનાં પાંદડાં નાગકેસરના જેવાં હોય છે, તેથી નાગપત્રા-ઝીપટો.

૬. महान्तश्च ये योगा विषादिनाशकाः, तेषाम् ईश्वरी इव-ઝેર આદિનો નાશ કરનારા જે મોટા પ્રયોગો છે, તેઓની જાણે રાણી હોય, તેવી હોવાથી મહા-યોગેશ્વરી-ઝીપટો.

### ગલતોરાનાં નામો તથા ગુણો

वेल्लन्तरो जगति वीरतरुः प्रसिद्धः।
श्वेतासितारुणविलोहितनीलपुष्पः ॥
स्याज्जातितुल्यकुसुमः शमिसूक्ष्मपत्रः।
स्यात्कण्टकी विजलदेशज एव वृक्षः ॥ २७७ ॥
वेल्लन्तरो रसे पाके तिक्तस्तृष्णाकफापहः।
मूत्राघाताश्मजिद् ग्राही योनिमूत्रानिलार्तिजित् ॥

अन्वय -वेल्लन्तरः जगति वीरतरुः प्रसिद्धः, एष वृक्षः श्वेतासितारुणविलोहितनीलपुष्पः जातितुल्यकुसुमः शमिसूक्ष्मपत्रः कण्टकी विजलदेशजः स्यात्। वेल्लन्तरः रसे पाके तिक्तः ग्राही तृष्णाकफापहः मूत्राघाताश्मजित् योनिमूत्रानिलार्तिजित् (अस्ति) ॥

વેલ્લંતર,[1] વીરતરુ,[2] જાતિતુલ્યકુસુમ,[3] શમિસૂક્ષ્મપત્ર,[4] કંટકી[5] અને વિજલદેશજ[6] એટલાં ગલતોરાનાં સંસ્કૃત નામો છે. ગલતોરાનાં ફૂલ ધોળાં, કાળાં, થોડાં રાતાં, ખૂબ રાતાં અને નીલા રંગનાં થાય છે. ગલતોરો રસમાં તથા પાકમાં કડવો, ઝાડાને રોકનાર; તરસ, કફ તથા મૂત્રની અડચણ; પથરી, યોનિની પીડા તથા વાયુની પીડાને હરનાર છે. ૨૭૭,૨૭૮

૧. वेल्लं यथा स्यात् तथा तरति, तृ-अच्-જે ડોલતો-ઝૂલતો જાણે તરતો હોય એવો લાગે છે, તેથી વેલ્લંતર-ગલતોરો.

૨. वीरश्चासौ तरुः-જે વીરવૃક્ષ કહેવાય છે, તેથી વીરતરુ-ગલતોરો.

૩. जातेः तुल्यानि कुसुमानि यस्य-જેને જાઈ જેવાં ફૂલ આવે છે, તેથી જાતિતુલ્યકુસુમ-ગલતોરો.

૪. शमिवत् सूक्ष्माणि पत्राणि यस्य-જેને ખીજડી જેવાં ખૂબ નાનાં પાંદડાં હોય છે, તેથી શમિસૂક્ષ્મ પત્ર-ગલતોરો.

૫ कण्टकाः सन्ति अस्य-'अत इनि०' इति इन्-જેને કાંટા હોય છે, તેથી કંટકી-ગલતોરો.

૬. विगतं जलं यस्मात्-विजलश्चासौ देशः तत्र जायते स्म-'सप्तम्यां जनेर्डः'-જે પાણી વિનાના નિર્જળ પ્રદેશમાં ઉત્પન્ન થાય છે, તેથી વિજલ દેશજ-ગલતોરો.

### નાકછીંકણીનાં નામો તથા ગુણો

छिक्कनी क्षवकृत्तीक्ष्णा छिक्किका घ्राणदुःखदा।
छिक्कनी कटुका रुच्या तीक्ष्णोष्णा वह्निपित्तकृत्।
वातरक्तहरी कुष्ठकृमिवातकफापहा ॥२७९॥

अन्वय -छिक्कनी क्षवकृत् तीक्ष्णा छिक्किका घ्राणदुःखदा (इति नामानि, गुणास्तु-) छिक्कनी कटुका रुच्या तीक्ष्णा उष्णा (सती) वह्निपित्तकृत् वातरक्तहरी कुष्ठकृमिवातकफापहा (अस्ति) ॥

છિક્કની,[1] ક્ષવકૃત્,[2] તીક્ષ્ણા,[3] છિક્કિકા[4] અને ઘ્રાણદુઃખદા[5] એટલાં છીકણીનાં સંસ્કૃત નામો છે. છીકણી તીખી, રુચિ ઉપજાવનાર, તીક્ષ્ણ, ગરમ, અગ્નિ તથા પિત્તને કરનાર હોઈ વાતરક્ત રોગને હરે છે અને કોઢ, કૃમિ તથા કફને મટાડે છે. ૨૭૯

૧ छिक् इति अव्यक्ता नासिकाशब्द वर्तते–प्रकाशत अनया, करणे ल्युट्–टित्वाद् ङाप्–જેને લીધે છિક્ એવો અસ્પષ્ટ નાકનો શબ્દ પ્રકટ થાય છે–જેનાથી છીંક આવે છે તેથી છિક્કની–નાકછીકણી

૨ क्षव–छिक्का करोति, क्विप्–જે છીંક કરે છે તેથી ક્ષવકૃત્–નાકછીકણી

૩ तीक्ष्ण गुण अस्ति अस्या –अशआद्यच्, टाप्–જેનો ગુણ તીખો હોય છે તેથી તીક્ષ્ણા–નાકછીકણી

૪ छिक् इति अव्यक्त शब्द करोति 'अन्येष्वपि दृश्यते' इति ड छिका–क्षुतम् अस्ति अस्या, अशआद्यच्, तत स्वार्थे कन् टाप् अत इत्व च–જેનાથી છીંક આવે છે તેથી છિક્કિકા–નાકછીકણી

૫ घ्राणस्य दु ख ददाति– आतोऽनुपसर्गे–इति क –टाप्–જે ઘ્રાણેન્દ્રિયને દુઃખ દે છે, તેથી ઘ્રાણદુઃખદા–નાકછીકણી

### ઓડિયાકલારના નામો તથા ગુણો

कुकुन्दरस्ताम्रचूड सूक्ष्मपत्रो मृदुच्छद ।
कुकुन्दर कटुस्तिक्तो ज्वरत्रक्तकफापह ।
तन्मूलमार्द्रं नि क्षिप्त वदने मुखशोषहृत् ॥२८०

अन्वय–कुकुन्दर ताम्रचूड सूक्ष्मपत्र मृदुच्छद (इति नामानि, गुणाश्च–) कुकुन्दर कटु तिक्त (सन्) ज्वररक्तकफापह (अस्ति) आर्द्रं तन्मूलम् वदन नि क्षिप्त (सत्) मुखशोषहृत् (भवति)॥

કુકુંદર,[1] તામ્રચૂડ,[2] સૂક્ષ્મપત્ર[3] અને મૃદુચ્છદ[4] એટલા ઓડિયાકલારના સંસ્કૃત નામો છે ઓડિયોકલાર તીખો તથા કડવો હોઈ તાવ, લોહીનો બગાડ તથા કફને મટાડે છે ઓડિયાકલારનું લીલુ મૂળ મોઢામા રાખ્યું હોય તો તેથી મુખનો શોષ મટે છે

૧ कुत्सित स्कुन्दते–उद्घ्रियते मुखशोषनिरा करणाय आर्द्रमूलार्थिभि –स्कुदि आप्रवण– मद्गुरादयश्च' (उणा ૧–૪૧) इति साधु –મોઢાનો શોષ દૂર કરવા જેનુ લીલુ મૂળિયુ ઇચ્છતા લોકો જેને ખરાબ રીતે ઉખાડી કાઢે છે તેથી કુકુન્દર–ઓડિયોકલાર

૨ ताम्रा–रक्तवर्णा चूडा शिखा यस्य स –જેની શિખા લાલવણી હોય છે, તેથી તામ્રચૂડ–ઓડિયોકલાર

૩ सूक्ष्माणि पत्राणि यस्य स –જેના પાદડા ઘણા બારીક હોય છે, તેથી સૂક્ષ્મપત્ર–ઓડિયોકલાર

૪ मृदूनि छदानि यस्य स –જેના પાદડા કોમળ હોય છે, તેથી મૃદુચ્છદ–ઓડિયોકલાર

### સુદર્શનના નામો તથા ગુણો

सुदर्शना सोमवल्ली चक्राह्वा मधुपर्णिका ।
सुदर्शना स्वादुरुष्णा कफशोफास्रवातजित् ॥२८१

अन्वय–सुदर्शना सोमवल्ली चक्राह्वा मधुपर्णिका (इति नामानि, गुणाश्च–) सुदर्शना स्वादु उष्णा (सती) कफशोफास्रवातजित् (अस्ति)॥

સુદર્શના,[1] સોમવલ્લી,[2] ચક્રાહ્વા[3] અને મધુપર્ણિકા[4] એટલા સુદર્શનના સંસ્કૃત નામો છે સુદર્શન મધુર તથા ગરમ હોઈ કફ, સોજા, લોહીનો બગાડ તથા વાયુને મટાડે છે ૨૮૧

૧ सुष्ठु दर्शन यस्या यद्वा सुष्ठु दृश्यते 'भा षाया शासियुधिदृशिमृषिभ्यो युच्'–જેનુ દર્શન અથવા દેખાવ સારો હોય છે, તેથી સુદર્શના

૨ सोमकलागुणयुक्ता अतएव सोमस्य या वल्ली–જે ચદ્રની કલા જેવા ગુણવાળી હોઈ ને ચદ્રની વેલ કહેવાય છે, તેથી સોમવલ્લી–સુદર્શન

૩ विष्णोश्चक्र–सुदर्शनमिति आह्वा यस्या –વિષ્ણુના ચક્ર–સુદર્શનના નામે જે કહેવાય છે, તેથી ચક્રાહ્વા–સુદર્શના

૪ मधूनि पर्णानि यस्या सा– पाककर्णे ति ङाप्, तत स्वार्थे कन्, टाप् ह्रस्वश्च–જેના પાદડા મીઠા હોય છે તેથી મધુપર્ણિકા–સુદર્શન

### ઉંદરકનીના નામો તથા ગુણો

आखुकर्णी त्वाखुकर्णपर्णिका भूदरीभवा ।
आखुकर्णी कटुस्तिक्ता कषाया शीतला लघु ।
विपाके कटुका मूत्रकफामयकृमिप्रणुत् ॥ २८२ ॥

अन्वय–आखुकर्णी तु आखुकर्णपर्णिका भूदरीभवा (इति नामानि गुणास्तु–) आखुकर्णी कटु तिक्ता कषाया शीतला लघु विपाके कटुका (सती) मूत्रकफामयकृमिप्रणुत् (अस्ति)॥

આખુકર્ણિકા,[1] આખુકર્ણપર્ણિકા,[2] ભૂદરીભવા[3] એટલા ઉંદરકનીના સંસ્કૃત નામો છે ઉંદરકની તીખી, કડવી, તૂરી, ટાઢી, હલકી તથા પાકમા તીખી હોઈ મૂત્રનો રોગ, કફ સંબધી રોગ તથા કૃમિને મટાડે છે. ૨૮૨

૧ आखो कर्ण इव पत्र यस्या –જેના પાદડા

ઉંદરના કાન જેવાં હોય છે, તેથી આખુકર્ણિકા–ઉંદરકની.

૨. आखोः कर्ण इव पर्णं यस्याः–જેનું પાંદડું ઉંદરના કાન જેવું હોય છે, તેથી આખુકર્ણપર્ણિકા–ઉંદરકની.

૩. भुवि दरी–गुहा भूदरी, भूदर्यां भवति–अच्, टाप्–જમીનમાં રહેલું દર, જેને ઉત્પન્ન થવાનું સ્થાન હોય છે, તેથી ભૂદરીભવા–ઉંદરકની.

## મોરશિખાનાં નામો તથા ગુણો

**मयूराद्यशिखा प्रोक्ता सहस्राहिर्मधुच्छदा।**
**नीलकण्ठशिखा लघ्वी पित्तश्लेष्मातिसारजित्॥**

अन्वय–मयूरादिशिखा सहस्राहि मधुच्छदा प्रोक्ता। नीलकण्ठशिखा लघ्वी (सती) पित्तश्लेष्मातिसारजित् (अस्ति)॥

મયૂરશિખા,[1] સહસ્રાહિ,[2] મધુચ્છદા[3] અને નીલકંઠશિખા[4] એટલાં મોરશિખાનાં સંસ્કૃત નામો છે. (મોરનો પર્યાય શબ્દ આગળ મૂકયા પછી શિખા શબ્દ મૂકવામાં આવે એટલે મોરશિખાનું નામ થાય છે.) મોરશિખા હલકી હોઈ પિત્ત, કફ તથા અતિસારરોગને મટાડે છે. ૨૮૩

૧. मयूरपूर्वा शिखा–शाकपार्थिवादि–શિખા શબ્દની પૂર્વે મોરપક્ષીનું કોઈ પણ નામ મૂકવાથી જેનું નામ તૈયાર થાય છે, જેમકે મયૂરશિખા–નીલકંઠશિખા, ઇત્યાદિ તે–મોરશિખા

૨. सहस्राणि अहय–रोगसर्पनाशकगुणा सन्ति अस्या–यद्वा सहस्राणि गुणानाम् अहति–व्याप्नोति, अह व्याप्तौ–इन्, यद्वा सहस्राणि पित्तादिरोगाणाम् आसमन्तात् हन्ति–आङ्पूर्वकात् हन हिंसायाम्–इत्यस्मात् डिन् उणादि, टिलोपः आङो ह्रस्वश्च–જેમાં હજારો રોગોરૂપી સર્પોનો નાશ કરનારા ગુણો છે; અથવા તેવા હજારો ગુણોથી જે વ્યાપ્ત છે, અથવા પિત્ત વગેરે હજારો રોગોનો જે નાશ કરે છે, તેથી સહસ્રાહિ–મોરશિખા.

૩. मधूनि छदानि यस्याः सा–જેનાં પાંદડાં મીઠાં હોય છે, તેથી મધુચ્છદા–મોરશિખા.

૪. नीलकण्ठपूर्वा शिखा–शाकपार्थिवादि–અર્થ ૧લા નામ પ્રમાણે છે.

ઇતિ શ્રીભાવપ્રકાશમાં ગુડૂચ્યાદિવર્ગ સમાપ્ત

# ૪ : પુષ્પવર્ગ

## કમળનાં નામો

**वा पुंसि पद्मं नलिनमरविन्दं महोत्पलम्।**
**सहस्रपत्रं कमलं शतपत्रं कुशेशयम्॥१॥**
**पङ्केरुहं तामरसं सारसं सरसीरुहम्।**
**बिसप्रसूनराजीवपुष्कराम्भोरुहाणि च॥२॥**

अन्वय–पद्मं वा पुंसि, नलिनम् अरविन्दं महोत्पलं सहस्रपत्रं कमलं शतपत्रं कुशेशयं पङ्केरुहं तामरसं सारसं सरसीरुहं च बिसप्रसूनराजीवपुष्कराम्भोरुहाणि च (इति नामानि)॥

પદ્મ[1] (પુંલ્લિંગ તથા નપુંસકલિંગ છે), નલિન,[2] અરવિંદ,[3] મહોત્પલ,[4] સહસ્રપત્ર,[5] કમલ,[6] શતપત્ર,[7] કુશેશય,[8] પંકેરુહ,[9] તામરસ,[10] સારસ,[11] સરસીરુહ,[12] બિસપ્રસૂન,[13] રાજીવ,[14] પુષ્કર[15] અને અંભોરુહ,[16] એટલાં કમળનાં સંસ્કૃત નામો છે.

૧. पद्मा अस्ति अस्मिन् तन्निवासत्वात्–अर्शआद्यच्, यद्वा पद्यते–प्राप्यते तृष्णादाहादिनाशोऽनेन शीतत्वमाधुर्यादिगुणत्वात्–पद गतौ–'अर्तिस्तु०' (उणा. १–१४) इति मन्–જેમાં લક્ષ્મી–શોભા હોય છે; કેમકે તેમાં એનું રહેઠાણ છે; અથવા શીતળતા તથા મધુરતા આદિ ગુણોવાળું હોવાથી જેના વડે તરશ, દાહ વગેરેનો નાશ કરાય છે, તેથી પદ્મ–કમળ.

૨. नलति–गन्धयुक्तं भवति–णल गन्धे–इनन् (उणा. २–४९)–જે ગંધયુક્ત હોય છે, તેથી નલિન–કમળ.

૩. अर–शीघ्रं लिप्सां विन्दति, सुन्दरत्वात्, अरकाराणि पत्राणि वा विन्दति–'गवादिषु विन्दे०' इति श–જે સુંદર હોવાથી તરત મેળવવાની ઇચ્છા કરાવે છે અથવા જે આરા જેવા આકારની પાંખડીઓવાળું હોય છે, તેથી અરવિંદ–કમળ

૪. महच्च तत् उत्पलम्–उत्–ऊर्ध्वं जलस्योपरि पलति–गच्छति–पल गतौ–पचाद्यच्–જે પાણીની ઉપર ઘણું ઊંચું જાય છે, તેથી મહા–ઉત્પલ–મહોત્પલ–કમળ.

૫. सहस्रं पत्राणि यस्य तत्–જેને એક હજાર સુધી પાંખડીઓ થાય છે, તેથી સહસ્રપત્ર–કમળ.

૬. क–जलम् अलति–भूषयति–अल भूषणादौ, मूलविभुजादित्वात् कः, यद्वा कम्यते–काम्यते दर्शनादेव–कमु कान्तौ–'वृषादिभ्य०' (उणा. १–१–६) कलच्, यद्वा कमला अस्ति अस्मिन्–अर्शआद्यच्–જે પાણીને શોભાવે છે, અથવા દેખતાં જ લેવાની ઇચ્છા કરાવે છે.

અથવા લક્ષ્મીનું જે રહેઠાણ છે, તેથી કમળ.

૭ शत पत्राणि यस्य तत्–જેને કેટલાંકને સો પાખડીઓ પણ હોય છે, તેથી શતપત્ર–કમળ.

૮. कुशे–जले शेत–'अधिकरणे शेत' इत्यच्, 'शयवास०' इत्यलुक्–જે પાણીમા રહે છે, તેથી કુશેશય–કમળ.

૯ पङ्के रोहति–रुह प्रादुर्भावे–'इगुपधे'ति क–'तत्पुरुषे कृती'त्यलुक्–જે કાદવમા ઊગે છે, તેથી પંકેરુહ–કમળ

૧૦ तामरे–जले सस्ति–स्वपिति–षस स्वप्ने–'अन्येभ्योऽपि०' इति ड, यद्वा ताम्यत–काङ्क्ष्यत–इति ताम–तमु काङ्क्षायाम्–घञ्, 'नोदात्तोपदेशस्य'ति निषेधस्य अनित्यत्वान्न वृद्धिनिषेध., ततश्च रस्यते इति रस–रस आस्वादने चुरादावदन्त –'एरच्', ताम च तत् रस च–तामरसम्–જે પાણીમા રહે છે અથવા જેને દેખતા જ લેવાની ઇચ્છા થાય છે તથા મધુર હોવાથી સ્વાદિષ્ટ પણ હોય છે, તેથી તામરસ–કમળ.

૧૧. सरसि भव–'तत्र भव' इत्यण्–જે લગભગ તળાવોમા થાય છે, તેથી સારસ–કમળ.

૧૨. सरस्या रोहति–'इगुपधे'ति क –જે નાની તળાવડીમા પણ થાય છે, તેથી સરસીરુહ–કમળ.

૧૩ बिसस्य–मृणालस्य प्रसून–पुष्पं–જે પોતાના છોડવાના કોમળ દાડાનું ફૂલ છે, તેથી બિસપ્રસૂન–કમળ

૧૪ केसराणा राजी अस्ति अस्य–'अन्येभ्योऽपि दृश्यते' इति व –જેમા કેસરાઓની પંક્તિ હોય છે, તેથી રાજીવ–કમળ

૧૫ पुष्णाति–पुष्टिं करोति–विस्फोटविसर्पादीन् विनाश्य, पुष पुष्टौ–'पुष कित्' (उणा ४–४) इति करन् प्रत्यय –વિસ્ફોટક, રતવા વગેરેનો નાશ કરી શરીરની જે પુષ્ટિ કરે છે, તેથી પુષ્કર–કમળ

૧૬ अम्भसि–रोहति, रुह धातो 'इगुपधे'ति क–જે પાણીમા ઊગે છે, તેથી અંભોરુહ–કમળ

કમળના ગુણો

कमलं शीतलं वर्ण्यं मधुरं कफपित्तजित्।
तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् ॥ ३ ॥
विशेषत सितं पद्मं पुण्डरीकमिति स्मृतम्।
रक्तं कोकनद ज्ञेय नीलमिन्दीवरं स्मृतम् ॥ ४ ॥
धवलं शीतल शीत मधुरं कफपित्तजित्।
तस्मादल्पगुणं किञ्चिदन्यद्रक्तोत्पलादिकम् ॥ ५ ॥

अन्वय –(अथ च गुणा –)कमल शीतल वर्ण्यं मधुर कफपित्तजित् तृष्णादाहास्रविस्फोटविषवीसर्पनाशनम् विशेषत सित पद्म 'पुण्डरीकम्' इति स्मृतम्, रक्तं 'कोकनद' ज्ञेयम्, नीलम् 'इन्दीवर' स्मृतम्। धवल शीतल शीत मधुर (सत्) कफपित्तजित् (अस्ति) तस्मात् अन्यत् रक्तोत्पलादिकं किंचित् अल्पगुण (भवति) ॥

કમળ ટાઢું, વર્ણને સારો કરનાર તથા મધુર હોઈ કફ, પિત્ત, તરસ, દાહ, લોહીનો બગાડ, વિસ્ફોટક, ઝેર તથા રતવાનો નાશ કરે છે. વિશેષે કરી ધોળું કમળ 'પુંડરીક'[1] કહેવાય છે. રાતું કમળ 'કોકનદ'[2] કહેવાય છે અને કાળું કમળ 'ઇંદીવર'[3] કહેવાય છે. ધોળું કમળ ટાઢું અને મધુર હોઈ કફ તથા પિત્તને મટાડે છે. તે સિવાયના બીજાં રાતાં કમળ વગેરે કમળો એથી કાંઈક ઓછા ગુણવાળાં હોય છે. ૩–૫

૧. पुण्डयति–भूषयति आत्मान श्वेतवर्णेन, सरः शोभया, वपुश्च जनस्य कफपित्तनाशनेन, पुडि भूषायाम्–'फर्फरीकादयश्च' (उणा. ४–२०) इत्यरीकन्–જે પોતાને ધોળા રંગથી શોભાવે છે, પોતાની શોભા વડે સરોવરને શોભાવે છે, તેમ જ કફ તથા પિત્તનો નાશ કરી માણસના શરીરને શોભીતું કરે છે, તેથી પુંડરીક–ધોળું કમળ

૨. कोकान्–चक्रवाकान् नदति–णद अव्यक्ते शब्दे–अन्तर्भावितण्यर्थात् 'मूलविभुजादित्वात्' क –જે ચક્રવાક પક્ષીઓને આનંદના શબ્દો કરાવે છે, તેથી કોકનદ–રાતું કમળ

૩ इन्दति परमम् ऐश्वर्यं प्राप्नोति–इदि परमैश्वर्ये–इन् (उणा ४–११८)–'कृदिकारात्०' इति ङीष्–इन्दी–लक्ष्मी, तस्या वरम्–इष्टम्–इन्दीवरम्–શ્રેષ્ઠ ઐશ્ર્વર્યને ધારણ કરતી લક્ષ્મીદેવીને વધારે વહાલું હોવાથી ઇન્દીવર–કાળું કમળ.

પદ્મિની–કમળના છોડનાં નામો

मूलनालदलोत्फुल्लफलैः समुदिता पुनः।
पद्मिनी प्रोच्यते प्राज्ञैर्बिसिन्यादि च सा स्मृता ॥

अन्वय –मूलनालदलोत्फुल्लफलैः समुदिता प्राज्ञैः पद्मिनी प्रोच्यते, सा च पुन बिसिन्यादि प्रोक्ता ॥

મૂળ, નાળ, પત્ર, પ્રફુલ્લિત પુષ્પ અને ફળ એ સઘળા અવયવોવાળું કમળનું જે ઝાડ તે જ પદ્મિની,[1] બિસિની,[2] નલિની,[3] અને કમલિની[4] ઇત્યાદિ નામોથી વિદ્વાનો વડે કહેવાય છે ૬

टीका-आदिशब्दात्पद्मिनी कमलिनीत्यादि-આદિ શબ્દથી નલિની, કમલિની વગેરે નામે સમજવાં. ૬

૧. पद्मानि सन्ति अस्याम्-'अत इनि.' नान्तत्वाद् ङीप्-જેમાં કમળો હોય છે, તે પદ્મિની-કમળનો છોડ.

૨. बिस-मृणालम् अस्ति अस्याम्-જેમાં કોમળ મૃણાલ-દાંડી હોય છે, તેથી બિસિની-કમળનો છોડ.

૩. नलिनानि-कमलानि सन्ति यस्याम्-જેમાં કમળો હોય છે, તેથી નલિની-કમળનો છોડ.

૪. कमलानि सन्ति अस्याम्-જેમાં કમળો હોય છે, તેથી કમલિની-કમળનો છોડ.

### પદ્મિની-કમળના છોડના ગુણો

पद्मिनी शीतला गुर्वी मधुरा लवणा च सा।
पित्तासृक्कफनुद्रूक्षा वातविष्टम्भकारिणी ॥ ७ ॥

अन्वय:-सा च पद्मिनी शीतला गुर्वी मधुरा लवणा रूक्षा (सती) वातविष्टम्भकारिणी पित्तासृक्कफनुत् (अस्ति)॥

તે પદ્મિની ઠંડી, ભારે મધુર, ખારી તથા રૂક્ષ હોઈ વાયુ તથા મળબંધને કરે છે અને પિત્ત, લોહીનો બગાડ તથા કફને મટાડે છે. ૭

### પદ્મિનીના અવયવોનાં નામો તથા ગુણો

संवर्तिका नवदलं बीजकोशस्तु कर्णिका।
किञ्जल्कः केसरः प्रोक्तो मकरन्दो रसः स्मृतः ॥
पद्मनालं मृणालं स्यात्तथा बिसमिति स्मृतम्।
संवर्तिका हिमा तिक्ता कषाया दाहतृड्प्रणुत् ॥ ९
मूत्रकृच्छ्रगुदव्याधिरक्तपित्तविनाशिनी।
पद्मस्य कर्णिका तिक्ता कषाया मधुरा हिमा ॥
मुखवैशद्यकृल्लघ्वी तृष्णास्रकफपित्तनुत्।
किञ्जल्कः शीतलो वृष्यः कषायो ग्राहकोऽपि सः ॥
कफपित्ततृषादाहरक्तार्शोविषशोथजित्।
मृणालं शीतलं वृष्यं पित्तदाहास्रजिद् गुरु ॥ १२
दुर्जरं स्वादुपाकं च स्तन्यानिलकफप्रदम्।
संग्राहि मधुरं रूक्षं शालूकमपि तद्गुणम् ॥ १३ ॥

अन्वय:-(पद्मिन्याः) नवदलं संवर्तिका, बीजकोशः तु कर्णिका, केसरः किञ्जल्कः प्रोक्तः, रसः मकरन्दः स्मृतः। पद्मनालं मृणालं स्यात् तथा बिसम् इति स्मृतम्। संवर्तिका हिमा तिक्ता कषाया (सती) दाहतृट्प्रणुत्, मूत्रकृच्छ्रगुदव्याधिरक्तपित्तविनाशिनी (अस्ति), पद्मस्य कर्णिका तिक्ता कषाया मधुरा हिमा लघ्वी (सती) मुखवैशद्यकृत् तृष्णास्रकफपित्तनुत् (भवति), किञ्जल्कः शीतलः वृष्यः कषायः (सन्) सः ग्राहकः अपि (अस्ति)। (तथा च) कफपित्ततृषादाहरक्तार्शोविषशोथजित् (भवति)। मृणालं शीतलं वृष्यं पित्तदाहास्रजित् गुरु दुर्जरं स्वादुपाकं संग्राहि मधुरं च रूक्षं (सत्) स्तन्यानिलकफप्रदम् (अस्ति)। शालूकम् अपि तद्गुणम् (भवति)॥

પદ્મિનીનાં નવાં પાંદડાંનું નામ સંવર્તિકા[1] છે. જેમાં કમળકાકડી થાય છે તે ભાગ-બીજકોશ કે કર્ણિકા[2] (દોડી) કહેવાય છે; પદ્મિનીનું કેસર[3] કિંજલ્ક[4] કહેવાય છે અને રસ મકરંદ[5] કહેવાય છે. પદ્મિનીનું નાળ મૃણાલ[6] અથવા બિસ[7] કહેવાય છે. સંવર્તિકા ટાઢી, કડવી તથા તૂરી હોઈ દાહ, તરશ, મૂત્રકૃચ્છ્ર, ગુદાના રોગ તથા રક્તપિત્તને મટાડે છે. કમળની ડોડી કડવી, તૂરી, મધુર, ટાઢી અને હલકી હોઈ મોઢાને સ્વચ્છ કરે છે, તરશ, લોહીનો બગાડ, કફ તથા પિત્તને મટાડે છે. પદ્મિનીનું કેસર ઠંડું, વીર્યને વધારનાર, તૂરું તથા ઝાડાને રોકનાર હોઈ કફ, પિત્ત, તરશ, દાહ, લોહીનો બગાડ, અરશ, ઝેર તથા સોજાને મટાડે છે. પદ્મિનીનું નાળ ઠંડું, વીર્યને વધારનાર, ભારે, માંડ પચે એવું, પાકમાં મધુર, ધાવણ વધારનાર, વાયુ તથા કફને કરનાર, ઝાડાને રોકનાર, મધુર અને રૂક્ષ હોઈ પિત્ત, દાહ તથા લોહીના બગાડને મટાડે છે. કમળના શાલૂકકંદમાં[8] પણ નાળના જેવા જ ગુણો છે. ૯-૧૩

૧. सम्यक् वर्तते, सम्-वृत्-कर्तरि ण्वुल्-टाप्-अत इत्वं च-જે ઉત્તમ પ્રકારનું હોય છે, તેથી સંવર્તિકા-કમળના છોડનું નવું પાંદડું-કુંપળ.

૨. कर्णस्य अलङ्कार इव-'कर्णललाटात्कन् अलङ्कारे' इति कन्, टाप्, इत्वं च-જે કાનના આભૂષણ જેવી હોય છે, તેથી કર્ણિકા-કમળનો બીજકોશ-દોડી.

૩. के-जले सरति-अच्-'हलदन्तात्'-इत्यलुक्-જે પાણીમાં સરે છે-રેલાય છે, તેથી કેસર.

૪. किंचित् जलति-अपवारयति आत्मानम्-जल अपवारणे-बाहुलकात् क-જે પોતાને કંઈક છુપાવે છે-ઢાંકે છે, તેથી કિંજલ્ક-કેસર.

૫. मकरम् अपि द्यति-अवखण्डयति कामजनकत्वात्, दो अवखण्डने-'आतोऽनुपसर्गे क'-पृषोदरादि, यद्वा मकरमपि अन्दति-बध्नाति, अदि बन्धने-कर्मण्यण्-पाकन्यादि-જે મગરમચ્છને પણ ખંડિત કરે છે-બેભાન બનાવે છે; અથવા મગરને પણ બાંધે છે-થંભાવી દે છે-એવો જે કામોદ્દીપક હોય છે, તેથી

મકરંદ–પુષ્પરસ

૬. મૃણ્યતે–હિંસ્યતે સ્વલ્પેનાપિ સમર્દેન અતિકોમલત્વાત્, મૃણ હિંસાયામ્ 'તમિવિશિવિડિમૃણિ.' ઇતિ કાલન્ (ઉણા. ૧-૧૧૮)–જે અતિશય થોડું મસળવાથી પણ નાશ પામે છે, ચીમળાઈ જાય છે, એવું અતિશય કોમળ હોય છે, તેથી મૃણાલ–કમળનાળ.

૭. વિસતિ–પ્રેરયતિ સ્વાત્મન ઉપયોગાર્થે જનાન્ વૃષ્યત્વાદિગુણયુક્તત્વાત્–જે વીર્યવર્ધક આદિ ગુણવાળું હોવાથી પોતાનો ઉપયોગ કરવા લોકોને પ્રેરણા કરે છે, તેથી બિસ–કમળનાળ.

૮. શાલતિ–સંવૃણોતિ ચલતિ વા ભુવિ ચ–શાલ ચલનસંવરણયોઃ–'શલિમણિડભ્યામૂકણ્' (ઉણા. ૪-૪૨) ણિત્વાદ્ વૃદ્ધિ–જે જમીનમાં પોતાને ઢાંકે છે અથવા ચાલે છે–તે શાલૂક–કમળકંદ.

**સ્થલકમળના છોડનાં નામો તથા ગુણો**

**પદ્મચારિણ્યતિચરાઽવ્યથા પદ્મા ચ શારદા।**
**પદ્માનુષ્ણા કટુસ્તિક્તા કષાયા કફવાતજિત્।**
**મૂત્રકૃચ્છ્રાશ્મશૂલઘ્ની શ્વાસકાસવિષાપહા ॥૧૪॥**

અન્વય–પદ્મચારિણી અતિચરા અવ્યથા પદ્મા ચ શારદા (ઇતિ નામાનિ, ગુણાસ્તુ–) પદ્મા અનુષ્ણા કટુ તિક્તા કષાયા (સતી) કફવાતજિત્ મૂત્રકૃચ્છ્રાશ્મશૂલઘ્ની શ્વાસકાસવિષાપહા (અસ્તિ)॥

પદ્મચારિણી[1], અતિચરા,[2] અવ્યથા,[3] પદ્મા,[4] અને શારદા[5] એટલાં સ્થલકમળના છોડનાં સંસ્કૃત નામો છે. તે છોડ ગરમ નથી, પણ તીખો, કડવો અને તૂરો હોઈ કફ, વાયુ મૂત્રકૃચ્છ્ર, પથરી, શૂળ, શ્વાસ, ઉધરસ તથા ઝેરને મટાડે છે. ૧૪

૧. પદ્મે–પદ્મમ્ ઇવ ચરિતું શીલમસ્યા 'સુપ્યજાતૌ॰' ઇતિ ણિનિ–નાન્તત્વાદ્ ઙીપ્–જે ગુણોમાં કમળની પેઠે વર્તવાના સ્વભાવવાળી હોય છે, તેથી–પદ્મચારિણી–સ્થલકમળનો છોડ

૨. અતિશયેન ચરતિ–ચર ગતૌ, પચાદ્યચ્–જે ખૂબ જ ચાલે છે, તેથી અતિચરા–સ્થલકમળનો છોડ.

૩. ન વ્યથતે–બિભેતિ સંચલતિ વા શીતાતપાદિભ્યઃ–વ્યથ ભયસંચલનયોઃ–પચાદ્યચ્–જે ટાઢ, તડકો વગેરેથી ડરતી નથી કે ગભરાતી નથી, તેથી અવ્યથા–સ્થલકમળનો છોડ.

૪. પદ્માનિ સન્તિ અસ્યામ્–અર્શઆદ્યચ્, ટાપ્–જેમાં કમળો હોય છે, તેથી પદ્મા–સ્થલકમળનો છોડ

૫. શરદિ ભવં શારદં–શ્વેતપદ્મમ્ અસ્તિ અસ્યા–અર્શઆદ્યચ્–ટાપ્–જેમાં શરદ્ઋતુમાં થતું ધોળું કમળ થાય છે, તેથી શારદા–સ્થલકમળનો છોડ.

**પોયણાંનાં નામો તથા ગુણો**

**શ્વેતં કુવલયં પ્રોક્તં કુમુદં કૈરવં તથા।**
**કુમુદં પિચ્છિલં સ્નિગ્ધં મધુરં હ્લાદિ શીતલમ્ ॥**

અન્વય–શ્વેતં કુવલયં કુમુદં તથા કૈરવં પ્રોક્તમ્, કુમુદં પિચ્છિલં સ્નિગ્ધં મધુરં (સત્) હ્લાદિ શીતલં (ભવતિ)॥

ધોળું પોયણું કુવલય,[1] કુમુદ[2] તથા કૈરવ[3] એ નામોથી કહેવાય છે. એ પોયણું ચીકણું, સ્નિગ્ધ તથા મધુર હોઈ સુખ આપનાર અને ઠંડું છે. ૧૫

૧. કૌ–પૃથિવ્યા વલય–કઙ્કણમિવ શોભાકરત્વાત્–જે શોભાને કરનારું હોઈ પૃથ્વીનું જાણે કંકણ કે કડું હોય તેવું લાગે છે, તેથી કુવલય–પોયણું.

૨. કૌ મોદતે–મુદ હર્ષે–'ઇગુપધે'તિ ક–જે પૃથ્વી પર આનંદ પામે છે, તેથી કુમુદ–પોયણું.

૩. કે–જલે રૌતિ–રુ શબ્દે–પચાદ્યચ્, યદ્વા કૈરવસ્ય–હંસસ્ય ઇદં પ્રિયમ્–ઇદમર્થે અણ્–જે પાણીમાં અવાજ કરે છે અથવા હંસને જે પ્રિય હોય છે, તેથી કૈરવ–પોયણું.

**કુમુદિની કે પોયણીનાં નામો તથા ગુણો**

**કુમુદ્વતી કૈરવિકા તથા કુમુદિનીતિ ચ।**
**સા તુ મૂલાદિસર્વાઙ્ગૈરુક્તા સમુદિતા બુધૈઃ।**
**પદ્મિન્યા યે ગુણાઃ પ્રોક્તાઃ કુમુદિન્યાશ્ચ તે સ્મૃતાઃ॥**

અન્વય–યા મૂલાદિસર્વાઙ્ગૈઃ સમુદિતા સા તુ બુધૈઃ કુમુદ્વતી કૈરવિકા તથા ચ કુમુદિની ઇતિ ઉક્તા, પદ્મિન્યા યે ગુણા પ્રોક્તા, તે ચ કુમુદિન્યા સ્મૃતા ॥

મૂળ આદિ સઘળા અવયવોથી સંયુક્ત પોયણાનો જે છોડ તે કુમુદ્વતી,[1] કૈરવિકા[2] તથા કુમુદિની[3] કહેવાય છે. ઉપર પદ્મિનીના જે ગુણો કહ્યા છે, તે જ ગુણો આ કુમુદિનીમાં પણ હોય છે. ૧૬

૧ કુમુદાનિ સન્તિ અસ્યા–'કુમુદનડવેતસેભ્યો ડ્મતુપ્'–'ઝય' ઇતિ વત્વમ્–'ઉગિતશ્ચે'તિ ઙીપ્–જેમાં પોયણાં થાય છે, તે એનો છોડ–કુમુદ્વતી

૨ કૈરવસ્ય–હંસસ્ય ઇયં પ્રિયા–ઇદમર્થેઽણ્–અણન્તાદ્ ઙીપ્–તત સ્વાર્થે કન્, 'ઙ્યાપોરિ'તિ હ્રસ્વશ્ચ–હંસને જે પ્રિય હોય છે, તેથી કૈરવિકા–કુમુદિની.

૩ કુમુદાનિ સન્તિ અસ્યામ્–'અત ઇનિ॰' નાન્તત્વાદ્ ઙીપ્–જેમાં પોયણાં હોય છે, તેથી કુમુદિની–પોયણી.

### જળ ઉપરના વેલા તથા શેવાળનાં નામો તથા ગુણો

वारिपर्णी कुम्भिका स्याच्छैवालं शैवलं च तत् ।
वारिपर्णी हिमा तिक्ता लघ्वी स्वाद्वी सरा कटुः ॥
दोषत्रयहरी रूक्षा शोणितज्वरशोषकृत् ॥ १७ ॥
शैवालं तुवरं तिक्तं मधुरं शीतलं लघु ।
स्निग्धं दाहतृषापित्तरक्तज्वरहरं परम् ॥ १८ ॥

अन्वय–वारिपर्णी कुम्भिका स्यात्, तत् शैवालं च शैवलं (तु अन्यत्), वारिपर्णी हिमा तिक्ता लघ्वी स्वाद्वी सरा कटु रूक्षा (सती) दोषत्रयहरी शोणितज्वरशोषकृत् (अस्ति), शैवालं तुवरं तिक्तं मधुरं शीतलं लघु स्निग्धं (सत्) परं दाहतृषापित्तरक्तज्वरहरम् (अस्ति) ॥

વારિપર્ણી[1] તથા કુંભિકા[2] એ જળ ઉપર પાંદડાંના જે વેલા થાય છે, તેનાં સંસ્કૃત નામો છે. શૈવાલ[3] અને શૈવલ[4] એ શેવાળનાં નામો છે. કુંભિકા ટાઢી, કડવી, હલકી, મધુર, મળને ખસેડનાર, તીખી, ત્રણે દોષને હરનાર અને રૂક્ષ હોઈ રુધિર, તાવ તથા શોષને કરનાર છે. તેમજ શેવાળ તૂરી કડવી, મધુર, ઠંડી, હલકી અને સ્નિગ્ધ હોઈ દાહ, તરશ, પિત્ત, લોહીનો બગાડ તથા તાવને અત્યંત મટાડે છે. ૧૭,૧૮

૧ वारिणि पर्णानि यस्या सा–'पाककर्णे' ति ङीप्–જેના પાંદડાં પાણી ઉપર થાય છે, તેથી અથવા वारि पिपर्ति–पृ पालनपूरणयो 'घापुवस्यज्यतिभ्यो न' (उणा ३–६) 'आतरिं'ति ङीप्–પાણી જેવું રક્ષણ કરે છે તથા પુષ્ટિ કરે છે, તેથી વારિપર્ણી–પાણી ઉપર થતો પાંદડાંનો વેલો.

૨ कुम्भ अस्ति अस्या –'अत इनिठनौ'–इति ठन्–ठस्यक, टाप्–પાણીનું પૂરણ અથવા ભરણપોષણ કરે છે, તે કુંભિકા–પાણી પર થતો પાણીનો વેલો

૩ जले शेते–तिष्ठति–'शीङो धुक् लक् वलच् वालन' (उणा ४–३८) तत स्वार्थे अण्–शैवाल –જે જળમાં રહે છે, તેથી શેવાળ

૪ शैवल–શબ્દની વ્યુત્પત્તિ પણ ઉપરના शैवाल પ્રમાણે છે.

### મોસમી ગુલાબનાં નામો

शतपत्री तरुण्युक्ता कर्णिका चारुकेसरा ।
महाकुमारी गन्धाढ्या लाक्षाकृष्णातिमञ्जुला ॥

अन्वय–शतपत्री तरुणी कर्णिका चारुकेसरा महाकुमारी गन्धाढ्या लाक्षाकृष्णा अतिमञ्जुला उक्ता ॥

શતપત્રી,[1] તરુણી,[2] કર્ણિકા,[3] ચારુકેસરા,[4] મહાકુમારી,[5] ગંધાઢ્યા,[6] લાક્ષાકૃષ્ણા[7] અને અતિમંજુલા[8] એ ગુલાબના સંસ્કૃત નામો છે. ૧૯

૧. शतं पत्राणि यस्या सा–जातित्वाद् ङीप्–જેને સો પાંખડીઓ હોય છે, તેથી શતપત્રી–ગુલાબ.

૨ तरति प्रथमे वयसि–'ग्रो रुच लो वा' (१–७४ उणा.) इतुनन् 'वयसि प्रथमे' इति ङीप्–જે જુવાનીમાં જ રહે છે, તેથી તરુણી–ગુલાબ.

૩. કમળની કર્ણિકા પ્રમાણે જ અહીં કર્ણિકા છે.

૪. चारु केसरा यस्या सा–જેના કેસરા સુંદર હોય છે, તેથી ચારુકેસરા–ગુલાબ.

૫. महती चासौ कुमारी–જે મોટી કુંવારકા હોય તેમ લાગે છે, તેથી મહાકુમારી–ગુલાબ.

૬. गन्धेन आढ्या–गन्धाढ्या–જે ગંધથી યુક્ત હોય છે, તેથી ગંધાઢ્યા–ગુલાબ.

૭. कृषति–विलिखति–आकर्षणं करोति चित्तादेति कृष्णा–कृष विलेखने–उणादिर्नक् प्रत्यय –टाप्, लक्ष्यते अनया शैत्यादि 'गुरोश्च हल' इत्य प्रत्यय –लाक्षा चासौ कृष्णा–સુગંધી હોવાથી ચિત્તનું જે આકર્ષણ કરે છે, તેમ જ છે, જેનાથી શીતળતા આદિ ગુણો જોવાય અથવા અનુભવાય તેથી લાક્ષાકૃષ્ણા–ગુલાબ

૮. अतिशयित मञ्जु गुण अस्ति अस्या –सिध्मादित्वात् लच्–જેનો ગુણ અતિશય સુંદર હોય છે, તેથી અતિમંજુલા–ગુલાબ.

### મોસમી ગુલાબના ગુણો

शतपत्री हिमा हृद्या ग्राहिणी शुक्रला लघु ।
दोषत्रयास्रजिद्वर्ण्या तिक्ता कट्वी च पाचनी ॥

अन्वय–शतपत्री हिमा हृद्या ग्राहिणी शुक्रला लघु वर्ण्या तिक्ता च पाचनी (सती) दोषत्रयास्रजित् (अस्ति) ॥

ગુલાબ ટાઢું, હૃદયને ગમે એવું, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, હલકું, વર્ણને સારો કરનાર, કડવું, તીખું અને પાચક હોઈ ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૦

### બટમોગરાનાં નામો તથા ગુણો

नैपाली कथिता तज्ज्ञैः सप्तला नवमालिका ।
वासन्ती शीतला लघ्वी तिक्ता दोषत्रयास्रजित् ॥

अन्वय–तज्ज्ञैः नैपाली सप्तला नवमालिका वासन्ती कथिता, (सा च) शीतला लघ्वी तिक्ता (सती) दोषत्रयास्रजित् (अस्ति) ॥

પંડિતોએ નૈપાલી[1], સપ્તલા,[2] નવમા

લિકા[૩] અને વાસંતી[૪] એટલાં બટમોગરા×નાં સંસ્કૃત નામો કહ્યાં છે. બટમોગરો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૧

૧. नेपालदेशे भवा–भवार्थे अण्, अण्णन्तत्वाद् ङीप्–જે નેપાળ દેશમાં થાય છે, તેથી નૈપાલી–બટમોગરો.

૨. सप्त पर्णानि मनोबुद्धीन्द्रियाणि वा लाति–आदत्ते सुगन्धयुक्तत्वात्, ला आदाने–'आतोऽनुपसर्गे क'–टाप्–જે સાત પાનવાળી હોય છે, અથવા સુગંધયુક્ત હોવાથી મન, બુદ્ધિ તથા પાંચ જ્ઞાનેંદ્રિયો એ સાતેને આકર્ષી લે છે, તેથી સપ્તલા–બટમોગરો.

૩. नवा–स्तुत्या माला यस्या सा–'शेषाद्वे'ति कप्–જેની માળા વખાણવા લાયક હોય છે, તેથી નવમાલિકા–બટમોગરો.

૪. वसन्ते पुष्यति–'कालात् साधुपुष्प्यत.' इत्यण्, अण्णन्तत्वाद् ङीप्–વસંતઋતુમાં જે ફાલે-ફૂલે છે, તેથી વાસંતી–બટમોગરો.

### લવારાનાં નામો તથા ગુણો

श्रीपदी षट्पदानन्ता वार्षिकी मुक्तबन्धना।
वार्षिकी शीतला लघ्वी तिक्ता दोषत्रयापहा।
कर्णाक्षिमुखरोगघ्नी तत्तैलं तद्गुणं स्मृतम् ॥२२॥

अन्वयः–श्रीपदी षट्पदा अनन्ता वार्षिकी मुक्तबन्धना (इति नामानि, गुणास्तु–) वार्षिकी शीतला लघ्वी तिक्ता (सती) दोषत्रयापहा कर्णाक्षिमुखरोगघ्नी (अस्ति), तत्तैलं तद्गुणं स्मृतम् ॥

શ્રીપદી,[૧] ષટ્પદા,[૨] અનંતા,[૩] વાર્ષિકી[૪] અને મુક્તબંધના[૫] એટલાં લવારાનાં સંસ્કૃત નામો છે. લવારો ટાઢો, હલકો અને કડવો હોઈ ત્રણે દોષ, કાનના રોગ, નેત્રના રોગ તથા મુખના રોગને મટાડે છે. લવારાના તેલમાં પણ એવા જ ગુણો હોય છે. ૨૨

૧ श्रिया पदम् यस्या–जातित्वाद् ङीप्–લક્ષ્મીનું કે શોભાનું જેમા સ્થાન હોય છે, તેથી શ્રીપદી–લવારો.

૨ षट् पादा यस्याः, यद्वा षण्णां–मनोबुद्धीन्द्रियाणां पद यस्यां–सुगन्धेनाकृष्टत्वात्–જેને ૭ મૂળિયાં હોય છે અથવા સુગંધને લીધે મન સહિત જ્ઞાનેંદ્રિયોનું જેમાં આકર્ષણ થઈ સ્થાન બને છે, તેથી ષટ્પદી–લવારો.

× ચક્રદત્તમાં બટમોગરાના તાજાં પાંદડાંનો રસ નરમ મસ ઉપર ચોપડવા તથા મોઢામાં ફોલ્લા પડ્યા હોય ત્યારે પાંદડાં વાપરવા ભલામણ કરી છે.

૩ न विद्यते अन्तो यस्या गुणानाम्–જેના ગુણોનો અંત કે પાર નથી તેથી, અનંતા–લવારો.

૪. वर्षासु भवा–'वर्षाभ्यष्ठक्'–ठस्येक, 'टिड्ढे'ति ङीप्–જે વર્ષાઋતુમાં થાય છે, તેથી વાર્ષિકી–લવારો.

૫ मुक्तं बन्धनं यस्या–જેનું બંધન અથવા ડીટું છૂટું હોય છે, તેથી મુક્તબંધના–લવારો.

### બે જાતની ચંબેલીનાં નામો તથા ગુણો

जातिर्जाती च सुमना मालती राजपुत्रिका।
चेतिका हृद्यगन्धा च सा पीता स्वर्णजातिका
जातीयुगं तिक्तमुष्णं तुवरं लघु दोषजित्।
शिरोऽक्षिमुखदन्तार्तिविषकुष्ठानिलास्रजित् ॥२४॥

अन्वय–जाति च जाती सुमना मालती राजपुत्रिका चेतिका च हृद्यगन्धा, सा च पीता स्वर्णजातिका (इति नामानि, गुणास्तु–) जातीयुग तिक्तम् उष्ण लघु (सत्) दोषजित् शिरोऽक्षिमुखदन्तार्तिविषकुष्ठानिलास्रजित् (अस्ति) ॥

જાતિ,[૧] જાતી,[૨] સુમના,[૩] માલતી,[૪] રાજપુત્રિકા,[૫] ચેતિકા[૬] અને હૃદ્યગંધા[૭] એટલાં ચંબેલીનાં સંસ્કૃત નામો છે. સ્વર્ણજાતિકા[૮] એ પીળા ફૂલવાળી ચંબેલીનું નામ છે. બંને ચંબેલી કડવી, ગરમ, તૂરી અને હલકી હોઈ દોષને જીતનાર તેમજ માથાના રોગ, નેત્રના રોગ, મુખના રોગ, ઝેર, કોઢ, વાયુ તથા લોહીના બગાડને મટાડે છે. ૨૪

૧ जायते–प्रादुर्भवति तिक्तादिगुणयुक्ता दोषजित् शिरोऽक्ष्यादिरोगहन्त्री चेति–जनी प्रादुर्भावे इत्यस्मात् 'क्तिच्क्तौ चे'ति कर्तरि क्तिच्, 'जनसने'त्यात्वम्, 'कृदिकारादक्तिन' इति वा ङीप्–જે કડવાશ વગેરે ગુણથી યુક્ત હોઈ દોષોનો તથા મસ્તક આંખ વગેરેના રોગોનો નાશ કરનાર તરીકે ઉત્પન્ન થાય છે, તેથી જાતિ–ચંબેલી.

૨. जाती–આ બીજું નામ પણ ઉપર પ્રમાણે.

૩. सुष्ठु मन्यते–ज्ञायते वैद्यै, मन ज्ञाने–असुन् (उणा. ४–१८९), यद्वा शोभनं मन अस्यां दोषजित्वात्, 'सुमनायाश्च पत्रेण' इति सुश्रुते दर्शनात् टाबन्तोऽपि–જેને વૈદ્યો બરાબર જાણે છે, તેથી અથવા દોષને જીતનારી હોવાથી જેના કારણે મન સારું રહે છે અથવા દરેકનું મન જેના વિષે સારા અભિપ્રાયવાળું છે, તેથી સુમના–ચંબેલી.

૪. मां–लक्ष्मीं लतति–वेष्टयति–लत सौत्रो वेष्टनार्थ, तस्माद् 'मूलविभुजादित्वात्' कः, गौरादि, यद्वा

मालं-क्षेत्रं वनं विष्णुं वा तनोति-'अन्येभ्योऽपि' इति टः જે શોભા અથવા લક્ષ્મીને વીંટાય છે-શોભાયમાન હોય છે, તેથી અથવા ક્ષેત્ર, કે વનનો વિસ્તાર પમાડે છે અથવા વિષ્ણુભગવાનને વરે છે, તેથી માલતી-ચંબેલી.

૫. राजचन्द्रस्य पुत्री इव-शिरोऽक्षिमुखादिरोग-नाशकरत्वात्-इवार्थे कन्, टाप्, ह्रस्वत्वं च-જે માથાના, આંખના તથા મોઢાં વગેરેના રોગનો નાશ કરનાર હોવાથી ગુણમાં જાણે ચંદ્રરાજની પુત્રી હોય તેવી છે, તેથી રાજપુત્રી-ચંબેલી.

૬. चेतयति-सम्यक् ज्ञापयति सौगन्धिकादिवान् स्वकीयान् गुणान्, चिती संज्ञाने-ण्यन्ताण्वुल्-टाप्-अत इत्वं च-સુગંધીપણું વગેરે પોતાના ગુણોને જે સારી રીતે જણાવે છે, તેથી ચેતિકા-ચંબેલી-જાઈ.

૭. हृदयस्य प्रियः हृद:-'हृदयस्य प्रिय' इति यत्, 'हृदयस्य हृल्लेखयद०' इति हृद् आदेशः, ततः-हृद्यः गन्धः यस्या सा-જેની ગંધ હૃદયને પ્રિય થાય છે, તેથી હૃદ્યગંધા-ચંબેલી જાઈ.

૧. स्वर्णमिव पीतपुष्पा जातिः, ततः स्वार्थे कन्, टाप्-સોના જેવા પીળા રંગનાં ફૂલવાળી ચંબેલી તે સ્વર્ણજાતિકા કહેવાય છે.

## બે જાતની જૂઈનાં નામો તથા ગુણો

यूथिका गणिकाम्बष्ठा सा पीता हेमपुष्पिका ।
यूथीयुगं हिमं तिक्तं कटुपाकरसं लघु ॥ २५ ॥
मधुरं तुवरं हृद्यं पित्तघ्नं कफवातलम् ।
व्रणास्रमुखदन्ताक्षिशिरोरोगविषापहम् ॥ २६ ॥

अन्वय.-यूथिका गणिका अम्बष्ठा (तथा) सा पीता हेमपुष्पिका (कथ्यते), यूथीयुगं हिमं तिक्तं कटुपाकरसं लघु मधुरं तुवरं हृद्यं (सत्) पित्तघ्नं कफवातलं व्रणास्रमुखदन्ताक्षिशिरोरोगविषापहम् (अस्ति)॥

યૂથિકા,[1] ગણિકા[2] અને અંબષ્ઠા[3] એટલાં જૂઈનાં સંસ્કૃત નામો છે. હેમપુષ્પિકા[4] એ પીળાં ફૂલવાળી જૂઈનું નામ છે. બન્ને જૂઈ ટાઢી, કડવી, પાકમાં તથા રસમાં તીખી, હલકી, મધુર, તૂરી અને મનને ગમે એવી હોઈ કફ, તથા વાયુને કરનાર અને વ્રણ, લોહીવિકાર, મુખના રોગ, દાંતના રોગ, નેત્રના રોગ, માથાના રોગ તથા ઝેરને મટાડે છે.

૧. यूथम् पुष्पाणाम् अस्ति अस्या -'अत इनिठनौ'-इति ठन्-इकादेश-टाप्-જેને ફૂલનાં ઝૂમખાં આવે છે, તેથી યૂથિકા-જૂઈ.

૨. गणः-पुष्पाणां गुच्छः अस्ति अस्याः-'अत इनि०' इति ठन्, इकादेशः, टाप्-અર્થ ઉપર પ્રમાણે; અથવા गणिका इव चित्ताऽऽकर्षकपुष्पयुक्तत्वात्-ચિત્તને આકર્ષે તેવાં સુગંધી પુષ્પોથી જાણે આકર્ષક વેશ્યા હોય તેવી જણાય છે, તેથી ગણિકા-જૂઈ.

૩. अम्बा इव तिष्ठति रक्षित्री व्रणादिरोगिणाम् 'सुपि स्थ' इति क, 'अम्बाम्बे'ति षत्वम्, 'ड्यापो'-रिति ह्रस्वत्वम्-વ્રણ આદિ રોગોવાળાનું રક્ષણ કરતી હોઈ જાણે તેમની માતા ઊભી હોય તેવી છે, તેથી અમ્બષ્ઠા-જૂઈ.

૪. हेम इव पीतं पुष्पं यस्याः सा-'पाककर्णे'ति ङीप्, कप्, ह्रस्वश्च-જેનું ફૂલ સોના જેવું પીળું હોય, તે હેમપુષ્પિકા સોનેરી-જૂઈ.

## ચંપાનાં નામો

चाम्पेयश्चम्पकः प्रोक्तो हेमपुष्पश्च स स्मृतः ।
एतस्य कलिका गन्धफलीति कथिता बुधैः ॥२७

अन्वयः-चाम्पेयः चम्पकः प्रोक्तः, स च हेमपुष्पः स्मृतः, बुधैः एतस्य कलिका गन्धफली इति कथिता ॥

ચાંપેય,[1] ચંપક[2] અને હેમપુષ્પ[3] એટલાં ચંપાનાં સંસ્કૃત નામો છે. વિદ્વાનોએ ચંપાની કળીનું નામ ગંધફલી[1] કહેલ છે. ૨૭

૧. चम्पाया अपत्यं पुमान्-'स्त्रीभ्यो ढक्'-અસલ કાળમાં પ્રથમ ચંપાનગરીમાં કે ચંપા નામની કોઈ સ્ત્રીથી ઉત્પન્ન થયેલ હોવાથી ચાંપેય-એટલે ચંપો.

૨. चम्पयति चम्प्यते वा विषादिनाशकत्वम्, चपि गत्याम् 'वुन्' (उणा. २-३२) ઝેર વગેરેનો નાશ કરવાપણું આદિ ગુણો ધારણ કરે છે, તેથી ચંપક-ચંપો.

૩. हेमवर्णं पुष्पम् अस्य, संज्ञायां कन्-જેનું ફૂલ સોના જેવા રંગનું હોય છે, તેથી હેમપુષ્પક-ચંપો.

૧. गन्धः फलं साध्यं यस्याः सा-'पाककर्णे'ति ङीप्-જેનું ફળ અથવા સાધ્ય ગંધ છે, તેથી ગંધફલી-ચંપાકળી.

## ચંપાના ગુણો

चम्पकः कटुकस्तिक्तः कषायो मधुरो हिमः ।
विषक्रिमिहरः कृच्छ्रकफवातास्रपित्तजित् ॥ २८ ॥

अन्वयः-चम्पकः कटुकः तिक्तः कषायः मधुरः हिमः (सन्) विषक्रिमिहरः कृच्छ्रकफवातास्रपित्तजित् (अस्ति)॥

ચંપો તીખો, કડવો, તૂરો, મધુર અને ટાઢો હોઈ વિષ, કૃમિ, મૂત્રકૃચ્છ્ર, કફ, વાતરક્તરોગ તથા પિત્તને મટાડે છે. ૨૮

### બોલસરીનાં નામો તથા ગુણો

बकुलो मधुगन्धश्च सिंहकेसरकस्तथा ।
बकुलस्तुवरोऽनुष्णः कटुपाकरसो गुरुः ।
कफपित्तविषश्वित्रकृमिदन्तगदापहः ॥ २९ ॥

अन्वयः–बकुलः मधुगन्धः तथा च सिंहकेसरकः (कथ्यते), बकुलः तुवरः अनुष्णः कटुपाकरसः गुरुः (सन्) कफपित्तविषश्वित्रकृमिदन्तगदापहः (अस्ति) ॥

બકુલ,[1] મધુગંધ[2] અને સિંહકેસરક[3] એટલાં બોલસરીનાં સંસ્કૃત નામો છે. બોલસરી તૂરી છે, ગરમ નથી, પાકમાં તીખા રસવાળી તથા ભારે હોઈ કફ, પિત્ત, ઝેર, શ્વિત્ર નામનો કોઢ, કૃમિ તથા દાંતના રોગને મટાડે છે. ૨૯

૧. बङ्कते–गच्छति कफपित्तविषघ्नत्वादिगुणविशेषं बकिर्गत्यर्थः भ्वादिः, तस्माद्–बाहुलकादुलच्, उणादिः, आगमशास्त्रस्य अनित्यत्वान्न नुम्, यद्वा उच्यते–वर्ण्यते कविभिः इति बकुलः, अत्र बवयोरैक्यं न मन्यते बहुभिर्वैयाकरणैः, केचिन्मन्यतेऽपि–જે કફ, પિત્ત, ઝેર વગેરેનો નાશ કરવાપણું વગેરે વિશેષ ગુણો ધારણ કરે છે, તેથી વકુલ અથવા બકુલ–બોલસરી.

૨. मधु–मधुरः गन्धः यस्य सः–જેની ગંધ મીઠી હોય છે, તેથી મધુગંધ–બોલસરી.

૩. सिंहसदृशाः केसराः सन्ति अस्य, संज्ञायां कन्, જેને સિંહના જેવા કેસરા હોય છે, તેથી સિંહકેસરક–બોલસરી.

### મોટી બોલસરીનાં નામો તથા ગુણો

शिवमल्ली पाशुपत एकाष्ठीलो बुको वसुः ।
बुकोऽनुष्णः कटुस्तिक्तः कफपित्तविषापहः ।
योनिशूलतृषादाहकुष्ठशोथास्रनाशनः ॥ ३० ॥

अन्वयः–शिवमल्ली पाशुपत एकाष्ठील बुक वसु (इति नामानि, गुणाश्च–) बुकः अनुष्णः कटुः तिक्तः (सन्) कफपित्तविषापहः योनिशूलतृषादाहकुष्ठशोथास्रनाशनः (अस्ति) ॥

શિવમલ્લી,[1] પાશુપત,[2] એકાષ્ઠીલ,[3] બુક[4] અને વસુ[5] એટલાં મોટી બોલસરીનાં સંસ્કૃત નામો છે. મોટી બોલસરી ગરમ નથી, પણ તીખી અને કડવી હોઈ કફ, પિત્ત, ઝેર, યોનિનું શૂળ, તરશ, દાહ, કોઢ, સોજા તથા લોહીના બગાડને મટાડે છે. ૩૦

૧. शिवप्रिया मल्ली–શિવને પ્રિય મોગરો ગણાય છે, તેથી શિવમલ્લી–મોટી બોલસરી.

૨. पशुपते–शिवस्य अयं प्रियः–इदमर्थेऽण्–જે શંકરને પ્રિય હોય છે, તેથી પાશુપત–બોલસરી.

૩. एकम् अस्थि इव कठिनं काण्डं लाति–'आतोऽनुपसर्गे कः'–सुषामादित्वात् षत्वं दीर्घत्वं च–જેને હાડકાં જેવું કઠણ એક ડાળું હોય છે, તેથી એકાષ્ઠીલ–મોટી બોલસરી.

૪. बाति–सुगन्धयुक्तो भवति, वा गतिगन्धनयोः–बाहुलकात् कुक्, बवुनोऽकारस्योत्वं वा, बवयोरैक्यं च–જે સુગંધયુક્ત હોવાથી બુક–મોટી બોલસરી.

૫. वस्ते–आच्छादयति कफं पित्तं योनिशूलादींश्च, वस आच्छादने–'शृस्वृस्निहित्रप्यसिवसि०' इति (उणा. १–१०) उ. प्रत्ययः–જે કફ, પિત્ત, યોનિશૂલ વગેરેને દાબી દે છે, તેથી વસુ–મોટી બોલસરી.

### કદંબનાં નામો તથા ગુણો

कदम्बः प्रियको नीपो वृत्तपुष्पो हलिप्रियः ।
कदम्बो मधुरः शीतः कषायो लवणो गुरुः ।
सरो विष्टम्भकृद्रूक्षः कफस्तन्यानिलप्रदः ॥ ३१ ॥

अन्वयः–कदम्बः प्रियकः नीपः वृत्तपुष्पः हलिप्रियः (इति नामानि, गुणाश्च–) कदम्बः मधुरः शीतः कषायः लवणः गुरुः सरः विष्टम्भकृत् रूक्षः (सन्) कफस्तन्यानिलप्रदः (अस्ति) ॥

કદંબ,[1] પ્રિયક,[2] નીપ,[3] વૃત્તપુષ્પ[4] અને હલિપ્રિય[5] એટલાં કદંબનાં સંસ્કૃત નામો છે. કદંબ મધુર, ટાઢો, તૂરો, ખારો, ભારે, મળને ખસેડનાર, અંગોને થંભાવી દેનાર અને રૂક્ષ હોઈ કફ, ધાવણ તથા વાયુને વધારનાર છે. ૩૧

૧. कदति–हिनस्ति बद्धकोष्ठतां सरत्वात्, कद हिंसार्थः सौत्रः, तस्मात् 'कृकदिकडि–' इति (उणा. ४–८२) अम्बच् प्रत्ययः–જે સારક હોવાથી કબજિયાતનો નાશ કરે છે, તેથી કદંબ.

૨. प्रीणाति–तर्पयति सुगन्धेन लोकान्, प्रीञ् तर्पणे, 'क्वुन् शिल्पिसंज्ञयोः' (उणा. २–३२), ततः स्वार्थे कन्–જે સુગંધથી લોકોને તૃપ્ત કરે છે, તેથી પ્રિયક–કદંબ.

૩. नयति–प्रापयति कफस्तन्यानिलान् माधुर्यादिगुणयुक्तत्वात्, णीञ् प्रापणे–'पानीविषिभ्यः पः' (उणा. ३–२३) बाहुलकाद् गुणाभावः–જે મધુરતા આદિ ગુણોવાળો હોવાથી કફ, ધાવણ તથા વાયુને વધારે છે, તેથી નીપ–કદંબ.

૪. वृत्तं पुष्पं यस्य सः–જેનું ફૂલ ગોળ હોય

છે, તેથી વૃત્તપુષ્પ-કદંબ.

૫. हलम् अस्ति अस्य आयुधमिति हली-बलदेवः, 'अत इनि०', तस्य हलिनः प्रियः सुराया अधिवासनात्-મદિરાને જે સુગંધી બનાવે છે, તેથી બળદેવજીને જે પ્રિય ગણાય છે; કેમકે કદંબની સુગંધવાળી મદિરા તેમને વધારે પ્રિય છે, તેથી હલિપ્રિય-કદંબ.

### કુંજડાનાં નામો તથા ગુણો

कुब्जको भद्रतरुणी बृहत्पुष्पोऽतिकेसरः।
महासहा कण्टकाढ्या नीलालिकुलसङ्कुला॥
कुब्जकः सुरभिः स्वादुः कषायानुरसः सरः।
त्रिदोषशमनो वृष्यः शीतहर्ता च स स्मृतः॥

अन्वय-कुब्जकः भद्रतरुणी बृहत्पुष्पः अतिकेसरः महासहा कण्टकाढ्या नीलालिकुलसकुला (इति नामानि, गुणास्तु-) कुब्जकः सुरभिः स्वादुः कषायानुरसः सरः त्रिदोषशमनः वृष्यः स च शीतहर्ता स्मृतः॥

કુબ્જક,[1] ભદ્રતરુણી,[2] બૃહત્પુષ્પ,[3] અતિકેસર,[4] મહાસહા,[5] કંટકાઢ્યા[6] અને નીલાલિકુલસંકુલા[7] એટલાં કુંજડાનાં સંસ્કૃત નામો છે. કુંજડો સુગંધી, મધુર, તૂરા રસને અનુસરનાર, ઝાડો લાવનાર, ત્રણે દોષને શમાવનાર, વીર્યને વધારનાર અને ટાઢને હરનાર કહેલ છે.

૧. कौ उब्जति-उब्ज आर्जवे-अच्, यद्वा कु-ईषत् उब्जम्-आर्जवम् अस्य, शकन्ध्वादि, संज्ञायां कन्-જેનું જમીન પર સરળપણું અથવા નમવાપણું હોય છે અથવા જમીન પર લગાર જે નમેલાપણું જણાવે છે, તેથી કુબ્જક-કુંજડો.

૨. भद्रा-भद्रदायिका चासौ तरुणी इव वृष्यत्वात्-જે વીર્યવર્ધક હોવાથી કોઈ ઉત્તમ પ્રકારની જાણે સ્ત્રી હોય તેવો છે, તેથી ભદ્રતરુણી-કુંજડો.

૩. बृहन्ति पुष्पाणि यस्य सः-જેનાં ફૂલ મોટાં થાય છે, તેથી બૃહત્પુષ્પ-કુંજડો.

૪. अतिशयिताः केसरा यस्य सः-જેનામાં કેસરા ઘણા જ હોય છે, તેથી અતિકેસર-કુંજડો.

૫. सहते इति सहा-षह मर्षणे-अच्, टाप्, महती चासौ सहा-'सन्महत्'-इति तत्पुरुषः, 'आन्महत-' इत्यात्वम्-જે ઘણું જ મસળવું વગેરે સહન કરી શકે છે, તેથી મહાસહા-કુંજડો.

૬. कण्टकैः आढ्या-કાંટાઓથી જે યુક્ત હોય છે, તેથી કંટકાઢ્યા-કુંજડો.

૭ नीलाश्च ते अलयः, तेषां कुलं-समुदायः, तेन संकुला-व्याप्ता सुगन्धयुक्तत्वात्-જે સુગંધદાર હોવાને લીધે કાળા ભમરાઓનાં ટોળાંઓથી વ્યાપ્ત હોય છે, તેથી નીલાલિકુલસંકુલા-કુંજડો.

### મોગરાનાં નામો તથા ગુણો

मल्लिका मदयन्ती च शीतभीरुश्च भूपदी।
मल्लिकोष्णा लघुर्वृष्या तिक्ता च कटुका हरेत्।
वातपित्तास्यदृग्व्याधिकुष्ठारुचिविषव्रणान्॥३४

अन्वय-मल्लिका मदयन्ती च शीतभीरुः च भूपदी (इति नामानि, गुणास्तु-) मल्लिका उष्णा लघुः वृष्या तिक्ता च कटुका (सती) वातपित्तास्यदृग्व्याधिकुष्ठारुचिविषव्रणान् हरेत्॥

મલ્લિકા,[1] મદયંતી,[2] શીતભીરુ[3] અને ભૂપદી[4] એટલાં મોગરાનાં સંસ્કૃત નામો છે. મોગરો ગરમ, હલકો, વીર્યને વધારનાર, કડવો અને તીખો હોઈ વાત, પિત્ત, મુખના રોગ, નેત્રના રોગ, કોઢ, અરુચિ, ઝેર તથા વ્રણને મટાડે છે. ૩૪

૧. मल्लति-धारयति सुगन्धम्, मल्ल धारणे-'सर्वधातुभ्य इन्' (उणा. ४-११८) कृदिकारादक्तिनः' इति वा ङीष्, स्वार्थे कन्, टाप्-જે સુગંધને ધારણ કરે છે, તેથી મલ્લિકા-મોગરો.

૨. मदं करोति-उष्णत्वाद् वृष्यत्वाच्च-'तत्करोति तदाचष्टे' इति णिजन्तान्नामधातोः शत्रन्ताद् 'उगितश्चे'ति ङीप्-જે ગરમ તથા વીર્યવર્ધક હોવાથી મદ અથવા કામોત્તેજના કરે છે, તેથી મદયન્તી-મોગરો.

૩. शीताद् बिभेति इत्येवंशीला. ञिभी भये-'भिय क्रुक्लुकनौ'-इति क्रु-ટાઢથી જે ડરે છે, એવા સ્વભાવનો હોય છે, તેથી શીતભીરુ-મોગરો.

૪. भुवि पदम् अस्याः सर्वपुष्पवृक्षेषु मुख्यत्वात्, गौरादि-પૃથ્વી પરનાં સર્વ ફૂલઝાડમાં જેનું મુખ્ય તરીકે સ્થાન છે, તેથી ભૂપદી-મોગરો.

### મધુમાધવીનાં નામો તથા ગુણો

माधवी स्यात्तु वासन्ती पुण्ड्रको मण्डकोऽपि च।
अतिमुक्तो विमुक्तश्च कामुको भ्रमरोत्सवः।
माधवी मधुरा शीता लघ्वी दोषत्रयापहा॥३५

अन्वय-माधवी तु वासन्ती पुण्ड्रकः मण्डकः अपि च अतिमुक्तः विमुक्तः च कामुकः च भ्रमरोत्सवः स्यात्, माधवी मधुरा शीता लघ्वी (सती) दोषत्रयापहा (अस्ति)॥

માધવી,[1] વાસંતી,[2] પુંડ્રક,[3] મંડક,[4] અતિમુક્ત,[5] વિમુક્ત,[6] કામુક[7] અને ભ્રમ-

રોત્સવ[૮] એટલાં મધુમાધવીના સસ્કૃત નામો છે મધુમાધવી મધુર, ટાઢી અને હલકી હોઈ ત્રણે દોષને મટાડે છે ૩૫

૧ મધૌ-वसन्ते पुष्यति-'फलात् साधुपुष्यत'-इत्यण्, अण्णन्ताद् ङीप्-જેને વસન્તઋતુમા ફૂલ આવે છે તેથી માધવી-મધુમાધવી

૨ वसन्ते पुष्यति-इत्यादि पूर्ववत् सर्व कार्यम्-વાસન્તી-અર્થ ઉપર પ્રમાણે

૩ पुण्डति-खण्डयति दोषत्रय माधुर्यादिगुण युक्तत्वात्-पुडि खण्डने 'स्फायि०' इति (उणा २-१३) रक्, स्वार्थे कन्-મધુરતા આદિ ગુણોને લીધે ત્રણે દોષોનો જે નાશ કરે છે, તેથી પુડ્રક-મધુમાધવી

૪ मण्डयति-भूषयति शरीर दोषत्रय दूरीकृत्य-मडि भूषायाम्-ण्वुल्-ત્રણે દોષોને દૂર કરી શરીરને જે સુશોભિત કરે છે, તેથી મડક-મધુમાધવી

૫ अतिक्रान्त मुक्ता शौक्ल्यात्-'अत्यादय'-इति तत्पुरुष-'गोस्त्रियोरि ति ह्रस्व, यद्वा मुक्तान्-विरक्तान् अतिक्रान्त -જે ધોળાશને લીધે મોતીથી પણ ચડિયાતી હોય છે અથવા વિરાગી-મુક્ત પુરુષોને જે વશ કરે છે, તેથી અતિમુક્ત-મધુમાધવી

૬ विशेषात् मुच्यते स्म विरक्तै-विपूर्वकाद् मुच्लृ मोक्षणे इत्यस्मात् कर्मणि क्त-ખાસ કરીને વિરક્ત પુરુષોએ જેને છોડી દીધેલ છે, તેથી વિમુક્ત-મધુમાધવી

૭ कामयते रागिजनान् इत्यवशील, कमु कान्तौ-'लषपतपद०'-इत्युकञ्-જે રાગવાળા-શોખીન લોકોને ઇચ્છે છે, એવો સ્વભાવ ધરાવે છે, તેથી કામુક-મધુમાધવી

૮ भ्रमराणाम् उत्सव इव-सुगन्धेन आनन्द प्रदत्वात्-જે સુગંધ વડે આનંદદાયી હોવાથી ભમરાઓનો જાણે ઉત્સવરૂપ છે તેથી ભ્રમરોત્સવ-મધુમાધવી

બે જાતના કેવડાનાં નામો તથા ગુણો

केतक सूचिकापुष्पो जम्बूक क्रकचच्छद ।
सुवर्णकेतकी त्वन्या लघुपुष्पा सुगन्धिनी ॥ ३६
केतक कटुक स्वादुर्लघुस्तिक्त कफापह ।
उष्णा तिक्तरसा ज्ञेया चक्षुष्या हेमकेतकी ॥ ३७॥

अन्वय-केतक सूचिकापुष्प जम्बूक क्रकच च्छद (कथ्यते) अन्या सुवर्णकेतकी तु लघुपुष्पा सुगन्धिनी (भाष्यते), केतक कटुक स्वादु, लघु तिक्त कफापह (अस्ति), हेमकेतकी उष्णा तिक्तरसा चक्षुष्या ज्ञेया॥

કેતક,[૧] સૂચિકાપુષ્પ,[૨] જબૂક[૩] અને કકચચ્છદ[૪] એટલાં કેવડાનાં સસ્કૃત નામો છે, તેમજ સુવર્ણકેતકી,[૧] લઘુપુષ્પા,[૨] અને સુગધિની[૩] એટલા પીળા ફૂલવાળા કેવડાનાં સસ્કૃત નામો છે. કેવડો તીખો, મધુર, હલકો, કડવો અને કફને મટાડનાર છે. તેમ જ પીળો કેવડો ગરમ, કડવા રસવાળો અને નેત્રને હિતકારી છે ૩૬,૩૭

૧ केतयन्ति-निवसन्ति कटुस्वादुप्रभृतयो गुणा अस्मिन् कित निवासे-वुन् (उणा० २-३२) केतक-જેમા તીખાશ મીઠાશ વગેરે ગુણો રહે છે, તેથી કેતક-કેવડો

૨ सूचिकासदृश पुष्प यस्य स-જેનુ ફૂલ સોય જેવુ અણીદાર હોય છે, તેથી સૂચિકાપુષ્પ-કેવડો

૩ जमति-अत्ति कफम्, जमु अदने-'उलूकादि' त्वात् (उणा० ४-४१) साधु-જે કફનો નાશ કરે છે તેથી જબૂક-કેવડો

૪ क्रकचतुल्यादछदा यस्य स-જેના પાંદડા કરવત જેવા હોય છે. તેથી કકચચ્છદ-કેવડો

૧ सुवर्णसदृशा केतकी-सुवर्णकेतकी-शाकपार्थिवादि-સોના જેવો પીળો કેવડો-સુવર્ણકેતકી-સોનેરી કેવડો કહેવાય છે

૨ लघु पुष्प यस्या सा-જેનુ ફૂલ નાનુ હોય છે તેથી લઘુપુષ્પા-સોનેરી કેવડો

૩ सुष्ठु गन्ध अस्या, अत इनि०'-मान्तत्वाद् ङीप्-જેનો ગધ સારો હોય છે, તેથી સુગધિની-સોનેરી કેવડો.

શમબાવળનાં નામો તથા ગુણો

किङ्किरातो हेमगौर पीतक पीतभद्रक ।
किङ्किरातो हिमस्तिक्त कषायश्च हरेदसौ ।
कफपित्तपिपासास्रदाहशोथवमिक्रिमीन् ॥ ३८ ॥

अन्वय-किङ्किरात हेमगौर पीतक पीतभद्रक (इति नामानि गुणास्तु-) किङ्किरात हिम तिक्त च कषाय (सन्) कफपित्तपिपासास्रदाहशोथवमिक्रिमीन् हरेत् ॥

કિકિરાત,[૧] હેમગૌર,[૨] પીતક[૩] અને પીતભદ્રક[૪] એટલા શમબાવળના સસ્કૃત નામો છે. શમબાવળ ટાઢો, કડવો અને તૂરો હોઈ કફ, પિત્ત, તરશ, લોહીનો બગાડ, દાહ, શોષ, ઊલટી તથા કૃમિને મટાડે છે ૩૮

૧ किञ्चित् किरति-क्षिपति चित्त रोगिणामिति किङ्किर-सुवर्णसदृशो वर्ण किपूर्वक-कॄ विक्षेपे-'इगुपधे'ति

क', क्त इत्वं रपरत्व च, किङ्किर–तादृशं वर्णम् अतति–सततं गच्छति पुष्पेषु, अत सातत्यगमने–कर्मण्यण्–જે શોખીન લોકોના ચિત્તને કંઈક આકર્ષે એવા મોના જેવા રંગને જે કાયમ ફૂલમાં ધારણ કરે છે, તેથી કિંકિરાત–રામબાવળ.

૨. हेम इव गौरः वर्ण. पुष्पेषु यस्य स–જેનાં ફૂલમાં સોના જેવો ઉજ્જ્વલ રંગ રહેલો હોય છે, તેથી હેમગૌર–રામબાવળ.

૩. पीतवर्णं कायति–प्रकाशते–कै धातोः 'सुपि स्थ' इत्यत्र योगविभागात् क–જે મોનેરી પીળા રંગનો પ્રકાશે છે, તેથી પીતક–રામબાવળ.

૪. पीतवर्णः सन्, यद्वा पीतश्चासौ भद्रश्च कफपित्तादि रोगिणाम्–જે પીળા રંગનો હોઈને અથવા જેને પીવો હોય તો કફ, પિત્ત, તરશ આદિથી પીડાતા રોગીઓને સુખ–કલ્યાણ કરે છે, તેથી પીતભદ્રક–રામબાવળ.

## પીળી કરેણનાં નામો તથા ગુણો

कर्णिकारः परिव्याधः पादपोत्पल इत्यपि ।
कर्णिकारः कटुस्तिक्तस्तुवरः शोधनो लघुः ।
रञ्जनः सुखदः शोथश्लेष्मास्रग्व्रणकुष्ठजित् ॥३९

अन्वय–कर्णिकार परिव्याधः पादपोत्पल इत्यपि (कथ्यते), कर्णिकारः कटु तिक्त तुवर शोधन लघु रञ्जन सुखद (सन्) शोथश्लेष्मास्रग्व्रणकुष्ठजित् (अस्ति) ॥

કર્ણિકાર,[1] પરિવ્યાધ[2] અને પાદપોત્પલ[3] એટલા પીળી કરેણના સંસ્કૃત નામો છે. પીળી કરેણ કડવી, તીખી, તૂરી, કોઠાને સાફ કરનાર, હલકી, રંગ આપનાર તથા સુખદાયી હોઈ સોજા, કફ, લોહીનો બગાડ, વ્રણ તથા કોઢને મટાડે છે. ૩૯

૧. कर्णिकाम् इयर्ति प्रथम यः पुष्पाणाम्–ऋ गतौ–कर्मण्यण्–જેનાં ફૂલોની પ્રથમ કળી થાય છે, તેથી કર્ણિકાર–પીળી કરેણ.

૨. परित. विध्यति शोथादीन् रोगान्, व्यध ताडने–'श्याद्व्यधा०' इति ण–જે સોજા વગેરે રોગોનો નાશ કરે છે, તેથી પરિવ્યાધ–પીળી કરેણ.

૩. द्रुमे उत्पल–तदाकार पुष्पं यस्य–જેના ઝાડમાં કમળના આકારનું ફૂલ થાય છે, તેથી દ્રુમોત્પલ–પીળી કરેણ.

## આસોપાલવનાં નામો તથા ગુણો

अशोको हेमपुष्पश्च वञ्जुलस्ताम्रपल्लवः ।
कङ्केलिः पिण्डपुष्पश्च गन्धपुष्पो नटस्तथा ॥४०॥
अशोकः शीतलस्तिक्तो ग्राही वर्ण्यः कषायकः ।
दोषापचीतृषादाहकृमिशोषविषास्रजित् ॥४१॥

अन्वय–अशोक हेमपुष्प वञ्जुल. ताम्रपल्लवः कङ्केलि पिण्डपुष्पः च गन्धपुष्पः तथा नटः (इति नामानि, गुणास्तु–) अशोक शीतल. तिक्त ग्राही वर्ण्य कषायक (सन्) दोषापचीतृषादाहकृमिशोषविषास्रजित् (अस्ति)॥

અશોક,[1] હેમપુષ્પ,[2] વંજુલ,[3] તામ્રપલ્લવ,[4] કંકેલિ,[5] પિંડપુષ્પ,[6] ગંધપુષ્પ,[7] અને નટ[8] એટલા આસોપાલવનાં સંસ્કૃત નામો છે. આસોપાલવ ટાઢો, તીખો, ઝાડાને રોકનાર, વર્ણને સારો કરનાર અને તૂરો હોઈ દોષ, અપચી નામનો રોગ, તરશ, દાહ, કૃમિ, શોષ, ઝેર તથા લોહીના બગાડને મટાડે છે. ૪૦,૪૧

૧. न विद्यते शोकः अस्मात् अपचीतृषादिपीडितानां तन्नाशकरत्वात्–અપચી, તૃષા આદિથી પીડા પામતા લોકોને જેનાથી શોક રહેતો નથી; કેમકે તે તે રોગોનો તેનાથી નાશ થાય છે, માટે અશોક–આસોપાલવ.

૨. हेमसदृश पुष्प यस्य स.–જેનું ફૂલ સોના જેના રંગનું હોય છે, તેથી હેમપુષ્પ–આસોપાલવ.

૩. वजति–गच्छति शीतलत्वादिगुणविशेष. वज गतौ–बाहुलकाद् उलच्, नुम् च–શીતલતા આદિ ખાસ ગુણોને જે ધારણ કરે છે, તેથી વંજુલ–આસોપાલવ.

૪. ताम्रवर्णानि पल्लवानि यस्य स–જેનાં કૂણાં પાંદડાં તાંબા જેવાં લાલ હોય છે, તેથી તામ્રપલ્લવ–આસોપાલવ.

૫. कङ्को–यम इव इलति–क्षिपति कृमिशोषविषादीन्, इल क्षेपे–तुदादि –'सर्वधातुभ्य इन्'–शकन्ध्वादि पृषोदरादिर्वा–કૃમિ, શોષ, ઝેર વગેરેનો યમરાજની પેઠે જે નાશ કરે છે, તેથી કંકેલિ–આસોપાલવ.

૬. पिण्ड इव संहत पुष्प यस्य स–જેનું ફૂલ પિંડ જેવું લાગેલું અથવા જોડાયેલું હોય છે, તેથી પિંડપુષ્પ–આસોપાલવ.

૭. गन्धयुक्तं पुष्प यस्य स–જેનું ફૂલ સુગંધવાળું હોય છે, તેથી ગંધપુષ્પ–આસોપાલવ.

૮. नटति–नृत्यति नर्तक इव, यद्वा नटति–हिनस्ति दोषशोषादीन्–नट नृत्तौ हिंसने च–पचाद्यच्–જે નૃત્ય કરનારની પેઠે નાચે છે અથવા દોષોનો તથા શોષ વગેરેનો જે નાશ કરે છે, તેથી નટ–આસોપાલવ.

### બાણપુષ્પનાં નામો તથા ગુણો

अम्लातोऽम्लाटन प्रोक्तस्तथाम्लातक इत्यपि ।
कुरण्टको वर्णपुष्प स एवोक्तो महासह ।
अम्लाटन कषायोष्ण स्निग्ध स्वादुश्च तिक्तक ॥४२॥

अन्वय –अम्लात अम्लाटन तथा अम्लातक इत्यपि प्रोक्त , स एव कुरण्टक वर्णपुष्प महासह उक्त । अम्लाटन कषायोष्ण स्निग्ध स्वादु च तिक्तक ( भवति ) ॥

અમ્લાત,[1] અમ્લાટન,[2] અમ્લાતક,[3] કુરંટક,[4] વર્ણપુષ્પ[5] અને મહાસહ[6] એટલાં બાણપુષ્પના સંસ્કૃત નામો છે. બાણપુષ્પ તૂરો, ગરમ, સ્નિગ્ધ, મધુર અને કડવો હોય છે. ૪૨

૧ न म्लायति–म्लै हर्षक्षय–बाहुलकात् कन्–उणादि – જે એકદમ કરમાતો નથી, તેથી અમ્લાત–બાણપુષ્પ

૨ न म्लायति–'सुपि स्थ' इत्यत्र सुपि इति योग विभागात् क, यद्वा 'अन्येष्वपि' इति ड, अम्ल सन् अटति–ल्युट्–જે કરમાય નહિ તેવો રહે છે, તેથી અમ્લાટન–બાણપુષ્પ

૩ अम्लात एव अम्लातक–स्वार्थे कन्–અર્થ પહેલા નામ પ્રમાણે

૪ कुर्यते–छिद्यते जनै उपयोगार्थं, कुर छेदने–बाहुलकात् अण्ट, तत स्वार्थे कन्–જેને લોકો ઉપયોગ માટે કાપે છે તેથી કુરંટક–બાણપુષ્પ

૫ वर्णयुक्त पुष्प यस्य स –જેનું ફૂલ રંગવાળું હોય છે, તેથી વર્ણપુષ્પ–બાણપુષ્પ

૬. महासह–નામની વ્યુત્પત્તિ તથા અર્થ કુબ્જકાના પાંચમા નામ પ્રમાણે છે

### ચાર જાતના કાંટાઅશેળિયાનાં નામો

सैरेयक श्वेतपुष्प सेरेय कटसारिका ।
सहाचर सहचर स च भिन्द्यपि कथ्यते ॥४३॥
कुरण्टकोऽत्र पीते स्याद्रक्ते कुरबक स्मृत ।
नीले बाणा द्वयोरुक्तो दास आर्तगलश्च स ॥४४॥

अन्वय –सैरेयक श्वेतपुष्प सैरेय कटसारिका सहाचर सहचर स च भिन्दी अपि कथ्यते। अत्र पीते कुरण्टक स्यात्, रक्ते कुरबक स्मृत, नीले बाणा द्वयो उक्त, स च दास आर्तगल (उक्त) ॥

સૈરેયક,[1] શ્વેતપુષ્પ,[2] સૈરેય,[3] કટસારિકા,[4] સહાચર,[5] સહચર[6] અને ભિંદી[7] એટલા કાંટાઅશેળિયા×ના સંસ્કૃત નામો છે. પીળો કાંટાઅશેળિયો કુરંટક[8] કહેવાય છે, રાતો કાંટાઅશેળિયો કુરબક[9] કહેવાય છે અને કાળો કાંટાઅશેળિયો બાણા,[10] દાસ[11] તથા આર્તગલ[12] કહેવાય છે. આ નામોમાં બાણા શબ્દ સ્ત્રીલિંગ તથા પુલિંગ પણ છે.

૧. सीरे–सूर्ययुक्तावरणाहितप्रदेशे भव, 'नद्यादिभ्यो ढक्', तत स्वार्थे कन्, यद्वा सीरस्यम सैर–सीराकारम् अर्हति, प्रत्ययस्तु ढक् एव–જ્યાં સૂર્ય આવતો હોય તેના ખુલ્લા પ્રદેશમાં જે થાય છે અથવા સૂર્ય જેવા આકારને ફૂલમાં ધારણ કરે છે અથવા જેના છોડનો આકાર હળ જેવો હોય છે, તેથી સૈરેયક–કાંટાઅશેળિયો

૨ श्वेत पुष्प यस्य स –જેનું ફૂલ ધોળું હોય છે, તેથી શ્વેતપુષ્પ–કાંટાઅશેળિયો

૩ सैरेय–નામની વ્યુત્પત્તિ તથા અર્થ પહેલા નામ પ્રમાણે છે

૪ कटम्–उत्कट सरति इत्येवशीला सुस्निग्धत्वात्–'सुप्यजातौ'ति णिनि, तत स्वार्थे कन्, टाप्–જે અતિશય સ્નિગ્ધપણાનો ગુણ આપે છે, તેથી કટસારિકા–કાંટાઅશેળિયો

૫. सह चरति–पचाद्यच्–'अन्येषामपी'ति दीर्घत्वम्–જે કોઈની સાથે કામ કરે છે તેથી સહાચર કાંટાઅશેળિયો

૬ ઉપર પ્રમાણે જ સહચર નામની વ્યુત્પત્તિ તથા અર્થ છે, ફક્ત દીર્ઘ થયેલ નથી

૭ भिन्दति–पीतरक्तनीलाद्यवयवान् प्राप्नोति भिदि अवयवे–औणादिक इन्–'कृदिकारादक्तिन' इति वा ङीप्–જે લાલ, પીળા, કાળા વગેરે રંગના અવયવો ધારણ કરે છે–તે તે જુદા જુદા રંગનો પણ થાય છે, તેથી ભિંદી–કાંટાઅશેળિયો

૮ कुरण्टक–નામની વ્યુત્પત્તિ તથા અર્થ ઉપર બાણપુષ્પના ચોથા નામ પ્રમાણે છે

૯ कुत्सित ईषद् वा रव अलीनामत्र, अल्पमकरन्दत्वात्–જેમાં પુષ્પરસ ઓછો હોય છે, તેથી ભમરાઓનો શબ્દ થોડો હોય છે અથવા બરાબર હોતો પણ નથી તેથી કુરબક–રાતો કાંટાઅશેળિયો

૧૦ वण्यते–शब्द्यते वर्ण्यते वा कविभि, वण शब्दे कर्मणि घञ्,–बवयोरैक्यम्–જેને કવિઓ વર્ણવે છે, તેથી બાણા અથવા બાણા–કાળો કાંટાઅશેળિયો

૧૧ दस्यते–नाश्यते कुष्ठादिरोगिणा कृते यो वैद्यै –

---

× કેટલાક વૈદ્યક ગ્રંથોમાં કાંટા અશેળિયાને કૌવત આપનાર, પાચનશક્તિ સુધારનાર અને તેના બીજને પાણીમાં પલાળવાથી ચીકાશવાળા થયેલા પાણીને ઉધરસ મટાડનાર ગણે છે

दसु उपक्षय-कर्मणि घञ्-કોઢિયા વગેરે રોગીઓના રોગો મગ ના વૈદ્યો જેનો નાશ કરે છે, તેથી દાસ-કાગો કાટાઅરોળિયો.

१२ आर्त्त इव गजति-स्रवति रस, सुस्निग्धत्वात्-गज क्षरण-पचाद्यच्-અતિ સ્નિગ્ધ હોવાથી જાણે દુખિયારો હોય તેમ રસ ઝરે છે, તેથી આર્તગલ-કાગો કાટાઅરોળિયો.

ચારે કાગઅશેળિયાના ગુણો.

सैरेय कुष्ठवातास्रकफकण्डूविषापह ।
तिक्तोष्णो मधुरोऽनम्ल सुस्निग्ध केशरञ्जन ॥४५॥

अन्वय-सैरेय तिक्तोष्ण मधुर अनम्ल सुस्निग्ध केशरञ्जन (तथा) कुष्ठवातास्रकफकण्डूविषापह (अस्ति)॥

કાગઅશેળિયો. તીખો, ગરમ તથા મધુર છે, ખાટો નથી તેમ જ સારી પેઠે સ્નિગ્ધ, કેશને રંગનાર અને કોઢ, વાતરક્ત નામનો રોગ, કફ, ચળ તથા ઝેરને મટાડે છે ૪૫

ડોલરના નામો તથા ગુણો.

कुन्द तु कथित माघ्य सदापुष्पं च तत्स्मृतम् ।
कुन्द शीत लघु श्लेष्मशिरोरुग्विषपित्तहृत् ॥४६॥

अन्वय-कुन्द तु माघ्य कथित तत् च सदापुष्प स्मृतम्, कुन्द शीत लघु (सत्) श्लेष्मशिरोरुग्विषपित्तहृत् (अस्ति)॥

કુંદ,[1] માઘ્ય[2] અને સદાપુષ્પ[3] એટલા ડોલરના સંસ્કૃત નામો છે ડોલર ટાઢુ અને હલકુ હોઈ કફ, માથાનું દરદ, ઝેર તથા પિત્તને મટાડનાર છે ૪૬

१ कु-भूमिं दायति द्यति वा-दैप् शोधने दो अव खण्डने वा- आतोऽनुपसर्गे कः इति क. यद्वा कुण्यते-शब्द्यते-वर्ण्यते कविभि सुन्दरदन्तानामुपमया सौरभ्यातिशयाच्च-कुण शब्दे- अह्रादयश्च' (उणा ४-९८) इति द -જે જમીનને સાફ કરે છે અથવા ખંડિત કરે છે, તેથી અથવા અતિશય સુગંધી હોવાથી કવિઓ જેને વર્ણવે છે તેમ જ સુંદર દાંતની ઉપમા દે છે તેથી કુન્દ-મોગરો.

२ माघे साधु 'तत्र साधु' इति यत्, यद्वा माघे भवं-दिगादिभ्यो यत् इति प्राग -જે માઘ માસમાં ઉત્તમ થાય છે તેથી માઘ્ય-મોગરો.

३ सदा-सर्वकाल पुष्प्यति पुष्प विकसने-पचाद्यच्-જે સર્વકાળ વિકસે છે, તેથી સદાપુષ્પ-મોગરો.

મુચુકુંદનાં નામો તથા ગુણો.

मुचुकुन्द क्षत्रवृक्षश्चित्रक प्रतिविष्णुक ।
मुचुकुन्द शिर पीडापित्तास्रविषनाशन ॥४७॥

अन्वय-मुचुकुन्द क्षत्रवृक्ष चित्रक प्रतिविष्णुक। (इति नामानि, गुणास्तु-) मुचुकुन्द शिर पीडापित्तास्रविषनाशन ॥

મુચુકુંદ,[1] ક્ષત્રવૃક્ષ,[2] ચિત્રક[3] અને પ્રતિવિષ્ણુક[4] એટલા મુચુકુંદ*ના સંસ્કૃત નામો છે મુચુકુંદ માથાના દરદને, પિત્તરક્ત કે રક્તપિત્ત રોગને તથા ઝેરને મટાડે છે ૪૭

१ मुचति सुगन्ध कुन्द इव-मुच्लृ मोक्षण-बाहुलकात् कु -उणादि -જે ડોલરની પેરે સુગંધ છોડે છે તેથી મુચુકુંદ

२ मुचुकुन्द इति क्षत्रनामकरो-वृक्ष -शाकपार्थिवादि-જે મુચુકુંદ નામના ક્ષત્રિયના નામે ઓળખાય છે તેથી ક્षत्रवृक्ष-मुचुकुन्द

३ चित्रम् चित्र इव वा कायति-कै शब्दे-'मय अपीति' इ -જે ચિત્રક પક્ષના નામે અથવા તેના જેવો પોતાને જણાવે છે તેથી ચિત્રક-મુચુકુંદ.

४ प्रतिकूलो विष्णुर्यस्य स -प्रतिविष्णु, प्रतिविष्णु-मुचुकुन्दनाम्ना कायति स्वात्मानम्-જેનાથી વિષ્ણુ વિરુદ્ધ હતા એટલે શ્રીકૃષ્ણ જેના શત્રુ હતા એવા મુચુકુંદ રાજાના નામે જે ઓળખાય છે, તેથી પ્રતિવિષ્ણુક-મુચુકુંદ

તિલકનાં નામો તથા ગુણો.

तिलक क्षुरक श्रीमान् पुरुषश्छिन्नपुष्पक ।
तिलक कटुक पाके रसे चोष्णो रसायन ॥
कफकुष्ठकृमीन् बस्तिमुखदन्तगदान् हरेत् ॥४८॥

अन्वय-तिलक क्षुरक श्रीमान् पुरुष छिन्नपुष्पक (इति नामानि, गुणास्तु-) तिलक पाके रसे च कटुक उष्ण रसायन (सन्) कफकुष्ठकृमीन् बस्तिमुखदन्तगदान् हरेत् ॥

તિલક[1], ક્ષુરક,[2] શ્રીમાન,[3] પુરુષ[4] અને છિન્નપુષ્પક,[5] એટલા તિલકના સંસ્કૃત નામો છે (આનું ગુજરાતી નામ કેટલાક તલખાવરડી કહે છે ) તિલક પાકમાં તથા તથા રસમાં તીખો, ગરમ અને રસાયન હોઈ કફ, કોઢ, કૃમિ, મૂત્રાશયના દરદ, મુખના રોગ તથા દાતના રોગને મટાડે છે ૪૮

१ तिलति-स्निग्धति कफकुष्ठादिरोगिणामुपरि, तथा रागनिवारणं कृत्वा-तिल स्नेहने-'बहुल शिल्पिसंज्ञयो'

* ચક્રદત્તમાં લખે છે કે આ ઝાડના ફૂલની ભૂકી ચોખાની કાંજીમાં વાટીને માથા ઉપર લેપવાથી આધાશીશી મટી જાય છે

इति ( उणा २-३२ ), यद्वा तिल इवेति इवार्थे कन्-કફ કોઢ, વગેરેના રોગીઓના તે તે રોગો દૂર કરી તેઓના પર જે સ્નેહ ધરાવે છે અથવા તલના છોડ જેવો જે થાય છે, તેથી તિલક કહેવાય છે.

૨ क्षुरति-विलिखति कफकुष्ठादीन्, क्षुर विलेखने-पूर्ववत् कुन् प्रत्यय-કફ, કોઢ વગેરેને જે ખોતરી કાઢે-મટાડે છે તેથી ક્ષુરક-તિલક

૩ श्री अस्ति अस्य-मतुप्-જેની શોભા સારી હોય છે, તેથી શ્રીમાન્-તિલક

૪. पुरति-अग्रे गच्छति सर्वपुष्पवृक्षाणां रसायनत्वात्-पुर अग्रगमने-'पुर कुषन्' (उणा ४-७४)-જે બધા ફૂલઝાડોમા અગ્રેસર ગણાય છે, કેમકે રસાયન છે, તેથી પુરુષ-તિલક

૫. छिन्नं पुष्पं यस्य स-જેનુ ફૂલ છેદાયેલુ-ચિરાએલું જ થાય છે, તેથી છિન્નપુષ્પક-તિલક

## બપોરિયાના નામો તથા ગુણો

बन्धूको बन्धुजीवश्च रक्तो माध्याह्निकोऽपि च ।
बन्धूकः कफकृद्ग्राही वातपित्तहरो लघुः ॥४९॥

अन्वय-बन्धूकः च बन्धुजीवः रक्तः अपि च माध्याह्निकः-( इति नामानि, गुणास्तु-) बन्धूकः कफकृत् ग्राही लघुः (सन्) वातपित्तहरः ( अस्ति ) ॥

બન્ધૂક,[1] બન્ધુજીવ,[2] રક્ત[3] અને માધ્યાહ્નિક[4] એટલા બપોરિયાના સંસ્કૃત નામો છે. બપોરિયો કફ કરનાર, દસ્તને રોકનાર અને હલકો હોઈ વાયુ તથા પિત્તને મટાડે છે ૪૯

૧ बध्नाति चित्तं सुन्दरपुष्पत्वात्, मलं चापि ग्राहित्वात्, बन्ध बन्धने-'उलूकादयश्च' (उणा ४-४१) इत्यूक प्रत्यय-જેનુ ફૂલ સુંદર હોવાથી લોકોના ચિત્તને આકર્ષે છે, તેથી અથવા ગ્રાહી ગુણવાળો હોવાથી ઝાડાને રોકે છે, તેથી બન્ધૂક-બપોરિયો

૨ बन्धु इव जीव-जलम् अस्य वायुपित्तहरं यद्वा बन्धुरिव जीवयति वातादिरोगिण-अच्-જેનુ પાણી વાયુ તથા પિત્તનો નાશ કરનાર હોવાથી રોગીને બન્ધુ જેવુ છે જેનુ પોતાનુ જીવન પણ પાણી છે, અથવા વાતપિત્તના રોગીઓને બન્ધુની પેઠે જે જિવાડે છે, તેથી બન્ધુજીવ-બપોરિયો

૩ रक्त वर्ण अस्ति अस्य पुष्पे-अर्शआद्यच्-જેના ફૂલમા રાતો રગ હોય છે, તેથી રક્ત-બપોરિયો

૪ अह्नः मध्य-मध्याह्न, मध्याह्ने भव -'कालाट्ठञ्'-બપોરના વખતે જેનુ ફૂલ ઉઘડે છે, માટે માધ્યાહ્નિક-બપોરિયો.

## જાસૂદના નામો તથા ગુણો

ओड्रपुष्पं जपा चाथ त्रिसन्ध्या सारुणासिता ।
जपा संग्राहिणी केश्या त्रिसन्ध्या कफवातजित् ५०

अन्वय-ओड्रपुष्पं जपा, अथ सा अरुणा असिता त्रिसन्ध्या ( कथ्यते ), जपा संग्राहिणी केश्या ( भवति ), त्रिसन्ध्या कफवातजित् ( अस्ति ) ॥

ઓડ્રપુષ્પ[1] અને જપા[2] એ જાસૂદનાં સંસ્કૃત નામો છે એ જાસૂદ ઝાડાને રોકનાર અને કેશને માટે સારી છે. જે જાસૂદ રાતા અને કાળા ફૂલવાળી થાય છે, તે ત્રિસન્ધ્યા[3] કહેવાય છે. એ જાસૂદ કફ તથા વાયુને મટાડે છે. ૫૦

૧ आ-ईषत् उनत्ति-क्लियति-उन्दी क्लेदने-'स्फायितञ्चि' ( उणा २-१३ ) इति रक्, बाहुलकाद् दस्य डत्वम्-ओड्रं पुष्पं यस्य-જેનુ ફૂલ લગાર ભીનું રહે છે, તેથી ઓડ્રપુષ્પ-જાસૂદ

૨ जपति-व्यक्तं वदति स्वकीयान् गुणान्, जप व्यक्तायां वाचि, अच्-टाप्, જે પોતાના ગુણોને સ્પષ્ટ જણાવે છે, તેથી જપા-જાસૂદ

૩ तिस्रः सन्ध्या अस्या पुष्पकाल-જેના પુષ્પનો સમય ત્રણે સંધ્યાઓ હોય છે, તેથી ત્રિસન્ધ્યા-રાતી અને કાળી-જાસૂદ

## રાતાં ફૂલવાળી જાસૂદનાં નામો તથા ગુણો

सिन्दूरी रक्तबीजा च रक्तपुष्पा सुकोमला ।
सिन्दूरी विषपित्तास्रतृष्णावान्तिहरी हिमा ॥५१॥

अन्वय-सिन्दूरी रक्तबीजा रक्तपुष्पा च सुकोमला ( इति नामानि, गुणास्तु-) सिन्दूरी हिमा विषपित्तास्रतृष्णावान्तिहरी ( अस्ति ) ॥

સિન્દૂરી,[1] રક્તબીજા[2], રક્તપુષ્પા[3] અને સુકોમલા[4] એટલા કેવળ રાતા ફૂલવાળી જાસૂદના સંસ્કૃત નામો છે એ જાસૂદ ટાઢી છે અને ઝેર, પિત્તરક્ત કે રક્તપિત્ત, તરશ તથા વમનને મટાડે છે. ૫૧

૧ स्यन्दते-प्रस्रवति शैत्यम्-स्यन्दू प्रस्रवणे-'स्यन्देः सम्प्रसारण च' ( उणा १-६८ ) इत्यरन् प्रत्यय, सम्प्रसारण च, जातित्वाद् ङीप्-જે શીતળતાને ઝરે છે, તેથી સિન્દૂરી, અથવા सिन्दूरसदृशो वर्ण अस्ति अस्या-अर्शआद्यच्-पूर्ववद् ङीप्-જેનો રંગ સિંદૂર જેવો લાલ હોય છે, તેથી સિંદૂરી-રાતી જાસૂદ

૨ रक्तं बीजं यस्या–જેનું બિયું લાલ હોય છે, તેથી રક્તબીજા-રાતી જાંબુ.

૩. रक्तं पुष्पं यस्या–જેનું ફૂલ રાતું હોય છે, તેથી રક્તપુષ્પા-રાતી જાંબુ.

૪ सुतरां कोमला–સુકોમલા–જે અતિશય કોમળ હોય છે, તેથી સુકોમલા રાતી-જાંબુ.

## અગથિયાનાં નામો તથા ગુણો

अथागस्त्यो वङ्गसेनो मुनिपुष्पो मुनिद्रुमः ।
अगस्तिः पित्तकफजिच्चातुर्थकहरो हिमः ।
रूक्षो वातकरस्तिक्तः प्रतिश्यायनिवारणः ॥५२॥

अन्वय–अथ अगस्त्य वङ्गसेन मुनिपुष्प मुनिद्रुम (इति नामानि, गुणास्तु–) अगस्ति हिम रूक्ष वातकर तिक्त (सन्) पित्तकफजित् चातुर्थकहर प्रतिश्यायनिवारण (अस्ति) ॥

અગસ્ત્ય,[1] વંગસેન,[2] મુનિપુષ્પ[3] અને મુનિદ્રુમ[4] એટલાં અગથિયાનાં સંસ્કૃત નામો છે અગથિયો ટાઢો, રૂક્ષ, વાયુ કરનાર, અને કડવો હોઈ પિત્ત, કફ, ચોથિયો તાવ તથા સળેખમને મટાડે છે ૫૨

૧ अग–विन्ध्याचलं स्त्यायति–स्तभ्नाति, स्त्यै–शब्द-संघातयोः–'आतोऽनुपसर्गे कः'–अगस्त्य इति मुनिनाम अस्ति अस्य तत्प्रियत्वात्, अगआयत्–વિંધ્યાચલને થંભાવી દેનાર અગસ્ત્ય ઋષિને પ્રિય હોવાથી તેમના નામે જે ઓળખાય છે, તેથી અગસ્ત્ય–અગથિયો.

૨ वङ्गमिव शुभ्र–सेना–पुष्पं यस्य स–જેનું ફૂલ કલઈ જેવું ધોળું હોય છે તેથી વંગસેન–અગથિયો.

૩ मुने–अगस्त्यस्य प्रियं पुष्पं यस्य स–જેનું ફૂલ અગસ્ત્ય મુનિને પ્રિય હતું, તેથી મુનિપુષ્પ–અગથિયો.

૪ मुने–अगस्त्यस्य प्रियः द्रुमः–અગસ્ત્ય મુનિને પ્રિય ઝાડ તરીકે કહેવાય છે, તેથી મુનિદ્રુમ–અગથિયો.

## કાળી તથા ધોળી તુલસીનાં નામો

तुलसी सुरसा ग्राम्या सुलभा बहुमञ्जरी ।
अपेतराक्षसी गौरी शूलघ्नी देवदुन्दुभिः ॥५३॥

अन्वय–तुलसी सुरसा ग्राम्या सुलभा बहुमञ्जरी अपेतराक्षसी गौरी शूलघ्नी देवदुन्दुभि (इति नामानि) ॥

તુલસી[1], સુરસા,[2] ગ્રામ્યા,[3] સુલભા,[4] બહુમંજરી,[5] અપેતરાક્ષસી,[6] ગૌરી[7], શૂલઘ્ની[8] અને દેવદુંદુભિ[9] એટલાં તુલસીનાં સંસ્કૃત નામો છે. ૫૩

૧. तुलाम्–उपमां सादृश्यं वा स्यति–क्षिपति–अस्यति–अनु क्षेपे–अच्–शकन्ध्वादि–गौरादित्व–જે પોતાની ઉપમા અથવા સરખામણીને દૂર કરે છે–એવી નથી, એવી અનુપમ હોવાથી–તુલસી

૨. सुष्ठु रसः यस्याः सा–જેનો રસ ઉત્તમ હોય છે, તેથી સુરસા–તુલસી

૩. ग्रामे भवा–भवार्थे–'ग्रामाद्यखञौ' इति य, यत्–જે ગામડામાં એટલે નિરાગી જમીનમાં જ ખાન થાય છે, તેથી ગ્રામ્યા–તુલસી.

૪. सुखेन लभ्यते–'ईषद्दुःसु' इति खल्, यत्–જે સુખેથી મળી શકે છે–મળવી સહેલી છે, તેથી સુલભા–તુલસી

૫ बह्व्यः मञ्जर्यः यस्याः सा–જેને ઘણી જ માંજર થાય છે, તેથી બહુમંજરી–તુલસી

૬. अपेता राक्षसा यस्माः राक्षससदृशानि पापानि यस्या दर्शनात्–गौरादि–જેના દર્શનથી રાક્ષસો અને રાક્ષસો જેવાં પાપો જતા રહે છે, તેથી અપેતરાક્ષસી–તુલસી

૭ गौरः वर्णः अस्ति अस्याः, अर्शआद्यच्, गौरादि–જેનો રંગ ધોળો હોય છે, તેથી ધોળી તુલસી ગૌરી કહેવાય છે

૮. शूलं हन्ति–'अमनुष्यकर्तृके चे'ति हन्तेष्टक्–'गमहने'त्युपधालोप, 'होहन्तेरि'ति कुत्वं, टित्वाद् ङीप्–જે શૂળ રોગનો નાશ કરે છે, તેથી શૂલઘ્ની–તુલસી

૯ देवानां दुन्दुभिरिव हर्षप्रदत्वात्–દેવોને જે આનંદદાયક છે, તેથી તેમની જાણે નોબત અથવા નગારું હોય તેવી ગણાય છે, તેથી દેવદુંદુભિ–તુલસી

## કાળી તથા ધોળી તુલસીના ગુણો

तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्तकृत् ।
दीपनी कुष्ठकृच्छ्रास्रपार्श्वरुक्कफवातजित् ॥
शुक्ला कृष्णा च तुलसी गुणैस्तुल्या प्रकीर्तिता ॥५४

अन्वय–(गुणास्तु–) तुलसी कटुका तिक्ता हृद्या उष्णा दीपनी (सती) दाहपित्तकृत्, कुष्ठकृच्छ्रास्रपार्श्वरुक्कफवातजित् (अस्ति), शुक्ला च कृष्णा तुलसी गुणैः तुल्या प्रकीर्तिता ॥

તુલસી તીખી, કડવી, હૃદયને ગમે એવી અને ગરમ તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ દાહ, પિત્ત, કોઢ, મૂત્રકૃચ્છ્ર, લોહીનો બગાડ, પડખાની પીડા, કફ તથા વાયુને મટાડે છે ધોળી તથા કાળી તુલસી ગુણોમાં સરખી જ કહી છે ૫૪

## મરવાનાં નામો

मरुवकोऽसौ मरुवको मरुन्मरुरपि स्मृतः ।
फणी फणिज्झकश्चापि प्रस्थपुष्पः समीरणः ॥५५॥

अन्वय –असौ मारुत मरुवक मरुत् मरु अपि स्मृत, अपि च फणी फणिज्झक प्रस्थपुष्प समीरण (कथ्यते)॥

મારુત,[1] મરુબક,[2] મરુત,[3] મરુ,[4] ફણી,[5] ફણિજ્જક,[6] પ્રસ્થપુષ્પ[7] અને સમીરણ[8] એટલા મરવાના સંસ્કૃત નામો છે. ૫૫

૧. मरुत अय सम्बन्धी, तदुत्पादकत्वात्–इदमर्थेऽण् –આ મરવો વાયુકારક હોવાથી વાયુના સંબંધવાળો છે, તેથી મારુત કહેવાય છે

૨. मरौ–निर्जलप्रदेशे वाति–गच्छति, वा गतिगन्धनयो –'क्वुन्' (उणा. २–३२)–बवयोरैक्यम्–જે નિર્જળ પ્રદેશમાં થાય છે, તેથી મરુબક–મરવો

૩. म्रियन्त अनेन वृश्चिकादिविषाणि–'मृग्रोरुति' (उणा १–९४)–જેના ઉપયોગથી વીંછી વગેરેના ઝેર નાશ પામે છે, તેથી મરુત–મરવો

૪. म्रियन्त अनेन वृश्चिकादिविषश्लेष्मवातादय, 'मृमृशी.' (उणा १–७)–જેના ઉપયોગથી વીંછી વગેરેનું ઝેર તથા કફ, વાયુ વગેરે નાશ પામે છે, તેથી મરુ–મરવો

૫ फणा –सर्पफणासदृशपत्राणि सन्ति अस्य–व्रीह्यादित्वात् इन्, अदन्तत्वे तु 'अत इनि॰'–જેને સર્પની ફેણ જેવા પાંદડા હોય છે, તેથી ફણી–મરવો.

૬ फणा जात इव अस्मात्–फणातुल्यपत्रत्वात्, यद्वा फणी उज्झक–दूराद् वर्जक अस्य, तद्विषघ्नत्वात् उभौ पृषोदरादौ–જેના પાંદડા સર્પની ફેણ જેવા હોય છે, તેથી જેમાંથી જાણે સાપ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે, તેથી અથવા સર્પના ઝેરનો નાશ કરનાર હોવાથી જેને સાપ દૂરથી છોડે છે–જેની પાસેથી સાપ દૂર નાસે છે, તેથી ફણિજ્જક–મરવો.

૭ प्रस्थे–पर्वतादिशिखरे पुष्प्यति, पुष्प विकसने, पचाद्यच्–પર્વત વગેરેના શિખર ઉપર અથવા બહુ ઓછા પાણીવાળા પ્રદેશ પર જે ફાલે છે, તેથી પ્રસ્થપુષ્પ–મરવો

૮. सम्यक् ईरयति जाठर वह्निं तीक्ष्णोष्णत्वादग्निप्रदत्वाच्च, नन्द्यादित्वात् ल्यु.–જે તીક્ષ્ણ તથા ગરમ છે તથા અગ્નિપ્રદાયક છે, તેથી જઠરાગ્નિને જે બરાબર પ્રેરે છે, માટે સમીરણ–મરવો

### મરવાના ગુણો

मरुदग्निप्रदो हृद्यस्तीक्ष्णोष्ण पित्तलो लघुः।
वृश्चिकादिविषश्लेष्मवातकुष्ठकृमिप्रणुत्।
कटुपाकरसो रुच्यस्तिक्तो रूक्ष सुगन्धिकः॥५६॥

अन्वय –मरुद् अग्निप्रद हृद्य तीक्ष्णोष्ण पित्तल लघु (सन्) वृश्चिकादिविषश्लेष्मवातकुष्ठकृमिप्रणुत् कटुपाकरस रुच्य तिक्त रूक्ष सुगन्धिक (अस्ति)॥

મરવો અગ્નિ કરનાર, હૃદયને ગમે એવો, તીક્ષ્ણ, ગરમ, પિત્ત કરનાર અને હલકો હોઈ વીંછી આદિનાં ઝેર, કફ, વાયુ, કોઢ અને કૃમિનો નાશ કરનાર છે; પાકમાં કડવો, રુચિ ઉપજાવનાર, તીખો, રૂક્ષ અને સુગંધી છે. ૫૬

### ડમરાનાં નામો

उक्तो दमनको दान्तो मुनिपुत्रस्तपोधन.।
गन्धोत्कटो ब्रह्मजटो विनीतः फलपत्रक ॥५७॥

अन्वय –दमनक दान्त मुनिपुत्र तपोधन गन्धोत्कट ब्रह्मजट विनीत फलपत्रक उक्त ॥

દમનક[1], દાંત,[2] મુનિપુત્ર,[3] તપોધન,[4] ગંધોત્કટ,[5] બ્રહ્મજટ,[6] વિનીત[7] અને ફલપત્રક[8] એટલા ડમરાના સંસ્કૃત નામો છે ૫૭

૧. दमयति भूतप्रेतविषादीन्, दमु उपशमे–ण्यन्ताद् नन्द्यादेर्ल्यु, तत स्वार्थे कन्–જે ભૂતપ્રેત તથા ઝેર વગેરેનો નાશ કરે છે, તેથી દમનક–ડમરો

૨ दमयति–उपशमयति कुष्ठकण्ड्वादीन्, दमु उपशमे–कर्तरि क्त–'वा दान्तशान्त॰' इति सूत्रेण णिजन्तो निष्टान्तो निपातित –કોઢ, ખેળ વગેરેનો જે નાશ કરે છે, તેથી દાન્ત–ડમરો

૩ मुने पुत्र इव हृद्यत्वात् विषादिनाशकत्वाच्च–હૃદયને ગમે એવો અને ઝેર વગેરેનો નાશ કરનાર હોવાથી જાણે કોઈ મુનિનો પુત્ર હોય તેવો છે, તેથી મુનિપુત્ર–ડમરો

૪ विषादिपीडितानां पीडानाशकत्वरूप तप एव धन यस्य स –ઝેર વગેરેથી પીડા પામતા લોકોની પીડાનો નાશ કરવો, એ રૂપી તપ જેનું ધન અથવા સર્વસ્વ છે, તેથી તપોધન–ડમરો.

૫. गन्धेन उत्कट –उग्र –उत्तमो वा–જેની ગંધ ઉત્કટ, ઉગ્ર અને ઉત્તમ હોય છે, તેથી ગન્ધોત્કટ–ડમરો

૬ ब्रह्मणो जटा इव सहतत्व यस्य स –બ્રહ્મનિષ્ઠની જટા જેવું ગીચપણું અથવા ઝૂંડ જેને હોય છે, તેથી બ્રહ્મજટ–ડમરો

૭ विनीयते स्म विषकुष्ठादिनाशनार्थं जनै, विपूर्वकाद् णीञ् प्रापणे इत्यस्मात् कर्मणि क्त –ઝેર, કોઢ વગેરેનો નાશ કરવા લોકો જેને ખાસ લઈ જાય છે, તેથી

વિનીત-ડમરો.

૮. कमनि-मनोहराणि पुष्पाणि च पत्राणि यस्य स -'मेपार्' विभार्दे'ति वन्-જેનાં પાંદડાં મનોહર તથા વીર્યવર્ધક છે, તેથી કલપત્રક-ડમરો.

### ડમરાના ગુણો

दमनस्तुवरस्तिक्तो हृद्यो वृष्यः सुगन्धिकः ।
ग्रहनुद्विषकुष्ठास्रक्लेदकण्डूत्रिदोषजित् ॥ ५८ ॥

अन्वय-दमनः तुवरः तिक्तः हृद्यः वृष्यः सुगन्धिकः ग्रहनुत् विषकुष्ठास्रक्लेदकण्डूत्रिदोषजित् ( अस्ति ) ॥

ડમરો તૂરો, તીખો, હૃદયને ગમે એવો, વીર્યને વધારનાર તથા સુગંધી હોઈ ભૂતપ્રેત, ઝેર, કોઢ, લોહીનો બગાડ, શરીરની ભીનાશ, ચેળ તથા ત્રણે દોષને મટાડનાર છે. ૫૮

### તુલસીની જાત-બર્બરીનાં નામો તથા ગુણો

बर्बरी तुवरी तुङ्गी खरपुष्पाऽजगन्धिका ।
पर्णासस्तत्र कृष्णे तु कठिञ्जरकुठेरकौ ॥ ५९ ॥
तत्र शुक्लेऽर्जकः प्रोक्तो वटपत्रस्ततोऽपरः ।
बर्बरीत्रितयं रूक्षं शीतं कटु विदाहि च ॥ ६० ॥
तीक्ष्णं रुचिकरं हृद्यं दीपनं लघुपाकि च ।
पित्तलं कफवातास्रकण्डूकृमिविषापहम् ॥ ६१ ॥

अन्वय.-बर्बरी तुवरी तुङ्गी खरपुष्पा अजगन्धिका पर्णासः (कथ्यते) । तत्र कृष्णे तु कठिञ्जरकुठेरकौ ( इति नामद्वयं प्रयुज्यते ), तत्र शुक्ले अर्जकः, ततः अपरः वटपत्रः प्रोक्तः । बर्बरीत्रितयं रूक्षं शीतं कटु विदाहि च तीक्ष्णं रुचिकरं हृद्यं दीपनं च लघुपाकि ( सत् ) पित्तलं कफवातास्रकण्डूकृमिविषापहम् ( अस्ति ) ॥

બર્બરી,[1] તુવરી,[2] તુંગી,[3] ખરપુષ્પા,[4] અજગંધિકા[5] અને પર્ણાસ[6] એટલાં બર્બરી નાં સંસ્કૃત નામો છે; પરંતુ કાળી બર્બરી કઠિંજર[7] અને કુઠેરક[8] કહેવાય છે. ધોળી બર્બરી અર્જક[9] કહેવાય છે અને ત્રીજી જાતની બર્બરી વટપત્ર[10] કહેવાય છે. ત્રણે બર્બરી રૂક્ષ, ટાઢી, કડવી, દાહ કરનાર, તીક્ષ્ણ, રુચિ ઉપજાવનાર, હૃદયને ગમે એવી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાકમાં હલકી અને પિત્ત કરનાર હોઈ કફ, વાતરક્ત રોગ, ચળ, કૃમિ તથા ઝેરને મટાડે છે. ૫૯-૬૧

૧. बर्वति-अतिशयं स्वीकरोति विविधान् गुणान्-बृभ् धरणे-यद्बुलान्तात् पचाद्यच्-गौरादि-ङीष्-बर्बरीत्यन् બર્બરી-જે અનેક જાતના ગુણોને અતિશય સ્વીકારે છે, તેથી બર્બરી-તુલસીની એક જાત.

૨. तुवर गुणः अस्ति अस्या -अर्शआद्यच्-गौरादि, यद्वा तवीति-हिनस्ति कफवातविषादीन्-तु' सौत्रो हिंसार्थ-'छित्वरछत्वर.' (उणा. ૩-૧) इत्यादिना ष्वरच्-જેનો રસ કંઈક તૂરો હોય છે, તેથી અથવા કફ, વાયુ, ઝેર વગેરેનો જે નાશ કરે છે, તેથી તુવરી-બર્બરી તુલસી.

૩. तुङ्गयते-हिनस्ति विषादिकमनया, तुगि हिंसायाम्, घञ्, न्यङ्क्वादिः गौरादित्व, यद्वा तुङ्गत्वात्-तुङ्गी-જેનાથી ઝેર વગેરેનો નાશ કરાય છે, તેથી અથવા ઊંચી થતી હોવાથી તુંગી-બર્બરી તુલસી.

૪. खराणि पुष्पाणि यस्या, सा-જેનાં ફૂલ કઠોર-ખરબચડાં થાય છે, તેથી ખરપુષ્પા-બર્બરી તુલસી.

૫. अजस्य गन्ध इव गन्धो यस्याः सा-જેની ગંધ બકરાના જેવી હોય છે, તેથી અજગંધિકા-બર્બરી તુલસી.

૬. पर्णानि अस्यति, असु क्षेपणे-कर्मण्यण्, यद्वा पर्णैः असति-दीप्यते, अस दीप्तौ पचाद्यच्-જે પાંદડાંને ખેરવી પાડે છે અથવા પાંદડાં વડે જે દીપે છે, તેથી પર્ણાસ-બર્બરી.

૭. कठिनमपि जरयति-तीक्ष्णत्वात् दीपनत्वाच्च, जृष् वयोहानौ, ण्यन्तात् कर्मण्यण्, पृषोदरादिः-જે તીક્ષ્ણ તથા દીપન હોવાથી કઠણ વસ્તુને પણ પચાવી દે છે, તેથી કઠિંજર-કાળી બર્બરી.

૮. कुष्यति-प्रतिहन्ति कफवातादीन्, कुठिप्रतिघाते-'वतिकठिकुठि' (उणा. ૧-૫૮) इत्येरक्, आगम-शास्त्रस्य अनित्यत्वान्न नुम्-જે કફ, વાયુ વગેરેનો નાશ કરે છે, તેથી કુઠેરક-કાળી બર્બરી.

૯. अर्जयति रुक्ष्मत्वादिगुणान्, अर्ज अर्जने-ण्यन्ता-ण्वुल्-જે ધોળાશ વગેરે ગુણોને મેળવે છે અથવા પમાડે છે, તેથી અર્જક-ધોળી બર્બરી.

૧૦. वटस्येव पत्रं यस्य सः-જેનાં પાન વડનાં પાંદડાં જેવાં હોય છે, તેથી વટપત્ર નામે કહેવાતી ત્રીજી બર્બરીની જાત.

ઇતિ શ્રીભાવપ્રકાશમાં પુષ્પાદિવર્ગ સમાપ્ત

## ૫ : વટાદિવર્ગ

### વડના નામો

वटो रक्तफल शृङ्गी न्यग्रोध स्कन्धजो ध्रुव ।
क्षीरी वैश्रवणावासो बहुपादो वनस्पति ॥ १ ॥

अन्वय–वट रक्तफल शृङ्गी न्यग्रोध स्कन्धज ध्रुव क्षीरी वैश्रवणावास बहुपाद वनस्पति (इति नामानि) ॥

વટ,[1] રક્તફળ,[2] શૃંગી,[3] ન્યગ્રોધ,[4] સ્કંધજ,[5] ધ્રુવ,[6] ક્ષીરી,[7] વૈશ્રવણાવાસ,[8] બહુપાદ[9] અને વનસ્પતિ[10] એટલા વડના સંસ્કૃત નામો છે ૧

૧ वटति–वेष्टयति भूप्रदेश व्यामप्रदेश कफपित्त व्रणादींश्च, वट वेष्टने–पचाद्यच्–જે જમીનના તથા આકાશના અમુક પ્રદેશને વીંટી લે છે તેમ જ કફ પિત્ત વ્રણ વગેરે રોગોને પણ ઘેરી લઈ મટાડે છે, તેથી વટ–વડનું ઝાડ

૨ रक्त फल यस्य स–જેનું ફળ લાલ રંગનું થાય છે તેથી રક્તફલ–વડ

૩ शृङ्गम् अस्य अस्ति–'अत इनि०'–જેની ટોચ શિખરાકાર હોય છે, તેથી શૃંગી–વડ

૪ न्यग् रुणद्धि रुधिर् आवरणे–कमण्यण्–જે નીચેના પ્રદેશને પણ રોકે–ઘેરે છે તેથી ન્યગ્રોધ–વડ

૫ स्कन्धात् जायते–'अन्येष्वपि दृश्यते' इति ड–જે થડમાંથી ઉત્પન્ન થાય છે તેથી સ્કન્ધજ–વડનું ઝા

૬ ध्रुवति–स्थिरीभवति दीर्घकाल ध्रु स्थैर्ये–अच्–જે લાંબો કાળ સ્થિર રહે–ટકે છે તેથી ધ્રુવ વડનું ઝાડ

૭ क्षीरम् अस्ति अस्य–अत इनि०'–જેને ક્ષીર હોય છે તેથી ક્ષીરી–વડનું ઝાડ

૮ वैश्रवणस्य–यक्षपते कुबेरस्य आवास यस्मिन्–જેમાં યક્ષરાજ કુબેરનો વાસ હોય છે, તેથી વૈશ્રવણાવાસ–વડનું ઝાડ

૯ बहव पादा–मूलानि यस्य स–જેને ઘણાં મૂળિયાં હોય છે તેથી બહુપાદ–વડ

૧૦ वनस्य पति–पारस्करादित्वात् समुत्को निपात–જેને ફૂલ વિના ફળ આવે છે તેવું ઝાડ હોવાથી વનસ્પતિ–વડ

### વડના ગુણો

वटः शीतो गुरुर्ग्राही कफपित्तव्रणापह ।
वर्ण्यो विसर्पदाहघ्न कषायो योनिदोषहृत् ॥ २ ॥

अन्वय–(गुणास्तु–) वट शीत गुरु ग्राही वर्ण्य कषाय (सन्) कफपित्तव्रणापह विसर्पदाहघ्न योनिदोषहृत (अस्ति) ॥

વડ ટાઢો, ભારે, ઝાડાને રોકનાર, વર્ણને સારો કરનાર અને તૂરો હોઈ કફ, પિત્ત, વ્રણ, રતવા, દાહ તથા યોનિના દોષને મટાડે છે ૨

### પીપળાનાં નામો તથા ગુણો

बोधिद्रु पिप्पलोऽश्वत्थश्चलपत्रो गजाशन ।
पिप्पलो दुर्जर शीत पित्तश्लेष्मव्रणास्रजित् ॥
गुरुस्तुवरको रूक्षो वर्ण्यो योनिविशोधन ॥ ३ ॥

अन्वय–बोधिद्रु पिप्पल अश्वत्थ चलपत्र गजाशन (इति नामानि, गुणास्तु–) पिप्पल दुर्जर शीत (सन्) पित्तश्लेष्मव्रणास्रजित् गुरु तुवरक रूक्ष वर्ण्य योनिदोषविशोधन (अस्ति) ॥

બોધિદ્રુ[1] પિપ્પલ,[2] અશ્વત્થ,[3] ચલપત્ર[4] અને ગજાશન[5] એટલા પીપળાના સંસ્કૃત નામો છે પીપળો મોડ પચે એવો અને ટાઢો હોઈ પિત્ત, કફ, વ્રણ તથા લોહીના બગાડને મટાડનાર, ભારે, તૂરો, રૂક્ષ, વર્ણને સારો કરનાર અને યોનિના દોષોને દૂર કરનાર છે ૩

૧ बुध्यत–ज्ञायत दुर्नरत्यादिगुणयुक्त, बुध अव गमने–'सर्वधातुभ्य इन्', तत बोधिश्चासौ द्रुश्च જેનું પાચન થવું મુશ્કેલ છે એવા ઝાડરૂપે જે જણાય છે, તેથી બોધિદ્રુ–પીપળો

૨ पिप्पल–जलमस्ति अस्य मूले सिक्तत्वात्–अर्शआद्यच्–જેના મૂળિયામાં પાણી સિંચાય છે, તેથી કાયમ પાણીના સંબંધવાળો જે રહે છે તેથી પિપ્પલ–પીપળો

૩ वटशाल्मल्याद्यपेक्षया न श्व–चिर तिष्ठति–'सुपि स्थ' इति क, यद्वा अश्वत्थ–जलम् अस्य अस्ति अर्शआद्यच्–વડ, શીમળો વગેરે ઝાડોના કરતાં લાંબો કાળ જે ટકતો નથી પણ ઓછો કાળ ટકે છે તેથી અથવા જેને કાયમ પાણી સાથે સંબંધ રહે છે તેથી અશ્વત્થ–પીપળો

૪ चलानि दलानि यस्य स–જેનાં પાંદડાં કાયમ ચાલ્યા કરે છે, તેથી ચલદલ–પીપળો

૫ गजै अद्यते, अश भोजने–कर्मणि ल्युट्–જેને હાથીઓ વધારે ખાય છે, તેથી ગજાશન–પીપળો

### પારસપીપળાના નામો તથા ગુણો

पारीशोऽन्य पलाशश्च कपिचूत कमण्डलु ।
गर्दभाण्ड कन्दराल कपीतनसुपार्श्वकौ ॥ ४ ॥

पारीषो दुर्जरः स्निग्धः कृमिशुक्रकफप्रदः ।
फलेऽम्लो मधुरो मूले कषायः स्वादुमज्जकः ॥ ५ ॥

अन्वयः—अन्यः पारीशः पलाशः कपिचूतः कमण्डलुः गर्दभाण्डः कन्दरालः च कपीतनसुपार्श्वकौ (इति नामानि, गुणाश्च—) पारीषः दुर्जरः स्निग्धः फले अम्लः मूले मधुरः कषायः स्वादुमज्जकः (सन्) कृमिशुक्रकफप्रदः (अस्ति) ॥

બીજો પારીષ,[1] પલાશ,[2] કપિચૂત,[3] કમંડલુ,[4] ગર્દભાંડ,[5] કંદરાલ,[6] કપીતન[7] અને સુપાર્શ્વક[8] એટલાં પારસપીપળાનાં સંસ્કૃત નામો છે. પારસપીપળો માંડ પચે એવો, સ્નિગ્ધ, ફળમાં ખાટો, મૂળમાં મધુર, તૂરો, મીઠા ગર્ભવાળો અને કૃમિ, વીર્ય તથા કફને વધારનારો છે. ૪,૫

૧. पारयति पार्यते वा—पृ पूर्तौ—चुरादिः, अच्, घञ् वा—गौरादिः, पारीं—जलपूरं स्यति—तनूकरोति, स्यति—अन्तं नयति वा—पारीश—षः—જે પાણીના પૂરને ઓછું કરે છે અથવા નાશ પમાડે છે, તેથી પારીશ—ષ—પારસપીપળો.

૨. प्रशस्तानि पलाशानि—पत्राणि सन्ति यस्य—अर्शआद्यच्, यद्वा पलं—मांसम् अश्नाति, अश भोजने—कर्मण्यण्—જેનાં પાંદડાં સુંદર હોય છે, તેથી અથવા માંસને જે (ખાતર દ્વારા) ખાય છે, તેથી પલાશ—પારસપીપળો.

૩. कपीनां चूत इव तत्प्रियत्वात्—વાંદરાઓનો જાણે આંબો હોય તેવો તેઓને પ્રિય હોય છે, તેથી કપિચૂત—પારસપીપળો.

૪. कस्य—जलस्य, मण्डयते इति मण्ड—सारः, घञ्, तं लाति लभते वा—मितद्र्वादित्वात् डु—પાણીનો સાર જે ગ્રહણ કરે છે, તેથી કમંડલુ—પારસપીપળો.

૫. गर्दभं—गन्धविशेषम् अमति—प्राप्नोति, अम गत्यादिषु—'अमन्ताड्डः' (उणा. १—११४)—જે અમુક જાતની ખાસ ગંધ ધરાવે છે, તેથી ગર્દભાંડ—પારસપીપળો.

૬. कन्दरां—गुहां लाति—'आतोऽनुपसर्गे कः'—જે થડ વગેરેમાં કોતરો—ગુફાઓ ધરાવે છે, તેથી કંદરાલ—પારસપીપળો.

૭. तनोति इति तन—अच्, याः—लक्ष्म्याः तनः ईतनः, कपीनां कपेर्वर्णस्य वा ईतनः—कपीतन.—જે વાંદરાની અથવા વાંદરાના રંગ જેવી શોભા વિસ્તારે છે, તેથી કપીતન—પારસપીપળો.

૮. शोभनं पार्श्वं यस्य सः—જેનું પડખું—બાજુનો ભાગ સુંદર હોય છે, તેથી સુપાર્શ્વક—પારસપીપળો.

## વેલિયા પીપળાનાં નામો

नन्दिवृक्षोऽश्वत्थभेदः प्ररोही गजपादपः ।
स्थालीवृक्षः क्षयतरुः क्षीरी च स्याद्वनस्पतिः ॥ ६ ॥

अन्वय—नन्दिवृक्षः अश्वत्थभेदः प्ररोही गजपादपः स्थालीवृक्षः क्षयतरुः क्षीरी च वनस्पतिः स्यात् ॥

નંદિવૃક્ષ,[1] અશ્વત્થભેદ,[2] પ્રરોહી,[3] ગજપાદપ,[4] સ્થાલીવૃક્ષ,[5] ક્ષયતરુ,[6] ક્ષીરી[7] અને વનસ્પતિ[8] એટલાં વેલિયા પીપળાનાં સંસ્કૃત નામો છે. ૬

૧. नन्दनं नन्दि—टुनदि समृद्धौ—'इन्' (उणा ४—११८) नन्दया वृक्ष—જે સમૃદ્ધિનું ઝાડ ગણાય છે તેથી નંદિરક્ષ—વેલિયો પીપળો.

૨. अश्वत्थस्य—पिप्पलस्यैव भेदः—જે પીપળાની જ એક જાત છે, તેથી અશ્વત્થભેદ—વેલિયો પીપળો.

૩. प्रकर्षेण रोहति—इत्येवंशीलः—'सुप्यजातौ णिनि'—णिनिः, यद्वा प्ररोहा—अङ्कुराः सन्ति अस्य—'अत इनि०'—જેને ઘણી જ ટીશીઓ અથવા અંકુરા થાય છે, તેથી પ્રરોહી—વેલિયો પીપળો.

૪. गजानां—प्रियः पादपः—જે હાથીને પ્રિય ઝાડ છે, તેથી ગજપાદપ—વેલિયો પીપળો.

૫. स्थाल्यै वृक्ष—જે ઝાડ લાકડાનાં વાસણો, રમકડાં વગેરે બનાવવામાં ખાસ ઉપયોગી છે, તેથી સ્થાલીવૃક્ષ—વેલિયો પીપળો.

૬. क्षयहेतुकः तरुः—उष्णत्वग्राहित्वकटुपाकरसत्वादिगुणयुक्तत्वात्—જે ગરમ, ઝાડો રોકનાર તથા પાકમાં તીખા રસવાળો હોવાથી ક્ષયરોગનું કારણ ઝાડ છે, તેથી ક્ષયતરુ—વેલિયો પીપળો.

૭. क्षीरी—વડનું સાતમું નામ જુઓ.

૮. वनस्पति—વડનું દશમું નામ જુઓ.

## વેલિયા પીપળાના ગુણો

नन्दिवृक्षो लघुः स्वादुस्तिक्तस्तुवर उष्णकः ।
कटुपाकरसो ग्राही विषपित्तकफास्रजित् ॥ ७ ॥

अन्वयः—नन्दिवृक्षः लघुः स्वादुः तिक्तः तुवरः उष्णकः कटुपाकरसः ग्राही (सन्) विषपित्तकफास्रजित् (अस्ति)

વેલિયો પીપળો, હલકો, મધુર, તીખો, તૂરો, ગરમ, પાકમાં કડવો અને ઝાડા રોકનાર હોઈ ઝેર, પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ૭

### ઉંબરાનાં નામો તથા ગુણો

उदुम्बरो जन्तुफलो यज्ञाङ्गो हेमदुग्धकः ।
उदुम्बरो हिमो रूक्षो गुरुः पित्तकफास्रजित् ॥
मधुरस्तुवरो वर्ण्यो व्रणशोधनरोपणः ॥ ८ ॥

अन्वय–उदुम्बर जन्तुफल यज्ञाङ्ग हेमदुग्धक (इति नामानि, गुणाश्च–) उदुम्बरः हिमः रूक्षः गुरुः मधुर तुवर वर्ण्य व्रणशोधनरोपण पित्तकफास्रजित् (अस्ति) ॥

ઉદુંબર,[1] જંતુફલ,[2] યજ્ઞાંગ[3] અને હેમ દુગ્ધક[4] એટલાં ઉંબરાનાં સંસ્કૃત નામો છે. ઉંબરો ટાઢો, રૂક્ષ, ભારે, મધુર, તૂરો, વર્ણને સારો કરનાર, વ્રણને સાફ કરનાર, રૂઝાવનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ૮

૧. उरुडुम्बितम् अम्बरमनेन–उच्चत्वात्, यद्वा उत्–अतिशयेन अम्ब्यते–वर्ण्यते याज्ञिकैर्यज्ञाङ्गत्वात्, अबि शब्दे–बाहुलकात् अरन्, पृषोदरादि–જે ઘણો ઊંચો હોવાથી છેક આકાશમાં પડોચે છે અથવા યજ્ઞના અંગ તરીકે યાજ્ઞિકો જેનું ઘણું વર્ણન કરે છે, તેથી ઉદુંબર–ઉંબરો.

૨. जन्तवः फले यस्य स –જેના ફળમાં જંતુઓ હોય છે, તેથી જંતુફલ–ઉંબરો.

૩. यज्ञम् अङ्गति–गच्छति समित्वात्त्वात्, अगि गतौ–कर्मण्यण्–યજ્ઞમાં હોમવાની સમિધનું લાકડું હોવાથી યજ્ઞમાં જે ઉપયોગી તરીકે જાય છે, તેથી યજ્ઞાંગ–ઉંબરો.

૪ हेमवर्णं दुग्धं यस्य स –'शेषाद् विभाषे'ति कप्–જેનું ક્ષીર સોના જેવા રંગનું હોય છે, તેથી હેમ દુગ્ધક–ઉંબરો.

### કાળા ઉંબરાનાં નામો તથા ગુણો

काकोदुम्बरिका फल्गुर्मलयूर्जघनेफला ।
मलयूः स्तम्भकृत्तिक्ता शीतला तुवरा जयेत् ॥
कफपित्तव्रणाश्वित्रकुष्ठपाण्ड्वर्शकामलाः ॥ ९ ॥

अन्वय–काकोदुम्बरिका फल्गु मलयू जघनेफला (इति नामानि, गुणाश्च–) मलयूः स्तम्भकृत् तिक्ता शीतला तुवरा (सती) कफपित्तव्रणान् श्वित्रकुष्ठपाण्ड्वर्शकामला जयेत् ॥

કાકોદુંબરિકા,[1] ફલ્ગુ,[2] મલયૂ[3] અને જઘનેફલા[4] એટલાં કાળા ઉંબરાના સંસ્કૃત નામો છે. કાળો ઉંબરો મળબંધ–કબજિયાત કરનાર, કડવો, ટાઢો અને તૂરો હોઈ કફ, પિત્ત, વ્રણ, ચીતરી, કોઢ, પાંડુ, અરશ તથા કમળાને મટાડે છે. ૯

૧. काकप्रिया काकवर्णा वा उदुम्बरा–सञ्ज्ञायां कन्, 'ङ्यापोः'रिति ह्रस्वत्वं च–કાગડાઓને પ્રિય અથવા કાગડા જેવા રંગનો ઉંબરો તે કાકોદુંબરિકા–કાળો ઉંબરો.

૨ फलति–निष्पद्यते शीतलत्वादिगुणयुक्ता, फल निष्पत्तौ–' फलिपाटि.' इति साधु –શીતલપણું આદિ ગુણોથી યુક્ત જે ઉત્પન્ન થાય છે, તે ફલ્ગુ–કાળો ઉંબરો.

૩. मलं यवते, यु जुगुप्सायाम्–क्विप्–बाहुलकाद् दीर्घः, यद्वा मलते–धारयति स्तम्भकृत्त्वगुणं, मल धारणे–बाहुलकाद् अयू, यद्वा मलपू इति पाठे मलात् पापात् पुनाति–पूञ् पवने–क्विप्–જે મળને થંભાવી ખરાબ કરે છે, અથવા જે મળને બંધ કરવાનો ગુણ ધરાવે છે, તેથી અથવા મળથી–પાપથી પવિત્ર–શુદ્ધ કરે છે, તેથી મલયૂ કે મલપૂ–કાળો ઉંબરો.

૪. जघने–मध्यप्रदेशे फलं यस्याः सा–જેને જાંઘમાં એટલે મધ્યપ્રદેશમાં ફળ આવે છે, તેથી જઘનેફલા–કાળો ઉંબરો.

### પીપળનાં નામો તથા ગુણો

प्लक्षो जटी पर्कटी च पर्कटी च स्त्रियामपि ।
प्लक्षः कषायः शिशिरो व्रणयोनिगदापहः ॥
दाहपित्तकफास्रघ्नः शोथहा रक्तपित्तहृत् ॥ १० ॥

अन्वय–प्लक्ष जटी च पर्करी च पर्कटी स्त्रियाम् अपि (प्रयुज्यते), प्लक्ष कषाय शिशिरः (सन्) व्रणयोनिगदापह दाहपित्तकफास्रघ्न शोथहा रक्तपित्तहृत् (अस्ति) ॥

પ્લક્ષ,[1] જટી,[2] પર્કરી[3] અને પર્કટી[4] એટલા પીપળના સંસ્કૃત નામો છે. છેલ્લાં બે નામો સ્ત્રીલિંગે પણ વપરાય છે. પીપળ તૂરી અને ટાઢી હોઈ વ્રણ, યોનિના રોગ, દાહ, પિત્ત, કફ, લોહીનો બગાડ, સોજા તથા રક્તપિત્તને મટાડે છે. ૧૦

૧. प्रक्षरति शैत्यं स्पायत्वं च, क्षर सञ्चलने–'अन्येभ्योऽपि०' इति ड –कपिलिकादित्वाद् लत्वम्; यद्वा प्लक्ष्यते–भक्ष्यते व्रणदाहादिनिवारणार्थं जनैः, प्लक्ष भक्षणे–कर्मणि घञ्, यद्वा प्लक्षति–अधो गच्छति जटाद्वारा–अच्–જે શીતળતા તથા ચૂરાશને ઝરે છે, અથવા વ્રણ, દાહ વગેરે મટાડવા જેને લોકો ખાય છે અથવા વડવાઈઓ દ્વારા જે નીચે જાય છે, તેથી પ્લક્ષ–પીપળ.

૨. जटति–सङ्घातीभवति, जट सङ्घाते–'सर्वधातुभ्य इन्'–'कृदिकारादक्तिन इति वा ङीप्', यद्वा जटा सन्ति अस्य–'शिखादिभ्य इन्'–જે વડવાઈરૂપે એકઠી થઈ જાય

છે અથવા જેને વડવાઈ ઓ થાય છે, તેથી જટી-પીપળ

૩,૪ पृच्यते-सम्यक् सवध्यते व्रणादिषु, पृची सपर्के- बाहुलकात् कर कट वा प्रत्यय, गौरादि -જેનો વ્રણ વગેરે મટાડવા સારો ઉપયોગ કરાય છે, તેથી પર્કરી અને પર્કટી-એ નામ પીપળના ગણાય છે

**સરસડાનાં નામો**

शिरीषो भण्डिलो भण्डी भण्डीरश्च कपीतन ।
शुकपुष्प शुकतरुर्मृदुपुष्प शुकप्रिय ॥ ११ ॥

अन्वय -शिरीष भण्डिल भण्डी च भण्डीर कपीतन शुकपुष्प शुकतरु मृदुपुष्प शुकप्रिय (कथ्यते)॥

શિરીષ,[1] ભંડિલ,[2] ભંડી,[3] ભંડીર,[4] કપીતન,[5] શુકપુષ્પ,[6] શુકતરુ,[7] મૃદુપુષ્પ[8] અને શુકપ્રિય[9] એટલા સરસડાના સંસ્કૃત નામો છે.

१ शृणाति-हिनस्ति दोषशोथादीन्, यद्वा शीर्यते-हिंस्यते स्वल्पेनापि समर्देन यत्पुष्पम्-अतिकोमलत्वात्, 'शृकृभ्यां कित्' इति (उणा ४-२७) ईषन्-જે દોષોનો તથા સોજાનો નાશ કરે છે અથવા જેનુ ફૂલ અત્યંત કોમળ હોવાથી થોડા જ સ્પર્શ આદિથી કરમાય છે, તેથી શિરીષ-સરસડો

२. भण्डति-कल्याण करोति कासव्रणविषादिपीडितानाम्, भडि कल्याणे-'सलिकल्यनि' इति (उणा १-५४) इलच् प्रत्यय -ઉધરસ, વ્રણ ઝેર વગેરેથી પીડાતા લોકોનુ તે તે રોગ મટાડી જે કલ્યાણ કરે છે, તેથી ભંડિલ-સરસડો

३ भण्डति-'सर्वधातुभ्य इन्' -'कृदिकारादक्तिन' इति वा ङीष्-भण्डी-अर्थ ઉપર પ્રમાણે છે

४ भण्डति-बाहुलकाद् ईर -भण्डीर -અર્થ બીજા નામ પ્રમાણે છે

५ कपीतन-પારસપીપળાનુ ૭મુ નામ જુઓ

६ शुकप्रिय, शुकचञ्च्वा सदृश वा पुष्प यस्य स -જેનુ ફૂલ પોપટને પ્રિય હોય છે, અથવા પોપટની ચાચના જેવુ હોય છે, તેથી શુકપુષ્પ-સરસડો

७ शुकाना प्रिय तरु -शाकपार्थिवादि -જે ઝાડ પોપટને પ્રિય હોય છે, તેથી શુકતરુ-સરસડો

८ मृदु पुष्प यस्य स -જેનુ ફૂલ કોમળ હોય છે, તેથી મૃદુપુષ્પ-સરસડો

९ शुकानां प्रिय -પોપટને પ્રિય હોવાથી શુકપ્રિય-સરસડો

**સરસડાના ગુણો**

शिरीषो मधुरोऽनुष्णस्तिक्तश्च तुवरो लघु ।
दोषशोथविसर्पघ्न कासव्रणविषापहः ॥ १२ ॥

अन्वय -शिरीष मधुर अनुष्ण तिक्त तुवर च लघु (सन्) दोषशोथविसर्पघ्न कासव्रणविषापह (अस्ति)॥

સરસડો મધુર છે, ગરમ નથી, કડવો, તૂરો અને હલકો હોઈ દોષ, સોજા, રતવા, ઉધરસ, વ્રણ તથા ઝેરને મટાડે છે. ૧૨

**ક્ષીરવૃક્ષો અને પંચવલ્કલનાં સ્વરૂપ તથા ગુણો**

न्यग्रोधोदुम्बराश्वत्थपारीषप्लक्षपादपा ।
पञ्चैते क्षीरिणो वृक्षास्तेषा त्वक् पञ्चवल्कलम् ॥ १३
क्षीरवृक्षा हिमा वर्ण्या योनिरोगव्रणापहा ।
रूक्षा कषाया मेदोघ्ना विसर्पामयनाशना ॥ १४ ॥
शोथपित्तकफास्रघ्ना स्तन्या भग्नास्थियोजका ।
त्वक्पञ्चक हिमं ग्राहि व्रणशोथविसर्पजित् ॥ १५ ॥
तेषा पत्र हिमं ग्राहि कफवातास्रनुल्लघु ।
विष्टम्भाध्मानजित् तिक्त कषाय लघुलेखनम् ॥

अन्वय -न्यग्रोधोदुम्बराश्वत्थपारीषप्लक्षपादपा -एते पञ्च क्षीरिण वृक्षा (उच्यन्ते) तेषां त्वक् पञ्चवल्कल (इति कथ्यते, तद्गुणास्तु-) क्षीरवृक्षा हिमा वर्ण्या योनिरोगव्रणापहा रूक्षा कषाया मेदोघ्ना विसर्पामयनाशना स्तन्या भग्नास्थियोजका शोथपित्तकफास्रघ्ना (सन्ति)। त्वक्पञ्चक हिम ग्राहि व्रणशोथविसर्पजित् (अस्ति), तेषां पत्र हिम ग्राहि लघु तिक्त कषाय लघुलेखन (सत्) कफवातास्रनुत् विष्टम्भाध्माननित् (अस्ति)॥

વડ, ઉંબરો, પીપળો, પારસપીપળો અને પીપળ એ પાચ વૃક્ષો ક્ષીરી વૃક્ષ (ક્ષીર વાળા ઝાડ) કહેવાય છે અને એ પાચ વૃક્ષોની છાલ પંચવલ્કલ કહેવાય છે ક્ષીરવૃક્ષો ટાઢા, વર્ણને સારો કરનારાં, યોનિના રોગને તથા વ્રણને મટાડનારા, રૂક્ષ, તૂરા, મેદને તોડનારા, રતવાનો રોગ મટાડનારા, ધાવણ વધારનારા, ભાગેલા હાડકાને જોડી દેનારા અને સોજા, પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનારા છે પાચેની છાલ ટાઢી, ઝાડાને રોકનાર અને વ્રણ, સોજા તથા રતવાને મટાડનાર છે પાચેના પાદડા ટાઢા, ઝાડાને રોકનાર, હલકા, કડવા, તૂરા તથા જલદી મળને ઉખેડનારા હોઈ કફ, વાતરક્ત નામનો રોગ, મળબંધ તથા આફરાને મટાડે છે ૧૩-૧૬

टीका-केचित्तु पारीषस्थाने शिरीष वेतस वा परे वद न्तीति विशेष -કેટલાક કહે છે કે પારસપીપળાને બદલે સરસડાને અથવા વેતસને ક્ષીરવૃક્ષોમા ગણવા

**મોટા ગજના ઝાડનાં નામો તથા ગુણો**

**शालस्तु सर्जकार्ष्याश्वकर्णकाः शस्यसंवरः।
अश्वकर्णः कषायः स्याद् व्रणस्वेदकफक्रमीन्॥
ब्रध्नविद्रधिबाधिर्ययोनिकर्णगदान्हरेत्॥ १७॥**

अन्वय–शालः तु सर्जकार्ष्याश्वकर्णकाः शस्यसंवरः (इति नामानि, गुणाश्च–) अश्वकर्णः कषायः स्यात्, (तथा च) व्रणस्वेदकफक्रमीन् ब्रध्नविद्रधिबाधिर्ययोनिकर्णगदान् हरेत्॥

શાલ,[1] સર્જ,[2] કાર્ષ્ય,[3] અશ્વકર્ણક,[4] અને શસ્યસંવર[5] એટલાં મોટા ગજના ઝાડનાં સંસ્કૃત નામો છે. એ ઝાડ તૂરું હોય છે અને વ્રણ, પસીનો, કફ, કૃમિ, બ્રધ્ન નામનો રોગ, વિદ્રધિ નામનો રોગ, બહેરાપણું, યોનિના રોગ તથા કાનના રોગને મટાડે છે. ૧૭

૧. શાલ્યતે–શ્લાઘ્યતે વ્રણાદિનાશકત્વેન વૈદ્યૈઃ–શ્લાઘૃ શ્લાઘાયામ્–કર્મણિ ઘઞ્–ડલયોરૈક્યમ્–વ્રણ આદિનો નાશ કરનાર તરીકે વૈદ્યો જેને વખાણે છે, તેથી શાલ–મોટો ગજ. યદ્વા સલ્યતે–ગમ્યતે વ્રણાદિરોગિભિઃ, સલ ગતૌ–કર્મણિ ઘઞ્–વ્રણ આદિ રોગવાળા લોકો જેને મેળવે છે, તેથી સાલ–એવો દંત્યાદિ પાઠ પણ છે.

૨. સર્જ્યતે–અર્જ્યતે બ્રધ્નવિદ્રધિબાધિર્યાદિરોગનાશનાર્થે વૈદ્યૈ, ષર્જ અર્જને–કર્મણિ ઘઞ્–બ્રધ્નરોગ, વિદ્રધિરોગ તથા બહેરાશ વગેરેનો નાશ કરવા વૈદ્યો જેને મેળવે છે, તેથી સર્જ–મોટો ગજ.

૩. કૃષતિ–વિલિખતિ કફ ક્રમીંશ્ચ, કૃષ વિલેખને–'ઇગુપધે'તિ કઃ', તતઃ ચાતુર્વર્ણ્યાદિત્વાત્ ષ્યઞ્–કફ તથા કરમિયાં વગેરેને જે ખોતરી કાઢે છે, તેથી કાર્ષ્ય–મોટો ગજ.

૪. અશ્વસ્ય કર્ણ ઇવ પત્રમ્ અસ્ય, ઇવાર્થે કન્–જેનાં પાંદડાં ઘોડાના કાન જેવાં હોય છે, તેથી અશ્વકર્ણક–મોટો ગજ.

૫. શસ્યૈઃ સંવ્રિયતે, વૃઞ્ વરણે–'ગ્રહવૃદૃ૦'–ઇત્યપ્–જે ધાન્યોથી વીંટાયેલો રહે છે, તેથી શસ્યસંવર–મોટો ગજ.

**ગજની જાત–સર્જનાં નામો તથા ગુણો**

**सर्जकोऽन्योऽजकर्णः स्याच्छालो मरिचपत्रकः।
अजकर्णः कटुस्तिक्तः कषायोष्णो व्यपोहति॥
कफपाण्डुश्रुतिगदान् मेहकुष्ठविषव्रणान्॥ १८॥**

अन्वय.–अन्य सर्जकः अजकर्णः शालः मरिचपत्रकः स्यात्। अजकर्णः कटुः तिक्तः कषायोष्णः (सन्) कफपाण्डुश्रुतिगदान् मेहकुष्ठविषव्रणान् व्यपोहति॥

સર્જક,[1] અજકર્ણ[2], શાલ[3] અને મરિચપત્રક[4] એટલાં બીજા ગજ–સર્જનાં સંસ્કૃત નામો છે. સર્જ તીખો, કડવો, તૂરો અને ગરમ હોઈ કફ, પાંડુરોગ, કાનના રોગ, પ્રમેહ, કોઢ, ઝેર, તથા વ્રણને મટાડે છે. ૧૮

૧. સૃજતિ કટુતિક્તકષાયોષ્ણતામ્, સૃજ વિસર્ગે–ણ્વુલ્, યદ્વા સર્જ્યતે–અર્જ્યતે કફાદિપીડિતૈઃ, ષર્જ અર્જને–ણ્વુન્ (ઉણા. ૨–૩૨)–કડવાશ, તીખાશ, તૂરાશ અને ઉષ્ણતાને જે પ્રકટ કરે છે, તેથી અથવા કફ આદિથી પીડાતા લોકો જેને મેળવે છે, તેથી સર્જક–ગજની એક જાત.

૨. અજસ્ય કર્ણ ઇવ પત્ર યસ્ય સઃ–જેને બકરાના કાન જેવાં પાંદડાં હોય છે, તેથી અજકર્ણ–ગજની એક જાત.

૩. શાલ–મોટા ગજનું પહેલું નામ જુઓ.

૪. મરિચસ્યેવ પત્ર યસ્ય સઃ–'શેષાદ્ વિભાષે'તિ કપ્–જેને મરિયાંનાં જેવાં પાન આવે છે, તેથી મરિચપત્રક–ગજની એક જાત.

**શરુનાં નામો**

**शल्लकी गजभक्ष्या च सुवहा सुरभी रसा।
महेरणा कुन्दुरुकी वल्लकी च बहुस्रवा॥ १९॥**

अन्वय–शल्लकी गजभक्ष्या च सुवहा सुरभि रसा महेरणा कुन्दुरुकी वल्लकी च बहुस्रवा (कथ्यते)॥

શલ્લકી,[1] ગજભક્ષ્યા,[2] સુવહા,[3] સુરભિ,[4] રસા,[5] મહેરણા,[6] કુંદુરુકી,[7] વલ્લકી[8] અને બહુસ્રવા[9] એટલાં શરુનાં સંસ્કૃત નામો છે. ૧૯

૧. શલતિ–ચલતિ રક્તપિત્તાદીન્ હન્તું પુષ્ટિં ચ કર્તું, શલ ચલને–વ્વુન્ (ઉણા. ૨–૨૧૭), પૃષોદરાદિ, ગૌરાદિષ્, યદ્વા દન્ત્યાદિપાઠે–સલતિ–ગચ્છતીત્યાદિ પૂર્વવત્–સલ ગતૌ વ્વુન્, પૃષોદરાદિર્ગૌરાદિષ્, યદ્વા સત્કૃત્ય લક્ષ્યતે આસ્વાદ્યતે ગજૈઃ પિત્તશ્લેષ્માતિસારિભિશ્ચ, લક્ષ આસ્વાદને–વ્વુન્–જે રક્તપિત્ત આદિ રોગોનો નાશ કરવા કામ કરે છે તેમ જ પુષ્ટિ કરે છે અથવા હાથીઓ અને પિત્ત, કફ તથા ઝાડાના રોગીઓ જેનો આદરપૂર્વક સ્વાદ લે છે, તેથી શલ્લકી કે સલ્લકી–શરુ.

૨. ગજૈઃ ભક્ષ્યતે–'ઋહલોર્ણ્યત્', ટાપ્–હાથીઓ જેને ખાય છે, તેથી ગજભક્ષ્યા–શરુ.

૩. સુતરાં વહતિ તુવરત્વશૈત્યાદિગુણાન્, વહ પ્રાપણે–પચાદ્યચ્, ટાપ્–તૂરાશ અને શીતળતા આદિ ગુણોને જે ખાસ ધારણ કરે છે, તેથી સુવહા–શરુ.

૪. सुष्ठु रमते-अतिसारादीन् जेतुं, रमि रामस्ये- 'सर्वधातुभ्य इन्', आगमशास्त्रस्य अनित्यत्वान्न नुम्- અતિસાર વગેરે રોગોને મટાડવા જે સારી રીતે ઝડપી કામ કરે છે, તેથી સુરભિ-શરુ.

૫. रस्यते-आस्वाद्यते गजैः पुष्टिकामैश्च, रस आस्वादने-घञ्, चुरादेरदन्तधातुत्वान्न वृद्धि-જેનો હાથીઓ તથા પુષ્ટિ ઇચ્છતા લોકો સ્વાદ લે છે, તેથી રસા-શરુ.

૬. महत् ईरणम् यस्याः सा, यद्वा महम्-उत्सवम् ईरयति गजादीनाम्, ईर गतौ प्रेरणे च-नन्द्यादेल्युः, टाप्-જેની મોટી પ્રેરણા અથવા ગતિ છે; તેમ જ હાથી વગેરેને જે મોટા ઉત્સવની તથા આનંદની પ્રેરણા કરે છે અથવા તેઓને જે ઉત્સવ જેવો આનંદ પમાડે છે, તેથી મહેરણા-શરુ.

૭. कुम् उनत्ति-उन्दयति वा, उन्दी क्लेदने-'जत्वादय.' ( उणा. ४-१०२ ) इति साधु, ततः कुन्दुरुः इव-तत्प्रतिकृतिः-'इवे प्रतिकृतौ'-इति कन्, गौरादिः-પાલક શાક જેવી જે હોય છે, તેથી કુંદુરકી-શરુ.

૮. वल्लते-सङ्गृणोति तुवरत्वादिगुणान्, वल्ल संवरणे ववुन् ( उणा० २-३२ ), गौरादिः-તૂરાશ વગેરે ગુણોને જે ખાસ સ્વીકારે છે, તેથી વલ્લકી-શરુ.

૯. बहु यथा स्यात् तथा स्रवति तुवरं शीतं च रसम्, स्रु गतौ-पचाद्यच्, टाप्-જે તૂરા તથા શીતળ રસને ઘણા જ પ્રમાણમાં ઝરે છે, તેથી બહુસ્રવા-શરુ.

**શરુના ગુણો**

शल्लकी तुवरा शीता पित्तश्लेष्मातिसारजित् ।
रक्तपित्तव्रणहरी पुष्टिकृत्समुदीरिता ॥ २० ॥

अन्वयः-शल्लकी तुवरा शीता पुष्टिकृत् (सती) पित्तश्लेष्मातिसारजित् रक्तपित्तव्रणहरी समुदीरिता ॥

શરુ તૂરું, ટાઢું તથા પુષ્ટિ કરનાર હોઈ પિત્ત, કફ, અતિસાર, રક્તપિત્ત તથા વ્રણને મટાડનાર કહેવાય છે. ૨૦

**બે જાતના શીશમનાં નામો**

शिंशपा पिच्छिला श्यामा कृष्णसारा च सागुरुः ।
कपिला सैव मुनिभिर्भस्मगर्भेति कीर्तिता ॥ २१ ॥

अन्वय-शिंशपा पिच्छिला श्यामा कृष्णसारा सा च अगुरु', सा एव कपिला मुनिभिः भस्मगर्भा इति कीर्तिता ॥

શિંશપા,[1] પિચ્છિલા,[2] શ્યામા,[3] કૃષ્ણસારા[4] અને અગુરુ[5] એટલાં શીશમનાં સંસ્કૃત નામો છે. જે શીશમ કપિલા[1]-પીંગળા રંગનું હોય છે, તેને મુનિઓએ ભસ્મગર્ભા[2] કહેલ છે. ૨૧

૧. 'शिम्' इति अव्यक्तशब्दं शब्देन या शपति छेत्तारं, शप आक्रोशे, पचाद्यच्; यद्वा शिम्भाभिः शपति-' देविकाशिंशपा.' इति निर्देशाद् 'भा' वर्णलोपः, टाप्-જે પોતાના કાપનારને 'શિં' એવા અસ્પષ્ટ અવાજથી અથવા પોતાની શીંગો દ્વારા શાપ દે છે, તેથી શિંશપા-શીશમ.

૨. पिच्छा-कुट्टनम् अस्ति अस्याः, पिच्छादित्वात् इलच्, टाप्-જેને કૂટવી પડે છે અથવા ખૂબ છોલવી પડે છે અથવા જેમાં ચીકાશ ખાસ કરીને હોય છે, તેથી પિચ્છિલા-શીશમ.

૩. श्यामः वर्णः अस्ति अस्या', अर्शआद्यच्-જેનો રંગ કાળો હોય છે, તેથી શ્યામા-શીશમ.

૪. कृष्णः सार. यस्याः सा-જેનો સાર કાળો હોય છે, તેથી કૃષ્ણસારા-શીશમ.

૫. न विद्यते गुरुः अस्या. कश्चिद् अन्यः द्रुम-જેનાથી ભારે બીજું કોઈ ઝાડ નથી, તેથી અગુરુ-શીશમ.

૧. कपिलवर्ण पुष्पम् अस्ति अस्या', अर्शआद्यच्-જેનું ફૂલ પીંગળા રંગનું હોય છે, તેથી કપિલા-પીંગળી શીશમ.

૨. भस्म गर्भे यस्या. सा शुक्लसारत्वात्-જેનો સાર કે અંદરનો ભાગ સફેદ હોય છે, તેથી ભસ્મગર્ભા-પીંગળી શીશમ.

**શીશમના ગુણો**

शिंशपा कटुका तिक्ता कषाया शोफहारिणी ।
उष्णवीर्या हरेन्मेदःकुष्ठश्वित्रवमिकृमीन् ॥
बस्तिरुग्व्रणदाहास्रबलासान् गर्भपातिनी ॥ २२ ॥

अन्वय.-शिंशपा कटुका तिक्ता कषाया (सती) शोफहारिणी, उष्णवीर्या (सती) गर्भपातिनी (तथा च) मेदःकुष्ठश्वित्रवमिकृमीन् बस्तिरुग्व्रणदाहास्रबलासान् हरेत् ॥

શીશમ તીખી, કડવી અને તૂરી હોઈ શોષને હરનારી તથા ઉષ્ણવીર્ય હોઈ ગર્ભને પાડનાર તથા મેદ, કોઢ, ચીતરી, ઊલટી, કૃમિ, મૂત્રાશયના રોગ, વ્રણ, દાહ, લોહીનો બગાડ તથા કફને મટાડે છે. ૨૨

**આસોંદરાનાં નામો**

ककुभोऽर्जुननामाख्यो नदीसर्जश्च कीर्तितः ।
इन्द्रद्रुर्वीरवृक्षश्च वीरश्च धवलः स्मृतः ॥ २३ ॥

अन्वय-ककुभ अर्जुननामाख्य' नदीसर्जः च इन्द्रद्रु च वीरवृक्षः च वीरः च धवलः कीर्तितः ॥

કકુભ[1], અર્જુનનામાખ્ય,[2] નદીસર્જ,[3]

ઇંદ્રદ્રુ,[4] નીરવૃક્ષ,[5] વીર[6] અને ધવલ[7] એટલાં આસોહરાંનાં સંસ્કૃત નામો કહેલ છે. (પાંડવ અર્જુનનાં જેટલાં નામો છે તે સઘળાં આસોંદરાનાં પણ નામો છે.) ૨૩

૧. ककुभ.--दिश. सन्ति अस्य बहुविस्तारवत्त्वात्–अर्शआद्यच्–જેનો વિસ્તાર ઘણો જ હોય છે, તેથી સઘળી દિશાઓ જેને ફેલાવા માટેની હોય છે, તેથી કકુભ–આસોંદરો

૨. अर्जुनस्य नाम, तद् आख्या यस्य सः–અર્જુનનાં જેટલાં નામો છે, તેથી જે કહેવાય છે, તેથી અર્જુનનામાખ્ય–આસોંદરો.

૩. नद्याः सर्जः–નદીનું જે સર્જવૃક્ષ ગણાય છે, તેથી નદીસર્જ–આસોંદરો

૪. इन्द्रस्य इन्द्र द्रु, द्रुम वा द्रु –જે ઇંદ્રનું અથવા દરેક વૃક્ષોમાં ઇંદ્ર જેવું ઝાડ છે, તેથી ઇંદ્રદ્રુ–આસોંદરો.

૫. वीरश्चासौ वृक्षश्च–दृढसारत्वात, यद्वा नीरज. वृक्ष –नीरवृक्ष –इत्यपि पाठ –शाकपार्थिवादि.–જેનું લાકડું ઘણું જ મજબૂત હોય છે, તેથી જે વીરવૃક્ષ કહેવાય છે અથવા પાણી પાસે થતું વૃક્ષ હોવાથી નીરવૃક્ષ પણ કહેવાય છે, એટલે વીરવૃક્ષ તથા નીરવૃક્ષ–એવાં બે નામો પણ અહીં મળે છે.

૬. विशेषेण ईरयति–प्रेरयति चित्त हृद्यत्वात्, ईर गतौ कम्पने च–पचाद्यच्–જે હૃદયને ગમે તેવો હોવાથી ખાસ ચિત્તને પ્રેરણા કરે છે, તેથી વીર–આસોંદરો.

૭. धवल वर्ण. अस्ति अस्य पुष्पे–अर्शआद्यच्, यद्वा–धावति मन अत्र, यद्वा धावति–शुद्धयति अनेन रुधिर व्रणादिक च, धावु गतिशुद्धयो –वृषादित्वात् कलच् (उणा १–१६) જેના ફૂલનો રંગ ધોળો હોય છે, અથવા જે હૃદયને ગમતું હોવાથી જેમાં મન દોડે છે, અથવા લોહીવિકાર તથા વ્રણને જે મટાડે છે, તેથી ધવલ–આસોંદરો.

## આસોંદરાના ગુણો

ककुभः शीतलो हृद्यः क्षतक्षयविषास्रजित् ।
मेदोमेहव्रणान् हन्ति तुवरः कफपित्तहृत् ॥ २४ ॥

अन्वय –ककुभ शीतल हृद्य तुवरः (सन्) क्षतक्षयविषास्रजित, मेदोमेहव्रणान् हन्ति, कफपित्त-हृत् (चास्ति) ॥

આસોંદરો ટાઢો, હૃદયને ગમે એવો અને તૂરો હોઈ ક્ષત, ક્ષય, ઝેર, લોહીનો બગાડ, મેદ, પ્રમેહ, વ્રણ, કફ તથા પિત્તને મટાડે છે. ૨૪

## હીરાદખણનાં નામો

बीजकः पीतसारश्च पीतशालक इत्यपि ।
बन्धूकपुष्पः प्रियकः सर्जकश्चासनः स्मृतः ॥ २५ ॥

अन्वय –बीजक च पीतसार पीतशालकः इत्यपि (तथा) च बन्धूकपुष्प प्रियक सर्जक असन स्मृत ॥

બીજક,[1] પીતસાર,[2] પીતશાલક,[3] બંધૂકપુષ્પ,[4] પ્રિયક,[5] સર્જક[6] અને અસન[7] એટલાં હીરાદખણનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૨૫

૧. बीजेन कायति–प्रकाशते, कै शब्दे–'अन्येष्वपि दृश्यते' इति ड –જે પોતાના મૂળ કારણ રસાયનાદિ ગુણોથી પ્રકાશે છે. તેથી બીજક–હીરાદખણ.

૨. पीत सार यस्य स –જેનો સાર પીળો હોય છે, તેથી પીતસાર–હીરાદખણ.

૩. पीतेन सारेण शाल्यते–श्लाघ्यते, शाडृ श्लाघायाम्–कर्मणि घञ्, कल्याणैकयम् ; यद्वा पीत फल सार च शालति–प्राप्नोति, शल गतौ–कर्मण्यण्, ततः स्वार्थे कन्–જે પીળા રંગના સારથી વખણાય છે અથવા જેના ફળ તથા સાર પીળા રંગનાં હોય છે, તેથી પીતશાલક–હીરાદખણ.

૪. बन्धूकस्येव पुष्पाणि यस्य स –જેને બપોરિયાના જેવા ફૂલ હોય છે, તેથી બંધૂકપુષ્પ–હીરાદખણ.

૫. प्रीणाति–तर्पयति रोगिणां शरीर त्वक्केशाश्च रसायनत्वात् त्वच्यत्वात् केश्यत्वाच्च, प्रीञ् तर्पणे–क्वुन् (उणा. २–३२)–જે રોગીઓના શરીરને, ચામડીને તથા વાળને તૃપ્ત કરે છે, કેમકે રસાયનરૂપ છે, તેમ જ ચામડીને તથા માથાના વાળને પણ હિતકારી છે, તેથી પ્રિયક–હીરાદખણ

૬. सृजति पीत सारम्, यद्वा सर्ज्यते–अर्ज्यते अनेन आरोग्य रसायनत्वात्, सृज विसर्गे–ण्वुल्, यद्वा सर्ज अर्जने क्वुन्–જે પીળા રંગનો સાર બહાર કાઢે છે અથવા ઉત્પન્ન કરે છે અથવા રસાયનરૂપ હોવાથી જેના સેવનથી ઉત્તમ આરોગ્ય મેળવાય છે, તેથી સર્જક–હીરાદખણ.

૭. अस्यति–क्षिपति कुष्ठादीन् रोगान्, असु क्षेपणे–नन्द्यादिल्यु –કોઢ વગેરે રોગોને જે મટાડે છે, તેથી અસન–હીરાદખણ

## હીરાદખણના ગુણો

बीजक कुष्ठवीसर्पश्वित्रमेहगुदकृमीन् ॥
हन्ति श्लेष्मास्रपित्तं च त्वच्यः केश्यो रसायन. २६

अन्वय –बीजक त्वच्य केश्य रसायन (सन्) कुष्ठवीसर्पश्वित्रमेहगुदकृमीन् श्लेष्मास्रपित्त च हन्ति ॥

હીરાદખણ ચામડી માટે સારી, કેશને સારા કરનાર તથા રસાયનરૂપ હોઈ કોઢ,

રતવા, ચીતરી, પ્રમેહ, ગુદાના રોગ, કૃમિ, કફ, લોહીનો બગાડ તથા પિત્તને મટાડે છે. ૨૬

## ખેરનાં નામો તથા ગુણો

खदिरो रक्तसारश्च गायत्री दन्तधावनः ।
कण्टकी बालपत्रश्च बहुशल्यश्च यज्ञियः ॥ २७ ॥

अन्वयः—खदिरः रक्तसारः गायत्री दन्तधावनः कण्टकी बालपत्रः च बहुशल्यः च यज्ञियः (इति नामानि) ॥

ખદિર,[1] રક્તસાર,[2] ગાયત્રી,[3] દંતધાવન,[4] કંટકી,[5] બાલપત્ર,[6] બહુશલ્ય[7] અને યજ્ઞિય[8] એટલાં ખેરનાં* સંસ્કૃત નામો છે. ૨૭

૧. खदति-स्थिरतां प्रापयति दन्तानां, हिनस्ति च कण्डूकुष्टकृम्यादीन्, खद स्थैर्ये हिंसायां च-' अजिरशिशिर०' इति (उणा. १-५३) किरच्—જે દાંતને સ્થિર બનાવે છે, તથા ચેળ, કોઢ, કૃમિ વગેરેનો નાશ કરે છે, તેથી ખદિર-ખેર.

૨. रक्तवर्णः सारो यस्य सः—જેનો સાર લાલ રંગનો હોય છે, તેથી રક્તસાર-ખેર.

૩. गायन्तं त्रायते-स्वर्यत्वात्, गै शब्दे-' आतोऽनुपसर्गे' इति कः, गौरादिः—જે સ્વરને હિતકારી હોવાથી ગાનારનું રક્ષણ કરે છે, તેથી ગાયત્રી-ખેર.

૪. दन्तान् धावति-शोधयति, धावु गतिशुद्धयोः, नन्द्यादेर्ल्युः—દાંતને જે શુદ્ધ કરે છે, તેથી દંતધાવન-ખેર.

૫. कण्टकाः सन्ति अस्य-'अत इनि०'—જેને કાંટા હોય છે, તેથી કંટકી-ખેર.

૬. बाल इव सूक्ष्मं पत्रं यस्य सः—જેનાં પાંદડાં ઘણાં જ નાનાં હોય છે, તેથી બાલપત્ર-ખેર.

૭. बहूनि शल्यानि-कण्टकरूपाणि यस्मिन् सः—જેમાં કાંટારૂપે ઘણાં શલ્ય હોય છે, તેથી બહુશલ્ય-ખેર.

૮. यज्ञाय हितः समित्काष्टत्वात्-हिते घः, यद्वा यज्ञम् अर्हति ' यज्ञर्त्विग्भ्यां घखञौ ' इत्यादिना घः—જેનું લાકડું યજ્ઞમાં હોમવાની સમિધ તરીકે ઉપયોગી છે, તેથી યજ્ઞિય-ખેર.

## ખેરના ગુણો

खदिरः शीतलो दन्त्यः कण्डूकासारुचिप्रणुत् ।
तिक्तः कषायो मेदोघ्नः कृमिमेहज्वरव्रणान् ॥
श्वित्रशोथामपित्तास्रपाण्डुकुष्ठकफान् हरेत् ॥ २८ ॥

अन्वय—(गुणास्तु) खदिरः शीतलः दन्त्यः तिक्तः कषायः (सन्) कण्डूकासारुचिप्रणुत् मेदोघ्नः कृमिमेहज्वरव्रणान् श्वित्रशोथामपित्तास्रपाण्डुकुष्ठकफान् हरेत् ॥

ખેર ટાઢો, દાંતને હિતકારી, કડવો અને તૂરો હોઈ ચળ, ઉધરસ, અરુચિ, મેદ, કૃમિ, પ્રમેહ, જ્વર, વ્રણ, ચીતરી, સોજા, આમ, રક્તપિત્તરોગ, પાંડુરોગ, કોઢ તથા કફને મટાડે છે. ૨૮

## ધોળા સારવાળા ખેરનાં નામો તથા ગુણો

खदिरः श्वेतसारोऽन्यः कदरः सोमवल्कलः ।
कदरो विशदो वर्ण्यो मुखरोगकफास्रजित् ॥ २९ ॥

अन्वयः—अन्यः श्वेतसारः खदिरः कदरः सोमवल्कलः (कथ्यते) । कदरः विशदः वर्ण्यः (सन्) मुखरोगकफास्रजित् (अस्ति) ॥

શ્વેતસાર,[1] કદર[2] અને સોમવલ્કલ[3] એટલાં ધોળા સારવાળા બીજા ખેરનાં સંસ્કૃત નામો છે. એ ખેર સ્વચ્છ તથા વર્ણને સારો કરનાર હોઈ મુખના રોગ, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ૨૯

૧. श्वेतवर्णः सारो यस्य सः—જેનો સાર ધોળા રંગનો હોય છે, તેથી શ્વેતસાર-ધોળા સારવાળો ખેર.

૨. दृणाति-विदारयति इति दरः, दॄ विदारणे-पचाद्यच्, कस्य-जलतत्त्वस्य कफस्य दरः-विदारणः कदरः-

* મદનપાલનિઘંટુમાં લખે છે કે: આ ઝાડના ઘેરા રંગનાં લાકડા અને કાચી શીંગોને ઉકાળી તેમાંથી સત્ત્વ કાઢે છે, તેને કાથો કહે છે. કરિયાતાને પાણીમાં ભીંજવી તે પાણીમા ૧૦-૧૨ ગ્રેન કાથો નાખી મુદતને અંતરે આવતા તાવની બીમારીમાં આપવાથી ઘણી સારી અસર થાય છે. લોહીના બગાડને લીધે અવાળુમાંથી લોહી નીકળતું હોય, ત્યારે કાથો અવાળુ ઉપર ઘસવાથી તેમ જ ખવડાવવાથી ઘણો ફાયદો થાય છે.

ચરકમાં ખેરની છાલને કુષ્ઠનાશક (કોઢ મટાડનાર) વર્ણવે છે; અને સુશ્રુતમાં તેને મેદહર, કુષ્ઠનાશક અને મેદશોષક ગણેલ છે. તે પુસ્તકોમાં કાથાને સ્તંભક ગણેલ છે. ખેરનાં પાંદડાંનો ઉકાળો કરીને આપવાથી પેશાબસ્થાનનાં દરદ મટી જાય છે; અને લોહી સાફ થાય છે. વૈદ્યો કાથાને ઠંડો, ગ્રાહી અને પાચક ગણે છે અને ગળાની અંદરનાં દરદ, મોઢાની ગરમી, ફૂલેલાં અવાળાં, ઉધરસ, ઝાડા અને મરડાના દરદમાં ઉપયોગી ગણે છે. જૂનાં નાસુર, ગૂમડાં અને ફોલ્લા ઉપર તેને વાટીને ચોપડે છે. કાથાને બીજી દવાઓ સાથે મેળવીને આપવા માટે શાર્ઙ્ગધર, ચક્રદત્ત અને ભૈષજ્યરત્નાવલી પુસ્તકોમાં ઘણાં મિશ્રણો વર્ણવેલાં છે.

પાણીના તત્ત્વરૂપ કફનો જે નાશ કરે છે, તેથી કદર–ધોળા સારવાળો ખેર.

૩. सोमवर्ण वल्कं यस्य सः–જેની છાલ ચંદ્ર જેવા રંગની–ધોળી હોય છે, તેથી સોમવલ્ક–ધોળા સારવાળો ખેર.

### દુર્ગંધી ખેરનાં નામો તથા ગુણો

इरिमेदो विट्खदिरः कालस्कन्धोऽरिमेदकः ।
इरिमेदः कषायोष्णो मुखदन्तगदास्रजित् ॥
हन्ति कण्डूविषश्लेष्मक्रिमिकुष्ठग्रहव्रणान् ॥ ३० ॥

अन्वय –इरिमेद. विट्खदिर. कालस्कन्ध. अरिमेदक (इति नामानि, गुणाश्च–) इरिमेद कषायोष्ण मुखदन्तगदास्रजित् कण्डूविषश्लेष्मक्रिमिकुष्ठग्रहव्रणान् हन्ति ॥

ઇરિમેદ,[૧] વિટ્ખદિર,[૨] કાલસ્કંધ[૩] અને અરિમેદક[૪] એટલાં દુર્ગંધી ખેરનાં સંસ્કૃત નામો છે. એ ખેર તૂરો અને ગરમ હોઈ મુખના રોગ, દાંતના રોગ, લોહીનો બગાડ, ચળ, ઝેર, કફ, કૃમિ, કોઢ, ગ્રહ–ભૂતાદિક તથા વ્રણને મટાડે છે. ૩૦

૧. ईर्यते–ईर्ष्यति–इर ईर्ष्यायां कण्ड्वादि –'सर्व धातुभ्य इन्' (उणा. ४–११८)–इरि.–दन्तरोगादीना-मीर्ष्यक. मेदो–निर्यासो यस्य स –જેનો મેદ–ગુંદર દાંતના રોગ વગેરેને મટાડે છે, તેથી ઇરિમેદ–દુર્ગંધી ખેર.

૨. विड्गन्धि खदिर –જેની ગંધ વિષ્ઠાના જેવી ખરાબ હોય છે, તેથી વિટ્ખદિર–દુર્ગંધી ખેર.

૩. काल –कृष्णवर्ण. स्कन्धो यस्य स –જેનું થડ કાળા રંગનું હોય છે, તેથી કાલસ્કંધ–દુર્ગંધી ખેર.

૪. अरि· इव खेदजनको मेदो यस्य स.–दुर्गन्ध त्वात् 'शेषाद् विभाषे'ति कप्–જેનો મેદ અથવા ગુંદર દુર્ગંધી હોવાથી શત્રુની પેઠે કંટાળો આપે છે, તેથી અરિમેદક–દુર્ગંધી ખેર.

### રગતરોહિડાનાં નામો તથા ગુણો

रोहीतको रोहितको रोही दाडिमपुष्पकः ।
रोहीतकः प्लीहघाती रुच्यो रक्तप्रसाधनः ॥ ३१ ॥

अन्वयः–रोहीतक रोहितक रोही दाडिमपुष्पक. (कथ्यते), रोहीतकः रुच्यः रक्तप्रसाधनः प्लीहघाती (भवति) ॥

રોહીતક,[૧] રોહિતક,[૨] રોહી[૩] અને દાડિમપુષ્પક[૪] એટલાં રગતરોહિડાનાં સંસ્કૃત નામો છે. રગતરોહિડો રુચિ ઉપજાવનાર, લોહીને સાફ કરનાર અને બરોળના દરદને મટાડનાર છે. ૩૧

૧, ૨. रोहति–प्रादुर्भवति वर्षादौ प्रकटतया, रुह बीजजन्मनि प्रादुर्भावे च–'रुहे रश्च लो वा' (उणा. ३–९४) इतीतन्–बहुलकाद् दीर्घोऽपि–रोहीतः वर्णः अस्यास्ति–अर्शआद्यच्, स्वार्थे कन्–જેનો રંગ લાલ હોય છે, તેથી રોહીતક અને રોહિતક–રગતરોહિડો.

૩. आवश्यं रोहति प्लीहघातिस्वरूपेण, रुह बीज-जन्मनि प्रादुर्भावे च–'आवश्यका.' इति णिनि.–જે બરલનો અવશ્ય નાશ કરનાર તરીકે ઊગે છે, તેથી રોહી–રગતરોહિડો.

૪. दाडिमस्य पुष्पमिव पुष्प यस्य सः–'शेषाद्-विभाषे'ति कप्–જેનું ફૂલ દાડમના ફૂલ જેવું હોય છે, તેથી દાડિમપુષ્પક–રગતરોહિડો.

### બાવળનાં નામો તથા ગુણો

बब्बूलः किङ्किरातः स्यात् किङ्किराटः सपीतकः ।
स एव कथितस्तज्ज्ञैराभा षट्पदमोदिनी ॥
बब्बूलः कफनुद् ग्राही कुष्ठक्रिमिविषापहः ॥ ३२ ॥

अन्वय –बब्बूल. किङ्किरातः किङ्किराटः सपीतकः स्यात्, स एव तज्ज्ञैः आभा च षट्पदमोदिनी कथितः । बब्बूलः ग्राही कफनुत् कुष्ठक्रिमिविषापहः (अस्ति) ॥

બબ્બૂલ,[૧] કિંકિરાત,[૨] કિંકિરાટ,[૩] સપીતક,[૪] આભા[૫] અને ષટ્પદમોદિની[૬] એટલાં બાવળનાં સંસ્કૃત નામો છે. બાવળ* ઝાડોને

---

* રાજનિઘંટુમાં લખે છે કે: બાવળની શીંગોમાંથી કાળો રંગ નીકળે છે. તેની છાલનું સત્ત્વ ચીકણું અને ગ્રાહી હોય છે અને તે ઔષધિ તરીકે વપરાય છે. ઝાડામાં આમ પડતા હોય ત્યારે પાદડા અપાય છે. શીંગો ઉધરસના દરદમાં વપરાય છે. ગુંદર પણ ઘણા ઉપયોગમાં લઈ શકાય તેવો છે અને નાજુક ડાળીઓની છાલ ઘણી રેસાવાળી હોઈને કાગળ બનાવવામા વપરાઈ શકે તેવી હોય છે.

ધન્વંતરિનિઘંટુમાં લખે છે કે: બાવળની છાલ ઘણી ગ્રાહી છે અને પાચનશક્તિ વધારવા માટે આપવામાં આવે છે; તેમજ અંગ્રેજી દવામાં ઓકની છાલને બદલે વપરાય છે. તેનો ઉકાળો જખમ ધોવામાં વાપરવાથી જલદીથી રૂઝ આવે છે. બાવળના ગુંદરમાં લાલ જાતનો ગુંદર વધારે ગુણકારી ગણાય છે. તે ઉધરસ અને સંધિવાના દરદમાં વપરાય છે અને પેશાબમાં સાકર જેવો પદાર્થ જતો હોય ત્યારે અપરાવાય છે. જે નાસુરોમાંથી પીળા રંગનું પાણી વહેતું હોય, તે માટે કુમળાં પાંદડાંની પોટીસ ઘણી ફાયદાકારી ગણાય છે. શીંગો પણ

રોકનાર છે અને કફ, કોઢ, કૃમિ તથા ઝેરને મટાડે છે. ૩૨

૧. याघयति-संयच्छति-बध्नाति मल ग्राहित्वात्-यघ सयमने-'राजिपिशादिभ्य ऊरोलचौ' (उणा. ४-९०) इति-पिशादित्वाद् ऊलच्, बाहुलकाद् घस्य ब, द्वित्व च-જે ઝાડાને રોકે છે, કેમકે ગ્રાહી ગુણવાળો છે, તેથી બબ્બૂલ-બાવળ.

૨, ૩. किङ्किर-रक्त वर्णम् अतति अटति वा नियतसि-अत सातत्यगमने, अट गतौ च, आभ्या कर्मण्यण्-જે પોતાના ગુંદરમાં અથવા રસમાં રતાશપડતો રંગ ધારણ કરે છે, તેથી કિંકિરાત અને કિંકિરાટ-બાવળ.

૪ पीतं पुष्पं सह यतेत-'शेषाद् विभाषे'ति कप्-જેને પીળા રંગના ફૂલ આવે છે, તેથી સપીતક-બાવળ

૫. आ समन्ताद् भाति पीतं पुष्पै, आङ्पूर्वकाद् भा दीप्तौ इत्यस्मात् 'आतश्चोपसर्गे' इति क, टाप्-પીળા રંગના ફૂલોને લીધે ચોપાસ જે શોભે છે, તેથી આભા-બાવળ.

૬. षट्पदान् आमोदयति पुष्पसुगन्धेन इत्येवशीला-मुद हर्षे-ण्यन्ताद् आङ्पूर्वकात् 'सुप्यजातौ' इति णिनि, नान्तत्वाद् ङीप्-ફૂલની સુગંધથી ભમરાઓને જે આનંદ પમાડે છે, એવા સ્વભાવનો હોવાથી ષટ્પદામોદિની-બાવળ.

### અરીઠાનાં નામો તથા ગુણો

अरिष्टकस्तु मङ्गल्यः कृष्णवर्णोऽर्थसाधनः ।
रक्तबीजः पीतफेनः फेनिलो गर्भपातन ॥
अरिष्टकस्त्रिदोषघ्नो ग्रहभिद्गर्भपातनः ॥ ३३ ॥

अन्वय -अरिष्टक तु मङ्गल्य कृष्णवर्ण अर्थसाधन रक्तबीज पीतफेन फेनिल गर्भपातन (कथ्यते, गुणास्तु-) अरिष्ट त्रिदोषघ्न ग्रहभित् गर्भपातन (अस्ति) ॥

અરિષ્ટક,[1] મંગલ્ય,[2] કૃષ્ણવર્ણ,[3] અર્થસાધન,[4] રક્તબીજ,[5] પીતફેન,[6] ફેનિલ[7] અને ગર્ભપાતન[8] એટલાં અરીઠાનાં સંસ્કૃત નામો છે. અરીઠા ત્રણે દોષને મટાડનાર, ભૂતાદિકને ટાળનાર અને ગર્ભને પાડી નાખનાર છે. ૩૩

૧. न रिष्टम् अस्मात् माङ्गल्यत्वात्-જે માંગલિક ગણાય છે, તેથી જેનાથી કોઈ અનિષ્ટ કે અશુભ થતું નથી, માટે અરિષ્ટ-અરીઠો.

૨. मङ्गल्मेव, मङ्गलाय वा हित -ष्यञ्-જે મંગલરૂપ જ છે તેથી અથવા મંગલ માટે હિતકારી છે, તેથી માંગલ્ય-અરીઠો.

૩. कृष्ण वर्ण. यस्य बीजे-જેના બીજમાં કાળો રંગ હોય છે, તેથી કૃષ્ણવર્ણ-અરીઠો.

૪. अर्थ -त्रिदोषादिहननरूप साध्यत अनेन, करणे ल्युट्-ત્રિદોષનો નાશ વગેરે પ્રયોજન જેનાથી સાધી શકાય છે, તેથી અર્થસાધન-અરીઠો.

૫. रक्तवर्ण बीज यस्य स -જેનું બિયું ઉપરના ભાગમાં લાલ રંગનું હોય છે, તેથી રક્તબીજ-અરીઠો.

૬. पीत फेन यस्य स -જેનું ફીણ પીળા રંગનું હોય છે, તેથી પીતફેન-અરીઠો.

૭. फेन अस्ति अस्य-फेनादिलच-જેના ફીણ વળે છે, તેથી ફેનિલ-અરીઠો.

૮. पातयतीति पातन -नन्द्यादि, गर्भस्य पातन -ગર્ભને જે પાડી નાખનાર છે, તેથી ગર્ભપાતન-અરીઠો.

### જિયાપોતાનાં નામો તથા ગુણો

पुत्रजीवो गर्भकरो यष्टिपुष्पोऽर्थसाधक ।
पुत्रजीवो गुरुर्वृष्यो गर्भदः श्लेष्मवातहृत् ॥
सृष्टमूत्रमलो रूक्षो हिमः स्वादुः पटुः कटुः ॥३४॥

अन्वय -पुत्रजीव गर्भकरः यष्टिपुष्प अर्थसाधक (इति नामानि, गुणाश्च-) पुत्रजीवः गुरु वृष्य गर्भद सृष्टमूत्रमलः रूक्ष हिम स्वादु पटु कटु (सन्) श्लेष्मवातहृत् (अस्ति) ॥

પુત્રજીવ,[1] ગર્ભકર,[2] યષ્ટિપુષ્પ[3] અને અર્થસાધક[4] એટલાં જીયાપોતાનાં સંસ્કૃત નામો છે. જીયાપોતો ભારે, વીર્યને વધારનાર, ગર્ભ રાખનાર, વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનાર, રૂક્ષ, ટાઢો, મધુર, ખારો અને તીખો હોઈ કફ તથા વાયુને મટાડે છે. ૩૪

૧. पुत्र-गर्भं जीवयति गर्भदत्वात्, कर्मण्यण्-ગર્ભને જિવાડનાર હોવાથી પુત્રજીવ-જિયાપોતો.

૨. करोति इति कर -अच्, पुत्रस्य कर -જે પુત્ર આપનાર છે, તેથી પુત્રકર-જિયાપોતો.

૩. यष्टिरिव पुष्प यस्य स -જેનું ફૂલ લાકડી જેવું થાય છે, તેથી યષ્ટિપુષ્પ-જિયાપોતો.

૪. अर्थस्य-पुत्रगर्भरूपस्य, साध्नोति इति साधक-पुत्रगर्भदत्वात्-ण्वुल्, પુત્રગર્ભ આપીને પુત્રરૂપ અર્થને જે સિદ્ધ કરે છે, તેથી અર્થસાધક-જિયાપોતો.

ઉધરસના દરદમાં ઉપયોગી છે. સેકો બાવળનો ગુંદર તજ સાથે મેળવીને

### ઇંગોરિયાનાં નામો તથા ગુણો

इङ्गुदोऽङ्गारवृक्षश्च तिक्तकस्तापसद्रुमः ।
इङ्गुदः कुष्ठभूतादिग्रहव्रणविषकृमीन् ॥
हन्त्युष्णः श्वित्रशूलघ्नस्तिक्तकः कटुपाकवान् ॥ ३५

अन्वय–इङ्गुद अङ्गारवृक्ष तिक्तक च तापसद्रुम (इति नामानि, गुणास्तु–) इङ्गुद उष्ण तिक्तक कटुपाकवान् (सन्) श्वित्रशूलघ्न कुष्ठभूतादिग्रहव्रणविषकृमीन् हन्ति ॥

ઇંગુદ,[1] અંગારવૃક્ષ,[2] તિક્તક[3] અને તાપસદ્રુમ[4] એટલાં ઇંગોરિયા*નાં સંસ્કૃત નામો છે. ઇંગોરિયો ગરમ, કડવો અને પાકમાં તીખો હોઈ ચીતરી, શૂળ, કોઢ, ભૂતાદિ, ગ્રહ, વ્રણ, ઝેર તથા કૃમિને મટાડે છે. ૩૫

૧. इङ्यते इति इङ्ग–कुष्ठभूतमहादिचेष्टितम्, इगि गतौ–भावे घञ्, इङ्गं द्यति–खण्डयति–दो अवखण्डने–'आतोऽनुपसर्गे कः,' पृषोदरादित्वात्, इङ्गुद–કોઢ, ભૂતડાં, ગ્રહો વગેરેની અસરનો જે નાશ કરે છે, તેથી ઇંગુદ–ઇંગોરિયો

૨. अङ्गारवर्णः वृक्षः–જેનો રંગ અંગારા જેવો હોય છે, તેવું ઝાડ છે, તેથી અંગારવૃક્ષ–ઇંગોરિયો.

૩. तिक्तरसं कायति–'अन्येष्वपि॰' इति ड, यद्वा तिक्त एव तिक्तक–स्वार्थे कन्–જે કડવા રસવાળો હોય છે, તેથી તિક્તક–ઇંગોરિયો.

૪. तापसानाम् उपयुक्त द्रुम–शाकपार्थिवादि–જે તપસ્વીઓને ઉપયોગી ઝાડ છે, તેથી તાપસદ્રુમ–ઇંગોરિયો

### જિંગિનીનાં નામો તથા ગુણો

जिङ्गिनी झिङ्गिनी झिङ्गी सुनिर्यासा प्रमोदिनी ।
जिङ्गिनी मधुरा सोष्णा कषाया योनिशोधिनी ॥
कटुका व्रणहृद्रोगवातातीसारहृत्पटुः ॥ ३६ ॥

अन्वय–जिङ्गिनी झिङ्गिनी झिङ्गी सुनिर्यासा प्रमोदिनी (इति नामानि, गुणाश्च–) जिङ्गिनी मधुरा सोष्णा कषाया पटु कटुका (सती) योनिशोधिनी व्रणहृद्रोगवातातीसारहृत् (अस्ति) ॥

જિંગિની,[1] ઝિંગિની,[2] ઝિંગી,[3] સુનિર્યાસા[4] અને પ્રમોદિની[5] એટલાં જિંગિનીનાં સંસ્કૃત નામો છે. જિંગિની મધુર, ગરમ, તુરી, ખારી અને તીખી હોઈ યોનિને સાફ કરનાર અને વ્રણ, હૃદયનાં દરદ, વાયુ તથા અતિસારને મટાડનાર છે. ૩૬

* સુશ્રુતસંહિતામાં ઇંગોરિયાના ફળના મગજને મેદકફહર, યોનિદોષહર અને ગુલ્મનાશક ગણેલ છે.

ચરકસંહિતામાં આને કફસંશમન, વ્રણશોધન અને કુષ્ઠપ્રશમન વર્ણવેલ છે

૧. अवश्यं जिङ्गति योनिशोधकताम्, जिगि गतौ–'आवश्यकाधमर्ण्य॰' इति णिनि, नान्तत्वाद् ङीप्–યોનિને શુદ્ધ કરવાપણાનો ગુણ અવશ્ય ધરે છે, તેથી–જિંગિની

૨. अवश्यं झिङ्गति–गच्छति व्रणादीन् नाशयितुम्–झिगि गतौ–पूर्ववत् णिनि, ङीप् च, पृषोदरादित्वात् स्यस्य झ–જે અવશ્ય વ્રણાદિ મટાડે છે, તેથી–ઝિંગિની.

૩ झिङ्गी–નામ પણ ઉપર પ્રમાણેજ અર્થ દર્શાવે છે.

૪. सुष्ठु निर्यासो यस्या सा–જેનો રસ ઘણો જ સરસ હોય છે, તેથી સુનિર્યાસા–જિંગિની.

૫. प्रकर्षेण मोदयति–हर्षयति हृद्रोगवातातिसारिणां चित्तं तद्रोगनिवारणं कृत्वा–હૃદયના રોગ, વાયુ તથા ઝાડાના રોગ મટાડી તે તે રોગવાળા લોકોના ચિત્તને જે ઘણો જ આનંદ પમાડે છે, તેથી પ્રમોદિની–જિંગિની.

### તમાલનું નામ તથા ગુણો

तमालः शालवद्वेद्यो दाहविस्फोटहृत् पुनः ॥३७॥

अन्वय–तमाल शालवत् वेद्य पुन दाहविस्फोटहृत् (अस्ति) ॥

ઉપર મોટા ગજના ઝાડના જે ગુણો કહ્યા, તે ગુણો તમાલ[1]ના પણ છે; ખાસ કરી તે દાહને તથા વિસ્ફોટકને મટાડે છે. ૩૭

૧. ताम्यति–ग्लायति दाहो विस्फोटश्चानेन, तमु ग्लानौ 'तमिविशि॰' (उणा १–११८) इति कालन्–જેનાથી દાહ અને વિસ્ફોટક મટે છે, તેથી તમાલ.

### તૂણિનાં નામો

तूणिस्तुन्नक आपीनस्तुणिकः कच्छकस्तथा ।
कुठेरकः कान्तलको नन्दिवृक्षश्च नन्दकः ॥ ३८ ॥

अन्वय–तूणि तुन्नक आपीन तुणिक तथा कच्छक कुठेरक कान्तलक नन्दिवृक्ष नन्दक (कथ्यते) ॥

તૂણિ,[1] તુન્નક,[2] આપીન,[3] તુણિક,[4] કચ્છક,[5] કુઠેરક,[6] કાંતલક,[7] નંદિવૃક્ષ[8] અને અને નંદક[9] એટલાં તૂણી (એક જાતના પીપળા)નાં સંસ્કૃત નામો છે. ૩૮

૧ 'तूणयति–सङ्कोचयति मलप्राहित्वात्, तूण सङ्कोचे

चुरादिः, तस्मात् 'अच इः' (उणा. ४-१३९)—જે ગ્રાહી હોવાથી ઝાડાને સંકુચિત કરે છે-રોકે છે, તેથી તૂણિ-એક જાતનો પીપળો.

२. तुद्यते स्म व्रणादिनिवारणार्थं जनैः, तुद व्यथने-कर्मणि क्तः, ततः स्वार्थे कन्-વ્રણ આદિ મટાડવા લોકો જેને કાપે-તોડે છે, તેથી તુન્નક-એક જાતનો પીપળો.

३. आसमन्तात्-प्यायते-वर्धते स्म-ओप्यायी वृद्धौ, 'गत्यर्था.' इति क्तः, 'प्याय. पी निष्ठायाम्,' 'ओदितश्चे'ति निष्ठानत्वम्-જે ચોપાસ ખૂબ વધે છે, તેથી આપીન-તૂણિ-એક જાતનો પીપળો.

४. तुणिक-પહેલા નામ પ્રમાણે હોવા ઉપરાંત-पृषोदरादित्वाद् ह्रस्वत्वम्, स्वार्थे कन् च-એ વિશેષ.

५. कचति-दीप्यते-सौन्दर्येण पर्णादीनां, कची दीप्तौ-बाहुलकात् छः, यद्वा केन जलेन छृणत्ति-दीप्यते-छृदिर् दीप्यादौ-'अन्येभ्योऽपि' इति ड, ततः स्वार्थे कन्-જે પાંદડાં વગેરેની સુંદરતાથી દીપે છે અથવા પાણી વડે જે શોભે છે, તેથી કચ્છક-તૂણિ.

६. कुण्ठति-प्रतिहन्ति, व्रणादीन्, कुटि प्रतिघाते-'पतिकठिकुठि' (उणा. १-५८) इत्येरक्, बाहुलकान्नुमभाव-વ્રણ વગેરેનો જે નાશ કરે છે, તેથી કુઠેરક-તૂણિ પીપળો.

७. कम्यते इति कान्त-कमु कान्तौ-'मतिबुद्धि॰' इति क्त, 'अनुनासिकस्य॰' इति दीर्घः, लकति-इति लक, लक आस्वादने-अच्, कान्तश्चासौ लकश्च-कान्तलक-જે સુંદર હોય છે તથા સ્વાદ ધરાવે છે, તેથી કાંતલક-તૂણિ પીપળો.

८. नन्दिवृक्ष-વેલિયો પીપળો જુઓ.

९. नन्दयति दर्शनादेव इति नन्दक-टुनदि समृद्धौ, ण्यन्तात्ण्वुल्-જે દેખતાં જ આનંદ પમાડે છે, તેથી નંદક-તૂણિ પીપળો.

## તૂણિના ગુણો

**तूणिकः कटुः पाके कषायो मधुरो लघुः ।**
**तिक्तो ग्राही हिमो वृष्यो व्रणकुष्ठास्रपित्तजित् ॥३९॥**

अन्वयः-तूणिः कटुः पाके कषायः मधुरः लघु. तिक्तः ग्राही हिम. वृष्य. (सन्) व्रणकुष्ठास्रपित्त-जित् उक्तः ॥

**તૂણિ તીખો, પાકમાં તૂરો, મધુર, હલકો, કડવો, ઝાડાને રોકનાર, ટાઢો અને વીર્યને વધારનાર હોઈ વ્રણ, કોઢ તથા રક્તપિત્તને મટાડનાર છે. ૩૯**

## ભોજપત્રનાં નામો તથા ગુણો

**भूर्जपत्रः स्मृतो भूर्जचर्मी बहुलवल्कलः ।**
**भूर्जो भूतग्रहश्लेष्मकर्णरुक्पित्तरक्तजित् ॥**
**कषायो राक्षसघ्नश्च मेदोविषहरः परः ॥ ४० ॥**

अन्वय-भूर्जपत्र. भूर्जचर्मी बहुलवल्कल स्मृत । भूर्जः कषायः भूतग्रहश्लेष्मकर्णरुक्पित्तरक्तजित् राक्षसघ्न च पर मेदोविषहर (अस्ति) ॥

**ભૂર્જપત્ર,[1] ભૂર્જચર્મી,[2] બહુલવલ્કલ[3] અને ભૂર્જ[4] એટલાં ભોજપત્રનાં સંસ્કૃત નામો છે. એ ઝાડ તૂરું હોય છે અને ભૂત, ગ્રહ, કફ, કાનનાં દરદ, પિત્ત, લોહીનો બગાડ, રાક્ષસ, મેદ તથા ઝેરને અત્યંત મટાડનાર છે. ૪૦**

१. ऊर्जन-ऊर्ज -बलमित्यर्थं, ऊर्ज बलप्राणनयोः-घञ्, भू ऊर्ज यस्य तत्-भूर्जम् पत्र यस्य स-પૃથ્વી જેનું બળ હોય છે એવા પાનવાળું ઝાડ, તે ભૂર્જ.

२. भूर्ज-प्रशस्त चर्म अस्ति अस्य-व्रीह्यादित्वात् इनि-જેની છાલ જમીનના બળવાળી-શ્રેષ્ઠ હોય છે, તેથી ભૂર્જચર્મિન્-ભોજપત્ર.

३. बहूनि लान्ति-ला आदाने-'आतोऽनुपसर्गे क,' वलन्ते-संवृण्वन्ति वृक्षम्-वल संवरणे, बाहुलकात् कलच्-बहुलानि वल्कलानि यस्य स-જેને પુષ્કળ છાલ હોય છે, તેથી બહુવલ્કલ-ભોજપત્ર.

४. भू ऊर्जः यस्य स-જમીન જેનું બળ છે, તેથી ભૂર્જ-ભોજપત્ર ઝાડ.

## ખાખરાનાં નામો

**पलाशः किंशुकः पर्णो यज्ञियो रक्तपुष्पकः ।**
**क्षारश्रेष्ठो वातहरो ब्रह्मवृक्षः समिद्वरः ॥ ४१ ॥**

अन्वय-पलाश. किंशुक. पर्ण यज्ञिय. रक्तपुष्पक क्षारश्रेष्ठ वातहर ब्रह्मवृक्ष. समिद्वर (इति नामानि)॥

**પલાશ,[1] કિંશુક,[2] પર્ણ,[3] યજ્ઞિય,[4] રક્તપુષ્પક,[5] ક્ષારશ્રેષ્ઠ,[6] વાતહર,[7] બ્રહ્મવૃક્ષ,[8] અને સમિદ્વર[9] એટલાં ખાખરા[×]નાં સંસ્કૃત નામો છે. ૪૧**

---

× ચક્રદત્તમાં ખાખરાને ગ્રાહી તરીકે લગાડવા લખેલ છે અને વાપરવા માટે બીજા ગ્રાહી પદાર્થો અને સેંધવ સાથે મેળવે છે; આ મિશ્રણ આંખમાં ઝાંખ પડી હોય ત્યારે વપરાય છે.

ચરકમાં ખાખરાનાં ફૂલના ગુણો ગ્રાહી, પુરીષ-સંગ્રહણ (મળ ઘટ્ટ કરનાર) તથા શોણિતસ્થાપન (લોહીનો પ્રવાહ બંધ કરનાર) ગણેલ છે.

સુશ્રુતમાં તેમને રક્તપિત્તહર (લોહીમાંનું

૧. प्रशस्तानि पलाशानि–पर्णानि अस्य–अर्शआद्यच्, यद्वा पलं–मासम् अश्नाति अत्यन्तं सेवित सन् दीपनत्वात् सरोष्णत्वाच्च, अश भोजने–कर्मण्यण्–જેના પાંદડાં ઘણાં સારાં હોય છે, તેથી અથવા પોતે દીપન, સારક તથા ગરમ હોવાથી અત્યંત સેવ્યો હોય તો માંસ ખાઈ જાય છે–માંસ ઓછું કરે છે, તેથી પલાશ–ખાખરો.

૨. शुक्तुण्डाभपुष्पत्वात् किंचित् शुक इव–જેનું ફૂલ પોપટની ચાંચ જેવું હોય છે, તેથી જાણે કંઈક પોપટ જેવો છે, તેથી કિંશુક–ખાખરો.

૩. पृणाति–प्रीणाति वृष्यत्वात् स्निग्धत्वाच्च, पृण प्रीणने–अच्, यद्वा प्रशस्तानि पर्णानि यस्य स –अर्श-आद्यच्, यद्वा पिपर्ति–पालयति पूरयति च रोगिणो रोगान् विनाश्य, पृ पालनपूरणयोः –'धापृवस्य.' (उणा० ३–६) इति न –જે વીર્યવર્ધક તથા સ્નિગ્ધ હોવાથી તૃપ્તિ-કારક તથા કાંતિવર્ધક છે, તેથી અથવા જેનાં પાંદડાં ઘણાં સારાં હોય છે, તેથી અથવા રોગી લોકોના રોગોનો નાશ કરી તેમનું જે રક્ષણ તથા પોષણ કરે છે, તેથી પર્ણ–ખાખરો

૪. यज्ञम् अर्हति समित्काष्ठत्वात्–'यज्ञर्त्विग्भ्याम्' इति अर्हे घ –જે યજ્ઞમાં હોમવાનાં સમિધોનું લાકડું હોવાથી યજ્ઞને યોગ્ય ગણાય છે, તેથી યજ્ઞિય–ખાખરો.

૫. रक्तवर्णं पुष्पं यस्य स –'शेषाद् विभाषे'ति कप्–જેનાં ફૂલ લાલ રંગનાં હોય છે, તેથી રક્તપુષ્પક–ખાખરો.

૬. क्षार श्रेष्ठ यस्य स –જેનો ક્ષાર શ્રેષ્ઠ હોય છે, તેથી અથવા क्षारयुक्तवृक्षेषु श्रेष्ठ –ખારવાળાં વૃક્ષોમાં જે શ્રેષ્ઠ છે, તેથી ક્ષારશ્રેષ્ઠ–ખાખરો.

૭ वात हरति–'हरतेरनुद्यमनेऽच्'–વાયુનો નાશ કરે છે, તેથી વાતહર–ખાખરો. (અહીં वात पोथयति–नाशयति–पुथ हिंसायाम्–कर्मण्यण्–वातपोथ –એવો પર્યાય પણ અમરકોષમાં મળે છે.)

૮. ब्रह्मणः प्रिय, तन्नामख्यातो वा वृक्ष –બ્રહ્માને પ્રિય અથવા બ્રહ્માના નામથી પ્રખ્યાત હોવાને લીધે બ્રહ્મવૃક્ષ–ખાખરો.

૯. समित्सु वरः, यद्वा समिद्रूपेण व्रियते–स्वीक्रियते याज्ञिकैः–वृञ् वरणे–'ग्रहवृदृनिश्चि.' इति सूत्रेण कर्मणि अप्–જે યજ્ઞકાષ્ઠ–સમિધોમાં શ્રેષ્ઠ છે અથવા યજ્ઞ કરનારા લોકો જેને યજ્ઞકાષ્ઠ–સમિધરૂપે સ્વીકારે છે, તેથી સમિદ્વર–ખાખરો.

---

પિત્ત કાઢી નાખનાર) તથા યોનિદોષહર (યોનિના રોગ મટાડનાર) ગણેલ છે. એનો ગુંદર એકથી બે રતીની માત્રામાં આપવાથી અતિસાર અને પીળા લોહીનો ઝાડો બંધ થાય છે. બીજ વાટીને ચોપડવાથી દાદર મટી જાય છે. પેશાબ મુશ્કેલી-થી ઊતરતો હોય તે વખતે ફૂલને પાણીમાં ઉકાળી શેક કરવાથી આરામ થાય છે. આ ઝાડની ઉપર લાખ પણ ઘણી વખતે મળી આવે છે. આ ઝાડના લાકડાના કોયલા બંદૂકનો દારૂ બનાવવામાં ઘણા વપરાય છે. મૂળિયાની છાલ કાઢી નાખ્યા પછી તેમનાં ઘણા મજબૂત દોરડા બનાવે છે. હોળી વગેરેના તહેવારમાં કેસૂડાંનાં ફૂલનો રંગ ઘણો વપરાય છે.

ખાખરાના પોતાના તથા તેના પુષ્પના ગુણો

पलाशो दीपनो वृष्यः सरोष्णो व्रणगुल्मजित् ।
कषायः कटुकस्तिक्तः स्निग्धो गुदजरोगजित् ॥ ४२
भग्नसन्धानकृद्दोषग्रहण्यर्शःकृमीन् हरेत् ।
तत्पुष्पं स्वादु पाके तु कटु तिक्तं कषायकम् ॥४३॥
वातलं कफपित्तास्रकृच्छ्रजिद् ग्राहि शीतलम् ।
तृड्दाहशमकं वातरक्तकुष्ठहरं परम् ॥ ४४ ॥

अन्वय –(अथ गुणा.–) पलाश दीपन वृष्यः सरोष्ण कषाय. कटुक स्निग्ध (सन्) भग्नसंधानकृत् व्रणगुल्म जित् गुदजरोगजित् दोषग्रहण्यर्शःकृमीन् हरेत्, तत्पुष्प स्वादु, पाके तु कटु तिक्तं कषायकं वातलं ग्राहि शीतलं (सत्) कफपित्तास्रकृच्छ्रजित् तृड्दाहशमकं परं वातरक्तकुष्ठहरम् (अस्ति) ॥

ખાખરો અગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, ઝાડાને ખસેડનાર, ગરમ, તૂરો, તીખો, કડવો, સ્નિગ્ધ, ભાંગેલું સાંધનાર અને વ્રણ, ગોળો, ગુદાના રોગ, દોષ, ગ્રહણી રોગ, અરશ તથા કૃમિને મટાડનાર છે. ખાખરાનાં ફૂલ–કેસૂડાં મધુર, પાકમાં તીખાં, કડવાં, તૂરાં, વાયુ કરનાર, ઝાડાને રોકનાર અને ઠંડાં હોઈ કફ, રક્તપિત્તનો રોગ, મૂત્રકૃચ્છ્ર, તરસ, દાહ, વાતરક્ત રોગ તથા કોઢને અત્યંત મટાડનાર છે. ૪૨–૪૪

ખાખરાના ફળના ગુણો

फलं लघूष्णं मेहार्शःकृमिवातकफापहम् ।
विपाके कटुकं रूक्षं कुष्ठगुल्मोदरप्रणुत् ॥ ४५ ॥

अन्वय –फल लघु उष्ण विपाके कटुक रूक्षं (सत्) मेहार्शः कृमिवातकफापह कुष्ठगुल्मोदरप्रणुत् (अस्ति) ॥

ખાખરાનું ફળ–પિત્તપાપડો હલકો, ગરમ પાકમાં તીખો તથા રૂક્ષ હોઈ પ્રમેહ, અરશ, કૃમિ, વાયુ, કફ, કોઢ, ગોળો તથા પેટનાં

દરદને મટાડનાર છે. ૪૫

### શીમળાનાં નામો

**शाल्मलिस्तु भवेन्मोचा पिच्छिला पूरणीति च ।**
**रक्तपुष्पा स्थिरायुश्च कण्टकाढ्या च तूलिनी ॥४६॥**

अन्वय–शाल्मलिः तु मोचा पिच्छिला च पूरणी इति रक्तपुष्पा च स्थिरायुः कण्टकाढ्या च तूलिनी भवेत् ॥

શાલ્મલિ,[1] મોચા,[2] પિચ્છિલા,[3] પૂરણી,[4] રક્તપુષ્પા,[5] સ્થિરાયુ,[6] કંટકાઢ્યા[7] અને તૂલિની[8] એટલાં શીમળાનાં સંસ્કૃત નામો છે.

૧. शाल्यति–सञ्चालयति रसायनगुण, शल संचलने–ण्यन्तात् क्विप्, मल मल्ले–धारयति शैत्यं माधुर्यं च, मल धारणे–'सर्वधातुभ्य इन्', शाल् चासौ मलिश्च–शाल्मलिः–જે શરીરમાં રસાયન ગુણનો સંચાર કરે છે તથા શીતળતા અને મધુરતાને પણ ધારણ કરે છે, તેથી શાલ્મલિ–શીમળો.

૨. मुञ्चति रसं निर्यासरूपम्, मुच्लृ मोचने–पचाद्यच्, टाप्–જે ગુંદરરૂપ રસને અથવા સ્વાદિષ્ટ શીતળ રસને છોડે છે, તેથી મોચા–શીમળો.

૩. पिच्छा–शाल्मलिनिर्यासः अस्ति अस्याः, पिच्छादित्वात् इलच्, टाप्–જેનો ગુંદર પિચ્છા નામનો છે, તેથી પિચ્છિલા–શીમળો.

૪. पूरयति–आ समन्तात् प्याययति–वर्धयति शरीरं रसायनत्वात्, पूरी आप्यायने–'इत्यल्युटो बहुलम्' इति ल्युट्, टित्वात् ङीप्–જે રસાયનરૂપ હોવાથી શરીરને પુષ્ટ કરે છે, તેથી પૂરણી–શીમળો.

૫. रक्तानि पुष्पाणि यस्याः सा–જેનાં ફૂલ રાતાં હોય છે, તેથી રક્તપુષ્પા–શીમળો.

૬. स्थिरं–दीर्घम् आयुर्यस्याः सा–'षष्टिवर्षसहस्राणि वने जीवति शाल्मलिः' इति वचनात्–લગભગ સાઠ હજાર વર્ષ સુધી શીમળો વનમાં જીવે છે, એવું વચન મળે છે, તેથી તે સ્થિરાયુ કહેવાય છે.

૭. कण्टकैः आढ्या–જેમાં કાંટા હોય છે, તેથી કંટકાઢ્યા–શીમળો.

૮. तूलम् अस्ति अस्याः–'अत इनि', नान्तत्वाद् ङीप्–જેમાં રેશમ જેવું રૂ થાય છે, આ જ કારણે અંગ્રેજીમાં શીમળાને 'સિલ્ક કોટન ટ્રી' કહે છે–એ શીમળો જ છે.

### શીમળાના ગુણો

**शाल्मली शीतला स्वाद्वी रसे पाके रसायनी ।**
**श्लेष्मला पित्तवातास्रहारिणी रक्तपित्तजित् ॥४७॥**

अन्वय–शाल्मली शीतला स्वाद्वी रसे पाके रसायनी श्लेष्मला पित्तवातास्रहारिणी रक्तपित्तजित् (अस्ति) ॥

શીમળો ટાઢો, રસમાં તથા પાકમાં પણ મધુર, રસાયનરૂપ, કફ કરનાર અને પિત્ત, વાતરક્ત રોગ, તથા રક્તપિત્તને મટાડનાર છે.

### શીમળાના ગુંદરનાં નામો તથા ગુણો

**निर्यासः शाल्मलेः पिच्छा शाल्मलीवेष्टकोऽपि च ।**
**मोचास्रावो मोचरसो मोचनिर्यास इत्यपि ॥४८॥**
**मोचास्रावो हिमो ग्राही स्निग्धो वृष्यः कषायकः ।**
**प्रवाहिकातिसारामकफपित्तास्रदाहनुत् ॥४९॥**

अन्वय–शाल्मलेः निर्यासः पिच्छा शाल्मलीवेष्टकः अपि च मोचास्रावः मोचरसः मोचनिर्यासः इत्यपि (कथ्यते) । मोचास्रावः हिमः ग्राही स्निग्धः वृष्यः कषायकः (सन्) प्रवाहिकातिसारामकफपित्तास्रदाहनुत् (अस्ति) ॥

નિર્યાસ,[1] પિચ્છા,[2] શાલ્મલીવેષ્ટક,[3] મોચાસ્રાવ,[4] મોચરસ[5] અને મોચનિર્યાસ,[6] એટલાં શીમળાના ગુંદરનાં સંસ્કૃત નામો છે એ ગુંદર ટાઢો, ઝાડાને રોકનાર, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને તૂરો હોઈ વળી મરડો, ઝાડા, આમ, કફ, રક્તપિત્ત રોગ તથા દાહને મટાડે છે. ૪૮,૪૯

૧. निर्यस्यते–वृक्षात् प्रवाहिरूपेण बहिर्निःसार्यते यो वृक्षोष्मणा, कर्मणि घञ्–વૃક્ષની અંદરની બાફરૂપી ગરમીથી જેને પ્રવાહી રસરૂપે વૃક્ષમાંથી બહાર કાઢવામાં આવે છે, તે નિર્યાસ–ગુંદર.

૨. पतितुमिच्छति वृक्षाद् बहिर्यो रसरूपेण, पत्लृ गतौ–सन्नन्तात् पचाद्यच्, पृषोदरादित्वात् तस्य पः, यद्वा पिच्छति–पिच्छयति–पिच्छ्यते वा, पिच्छ बाधे–अच्, घञ् वा, टाप्–જે વૃક્ષમાંથી રસરૂપે બહાર નીકળી તેને વળગી–ચોંટી રહે છે, તેથી પિચ્છા–શીમળાનો ગુંદર

૩. वेष्टयतीति वेष्टकः, वेष्ट वेष्टने–ण्यन्तात् ण्वुल्, शाल्मल्या वेष्टकः–જે શીમળાને રસરૂપે વીંટળાઈ વળે છે, તે શાલ્મલિવેષ્ટક–શીમળાનો ગુંદર.

૪. मोचायाः स्रावः मोचास्रावः–શીમળાના રસનું ઝરણ અથવા બહાર ઝરી આવેલો શીમળાનો રસ–ગુંદર–તે મોચાસ્રાવ–શીમળાનો ગુંદર.

૫. मुञ्चति रसायनगुणमिति मोचः, मुच्लृ मोचने–पचाद्यच्, मोचस्य रसः–मोचरस–શીમળાનો ગુંદર.

૬. मोचस्य निर्यासः–मोचनिर्यास–શીમળાનો ગુંદર.

### કૂટશાલ્મલિ–હલકી જાતના શીમળાનાં નામો તથા ગુણો

**कुत्सितः शाल्मलिः प्रोक्तो रोचनः कूटशाल्मलिः ।**
**कूटशाल्मलिकस्तिक्तः कटुकः कफवातनुत् ॥५०॥**

मेहघ्नः प्लीहजठरयकृद्गुल्मविषापहः ।
भूतानाहविबन्धास्रमेदःशूलकफापहः ॥ ५१ ॥

अन्वय-कुत्सित शाल्मलि रोचन कूटशाल्मलि प्रोक्त, कूटशाल्मलि तिक्त कटुक भेदी उष्ण (सन्) कफवातनुत् प्लीहजठरयकृद्गुल्मविषापह भूतानाहविबन्धास्रमेद शूलकफापह (अस्ति)॥

હલકી જાતનો શીમળો રોચન[1] અને કૂટશાલ્મલિ[2] એવા બે સંસ્કૃત નામોથી કહેવાય છે. એ શીમળો કડવો, તીખો, ઝાડો લગાડનાર અને ગરમ હોઈ કફ, વાયુ, બરલનું દરદ, પેટના રોગ, જમણા પડખાની ગાંઠનું દરદ, ગોળો, ઝેર, ભૂત, આફરો, મળબંધ, લોહીનો બગાડ, મેદ તથા શૂળને મટાડે છે. ૫૦,૫૧

૧. रोचते-दीप्यते भूतादिनाशकगुणैः, रुच दीप्तौ-'अनुदात्तेतश्च'-इति युच्-જે ભૂતડા વગેરેનો નાશ કરનારા ગુણ વડે શોભે છે, તેથી રોચન-એક જાતનો હલકો શીમળો.

૨. कूट-क्षुद्र श्यामवर्णं शाल्मलि-જે હલકો કાળા રંગનો શીમળો થાય છે, તે કૂટશાલ્મલિ કહેવાય છે

### ધાવડાનાં નામો તથા ગુણો

धवो धटो नन्दितरुः स्थिरो गौरो धुरन्धरः ।
धवः शीतः प्रमेहार्शःपाण्डुपित्तकफापहः ॥
मधुरस्तुवरस्तस्य फलं च मधुरं मनाक् ॥ ५२ ॥

अन्वय-धव धट नन्दितरु स्थिर गौर धुरन्धर (इति नामानि, गुणास्तु-) धव शीत मधुर तुवर (सन्) प्रमेहार्श पाण्डुपित्तकफापह (अस्ति), तस्य च फल मनाक् मधुर (भवति)॥

ધવ,[1] ધટ,[2] નંદિતરુ,[3] સ્થિર,[4] ગૌર,[5] અને ધુરંધર[6] એટલા ધાવડાના સંસ્કૃત નામો છે. (આનું લાકડું ઇમારતી છે.) ધાવડો ટાઢો, મધુર અને તૂરો હોઈ પ્રમેહ, અરશ, પાંડુ, પિત્ત તથા કફને મટાડે છે. ધાવડાનું ફળ જરાક મધુર હોય છે. ૫૨

૧. धवति पाण्डु धूयते वा प्रमेहादि अनेन-धून् कम्पने अच्, धप्, 'ऋदोरप्' वा, धनि-सज्ञापूर्वकत्वात् वृद्धि-જે પાંડુ રોગને તથા પ્રમેહ વગેરેને મટાડે છે, તેથી ધવ-ધાવડો.

૨. तटति-उन्नतो भवति, तट उच्छ्राये-अच्, तस्य ध पृषोदरादित्वात्, यद्वा धन्यते-वध्यते वैद्यैः पाण्डुपित्तकफापह इति, धन शब्दे-'पुंसि सज्ञायां घ.', नस्य ट-पृषोदरादित्वात्-જે ઘણો ઊંચો થાય છે, તેથી અથવા વૈદ્યો જેને પાંડુ, પિત્ત તથા કફનાશક તરીકે વર્ણવે છે, તેથી ધટ-ધાવડો

૩. नन्दितरु-વેલિયા પીપળાનુ પડેલુ નામ જુઓ.

૪ तिष्ठति चिरकालम्, अजिरादित्वात् किरच्-(उणा १-५६) જે ઘણા લાંબા કાળ સુધી રહે છે, તેથી સ્થિર-ધાવડો

૫. गुरते-उद्युङ्क्ते मन अस्मिन् मधुरत्वात्, गुरी उद्यमने-'ऋज्रेन्द्रे'-ति (उणा. २-२८) निपातित-જેમાં મન લલચાય છે, કેમકે મધુર તથા સુંદર હોય છે, તેથી ગૌર-ધાવડો.

૬. धुर धारयति गृहादीना गृहकाष्ठत्वात्, सज्ञायां 'भृतृजि०' इति खच्, खचि ह्रस्व, 'अरुर्द्विषद्०' इति मुम्-જેનુ લાકડું ઇમારતી ગણાય છે, તેથી ઘર વગેરેના મુખ્ય ભાગોને ટેકવે છે, માટે ધુરંધર-ધાવડો

### ધામણનાં નામો તથા ગુણો

धन्वङ्गस्तु धनुर्वृक्षो गोत्रवृक्षः सुतेजनः ।
धन्वङ्गः कफपित्तास्रकासहृत्तुवरो लघुः ॥
बृंहणो बलकृद्रूक्षः सन्धिकृत् व्रणरोपणः ॥ ५३ ॥

अन्वय-धन्वङ्ग तु धनुर्वृक्ष गोत्रवृक्ष. सुतेजनः (कथ्यते)। धन्वङ्ग तुवर लघु बृंहण रूक्ष बलकृत् सधिकृत् व्रणरोपण कफपित्तास्रकासहृत् (अस्ति)॥

ધન્વંગ,[1] ધનુર્વૃક્ષ,[2] ગોત્રવૃક્ષ[3] અને સુતેજન[4] એટલા ધામણનાં સંસ્કૃત નામો છે. ધામણ તૂરી, હલકી, પુષ્ટિ આપનાર, રૂક્ષ, બળ દેનાર, (ભાંગેલું) સાંધનાર, વ્રણને રુઝાવનાર અને કફ, રક્તપિત્ત રોગ તથા ઉધરસને મટાડનાર છે. (આ ઝાડની લાકડીઓ થાય છે.)

૧ धनो अङ्गम् इव अङ्ग यस्य स-જેનુ અંગ જાણે ધનુષ્યનું અંગ હોય તેવુ હોય છે, ધનુષ્ય બનાવવામાં જેનો ઉપયોગ પણ થાય છે, તેથી ધન્વંગ-ધામણ

૨ धनुष वृक्ष-જે ધનુષ બનાવવા માટેનું ઝાડ ગણાય છે, તેથી ધનુર્વૃક્ષ-ધામણ

૩ गा-भूमिं त्रायते-त्रैङ् पालने-'आतोऽनुपसर्गे क'-गोत्रे जात वृक्ष-જે ઝાડ પહાડમાં ઉત્પન્ન થાય છે, તેથી ગોત્રવૃક્ષ-ધામણ.

૪ सुतरा तेजयति शरीर बृंहणत्वात्, तिज निशाने-नन्द्यादेर्ल्यु, युच् (उणा २-७८) वा-જે શરીરને ખૂબ તેજસ્વી કરે છે, કેમકે પૌષ્ટિક છે, તેથી સુતેજન-ધામણ.

દરદને મટાડનાર છે. ૪૫

### શીમળાનાં નામો

**શાલ્મલિસ્તુ ભવેન્મોચા પિચ્છિલા પૂરણીતિ ચ।**
**રક્તપુષ્પા સ્થિરાયુશ્ચ કણ્ટકાઢ્યા ચ તૂલિની॥૪૬॥**

અન્વય—શાલ્મલિ: તુ મોચા પિચ્છિલા ચ પૂરણી ઇતિ રક્તપુષ્પા ચ સ્થિરાયુ: કણ્ટકાઢ્યા ચ તૂલિની ભવેત્॥

શાલ્મલિ,[1] મોચા,[2] પિચ્છિલા,[3] પૂરણી,[4] રક્તપુષ્પા,[5] સ્થિરાયુ,[6] કંટકાઢ્યા[7] અને તૂલિની[8] એટલાં શીમળાનાં સંસ્કૃત નામો છે.

૧. શાલયતિ-સંચાલયતિ રસાયનગુણં, શલ સંચલને-ણ્યન્તાત્ ક્વિપ્, શલ: મલતે-ધારયતિ શૈત્યં માધુર્યં ચ, મલ ધારણે-'સર્વધાતુભ્ય ઇન્', શાલ્ ચાસૌ મલિશ્ચ-શાલ્મલિ:—જે શરીરમાં રસાયન ગુણનો સંચાર કરે છે તથા શીતળતા અને મધુરતાને પણ ધારણ કરે છે, તેથી શાલ્મલિ-શીમળો.

૨. મુઞ્ચતિ રસં નિર્યાસરૂપમ્, મુચ્લૃ મોચને-પચાદ્યચ્, ટાપ્—જે ગુંદરરૂપ રસને અથવા સ્વાદિષ્ઠ શીતળ રસને છોડે છે, તેથી મોચા-શીમળો.

૩. પિચ્છા-શાલ્મલિનિર્યાસ: અસ્તિ અસ્યા, પિચ્છાદિત્વાત્ ઇલચ્, ટાપ્—જેનો ગુંદર પિચ્છા નામનો છે, તેથી પિચ્છિલા-શીમળો.

૪. પૂરયતિ-આ સમન્તાત્ પ્યાયયતિ-વર્ધયતિ શરીરં રસાયનત્વાત્, પૂરી આપ્યાયને-'કૃત્યલ્યુટો બહુલમ્' ઇતિ-લ્યુટ્, ટિત્વાદ્ ઙીપ્—જે રસાયનરૂપ હોવાથી શરીરને પુષ્ટ કરે છે, તેથી પૂરણી-શીમળો.

૫. રક્તાનિ પુષ્પાણિ યસ્યા: સા—જેનાં ફૂલ રાતાં હોય છે, તેથી રક્તપુષ્પા-શીમળો.

૬. સ્થિર-દીર્ઘમ્ આયુર્યસ્યા: સા—'ષષ્ટિવર્ષસહસ્રાણિ વને જીવતિ શાલ્મલિ:' ઇતિ વચનાત્—લગભગ સાઠ હજાર વર્ષ સુધી શીમળો વનમાં જીવે છે, એવું વચન મળે છે, તેથી તે સ્થિરાયુ કહેવાય છે.

૭. કણ્ટકૈ આઢ્યા—જેમાં કાંટા હોય છે, તેથી કંટકાઢ્યા-શીમળો.

૮. તૂલમ્ અસ્તિ અસ્યા—'અત ઇનિ.', નાન્તત્વાદ્ ઙીપ્—જેમાં રેશમ જેવું રૂ થાય છે, આ જ કારણે અંગ્રેજીમાં શીમળાને 'સિલ્ક કોટન ટ્રી' કહે છે—એ શીમળો જ છે.

### શીમળાના ગુણો

**શાલ્મલી શીતલા સ્વાદ્વી રસે પાકે રસાયની।**
**શ્લેષ્મલા પિત્તવાતાસ્રહારિણી રક્તપિત્તજિત્॥૪૭**

અન્વય—શાલ્મલી શીતલા સ્વાદ્વી રસે પાકે રસાયની શ્લેષ્મલા પિત્તવાતાસ્રહારિણી રક્તપિત્તજિત્ (અસ્તિ)॥

શીમળો ટાઢો, રસમાં તથા પાકમાં પણ મધુર, રસાયનરૂપ, કફ કરનાર અને પિત્ત, વાતરક્ત રોગ, તથા રક્તપિત્તને મટાડનાર છે.

### શીમળાના ગુંદરનાં નામો તથા ગુણો

**નિર્યાસઃ શાલ્મલેઃ પિચ્છા શાલ્મલીવેષ્ટકોઽપિ ચ।**
**મોચાસ્રાવો મોચરસો મોચનિર્યાસ ઇત્યપિ॥૪૮॥**
**મોચાસ્રાવો હિમો ગ્રાહી સ્નિગ્ધો વૃષ્યઃ કષાયકઃ।**
**પ્રવાહિકાતિસારામકફપિત્તાસ્રદાહનુત્॥૪૯॥**

અન્વય—શાલ્મલે: નિર્યાસ: પિચ્છા શાલ્મલીવેષ્ટક: અપિ ચ મોચાસ્રાવ: મોચરસ: મોચનિર્યાસ ઇત્યપિ (કથ્યતે)। મોચસ્રાવ: સ્નિગ્ધ: વૃષ્ય: કષાયક: (તથા) પ્રવાહિકાતિસારામકફપિત્તાસ્રદાહનુત્ (અસ્તિ)॥

નિર્યાસ,[1] પિચ્છા,[2] શાલ્મલીવેષ્ટક,[3] મોચાસ્રાવ,[4] મોચરસ[5] અને મોચનિર્યાસ,[6] એટલાં શીમળાના ગુંદરનાં સંસ્કૃત નામો છે. એ ગુંદર ટાઢો, ઝાડાને રોકનાર, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને તૂરો હોઈ વધ્યો જતો ઝાડો, આમ, કફ, રક્તપિત્ત રોગ તથા દાહને મટાડે છે. ૪૮,૪૯

૧. નિર્યસ્યતે-વૃક્ષાત્ પ્રવાહિરસરૂપેણ બહિર્નિસ્સાર્યતે યો વૃક્ષોષ્મણા, કર્મણિ ઘઞ્—વૃક્ષની અંદરની બાફરૂપી ગરમીથી જેને પ્રવાહી રસરૂપે વૃક્ષમાંથી બહાર કાઢવામાં આવે છે, તે નિર્યાસ-ગુંદર.

૨. પતિતુમિચ્છતિ વૃક્ષાદ્ બહિર્યા રસરૂપેણ, પત્લૃ ગતૌ-સન્નન્તાત્ પચાદ્યચ્, પૃષોદરાદિત્વાત્ સસ્ય ચ્છ:, યદ્વા પિચ્છતિ-પિચ્છયતિ-પિચ્છયતે વા, પિચ્છ બાધે-અચ્, ઘઞ્ વા, ટાપ્—જે વૃક્ષમાંથી રસરૂપે બહાર નીકળી તેને વળગી-ચોંટી રહે છે, તેથી પિચ્છા-શીમળાનો ગુંદર.

૩. વેષ્ટયતીતિ વેષ્ટક:, વેષ્ટ વેષ્ટને-ણ્યન્તાદ્ ણ્વુલ્, શાલ્મલ્યા વેષ્ટક:—જે શીમળાને રસરૂપે વીંટળાઈ વળે છે, તે શાલ્મલિવેષ્ટક-શીમળાનો ગુંદર.

૪. મોચાયા સ્રાવ: મોચાસ્રાવ:—શીમળાના રસનું ઝરણું અથવા બહાર ઝરી આવેલો શીમળાનો રસ-ગુંદર—તે મોચાસ્રાવ-શીમળાનો ગુંદર.

૫. મુઞ્ચતિ રસાયનગુણમિતિ મોચ:, મુચ્લૃ મોચને-પચાદ્યચ્, મોચસ્ય રસ:-મોચરસ:-શીમળાનો ગુંદર.

૬. મોચસ્ય નિર્યાસ-મોચનિર્યાસ-શીમળાનો ગુંદર.

### કૂટશાલ્મલિ-હલકી જાતના શીમળાનાં નામો તથા ગુણો

**કુત્સિતઃ શાલ્મલિઃ પ્રોક્તો રોચનઃ કૂટશાલ્મલિઃ।**
**કૂટશાલ્મલિકસ્તિક્તઃ કટુકઃ કફવાતનુત્॥૫૦॥**

मेदुष्णः प्लीहजठरयकृद्गुल्मविषापहः ।
भूतानाहविबन्धास्रमेदःशूलकफापहः ॥५१॥

अन्वय–पुलिन शाल्मलि रोचन कूटशाल्मलि प्रोक्त, कूटशाल्मलिः तिक्त कटुक मेदी उष्ण (सन्) कफवातनुत् प्लीहजठरयकृद्गुल्मविषापह भूतानाहविबन्धास्रमेदःशूलकफापह (अस्ति)॥

હલકી જાતનો શીમળો રોચન[1] અને કૂટશાલ્મલિ[2] એવા બે સંસ્કૃત નામોથી કહેવાય છે. એ શીમળો કડવો, તીખો, ઝાડો લગાડનાર અને ગરમ હોઈ કફ, વાયુ, બરલનું દરદ, પેટના રોગ, જમણા પડખાની ગાંઠનું દરદ, ગોળો, ઝેર, ભૂત, આફરો, મળબંધ, લોહીનો બગાડ, મેદ તથા શૂળને મટાડે છે. ૫૦,૫૧

૧ रोचते–दीप्यते भूतादिनाशकगुणैः, रुच दीप्तौ–'अनुदात्तेतश्च'–इति युच्–જે ભૂતડા વગેરેનો નાશ કરનારા ગુણ વડે શોભે છે, તેથી રોચન–એક જાતનો હલકો શીમળો

૨ कूट–क्षुद्र श्यामवर्ण शाल्मलि–જે હલકો કાળા રંગનો શીમળો થાય છે, તે કૂટશાલ્મલિ કહેવાય છે

ધાવડાનાં નામો તથા ગુણો

धवो धटो नन्दितरुः स्थिरो गौरो धुरन्धरः ।
धवः शीतः प्रमेहार्शःपाण्डुपित्तकफापहः ॥
मधुरस्तुवरस्तस्य फलं च मधुरं मनाक् ॥५२॥

अन्वय–धव धट नन्दितरु स्थिर गौर धुरन्धर (इति नामानि, गुणास्तु–) धव शीत मधुर तुवर (सन्) प्रमेहार्शःपाण्डुपित्तकफापह (अस्ति) तस्य च फल मनाक् मधुर (भवति)॥

ધવ,[1] ધટ,[2] નંદિતરુ,[3] સ્થિર,[4] ગૌર,[5] અને ધુરંધર[6] એટલા ધાવડાના સંસ્કૃત નામો છે (આનું લાકડું ઈમારતી છે) ધાવડો ટાઢો, મધુર અને તૂરો હોઈ પ્રમેહ, અરશ, પાંડુ, પિત્ત તથા કફને મટાડે છે. ધાવડાનું ફળ જરાક મધુર હોય છે ૫૨

૧ धवति पाण्डु धूयते वा प्रमेहादि अनेन–धूञ् कम्पने अच्, घञ् 'ऋदोरप्' वा, धवि–संज्ञापूर्वकत्वान्न वृद्धिः–જે પાંડુ રોગને તથા પ્રમેહ વગેરેને મટાડે છે, તેથી ધવ–ધાવડો

૨. तटति–उन्नतो भवति, तट उच्छ्राये–अच्, तस्य ध पृषोदरादित्वात्, यद्वा धन्यते–वर्ण्यते वैद्यैः पाण्डुपित्तकफापह इति, धन शब्दे–'पुंसि संज्ञायां घः', नस्य ट–पृषोदरादित्वात्–જે ઘણો જ ઊંચો થાય છે, તેથી અથવા વૈદ્યો જેને પાંડુ, પિત્ત તથા કફનાશક તરીકે વર્ણવે છે, તેથી ધટ–ધાવડો

૩. नन्दितरु–વેલિયા પીપળાનું પહેલું નામ જુઓ

૪ तिष्ठति चिरकालम्, अजिरादित्वात् किरच्–(उणा १–५६) જે ઘણા લાંબા કાળ સુધી રહે છે, તેથી સ્થિર–ધાવડો

૫. गुरुन्–उद्युङ्क्ते मन अस्मिन् मधुरत्वात्, गुरी उद्यमने–क्र्त्रे रे–ति (उणा २–७८) निपातित–જેમાં મન લલચાય છે, કેમકે મધુર તથા સુંદર હોય છે, તેથી ગૌર–ધાવડો

૬. धुर धारयति गृहादीनां गृहकाष्ठत्वात्, संज्ञायां 'भृतृवृजि०' इति खच्, खचि ह्रस्व, 'अरुर्द्विषद्०' इति मुम्–જેનું લાકડું ઇમારતી ગણાય છે, તેથી ઘર વગેરેના મુખ્ય ભાગોને ટેકવે છે, માટે ધુરંધર–ધાવડો

ધામણનાં નામો તથા ગુણો

धन्वङ्गस्तु धनुर्वृक्षो गोत्रवृक्षः सुतेजनः ।
धन्वङ्गः कफपित्तास्रकासहृत्तुवरो लघुः ॥
बृंहणो बलकृद्रूक्षः सन्धिकृत् व्रणरोपणः ॥५३॥

अन्वय–धन्वङ्ग तु धनुर्वृक्ष गोत्रवृक्ष सुतेजन (कथ्यते)। धन्वङ्ग तुवर लघु बृंहण रूक्ष बलकृत् सन्धिकृत् व्रणरोपण कफपित्तास्रकासहृत् (अस्ति)॥

ધન્વંગ,[1] ધનુર્વૃક્ષ,[2] ગોત્રવૃક્ષ[3] અને સુતેજન[4] એટલા ધામણના સંસ્કૃત નામો છે ધામણ તૂરી, હલકી, પુષ્ટિ આપનાર, રૂક્ષ, બળ દેનાર, (ભાંગેલું) સાંધનાર, વ્રણને રુઝાવનાર અને કફ, રક્તપિત્ત રોગ તથા ઉધરસને મટાડનાર છે (આ ઝાડની લાકડીઓ થાય છે.)

૧ धनो अङ्गम् इव अङ्ग यस्य स–જેનું અંગ જાણે ધનુષનું અંગ હોય તેવું હોય છે, ધનુષ બનાવવામાં જેનો ઉપયોગ પણ થાય છે, તેથી ધન્વંગ–ધામણ

૨ धनुष वृक्ष–જે ધનુષ બનાવવા માટેનું ઝાડ ગણાય છે, તેથી ધનુર્વૃક્ષ–ધામણ

૩ गा–भूमिं त्रायते–त्रैङ् पालने–'आतोऽनुपसर्गे क'–गोत्र जात वृक्ष–જે ઝાડ પહાડમાં ઉત્પન્ન થાય છે, તેથી ગોત્રવૃક્ષ–ધામણ

૪ सुतरां तेजयति शरीरं बृंहणत्वात्, तिज निशाने–नन्द्यादित्वात् ल्युः, युच् (उणा २–७८) वा–જે શરીરને ખૂબ તેજસ્વી કરે છે, કેમકે પૌષ્ટિક છે, તેથી સુતેજન–ધામણ

### કેરડાનાં નામો તથા ગુણો

करीरः क्रकरोऽपत्रो ग्रंथिलो मरुभूरुहः ।
करीरः कटुकस्तिक्तः स्वेदणो भेदनः स्मृतः ॥
दुर्नामकफवातामगरशोथव्रणप्रणुत् ॥ ५४ ॥

अन्वय-करीर क्रकर अपत्र ग्रंथिल मरुभूरुह (इति नामानि गुणाश्च-) करीर कटुक तिक्त स्वेद उष्ण भेदन (सन्) दुर्नामकफवातामगरशोथव्रणप्रणुत् स्मृत ॥

કરીર,[1] કકર,[2] અપત્ર,[3] ગ્રંથિલ[4] અને મરુભૂરુહ[5] એટલા કેરડાના સંસ્કૃત નામો છે. કેરડો તીખો, કડવો, પસીનો લાવનાર, ગરમ અને મળને તોડનાર હોઈ અરશ, કફ, વાયુ આમ, ઝેર, સોજા તથા વ્રણને મટાડે છે. ૫૪

૧ किरति-विक्षिपति मल विषरक्तादीन् भेदनत्वात् कृ विक्षेपे-'कृशृपृ०' इति (उणा ४-३०) ईरन्, यद्वा करिणम् ईरयति-कर्मण्यण्-જે ભેદન ગુણવાળો હોવાથી મળ ઝેર તથા લોહી વગેરેનો નાશ કરે છે તેથી અથવા હાથીને જે પ્રેરણા કરે છે તેથી કરીર-કેરડો.

૨ क्र इति अव्यक्त शब्द करोति भिद्यमान-डुकृञ् करणे-अच्, 'कृञो हेतुताच्छील्य'ति टो वा-જેને ચીરવામાં આવતા 'ક્ર' એવો અસ્પષ્ટ અવાજ કરે છે, તેથી કકર-કેરડો.

૩ न विद्यते पत्र यस्य स -જેને પાંદડું હોતું જ નથી તેથી અપત્ર-કેરડો.

૪ ग्रन्थि अस्ति अस्य-सिध्मादित्वात् लच्, यद्वा ग्रन्थि लाति ला आदाने-'आतोऽनुपसर्गे'ति क -જેને ગાંઠો હોય છે તેથી ગ્રંથિલ-કેરડો.

૫ मरौ-निर्जलायां भुवि रोहति, रुह प्रादुर्भावे-'इगुपधे'ति क -જે મરુ જ ઓછા પાણીવાળી જમીનમાં ઊગે છે, તેથી મરુભૂરુહ-કેરડો.

### શાખોટ અથવા હલકા સાગનાં નામો તથા ગુણો

शाखोटः पीतफलको भूतावासः खरच्छदः ।
शाखोटो रक्तपित्तार्शोवातश्लेष्मातिसारजित् ॥ ५५ ॥

अन्वय-शाखोट पीतफलक भूतावास खरच्छद (इति नामानि, गुणास्तु-) शाखोट रक्तपित्तार्शोवात श्लेष्मातिसारजित् (अस्ति) ॥

શાખોટ,[1] પીતફલક,[2] ભૂતાવાસ[3] અને ખરચ્છદ[4] એટલા શાખોટના સંસ્કૃત નામો છે. શાખોટ રક્તપિત્ત, અરશ, વાયુ, કફ, તથા અતિસારને મટાડે છે. ૫૫

૧ शाखयति-व्याप्नोति मरुस्थले भूमिं शाखृ व्याप्तौ-बाहुलकाद् ओटन्-જે મરુધરમાં વ્યાપક તથા જ્યાંત્યાં મળતો હોય છે, તેથી શાખોટ-હલકો સાગ.

૨ पीतानि फलानि यस्य स -'शेषाद् विभाषे'ति कप्-જેના ફળ પીળા હોય છે, તેથી પીતફલક-શાખોટ.

૩ भूतानाम् आवास -ભૂતોનું જે રહેઠાણ હોય છે, તેથી ભૂતાવાસ-શાખોટ.

૪ खरच्छदा यस्य स -જેના પાન ખરસટ હોય છે તેથી ખરચ્છદ-શાખોટ.

### વાયવરણાના નામો તથા ગુણો

वरुणो वरणः सेतुस्तिक्तशाकः कुमारकः ।
वरणः पित्तलो भेदी श्लेष्मकृच्छ्राश्मवाततान् ॥ ५६ ॥
निहन्ति गुल्मवातास्रकृमींश्चोष्णोऽग्निदीपनः ।
कषायो मधुरस्तिक्तः कटुको रूक्षको लघुः ॥ ५७ ॥

अन्वय-वरुण वरण सेतु तिक्तशाक कुमारक (कथ्यन्त तद्गुणास्तु-) वरण पित्तल भेदी कषाय मधुर तिक्त कटुक रूक्ष लघु उष्ण च अग्निदीपन (सन्) श्लेष्मकृच्छ्राश्मवाततान् गुल्मवातास्रकृमीन् निहन्ति ॥

વરુણ,[1] વરણ,[2] સેતુ,[3] તિક્તશાક,[4] અને કુમારક[5] એટલા વાયવરણાના સંસ્કૃત નામો છે. વાયવરણો પિત્ત કરનાર, મળને તોડનાર, તૂરો, મધુર, કડવો, તીખો, રૂક્ષ, હલકો, ગરમ અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ કફ, મૂત્રકૃચ્છ્ર, પથરી, વાયુ, ગોળો, વાત રક્તરોગ તથા કૃમિને મટાડે છે. ૫૬,૫૭

૧ व्रियते-गुल्मादिरोगनाशनाय, 'वृञ् वरणे-' 'कृवृदारिभ्य उनन्' (उणा ३-५३)-ગોળો વગેરે રોગોનો નાશ કરવા લોકો જેને પસંદ કરે છે, તેથી વરુણ-વાયવરણો.

૨ वृणोति-स्वीकरोति पित्तलत्वादिगुणान्, वृञ् वरणे-कर्तरि ल्युट् (३-३-११३)-પિત્ત કરવાપણું વગેરે ગુણોને જે ધારણ કરે છે તેથી વરણ-વાયવરણો.

૩ सिनोति-बध्नाति भेदित्वादिगुणान्, षिञ् बन्धने-'सितनि०' (उणा १-६९) तुन्-મળને તોડનારપણું વગેરે ગુણોને જે ધારણ કરે છે, તેથી સેતુ-વરણવૃક્ષ.

૪ तिक्त शाक यस्य स -જેનું શાક કડવું થાય છે, તેથી તિક્તશાક-વાયવરણો.

૫ कुमार इव आचरति कुमारयति, यद्वा-कुमार क्रीडायामिति चौरादिकात् पचाद्यच्, स्त्र कुमार इव चिरतरुणत्वात्-'इवे प्रतिकृतौ' इति कन्-જે લાંબા કાળ

સુંધી તાજો જ રહે છે, તેથી જાણે કોઈ કુમાર વયનો હોય તેવો લાગે છે માટે કુમારક—વાયવરણો.

**ટિંબરુની જાત કટભીનાં નામો તથા ગુણો**

**कटभी स्वादुपुष्पश्च मधुरेणुः कटम्भरः ।**
**कटभी तु प्रमेहार्शोनाडीव्रणविषकृमीन् ॥ ५८ ॥**
**हन्त्युष्णा कफकुष्ठघ्नी कटू रूक्षा च कीर्तिता ।**
**तत्फलं तुवरं ज्ञेयं विशेषात्कफशुक्रहृत् ॥ ५९ ॥**

अन्वय—कटभी स्वादुपुष्प मधुरेणु च कटम्भर (कथ्यते), कटभी तु उष्णा कटु रूक्षा (सती) कफकुष्ठघ्नी कीर्तिता (तथा च सा) प्रमेहार्शोनाडीव्रणविषकृमीन् हन्ति, तत्फल तुवर विशेषात् कफशुक्रहर ज्ञेयम् ॥

કટભી,[1] સ્વાદુપુષ્પ,[2] મધુરેણુ[3] અને કટંભર[4] એટલાં એક જાતના ટિંબરુના સંસ્કૃત નામો છે. એ ટિંબરુ ગરમ, તીખુ તથા રૂક્ષ હોઈ કફ તથા કોઢને મટાડે છે અને પ્રમેહ, અરશ, નાડીવ્રણ, ઝેર તથા કૃમિનો નાશ કરે છે એનું ફળ તૂરું હોઈ ખાસ કરી કફ તથા વીર્યને હરનાર જાણવું. ૫૮,૫૯

૧. कटात् भाति—'आतोऽनुप०' इति क, गौरादित्वाद् ङीप्—જે આશ્ચર્યકારક હોય તેરી જણાય છે, તેથી કટભી—ટિંબરુની એક જાત

૨. स्वादूनि पुष्पाणि यस्य स—જેના ફૂલ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુપુષ્પ—કટભી

૩ मधु रेणु यस्य स—જેની રજ પણ મીઠી હોય છે. તેથી મધુરેણુ—કટભી.

૪. कटम्—अद्भुत गुणातिशय बिभर्ति, भृधातो —'संज्ञायां भृ०'. इति खच्, खित्वात् मुम्—જે આશ્ચર્યકારક ચડિયાતા ગુણો ધારણ કરે છે, તેથી કટંભર—કટભી.

**બે જાતના જધરિયા ખાખરાનાં નામો**

**मोक्षस्तु मोक्षकोऽपि स्याद्गोलीढो गोलिहस्तथा ।**
**क्षारश्रेष्ठ. क्षारवृक्षो द्विविधः श्वेतकृष्णकः ॥ ६० ॥**

अन्वय—मोक्ष तु मोक्षक गोलीढ. गोलिह क्षारश्रेष्ठ तथा क्षारवृक्ष अपि स्यात्, (स )—श्वेत-कृष्णक (इति ) द्विविध (भवति ) ॥

મોક્ષ,[1] મોક્ષક,[2] ગોલીઢ,[3] ગોલિહ,[4] ક્ષારશ્રેષ્ઠ[5] અને ક્ષારવૃક્ષ[6] એટલાં જધરિયા ખાખરાનાં નામો છે. જધરિયો ખાખરો ધોળો અને કાળો એમ બે પ્રકારનો થાય છે. ૬૦

૧. मोक्षयति जन कफवातादिभ्यरोगेभ्य, मुचे रूपन्तात्स्मेरस्मिञ्जनस्मात्—કફ. વાયુ વગેરેથી થતા રોગોથી માણસને જે છોડાવે છે, તેથી મોક્ષ—જધરિયો ખાખરો.

૨. मोक्षयति जन विषमेद प्रभृतिभ्याऽपि, ण्वुल्—ઝેર, મેદ વગેરેથી પણ માણસને જે છોડાવે છે, તેથી મોક્ષક—જધરિયો ખાખરો

૩ गोभि लिह्यते—आस्वाद्यते स्म, लिह आस्वादने-कर्मणि क्तः—ગાયો જેને બહુ જ ખાય છે તેથી ગોલીઢ—જધરિયો ખાખરો.

૪. गोभि लिह्यते—घनर्थे कविधानम्—ગાયો જેને ખૂબ ખાય છે. તેથી ગોલિહ—જધરિયો ખાખરો.

૫. क्षारेषु श्रेष्ठ —ક્ષારવૃક્ષોમાં જે શ્રેષ્ઠ ગણાય છે, તેથી ક્ષારશ્રેષ્ઠ—જધરિયો ખાખરો.

૬. क्षारप्रधान वृक्ष —शाकपार्थिवादि —ક્ષારની મુખ્યતાવાળું ઝાડ હોવાથી ક્ષારવૃક્ષ—જધરિયો ખાખરો.

**બન્ને જધરિયા ખાખરાના ગુણો**

**मोक्षकः कटुकस्तिक्तो ग्राह्युष्णः कफवातहृत् ।**
**विषमेदोगुल्मकण्डूबस्तिरुक्कृमिशुक्रनुत् ॥ ६१ ॥**

अन्वय—मोक्षक कटुक तिक्त ग्राही उष्णः (सन्) कफवातहृत् विषमेदोगुल्मकण्डूबस्तिरुक्कृमिशुक्रनुत् (अस्ति) ॥

જધરિયો ખાખરો તીખો, કડવો, ઝાડાને રોકનાર અને ગરમ હોઈ કફ, વાયુ, ઝેર, મેદ, ગોળો, ચળ, મૂત્રાશયનું દરદ, કૃમિ અને વીર્યનો નાશ કરે છે, ૬૧

**જલસરસડિયાનાં નામો તથા ગુણો**

**शिरीषिका टिण्टिणिका दुर्वलाम्बुशिरीषिका ।**
**त्रिदोषविषकुष्ठार्शोहरी वारिशिरीषिका ॥ ६२ ॥**

अन्वय—शिरीषिका टिण्टिणिका दुर्वला अम्बुशिरीषिका (इति नामानि, गुणास्तु—) वारिशिरीषिका त्रिदोषविषकुष्ठार्शोहरी (अस्ति) ॥

શિરીષિકા,[1] ટિંટિણિકા,[2] દુર્બલા[3] અને અંબુશિરીષિકા[4] એટલાં જલસરસડિયાનાં સંસ્કૃત નામો છે. એ સરસડિયો ત્રણે દોષ, ઝેર, કોઢ તથા અરશને મટાડે છે. ૬૨

૧. शृणाति—हिनस्ति त्रिदोषविषादीन्, शृ हिंसायाम्—'शृस्वृस्निहि' इति (उणा ४–३७) ईषन्, ततः स्वार्थे कन्, टाप्, अत इत्व च—ત્રણે દોષ, ઝેર વગેરેનો જે નાશ કરે છે, તેથી શિરીષિકા—જલસરસડિયો.

૨. तिम्यति—अर्द्रीभवति, जलाश्रयत्वात्, 'अतीमदयत्' (उणा. ४–२५) इति निपातः, पृषोदरादित्वात् दन्त्यस्थाने मूर्धन्य, स्त्री गौरादित्वाद् ङीष्, स्वार्थे

कन्, टाप्, लत्वं च—પાણીમાં ઉત્પન્ન થાય છે, તેથી જેમાં ભીનાશ વધારે હોય છે, માટે ટિંટિણિકા—જલસરસડિયો.

૩. दुष्टं बलं यस्याः सा जलजत्वात्—જેનું બળ દુષ્ટ થયું હોય છે, કેમકે પાણીમાં થયેલ હોય છે, તેથી દુર્બલા—જલસરસડિયો.

૪. अम्बुजा शिरीषिका—शाकपार्थिवादि.—જે પાણીમાં ઉત્પન્ન થાય છે, તેથી અંબુશિરીષિકા—જલસરસડિયો.

## ખીજડીનાં નામો

**शमी सक्तुफला तुङ्गा केशहन्तृफला शिवा ।
मङ्गल्या च तथा लक्ष्मीः शमीरः साल्पिका स्मृता ६३**

अन्वय—शमी सक्तुफला तुङ्गा केशहन्तृफला शिवा मङ्गल्या तथा च लक्ष्मी, सा अल्पा शमीरः स्मृता ।

શમી,[1] સક્તુફલા,[2] તુંગા,[3] કેશહંતૃફલા,[4] શિવા,[5] મંગલ્યા[6] અને લક્ષ્મી[7] એટલાં ખીજડીનાં સંસ્કૃત નામો છે. તે નાની ખીજડી શમીર[1] કહેવાય છે. ૬૩

૧. शमयति कासश्रमश्वासादीन् रोगान् पचाद्यच्, गौरादि—ઉધરસ, શ્રમ, શ્વાસ વગેરે રોગોને જે મટાડે છે, તેથી શમી—ખીજડી

૨. सक्तुवत् क्षुद्रं फलं यस्याः सा—अजादित्वात् टाप्—જેનું ફળ સાથવા જેવું ઘણું ક્ષુદ્ર—નાનું હોય છે. તેથી સક્તુફલા—ખીજડી.

૩. तुङ्गन्ते—हिंसन्ते कफादयः अनया, यद्वा तुङ्गयते—हिंस्यते पवनादिना रुक्षत्वात्, तुजि हिंसायां—घञ्, न्यङ्क्वादित्वात् कुत्वम्, टाप्—કફ વગેરેનો જે નાશ કરે છે, તેથી અથવા રુક્ષપણાને લીધે પવન વગેરે જેનો નાશ કરે છે, તેથી તુંગા—ખીજડી

૪. केशानां हन्तृ फलं यस्याः सा, अजादित्वात् टाप्—જેનું ફળ વાળનો નાશ કરે છે, તેથી કેશહન્તૃફલા—ખીજડી.

૫. शिवं करोति कुष्ठादिरोगिणो रोगनिवारणेन—'तत्करोती'ति णिजन्तात् पचाद्यच्, टाप्—કોઢિયા વગેરે રોગીઓના તે તે રોગો મટાડી તેમનું જે કલ્યાણ કરે છે, તેથી શિવા—ખીજડી.

૬. मङ्गले साधुः—'तत्र साधौ' इति यत्—टाप् જે મંગલ માટે સારી ગણાય છે, તેથી મંગલ્યા—ખીજડી.

૭. लक्षयति—दर्शयति कफादिरोगिणामारोग्यं स्वोपयोगेन—'लक्षेर्मुट्' ( उणा. ३-१६० ) इति ई—કફ વગેરેના રોગીઓનું આરોગ્ય પોતાના ઉપયોગથી જે દેખાડી દે છે, તેથી લક્ષ્મી—ખીજડી.

૧. अल्पा शमी शमीरः—'कुटीशमीशुण्डाभ्यो रः'—નાની ખીજડી શમીર કહેવાય છે.

## ખીજડીના ગુણો

**शमी तिक्ता कटुः शीता कषाया रेचनी लघुः ।
कफकासभ्रमश्वासकुष्ठार्शःकृमिजित्स्मृता ॥६४॥**

अन्वय—शमी तिक्ता कटुः शीता कषाया रेचनी लघुः ( सती ) कफकासभ्रमश्वासकुष्ठार्शः कृमिजित् स्मृता ॥

ખીજડી કડવી, તીખી, ટાઢી, તૂરી, રેચક અને હલકી હોઈ કફ, ઉધરસ, ભ્રમ, શ્વાસ, કોઢ, અરશ તથા કૃમિને મટાડે છે.

## સાતપુડા કે સાત્વિનનાં નામો તથા ગુણો

**सप्तपर्णो विशालत्वक् शारदो विषमच्छदः ।
सप्तपर्णो व्रणश्लेष्मवातकुष्ठास्रजन्तुजित् ॥
दीपनः श्वासगुल्मघ्नः स्निग्धोष्णस्तुवरः सरः ॥६५॥**

अन्वय—सप्तपर्णः विशालत्वक् शारदः विषमच्छदः (इति नामानि, गुणास्तु—) सप्तपर्णः दीपनः स्निग्धोष्णः तुवरः सरः (सन्) व्रणश्लेष्मवातकुष्ठास्रजन्तुजित् श्वासगुल्मघ्नः ( अस्ति ) ॥

સપ્તપર્ણ,[1] વિશાલત્વક્,[2] શારદ[3] અને વિષમચ્છદ[4] એટલાં સાત્વિન×નાં સંસ્કૃત નામો છે. સાત્વિન અગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્નિગ્ધ, ગરમ, તૂરો અને મળને ખસેડનાર હોઈ વ્રણ, કફ, વાયુ, કોઢ, લોહીનો બગાડ, જીવડાં શ્વાસ તથા ગોળાને મટાડે છે. ૬૫

---

× સુશ્રુતમાં શરદીના તાવ માટે નીચે મુજબ ઉપાય વર્ણવેલો છે: સાત્વિનની છાલ, ગળો, લીમડાની અંતરછાલ અને ભોજપત્રની છાલ સરખે ભાગે એટલે બબ્બે તોલા લઈને એકડી ઉકાળવી અને તે પાણી પીવામાં વાપરવું. ત્વચારોગ માટે ઘણાં મિશ્રણોમાં આની છાલ વપરાય છે.

ચરકમાં સાત્વિનનાં રસ, બીજ અને છાલને વાતપિત્તપ્રશમન ( વાયુ અને પિત્તનું શમન કરનાર ), કુષ્ઠઘ્ન ( કોઢ અને ત્વચા રોગ મટાડનાર ), ઉદર્દપ્રશમન ( રક્તપિત્ત બંધ કરનાર ) અને શીતનિવારણ ( ટાઢ મટાડનાર ) વર્ણવેલ છે.

સુશ્રુતમાં આને કફવાતપ્રશમન ( કફ અને વાયુ બેસાડનાર ), અરોચિહર—અરુચિનો નાશ કરનાર, ગુલ્મશૂલનાશક (ગોળો અને શૂળ મટાડનાર), આમપાચક (આમ ને પચાવનાર) અને ઉર્દ્ધ્વવાતપ્રશમન

अन्वय—क्षुद्रबदरं पूर्वसूरिभिः कर्कन्धूः कथितम् । क्षुद्रबदरम् अम्लं काषायं मनाक् मधुरं स्यात्, (तत्) च स्निग्धं गुरु तिक्तं च वातपित्तापहं स्मृतम् ॥

ક્ષુદ્ર (ચણી) બોરને પૂર્વકાળના વિદ્વાનોએ કર્કંધૂ કહેલ છે. એ ચણી બોર ખાટું, તૂરું, જરાક મીઠું, સ્નિગ્ધ, ભારે, અને કડવું હોઈ વાયુ તથા પિત્તને મટાડનાર છે. ૬૯

મુકાં બોરના ગુણો

शुष्कं भेद्यग्निकृत्सर्वं लघु तृष्णाक्लमास्रजित् ॥७०॥

अन्वय—सर्वं शुष्कं (बदरं) भेदि अग्निकृत् लघु (तत्) तृष्णाक्लमास्रजित् (भवति) ॥

સઘળા પ્રકારના સૂકા બોર મળને છૂટા પાડનાર, અગ્નિ કરનાર અને હલકાં હોઈ તરશ, ગ્લાનિ તથા લોહીનો બગાડ મટાડનારા છે. ૭૦

જળ-આમળાંનાં નામો તથા ગુણો

प्राचीनामलकं लोके पानीयामलकं स्मृतम् ।
प्राचीनामलकं दोषत्रयजिद् ज्वरघाति च ॥७१॥

अन्वय—प्राचीनामलकं लोके पानीयामलकं स्मृतम्, प्राचीनामलकं दोषत्रयजित् च ज्वरघाति (भवति) ॥

પ્રાચીનામલક[1] અને પાનીયામલક[2] એ બે પાણીમાં ઊગતાં આમળાના ઝાડના ફળનાં સંસ્કૃત નામો છે; એ ત્રણે દોષને તથા તાવને મટાડનાર છે. ૭૧

૧. प्राग् भवं प्राचीनम्—'विभाषाञ्चेरदिक्स्त्रियाम्'—इति खः, आमलक्याः फलम्—आमलकम्—'नित्यं वृद्ध'—इति मयट्, तस्य च 'फले लुक्', 'लुक् तद्धितलुकी'ति ङीपो लुक्, तत् प्राचीनं च तत् आमलकम्—પૂર્વકાળથી પાણીમાં થતા એક જાતના આમળાના ઝાડનું ફળ.

૨. पानीये जातम् आमलकम्—शाकपार्थिवादि—પાણીમાં થતા આમળાના ઝાડનું ફળ.

હરફારેવડીનાં નામો તથા ફળના ગુણો

सुगन्धमूला लवली पाण्डुः कोमलवल्कला ।
लवलीफलमस्रार्शःकफपित्तहरं गुरु ॥
विशदं रोचनं रूक्षं स्वाद्वम्लं तुवरं रसे ॥७२॥

अन्वय—सुगन्धमूला लवली पाण्डुः कोमलवल्कला (इति नामानि, गुणास्तु—) लवलीफलं गुरु विशदं रोचनं रूक्षं स्वादु अम्लं रसे तुवरं (सत्) अस्रार्शःकफपित्तहरं (भवति) ॥

સુગંધમૂલા,[1] લવલી,[2] પાંડુ[3] અને કોમલવલ્કલા[4] એટલાં હરફારેવડીનાં સંસ્કૃત નામો છે. હરફારેવડીનું ફળ ભારે, સ્વચ્છ, રુચિ ઉપજાવનાર, રૂક્ષ, મધુર, ખાટું અને રસમાં તૂરું હોઈ પથરી, અરશ, કફ તથા પિત્તને મટાડનાર છે. ૭૨

૧. सुष्ठु गन्धो यस्य तत्—सुगन्धं मूलं यस्याः सा—જેનું મૂળિયું સુગંધી હોય છે, તેથી સુગંધમૂલા—હરફારેવડી.

૨. लव—लेशं लाति—आदत्ते रसे तुवरत्वस्य, ला आदाने—'आतोऽनुपसर्गे कः'—गौरादि—જે રસમાં તૂરાશનો અંશ સ્વીકારે છે, તેથી લવલી—હરફારેવડી

૩. पण्डते—गच्छति शिरस्तया लोके, पडि गतौ—गत्यर्थानां ज्ञानार्थत्वं, मृगय्वादित्वात् (उणा. २-३७) कु, पृषोदरादित्वात् दीर्घत्वम्—જેને લોકો સ્વચ્છ તરીકે જાણે છે, તેથી પાંડુ—હરફારેવડી.

૪. कोमलं वल्कलं यस्याः सा—જેની છાલ કોમળ હોય છે, તેથી કોમલવલ્કલા—હરફારેવડી.

બે જાતના કરમદાનાં નામો

करमर्दः सुषेणः स्यात् कृष्णपाकफलस्तथा ।
तस्माल्लघुफला या तु सा ज्ञेया करमर्दिका ॥७३॥

अन्वय—करमर्दः सुषेणः तथा कृष्णपाकफलः स्यात्, या तु तस्मात् लघुफला सा करमर्दिका ज्ञेया ॥

કરમર્દ,[1] સુષેણ[2] અને કૃષ્ણપાકફળ[3] એટલાં કરમદા[×]નાં સંસ્કૃત નામો છે. જેનાં ફળ તેનાથી નાના થાય છે, તે કરમર્દિકા[1] જાણવી ૭૩

૧. करं मृद्नाति स्पर्शात्, मृद क्षोदे—कर्मण्यण्, સ્પર્શ કરવાથી હાથને જે ચોળી—મસળી નાખે—હાથમાં જે ચળ લાવે છે, તેથી કરમર્દ—કરમદો.

૨. शोभना सेना—पुष्पफलरूपा यस्य स—'एति संज्ञायामगात्' इति षत्वम्—પુષ્પ તથા ફળરૂપી જેની સેના ઉત્તમ હોય છે, તેથી સુષેણ—કરમદો.

૩. कृष्णः पाको यस्य तत्, कृष्णपाकं फलं यस्य स—જેનું ફળ પાક વખતે કાળું થાય છે, તેથી

× વૈદ્યકશાસ્ત્રમાં કાચાં કરમદાં ખાટાં અને પાકાં ઠંડાં ગણાય છે અને પિત્ત નરમ પાડવા અપાય છે. તેના મૂળિયાંથી પેટની ચૂંક, અગ્નિમાંદ્ય અને તાવ મટે છે અને પેટનાં જીવડાં તથા ઝેરનો નાશ થાય છે.

સુશ્રુતસંહિતામાં તેને રક્તપિત્તહર, શુક્રદોષનાશક, સર્વમેદહર અને શોફહર ગણેલ છે.

કૃષ્ણપાકફળ–કરમદો.

૧ ह्रस्वा करमर्दी करमर्दिका–ह्रस्वार्थे सज्ञायां कन्–ટાપ્–નાના ફળવાળી કરમદી–કરમર્દિકા કહેવાય છે.

બે જાતના કરમદાનાં ફળના ગુણો

करमर्द्दद्वयं त्वाममम्लं गुरु तृषाहरम् ।
उष्णं रुचिकरं प्रोक्तं रक्तपित्तकफप्रदम् ।
तत्पक्वं मधुरं रुच्यं लघु पित्तसमीरजित् ॥ ७४ ॥

अन्वय–करमर्द्दद्वयम् आमं तु अम्लं गुरु तृषाहरम् उष्णं रुचिकरं (सत्) रक्तपित्तकफप्रदं प्रोक्तम्, पक्वं तत् मधुरं रुच्यं लघु (सत्) पित्तसमीरजित् (भवति) ॥

બન્ને કરમદાનાં કાચા ફળ ખાટા, ભારે, તરશને મટાડનાર, ગરમ અને રુચિ ઉપજાવનાર હોઈ રક્તપિત્ત તથા કફને કરનાર કહેલ છે. તેઓના પાકા ફળ મધુર, રુચિ ઉપજાવનાર અને હલકા હોઈ પિત્ત તથા વાયુને મટાડનાર છે. ૭૪

ચારોળીના ઝાડનાં નામો

पियालस्तु खरस्कन्धश्चारो बहुलवल्कलः ।
राजादनस्तापसेष्टः सन्नकद्रुर्धनुष्पटः ॥ ७५ ॥

अन्वय–पियालः तु खरस्कन्धः चारः बहुलवल्कलः राजादनः तापसेष्टः सन्नकद्रुः धनुष्पटः (कथ्यते) ॥

પિયાલ,[१] ખરસ્કંધ,[२] ચાર,[३] બહુલવલ્કલ,[४] રાજાદન,[५] તાપસેષ્ટ,[६] સન્નકદ્રુ,[७] ધનુ[८] અને પટ[९] અથવા 'ધનુષ્પટ' એવું લેખું–એક નામ, એટલાં ચારોળીના ઝાડનાં સંસ્કૃત નામો છે. ૭૫

૧ पीयति–तृप्यति हृदये हृद्यत्वात्–पीयु प्रीतो धातु तर्पणार्थः तस्मात् 'पीयुक्षणिभ्यां कालन्' ह्रस्वश्च (उणा० ३–७) पियालः, यद्वा प्रीणाति–तर्पयति इति प्रीणातः धातुनि–प्रियालश्च–જે હૃદયને પ્રિય હોવાથી હૃદયને તૃપ્ત કરે છે તેથી પિયાલ અથવા પ્રિયાલ–ચારોળી.

૨. खरः स्कन्धः यस्य सः–જેનું થડ કઠોર અથવા ખૂબ ખરસટ હોય છે, તેથી ખરસ્કંધ–ચારોળી

૩. चरति–गच्छति चेतसि हृद्यत्वात्, यद्वा चरति–भक्षयति पित्तकफास्रम्–चर गतिभक्षणयोः–पचाद्यच्, ततः चर एव चारः–स्वार्थेऽण्–જે હૃદયપ્રિય હોવાથી છેક ચિત્તમાં પેસી જાય અથવા પિત્ત, કફ તથા લોહીવિકારનો નાશ કરે છે, તેથી ચાર–ચારોળી

૪. बहूनि वल्कलानि यस्य सः–જેને ઘણી છાલ હોય છે, તેથી બહુલવલ્કલ–ચારોળી

૫. राजभिः–धनाढ्यैरदनं महार्घत्वात्, अद भक्षणे–कर्मणि ल्युट्–મહાકીમતી હોવાને લીધે જેને ધનવાન લોકો ખાય છે, તેથી રાજાદન–ચારોળી

૬. तापसानाम् इष्टः–प्रियः तर्पकत्वात् वने सुलभत्वाच्च–વનમાં મળવી સુલભ તથા તૃપ્તિકારક હોવાથી તપસ્વી લોકોને જે પ્રિય હોય છે, તેથી તાપસેષ્ટ–ચારોળી

૭ सन्नः–लीनः कद्रुवर्णो यस्य सः–જેનો રંગ ખાસ કાગ જેવો હોય છે, તેથી સન્નકદ્રુ–ચારોળી.

૮. दधनति–धान्यरूपेणार्जयन्ति यं राजादिधनाढ्याः, धन धान्ये–'भृमृशी०' (उणा० १–७) इति उ, उसि (उणा० २–११७) वा–જેને રાજા વગેરે ધનવાન લોકો ધાન્ય તરીકે મેળવે છે–વાપરે છે, તેથી ધનુ કે ધનુસ–ચારોળી

૯. पटति–गच्छति हृदयं हृद्यत्वात्, विस्तारं च–पट गतौ–अच्–જે હૃદયપ્રિય હોવાથી હૃદયમાં પહોંચી જાય છે અથવા જેનું ઝાડ ખૂબ વિસ્તાર પામે છે, તેથી પટ–ચારોળી અથવા धनुष इव पटो–विस्तारो यस्य स धनुष्पट इति समस्तम् एकं नामेति स्वामी–જેનો વિસ્તાર ધનુષના જેવો હોય છે, તેથી ધનુષ્પટ એવું એક નામ ક્ષીરસ્વામી માને છે. (અમરકોશની ટીકામાં ભાનુજીદીક્ષિત લખે છે.)

ચારોળીના તથા તેના ફળના ગુણો

चारः पित्तकफास्रघ्नस्तत्फलं मधुरं गुरु ।
स्निग्धं सरं मरुत्पित्तदाहज्वरतृषापहम् ॥ ७६ ॥

अन्वय–चारः पित्तकफास्रघ्नः (अस्ति), तत्फलं मधुरं गुरु स्निग्धं सरं (सत्) मरुत्पित्तदाहज्वरतृषापहम् (भवति) ॥

ચારોળી પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. ચારોળીનું ફળ મધુર, ભારે, સ્નિગ્ધ અને મળને ખસેડનાર હોઈ વાયુ, પિત્ત, દાહ, તાવ તથા તરશને મટાડનાર છે.

ચારોળીના ગર્ભના ગુણો

प्रियालमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।
हृद्योऽतिदुर्जरः स्निग्धो विष्टम्भी चामवर्धनः ॥७७॥

अन्वय–प्रियालमज्जा मधुरः वृष्यः पित्तानिलापहः हृद्यः अतिदुर्जरः स्निग्धः च विष्टम्भी (सन्) चामवर्धनः (स्यात्) ॥

ચારોળીનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર, હૃદયને પ્રિય લાગે એવો, ઘણી મુશ્કેલીથી પચે એવો, સ્નિગ્ધ અને ઝાડાને રોકનાર હોઈ આમને

વધારનાર છે. ૭૭

### રાણુનાં નામો તથા ફળના ગુણો

राजादनः फलाध्यक्षो राजन्या क्षीरिकापि च।
क्षीरिकायाः फलं वृष्यं बल्यं स्निग्धं हिमं गुरु ॥
तृष्णामूर्च्छामदभ्रान्तिक्षयदोषत्रयास्रजित् ॥७८॥

अन्वय-राजादनः फलाध्यक्षः राजन्या अपि च क्षीरिका (कथ्यते)। क्षीरिकायाः फलं वृष्यं बल्यं स्निग्धं हिमं गुरु (सत्) तृष्णामूर्च्छामदभ्रान्तिक्षयदोषत्रयास्रजित् (अस्ति) ॥

રાજાદન,[1] ફલાધ્યક્ષ,[2] રાજન્યા[3] અને ક્ષીરિકા[4] એટલાં રાણુનાં સંસ્કૃત નામો છે. રાણુનું ફળ વીર્યને તથા બળને વધારનાર, સ્નિગ્ધ, ટાઢું અને ભારે હોઈ તરશ, મૂર્છા, મદ, ભ્રાંતિ, ક્ષય, ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડે છે. ૭૮

૧. राजभिः-प्रदीप्ताग्निभिरद्यते गुरुत्वात्, अद भक्षणे-कर्मणि ल्युट्-ભારે હોવાથી જેને રાજાઓ-એટલે પ્રદીપ્ત જઠરાગ્નિવાળા લોકો ખાઈ પચાવી શકે છે, તેથી રાજાદન-રાણુ.

૨. फलेषु अध्यक्षो-मुख्य -वृष्यत्वबल्यत्वादिश्रेष्ठ-गुणोपेतत्वात्-જે વીર્યવર્ધક તથા બલદાયક આદિ ઉત્તમ ગુણોથી યુક્ત હોવાને લીધે ફળવૃક્ષોમાં મુખ્ય ગણાય છે, તેથી ફલાધ્યક્ષ-રાણુ.

૩. राजानमर्हति वा-इदमर्थे, अर्हार्थे वा यत्, जातित्वात् टिलोपो न-જે રાજાને લાયક અથવા રાજાને પ્રિય હોય છે, તેથી રાજન્યા-રાણુ

૪. क्षीरम् अस्ति अस्या -'अत इनि' तत, स्वार्थे कन्, टाप्-જેમાં છીર રહેલું હોય છે, તેથી ક્ષીરિકા-રાણુ

### વિકલાનાં નામો તથા ફળના ગુણો

विकङ्कतः स्रुवावृक्षो ग्रन्थिलः स्वादुकण्टकः।
स एव यज्ञवृक्षश्च कण्टकी व्याघ्रपादपि ॥
विकङ्कतफलं पक्वं मधुरं सर्वदोषजित् ॥७९॥

अन्वय-विकङ्कतः स्रुवावृक्षः ग्रन्थिलः स्वादुकण्टकः (कथ्यते), स एव यज्ञवृक्षः कण्टकी च व्याघ्रपाद् अपि (उच्यते), विकङ्कतफलं पक्वं मधुरं (सत्) सर्वदोषजित् (भवति) ॥

વિકંકત,[1] સુવાવૃક્ષ,[2] ગ્રંથિલ,[3] સ્વાદુકંટક,[4] યજ્ઞવૃક્ષ,[5] કંટકી[6] અને વ્યાઘ્રપાદ,[7] એટલાં વિકલાનાં સંસ્કૃત નામો છે. વિકલાનું પાકું ફળ મધુર હોઈને સઘળા દોષોને મટાડનાર છે. ૭૯

૧. विशेषेण कङ्कते-गच्छति सर्वदोषजयार्थं पक्वफल-द्वारा, कङ्किगत्यर्थः तस्माद् ऊतच् प्रत्यय औणादि-પાકાં ફળ દ્વારા સર્વ દોષોને મટાડવા જે કામ કરે છે, તેથી વિકંકત-વિકલો.

૨. स्रवति होमार्थघृतादिकम्, स्रु प्रस्रवणे-'स्रुव क' (उणा. २-६१), ततष्टाप्-स्रुवायाः-होमपात्रस्य वृक्षः-હોમ માટેનું ઘી વગેરે જે ઝરે છે-ટપકે છે-તે સુવા નામનું હોમ કરવાનું પાત્ર જેમાથી બને છે. તેથી સુવાવૃક્ષ-વિકલો.

૩. ग्रन्थयः सन्ति अस्य-पिच्छादित्वात् इलच्-જેને ગાંઠો હોય છે, તેથી ગ્રન્થિલ-વિકલો.

૪. कण्टकाः सन्ति अस्य-अर्शआद्यच्, स्वादुश्चासौ-कण्टकश्च-જેમાં કાંટા હોય છે અને જેનું પાકું ફળ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુકંટક-વિકલો.

૫. यज्ञस्य-यज्ञसम्बन्धिस्रुवाद्यावस्य वृक्षः-યજ્ઞસંબંધી સુવા પાત્રનું જે ઝાડ ગણાય છે, તેથી યજ્ઞવૃક્ષ-વિકલો.

૬. कण्टकाः सन्ति अस्य-'अत इनि.'-જેને કાંટા હોય છે, તેથી કંટકી-વિકલો.

૭. व्याघ्रस्य पादा इव पादाः मूलानि यस्य-જેના મૂળિયાં વાઘના પગ જેવાં હોય છે, તેથી વ્યાઘ્રપાદ્-વિકલો.

### કમળકાકડીનાં નામો તથા ગુણો

पद्मबीजं तु पद्माक्षं गालोड्यं पद्मकर्कटी।
पद्मबीजं हिमं स्वादु कषाय तिक्तकं गुरु ॥८०॥
विष्टम्भि वृष्यं रूक्षं च गर्भसंस्थापकं परम्।
कफवातकरं बल्यं ग्राहि पित्तास्रदाहनुत् ॥८१॥

अन्वय-पद्मबीजं तु पद्माक्षं गालोड्यं पद्मकर्कटी (कथ्यते), पद्मबीजं हिमं स्वादु कषायं तिक्तकं गुरु विष्टम्भि वृष्यं रूक्षं गर्भसंस्थापकं बल्यं च ग्राहि (सत्) परं कफवातकरं पित्तास्रदाहनुत् (अस्ति) ॥

પદ્મબીજ,[1] પદ્માક્ષ,[2] ગાલોડ્ય[3] અને પદ્મકર્કટી[4] એટલાં કમળકાકડીનાં સંસ્કૃત નામો છે. કમળકાકડી ટાઢી, મીઠી, તૂરી, કડવી, ભારે, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર, રૂક્ષ, ગર્ભનું સ્થાપન કરનાર, બળ આપનાર, મળનું શોષણ કરનાર અને કફ તથા વાયુને કરનાર હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા દાહને મટાડનાર છે. ૮૦,૮૧

૧. पद्मस्य बीज-કમળનું બિયું તે જ પદ્મબીજ-કમળકાકડી.

૨. पद्मस्य अक्षि इव-'अक्ष्णोऽदर्शनात्' इति समासान्तोऽच्-કમળની જાણે આંખ હોય તેવી જણાય છે, તેથી પદ્માક્ષ-કમળકાકડી.

૩. गोभि. आसमन्तात् लोड्यते-'ऋहलोर्ण्यत्', पृषोदरादित्वम्-જેને ગાયો તથા બળદો ચોપાસથી ચૂંથી નાખે છે, તેથી ગાલોડ્ય-કમળકાકડી.

૪. पद्मस्य कर्कटी-पद्मकर्कटी-કમળની કાકડી.

## મખાનાનાં નામો તથા ગુણો

**माखान्नं पद्मबीजाभं पानीयफलमित्यपि ।**
**माखान्नं पद्मबीजस्य गुणैस्तुल्यं विनिर्दिशेत् ॥८२**

अन्वय-माखान्न पद्मबीजाभ पानीयफलम्-इत्यपि (कथ्यते); माखान्न पद्मबीजस्य गुणै तुल्य विनिर्दिशेत् ॥

માખાન્ન,[1] પદ્મબીજાભ[2] અને પાનીયફલ[3] એટલાં મખાનાનાં સંસ્કૃત નામો છે. મખાનામાં કમળકાકડીના જેવા ગુણો જાણવા.

૧. मख्यन्ते-प्राप्यन्ते पद्मबीजगुणा अनेन, मख गतौ-करणे घञ्, अद्यते इति अन्नम्, माख च तत् अन्न माखान्नम्-જેનાથી કમળકાકડીના જેવા ગુણો મેળવાય છે, એવું જે ખાદ્ય ફળ તે માખાન્ન-મખાના.

૨. पद्मबीजम् इव आभाति-'अन्येष्वपि दृश्यते' इति ड -કમળકાકડી જેવું જે લાગે છે, તેથી પદ્મબીજાભ-મખાના.

૩. पानीये जात फलम्-પાણીમા થતું ફળ હોવાથી પાનીયફલ-મખાના.

## શીંગોડાનાં નામો તથા ગુણો

**शृङ्गाटकं जलफलं त्रिकोणफलमित्यपि ।**
**शृङ्गाटकं हिमं स्वादु गुरु वृष्यं कषायकम् ॥**
**ग्राहि शुक्रानिलश्लेष्मप्रदं पित्तास्रदाहनुत् ॥८३॥**

अन्वय-शृङ्गाटक जलफल त्रिकोणफलम्-इत्यपि (कथ्यते); शृङ्गाटक हिम स्वादु गुरु वृष्य कषायक ग्राहि (सत्) शुक्रानिलश्लेष्मप्रद पित्तास्रदाहनुत् (भवति) ॥

શૃંગાટક,[1] જલફળ[2] અને ત્રિકોણફલ[3] એટલા શીંગોડાનાં સંસ્કૃત નામો છે. શીંગોડુ ટાઢું, મીઠું, ભારે, વીર્યને વધારનાર, તૂરું અને મળનું શોષણ કરનાર હોઈ વીર્ય, વાયુ તથા કફને વધારનાર તેમ જ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા દાહને મટાડનાર છે.

૧. शृङ्ग-प्राधान्यम् अटति-गच्छति जलजफलेषु, वृष्यत्वशुक्रदत्वादिगुणविशेषात्, अट गतौ-कर्मण्यण्, तत संज्ञायां कन्-જળમાં થતાં ફળોમાં જે મુખ્ય ગણાય છે; કેમકે વીર્યવર્ધક તથા વીર્યદાયક આદિ ખાસ ગુણો ધરાવે છે, તેથી શૃંગાટક-શીંગોડું.

૨. जले जातं फलम्-शाकपार्थिवादि -જે ફળ તરીકે પાણીમાં થાય છે, તેથી જલફલ-શીંગોડું.

૩. त्रय. कोणा यस्य-त्रिकोण च तत् फल,-જેને ત્રણ ખૂણા હોય એવું ફળ તે ત્રિકોણફલ-શીંગોડું.

## પોયણાના બીજનાં નામો તથા ગુણો

**उक्तं कुमुद्बीजं तु बुधैः कैरविणीफलम् ।**
**भवेत्कुमुद्वतीबीजं स्वादु रूक्षं हिमं गुरु ॥८४॥**

अन्वय-कुमुदबीज तु बुधै कैरविणीफलं कुमुद्वतीबीजम् उक्तम्, (तत्) स्वादु रूक्ष हिम गुरु भवेत् ॥

કુમુદબીજ,[1] કૈરવિણીફલ[2] અને કુમુદ્વતીબીજ[3] એટલાં શાસ્ત્રે ઊઘડતાં કમળ-પોયણાંના બીજનાં સંસ્કૃત નામો છે. એ બીજ મધુર, રૂક્ષ, ટાઢું તથા ભારે છે. ૮૪

૧. कुमुदानां बीज-પોયણાંનું બિયું તે કુમુદબીજ કહેવાય છે.

૨. कैरविण्या फलम्-ચંદ્રવિકાશી કમળના છોડનું જે ફળ તે કૈરવિણીફલ-પોયણાના બીજ.

૩. कुमुद्वत्या बीज-પોયણાનું જે બીજ તે કુમુદ્વતીબીજ-કહેવાય છે.

## બે જાતના મહુડાનાં નામો

**मधूको गुडपुष्पः स्यान्मधुपुष्पो मधुस्रवः ।**
**वानप्रस्थो मधुष्ठीलो जलजेऽत्र मधूलकः ॥८५॥**

अन्वय-मधूक गुडपुष्प मधुपुष्प मधुस्रव वानप्रस्थ मधुष्ठील स्यात्, अत्र जलजे मधूलक (इति नाम उच्यते) ॥

મધૂક,[1] ગુડપુષ્પ,[2] મધુપુષ્પ,[3] મધુસ્રવ,[4] વાનપ્રસ્થ[5] અને મધુષ્ઠીલ[6] એટલાં મહુડા+નાં સંસ્કૃત નામો છે. જળમાં થતા મહુડાનું નામ મધૂલક[1] છે. ૮૫

---

+ સુશ્રુતસંહિતામાં મહુડાના ફૂલમાંથી કાઢેલા દારૂને ગરમ, ગ્રાહી, તૌવત આપનાર અને ખૂબ ભૂખ ઉઘાડનાર ગણેલ છે, ને તેના બીજમાંથી કાઢેલું તેલ મગજના દરદમાં માથા પર ઘસવા ભલામણ કરેલ છે, અને ઝાડની છાલને પાચક, પિત્તહર, વાયુનાશક, મૂત્રકૃચ્છ્રહર, તૃષાનાશક, રક્તપિત્તહર, પ્રવાતિસારનાશક, પિત્તજ્વરનાશક, દાહનાશક અને શ્વાસહર વર્ણવેલ છે.

ચરકસંહિતામાં મહુડાનાં ફૂલને ગોથિલસ્થાપન, રક્તશુદ્ધિકર, ગ્રાહી અને સ્તંભક ગણેલ છે.

૧. मध्नाति-प्रशस्यते, मन्यते-श्लाघ्यते वा वैद्यैरिति, गुणपुष्टत्वात्, मह पूजायाम्, मन शाने वा-'उलूकादयश्च'ति (उणा. ૪-૪૧) साधुः-વિવિધ ગુણોથી યુક્ત હોવાને લીધે વૈદ્યો જેને વખાણે છે તથા આદરે છે, તેથી મધૂક-મહુડો.

૨. गुड इव मधुरं पुष्पं यस्य सः-જેનું ફૂલ ગોળ જેવું મીઠું હોય છે, તેથી ગુડપુષ્પ-મહુડો.

૩. मधु इव मधुरं पुष्पं यस्य सः-જેનું ફૂલ મધ જેવું મીઠું હોય છે, તેથી મધુપુષ્પ-મહુડો.

૪. स्रवतीति स्रवः-पचाद्यच्, मधुन: स्रवः-મધ જેવા મીઠા રસને ઝરે છે, તેથી મધુસ્રવ-મહુડો.

૫. वनस्य प्रस्थ-एकदेशो वनप्रस्थः, वनप्रस्थे भवः-'तत्र भव' इत्यण्-વનના અમુક કોઈક ભાગમાં જે થાય છે, તેથી વાનપ્રસ્થ-મહુડો.

૬. मधु क्षीवति-निरस्यति, क्षिवु निरसने-'इगुपधे'ति क-इत्यादि, यद्वा मधु क्षीबं-गर्भे यस्य सः-જે મીઠા રસને અથવા દારૂને ઝરે છે-બહાર કાઢે છે અથવા જેની અંદર મીઠાશ કે દારૂનું તત્ત્વ રહેલ છે, તેથી મધુષ્ઠીલ-મહુડો.

૧ मधु लाति-ला दाने-'आतोऽनुपसर्गे कः,' 'अन्येषामपी'ति दीर्घ, स्वार्थे कन् च-જે મીઠાશ અથવા દારૂ આપે છે, તેથી મધૂલક-પાણીમાં થતો મહુડો.

મહુડાનાં ફૂલના ગુણો

मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणम् ।
बलशुक्रकरं प्रोक्तं वातपित्तविनाशनम् ॥८६॥

अन्वयः-मधूकपुष्पं मधुरं शीतलं गुरु बृंहणं (सत्) बलशुक्रकरं वातपित्तविनाशनं प्रोक्तम् ॥

મહુડાનું ફૂલ મધુર, ટાઢું, ભારે અને પુષ્ટિ આપનાર હોઈ બળ તથા વીર્યને વધારનાર અને વાયુ તથા પિત્તનો નાશ કરનાર કહેલ છે.

મહુડાનાં ફળના ગુણો

फलं शीतं गुरु स्वादु शुक्रलं वातपित्तनुत् ।
अहृद्यं हन्ति तृष्णास्रदाहश्वासक्षतक्षयान् ॥८७॥

अन्वयः-फलं शीतं गुरु स्वादु शुक्रलम् अहृद्यं वातपित्तनुत् (तथा) तृष्णास्रदाहश्वासक्षतक्षयान् हन्ति ॥

મહુડાનું ફળ ટાઢું, ભારે, મધુર, વીર્યને વધારનાર, હૃદયને ન ગમે એવું અને વાયુ, પિત્ત, તરશ, લોહીનો બગાડ, દાહ, શ્વાસ, ક્ષત તથા ક્ષયનો નાશ કરે છે. ૮૭

ફાલસાંનાં નામો તથા ગુણો

परूषकं तु परुषमल्पास्थि च परापरम् ।
परूषकं कषायाम्लमामं पित्तकरं लघु ॥८८॥
तत्पक्वं मधुरं पाके शीतं विष्टम्भि बृंहणम् ।
हृद्यं तु पित्तदाहास्रज्वरक्षयसमीरहृत् ॥ ८९ ॥

अन्वय-परूषकं तु परुषम् अल्पास्थि च परापरं (नामानि), परूषकम् आमं कषायाम्लं पित्तकरं लघु (भवति), पक्वं तत् पाके मधुरं शीतं विष्टम्भि बृंहणं हृद्यं तु (तत्) पित्तदाहास्रज्वरक्षयसमीरहृत् (भवति) ॥

પરૂષક,[1] પરુષ,[2] અલ્પાસ્થિ[3] અને પરાપર[4] એટલાં ફાલસાનાં સંસ્કૃત નામો છે. એનું કાચું ફળ તૂરું, ખાટું, પિત્ત કરનાર અને હલકું છે; અને પાકું ફળ પાકમાં મધુર, ટાઢું, ઝાડાને રોકનાર, પુષ્ટિ કરનાર, હૃદયને પ્રિય લાગે એવું અને પિત્ત, દાહ, લોહીનો બગાડ, તાવ, ક્ષય તથા વાયુને મટાડનાર છે. ૮૮,૮૯

૧. पिपर्ति-पालयति पित्तदाहादिभ्यः, पूरयति वा फलसारं माधुर्येण-पॄ पालनपूरणयोः-'पृनहि.' (उणा. ૪-૭૫) इत्युषन्-परुषकादीर्घत्वमपि, ततः स्वार्थे कन्-પિત્ત, દાહ આદિથી જે રક્ષણ કરે છે અને પાકાં ફળમાં મીઠાશ પૂરે છે, તેથી પરૂષક-ફાલસાં.

૨. પરુષ પણ ઉપર પ્રમાણે છે; ફરક એટલો કે પ્રત્યય ઉષ્ન્ છે અને સ્વાર્થમાં કન્ નથી.

૩. अल्पम् अस्थि यस्य तत्-જેનો ઠળિયો નાનો હોય છે, તેથી અલ્પાસ્થિ-ફાલસાં.

૪. परम्-अत्यन्तम् आपिपर्ति बृंहणत्वात्, आङ्पूर्वकात् पॄ पालनपूरणयोः इत्यस्मात् पचाद्यच्-જે પૌષ્ટિક હોવાથી અતિશય રક્ષણ કરે છે તથા શરીરને ભરાવદાર કરે છે, તેથી પરાપર-ફાલસાં.

શેતૂતનાં નામો તથા ફળના ગુણો

तूतः स्थूलश्च पूगश्च क्रमुको ब्रह्मदारु च ।
तूतं पक्वं गुरु स्वादु हिमं पित्तानिलापहम् ॥
तदेवामं गुरु सरमम्लोष्णं रक्तपित्तकृत् ॥९०॥

अन्वयः-तूतः च स्थूलः च पूगः क्रमुकः च ब्रह्मदारु (इति नामानि, फलगुणानाह-) पक्वं तूतं गुरु स्वादु हिमं (सत्) पित्तानिलापहम् (अस्ति), तत् एव आमं गुरु सरम् अम्लोष्णं (सत्) रक्तपित्तकृत् (भवेत्) ॥

તૂત,[1] સ્થૂલ,[2] પૂગ,[3] ક્રમુક[4] અને બ્રહ્મદારુ[5] એટલાં શેતૂતનાં સંસ્કૃત નામો છે. પાકું શેતૂત ભારે, મધુર અને ટાઢું હોઈ પિત્ત તથા વાયુને મટાડનાર છે, કાચું શેતૂત ભારે, મળને ખસેડનાર, ખાટું અને ગરમ હોઈ રક્તપિત્તને કરનાર છે. ૯૦

૧. तुष्यते-स्तूयते माधुर्यात् पित्तशामकत्वाच्,

तुत्य स्तुतौ-घन्-पृषोदरादित्व-મધુરપણાથી અને પિત્ત શમાવનાર હોવાથી લોકો જેને વખાણે છે, તેથી તૂત-શેતૂત.

૨. स्थूलयति-बृंहयति स्वात्मानं गुरुत्वेन, स्थूल बृंहणे-अच्-પચવું ભારે હોવાના ગુણથી પોતાને જે પુષ્ટ કરે છે, તેથી સ્થૂલ-શેતૂત.

૩. पवते पुनाति वा उदरकोष्ठं सरत्वात्-पूङ् पूञ् वा पवने 'छापूखडिभ्य' कित्' इति (उणा. १-१२४) गन् प्रत्ययः-જે સારક હોવાથી મળને ખમેડી પેટનો કોઠો સાફ કરે છે, તેથી પૂગ-શેતૂત.

૪. क्रामति-पादविक्षेप करोति पित्तवायुशमनार्थम्, क्रमु पादविक्षेपे-बाहुलकाद् उ, सज्ञाया कन् च-જે પિત્ત તથા વાયુને શાંત કરવા કામ કરે છે, તેથી ક્રમુક-શેતૂત.

૫. ब्रह्मणो ब्रह्मणि वा दारु-વૈદિક કર્મનું અથવા કર્મમાં ઉપયોગી લાકડું હોવાથી બ્રહ્મદારુ-શેતૂત (અહીં પડેલા નામ સંબંધે ઘણા મતભેદ છે; અમરકોષમાં પડેલું નામ તૂદ જોવામાં આવે છે અને તેની વ્યુત્પત્તિ ભાનુજીદીક્ષિત આમ લખે છે: तुदति पापं-पापरूप मल सरत्वात्-तुद प्रेरणे-'इगुपधे'ति कः, पृषोदरादित्वाद् दीर्घत्वम्-જે સારક હોવાથી પાપરૂપ મળને દૂર કરે છે, તેથી તૂદ-શેતૂત. यद्वा तूद इति क्षीर स्वामी, तत्र तुदति-व्यथयति पित्तं वायु च, तुद व्यथने-इगुपधे ति क, पृषोदरादि -પિત્ત તથા વાયુને જે મટાડે છે, તેથી તૂદ-શેતૂત )

**દાડિમના ઝાડનાં નામો તથા ફળના ત્રણ પ્રકારો**

**दाडिमः करको दन्तबीजो लोहितपुष्पकः ।**
**तत्फलं त्रिविधं स्वादु स्वाद्वम्लं केवलाम्लकम् ॥९१**

अन्वय -दाडिम करक दन्तबीज लोहितपुष्पकः (कथ्यते), तत्फल त्रिविध-स्वादु स्वाद्वम्ल केवलाम्लकम् ॥

દાડિમ,[1] કરક,[2] દંતબીજ[3] અને લોહિતપુષ્પક[4] એટલા દાડિમ*ના સરકૃત નામો છે. દાડિમનું ફળ ત્રણ પ્રકારનું થાય છે-મીઠું, ખટમધુરું અને કેવલ ખાટું. ૯૧

૧. दलन दाल, दल विशरणे-घञ्, दालेन निर्वृत्तः भावप्रत्ययान्तादिमप्, डलयोरैक्यम्-ચીરાવારૂપે જે તૈયાર થાય છે-છૂટાછૂટા અવયવોરૂપે છેવટે જે બને છે, તેથી દાડિમ

૨. करोति दोषाभावम्, त्रिदोषघ्नत्वात्. 'कृञादिभ्यो वुन्'-ત્રણે દોષને નાશ કરનાર હોવાથી સર્વ દોષોનો જે અભાવ કરે છે, તેથી કરક-દાડિમ.

૩. दन्ता इव बीजानि यस्य स.-જેનાં બિયાં દાંત જેવાં હોય છે, તેથી દંતબીજ-દાડિમ.

૪. लोहित-रक्तवर्ण पुष्प यस्य स -'शेषाद् विभाषे'ति कप-જેનું ફૂલ લાલ રંગનું હોય છે, તેથી રક્તપુષ્પક-દાડિમ.

**ત્રણે જાતનાં દાડિમના ગુણો**

**तत्तु स्वादु त्रिदोषघ्नं तृड्दाहज्वरनाशनम् ।**
**हृत्कण्ठमुखगन्धघ्नं तर्पणं शुक्रलं लघु ॥९२॥**
**कषायानुरसं ग्राहि स्निग्धं मेधाबलावहम् ।**
**स्वाद्वम्लं दीपनं रुच्यं किञ्चित्पित्तकरं लघु ॥**
**अम्लं तु पित्तजनकमम्लं वातकफापहम् ॥९३॥**

अन्वय -तत् स्वादु तु त्रिदोषघ्न तर्पण शुक्रल लघु कषायानुरस ग्राहि स्निग्ध (सत्) मेधाबलावह तृड्दाह-ज्वरनाशन हृत्कण्ठमुखगन्धघ्न (भवति), स्वाद्वम्लं दीपनं रुच्यं किञ्चित् पित्तकर लघु (भवति), अम्लं तु अम्लं (सत्) पित्तजनक वातकफापह (भवति) ॥

તેઓમાં મીઠું ફળ તો ત્રણે દોષને હરનાર, તૃપ્તિ આપનાર, વીર્યને વધારનાર, હલકું, તૂરા રસવાળું, મળનું શોષણ કરનાર, સ્નિગ્ધ, બુદ્ધિ તથા બળને આપનાર અને તરશ, દાહ, તાવ અને છાતીનો, કંઠનો તથા મોઢાનો દુર્ગંધ મટાડનાર છે. ખટમધુરું ફળ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, કાંઈક પિત્ત કરનાર અને હલકું છે. કેવલ ખાટું ફળ ખાટું હોઈ પિત્તને ઉત્પન્ન કરનાર અને વાયુ તથા કફને મટાડનાર છે.

* કેટલાક વૈદ્યો દાડમનો રસ કેસર સાથે મેળવીને ઠંડક તરીકે આપવા ભલામણ કરે છે. આંતરડાનાં દરદ (ઝાડાની કમજિયાત સિવાયના) માટે ફળની છાલ અને ફૂલ લવિંગ તજ, ધાણા, મરી વગેરે ખુશબોદાર પદાર્થો સાથે મેળવીને આપે છે. વૈદક પુસ્તકોમાં દાડમનાં મૂળિયાંની છાલ માટે કાંઈ વર્ણન જોવામાં આવતું નથી.

ચરકસંહિતામાં દાડમને ઝાડો બંધ કરનાર, હૃદ્ય (રુચિ ઉત્પન્ન કરી શરીરને ઉત્તેજન આપનાર) વર્ણવેલ છે.

સુશ્રુતસંહિતામાં તેને વાતનાશક (વાયુ બેસાડનાર), મૂત્રદોષહર (પેશાબસ્થાનના રોગ મટાડનાર), તૃષાનાશક (તરસ છિપાવનાર) અને રુચિકારક (રુચિ ઉત્પન્ન કરનાર) ગણેલ છે.

ડનાર છે. ૯૨,૯૩

ગૂંદા-ગૂંદીનાં નામો

बहुवारस्तु शीतः स्यादुद्दालो बहुवारकः।
शेलुः श्लेष्मातकश्चापि पिच्छिलो भूतवृक्षकः॥९४

अन्वय -बहुवार..तु शीतः उद्दाल. बहुवारकः शेलु श्लेष्मातकः अपि च पिच्छिलः भूतवृक्षकः स्यात्॥

બહુવાર,[1] શીત,[2] ઉદ્દાલ,[3] બહુવારક,[4] શેલુ,[5] શ્લેષ્માતક,[6] પિચ્છિલ[7] અને ભૂતવૃક્ષક,[8] એટલાં ગૂંદા-ગૂંદીનાં સંસ્કૃત નામો છે. ૯૪

૧. बहून् रोगान् वारयति, वृञ् वरणे-णिजन्तात् 'बहुनू शिल्पिसंज्ञयोः' (उणा. २-३२)-ઘણા રોગોને જે મટાડે છે, તેથી બહુવાર-ગૂંદા કે ગૂંદી.

૨. श्यायते-गच्छति स्म हिममावम्, श्यैङ् गतौ-'गत्यर्थाकर्मके' ति कर्तरि क्त, 'द्रवमूर्ति'-इति संप्रसारणम्, 'हलः' इति दीर्घ -જે ઠંડા ગુણને પ્રાપ્ત કરે છે, તેથી શીત-ગૂંદા કે ગૂંદી

૩. उद्दालयति-अत्यन्तं विशृणाति विषस्फोटादादीन् रोगान्, दल विशरणे-उत्पूर्वाण्णिजन्तात् अच् ઝેર, વિસ્ફોટક વગેરે રોગોનો જે અત્યંત નાશ કરે છે, તેથી ઉદ્દાલ-ગૂંદા કે ગૂંદી.

૪. बहुवार एव बहुवारक -सञ्ज्ञायां कन्-અર્થ પડેલા નામ પ્રમાણે છે.

૫. शिलति-उञ्छति व्रणश्रीसर्पकुष्ठादीन्-शिल उञ्छे-बाहुलकादु -વ્રણ, રતવા, કોઢ વગેરે રોગોને જે વીણી લે છે, તેથી શેલુ-ગૂંદા કે ગૂંદી

૬. श्लेष्माणम् अतति-सततं गच्छति, अत सातत्यगमने-'बहुनू शिल्पिसंज्ञयोः'-કફ જેવી ચીકાશને જે કાયમ ધારણ કરે છે, તેથી શ્લેષ્માતક-ગૂંદા કે ગૂંદી.

૭. पिच्छ अस्यास्ति, पिच्छादित्वादिलच्-જેમાં પીળાં જેવી લાળો થાય છે-ચીકાશના તાંતણા થાય છે, તેથી પિચ્છિલ-ગૂંદા કે ગૂંદી.

૮. भूतानां वासरूपो वृक्ष, भद्रायां कन्-ભૂતડાઓનું રહેઠાણ જે ઝાડ છે, તેથી ભૂતવૃક્ષક-ગૂંદા કે ગૂંદી.

ગૂંદા-ગૂંદીના ગુણો

बहुवारो विषस्फोटव्रणवीसर्पकुष्ठनुत्।
मधुरस्तुवरस्तिक्तः केश्यश्च कफपित्तहृत्॥९५॥

अन्वय -बहुवार. मधुर तुवरः तिक्तः च केश्यः (सन्) विषस्फोटव्रणवीसर्पकुष्ठनुत् कफपित्तहृत् (चास्ति)॥

ગૂંદા-ગૂંદી મધુર, તૂરા, કડવાં અને કેશ માટે સારાં હોઈ ઝેર, વિસ્ફોટક, વ્રણ, રતવા, કોઢ, કફ તથા પિત્તને મટાડે છે. ૯૫

ગૂંદા-ગૂંદીના ફળના ગુણો

फलमामं तु विष्टम्भि रूक्षं पित्तकफास्रजित्।
तत्पक्वं मधुरं स्निग्धं श्लेष्मलं शीतलं गुरु॥९६॥

अन्वय.-आमं फलं तु विष्टम्भि रूक्षं (सत्) पित्तकफास्रजित् (अस्ति), पक्वं तु तत् मधुरं स्निग्धं श्लेष्मलं शीतलं गुरु (भवति)॥

ગૂંદા-ગૂંદીનું કાચું ફળ ઝાડાને રોકનાર તથા રૂક્ષ હોઈ પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે. તેમનું પાકું ફળ મધુર, સ્નિગ્ધ, કફ કરનાર, ટાઢું અને ભારે છે. ૯૬

નિર્મળીનાં નામો તથા ફળના ગુણો

पयःप्रसादि कतकं कतकं तत्फलं च तत्।
कतकस्य फलं नेत्र्यं जलनिर्मलताकरम्॥
वातश्लेष्महरं शीतं मधुरं तुवरं गुरु॥९७॥

अन्वय.-पयःप्रसादि कतकं (इति नामद्वयं कथ्यते), तत्फलं च तत्-कतकम् (उच्यते), कतकस्य फलं नेत्र्यं जलनिर्मलताकरं वातश्लेष्महरं शीतं मधुरं तुवरं गुरु (भवति)॥

પયઃપ્રસાદિ[1] અને કતક,[2] એ બે નિર્મળીનાં સંસ્કૃત નામો છે. નિર્મળીનું ફળ પણ કતક કહેવાય છે. નિર્મળીનું ફળ નેત્રને હિતકારી, જળને નિર્મળ કરનાર, વાયુ તથા કફને મટાડનાર, ટાઢું, મધુર, તૂરું અને ભારે છે. ૯૭

૧. पयः प्रसादयति इत्येवंशील-प्रसादयतेर्ण्यन्तात् 'सुप्यजातौ णिनि'-પાણીને જે ચોખ્ખું કરે છે, તેથી પયપ્રસાદિ-નિર્મળી

૨. क-जलं शुद्धं तनोति, तनु विस्तारे-'अन्येष्वपीति' ड, तत सञ्ज्ञायां कन्, यद्वा कस्य-जलस्य तक-हास-शुद्धि-स्वच्छता वा यस्मात्-कतकम्-પાણીને જે શુદ્ધ કરે છે કે પાણીની શુદ્ધિ અથવા સ્વચ્છતા જેનાથી થાય છે, તેથી કતક-નિર્મળી.

દ્રાક્ષનાં નામો

द्राक्षा स्वादुफला प्रोक्ता तथा मधुरसापि च।
मृद्वीका हारहूरा च गोस्तनी चापि कीर्तिता॥९८

अन्वय -द्राक्षा स्वादुफला तथा मधुरसा अपि च मृद्वीका च हारहूरा अपि च गोस्तनी कीर्तिता॥

દ્રાક્ષા,[1] સ્વાદુફલા,[2] મધુરસા,[3] મૃદ્વીકા,[4] હારહૂરા[5] અને ગોસ્તની,[6] એટલાં દ્રાક્ષનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૯૮

१. द्राङ्क्ष्यते–काङ्क्ष्यते सर्वैर्लोकैः बृहणत्वादिगुण युक्तत्वात् स्वादुत्वाच्च, द्राक्षि काङ्क्षायाम्–कर्मणि घञ्, आगमशास्त्रस्यानित्यत्वान्न नुम्, ततष्टाप्–પુષ્ટિકારક આદિ ગુણોવાળી તથા સ્વાદિષ્ટ હોવાથી સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી દ્રાક્ષા–દ્રાક્ષ

૨ स्वादु फलं यस्याः सा–જેનુ ફળ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુફલા–દ્રાક્ષનુ ઝાડ

૩ मधुरः रसो यस्याः सा–જેનો રસ મીઠો હોય છે તેથી મધુરસા–દ્રાક્ષ

૪ मृद्नाति तृष्णाज्वरादीन्, मृद्यन्ते वा श्वासवातादयो यया, मृद क्षोदे–'अलीकादयश्च' (उणा. ४–२५) इति निपातित, ततष्टाप्–તરશ, તાવ વગેરેનો જે નાશ કરે છે અથવા શ્વાસ, વાયુ વગેરેનો જેનાથી નાશ કરાય છે, તેથી મૃદ્વીકા–દ્રાક્ષ

૫ हूयत इति हु–ह्वेञ् स्पर्धायां शब्दे च–संपदादित्वात् क्विप्, हार इव हुव–स्पर्धा गति–रा दाने 'आतोऽनुपसर्गे कः'–टाप्–હારની પેઠે જે સ્પર્ધા આપે–પ્રથમ લેવાની દરેકને લાલચ કરાવે અથવા સૌને લેવા જે આહ્વાન આપે છે, તેથી હારહૂરા–દ્રાક્ષ

૬ गो स्तन इव फलं यस्याः सा–જેનુ ફળ ગાયના આંચળ જેવુ હોય છે, તેથી ગોસ્તની, यद्वा गौः स्तनं (फलं) यस्याः सा, गोस्तनसदृशे गोशब्दो गौणः, 'स्वाङ्गाच्चोपसर्जनात्–इति ङीष्–ગાયના જેવા જેને સ્તન એટલે ફળ હોય છે, તેથી ગોસ્તની–દ્રાક્ષ

## દ્રાક્ષના ગુણો

द्राक्षा पक्वा सरा शीता चक्षुष्या बृंहणी गुरुः ।
स्वादुपाकरसा स्वर्या तुवरा सृष्टमूत्रविट् ॥९९॥
कोष्ठमारुतकृद् वृष्या कफपुष्टिरुचिप्रदा ।
हन्ति तृष्णाज्वरश्वासवातवातास्रकामला ॥१००
कृच्छ्रास्रपित्तसंमोहदाहशोषमदात्ययान् ।
आमा स्वल्पगुणा गुर्वी सैवाम्ला रक्तपित्तकृत् १०१
वृष्या स्याद् गोस्तनी द्राक्षा गुर्वी च कफपित्तनुत् ।
अबीजान्या स्वल्पतरा गोस्तनीसदृशी गुणे ॥१०२
द्राक्षा पर्वतजा लघ्वी साम्ला श्लेष्माम्लपित्तकृत् ।
द्राक्षा पर्वतजा यादृक् तादृशी करमर्दिका ॥१०३॥

अन्वय –पक्वा द्राक्षा सरा शीता चक्षुष्या बृंहणी गुरुः स्वादुपाकरसा स्वर्या तुवरा सृष्टमूत्रविट् कोष्ठमारुतकृत् वृष्या कफपुष्टिरुचिप्रदा (सती) तृष्णाज्वरश्वासवातवातास्रकामलाकृच्छ्रास्रपित्तसंमोहदाहशोषमदात्ययान् हन्ति । आमा स्वल्पगुणा गुर्वी (भवति), सा एव अम्ला रक्तपित्तकृत् (भवति) । गोस्तनी द्राक्षा वृष्या च गुर्वी (सती) कफपित्तनुत् (भवति) । अन्या अबीजा स्वल्पतरा (द्राक्षा) गुणे गोस्तनीसदृशी (भवति) । पर्वतजा द्राक्षा लघ्वी साम्ला (सती) श्लेष्माम्लपित्तकृत् (भवति), यादृक् पर्वतजा द्राक्षा तादृशी करमर्दिका (भवति) ॥

પાકી દ્રાક્ષ મળને ખસેડનાર, ટાઢી, નેત્રને હિતકારી, પુષ્ટિ કરનાર, ભારે, પાકમા તથા રસમા મધુર, સ્વરને સારો કરનારી, તૂરી, વિષ્ઠા તથા મૂત્રની પ્રવૃત્તિ કરનારી, કોઠામા વાયુ કરનારી, વીર્યને વધારનાર અને કફ તથા રુચિને ઉત્પન્ન કરનાર હોઈ તરશ, તાવ, શ્વાસ, વાયુ, વાતરક્ત રોગ, કમળો, મૂત્રકૃચ્છ્ર, રક્તપિત્ત, મોહ, દાહ, શોષ તથા મદાત્યય નામના રોગને મટાડનાર છે કાચી દ્રાક્ષ ખૂબ ઓછા ગુણવાળી અને ભારે છે. ખાટી દ્રાક્ષ રક્તપિત્તને કરનાર છે જે દ્રાક્ષ ગાયના આંચળ જેવી થાય છે, તે વીર્યને વધારનાર અને ભારે હોઈ કફ તથા પિત્તને મટાડે છે બીજી–કિસમિસી દ્રાક્ષ બીજ વગરની અને બહુ જ નાની થાય છે, તેમા દ્રાક્ષના જેવા જ ગુણો છે. પર્વતમા થતી દ્રાક્ષ હલકી અને ખટાશવાળી હોઈ કફ તથા અમ્લપિત્તને કરનારી છે પર્વતમા થતી દ્રાક્ષમા જેવા ગુણો હોય છે તેવા જ ગુણો કરમદીમા પણ હોય છે ૯૯–૧૦૩

## ભોંયખજૂરી કે ખલેલાં ખારેકડીના નામો

भूमिखर्जूरिका स्वाद्वी दुरारोहा मृदुच्छदा ।
तथा स्कन्धफला काककर्कटी स्वादुमस्तका ॥१०४

अन्वय –भूमिखर्जूरिका स्वाद्वी दुरारोहा मृदुच्छदा तथा स्कन्धफला काककर्कटी स्वादुमस्तका (कथ्यते) ॥

ભૂમિખર્જૂરિકા,[1] સ્વાદ્વી,[2] દુરારોહા,[3] મૃદુચ્છદા,[4] સ્કંધફલા,[5] કાકકર્કટી[6] અને સ્વાદુમસ્તકા[7] એટલા ખારેકડી (ખલેલા)ના ઝાડના સંસ્કૃત નામો છે ૧૦૪

૧ खर्जति–व्यथयति क्षयगात्रिवातादीन्, खर्ज व्यथने– 'खर्जिपिञ्जादिभ्य ऊरोलचौ' (उणा ४–९०) इत्यूर्, जातित्वात् ङीप्, ततः भूमौ जाता खर्जूरी–शाकपार्थिवादि, स्वार्थे कन्, टाप्–ક્ષય, ઊલટી, વાયુ વગેરેને જે મટાડે છે, તે જમીન પર નીચા કદે થતી (ખને નાની) ભોંય ખજૂરી–ભૂમિખર્જૂરિકા કહેવાય છે

૨ स्वदत इति स्वाद्वी–'कृवापाजि' (उणा १–१)

द्रस्वुण्, 'वोतो गुणवचनादि'ति वा ङीप्-જે સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદ્વી-ખરેલાં ખજૂરી.

૩. दु:खेन आरुह्यते-'ईषद्दु:सुषि'ति खल्-જેના પર ચઢવું મુશ્કેલ હોય છે, તેથી દુરારોહા-ખરેલાં ખજૂરી.

૪. मृदवश्छदा यस्याः सा-જેનાં પાંદડાં કોમળ હોય છે, તેથી મૃદુચ્છદા-ખરેલાં ખજૂરી.

૫. स्कन्धे फलं यस्याः सा-જેનું ફળ થડમાં થાય છે, તેથી સ્કન્ધફલા-ખરેલાં ખજૂરી.

૬. कर्कति-हास्यं करोति, कर्क हसने-सौत्रः, तस्मादौणादिकोऽटन् प्रत्ययः, गौरादिः, काकानां कर्कटी-કાગડાઓને જાણે હસે છે કે 'તમે મારો સ્વાદ શું સમજો ?' તેથી કાકકર્કટી-ખરેલાં ખજૂરી.

૭. स्वादु मस्तकं यस्याः सा-જેની ટોચ પણ સ્વાદિષ્ટ હોય છે, તેથી સ્વાદુમસ્તકા-ખરેલાં ખજૂરી.

## મૂસી ખારેક અને છુવારી ખારેકનાં નામો તથા વર્ણન

पिण्डखर्जूरिका त्वन्या सा देशे पश्चिमे भवेत् ।
खर्जूरी गोस्तनाकारा परद्वीपादिहागता ॥
जायते पश्चिमे देशे सा च्छोहारेति कीर्त्यते ॥ १०५ ॥

अन्वय.-पिण्डखर्जूरिका तु अन्या, सा पश्चिमे देशे भवेत्, गोस्तनाकारा (या) परद्वीपात् इह आगता (खर्जूरी) पश्चिमे देशे जायते, सा 'छोहारा' इति कीर्त्यते ॥

બીજી મૂસી ખારેકની ખજૂરી પિંડખર્જૂરિકા[1] કહેવાય છે અને તે પશ્ચિમ દેશમાં થાય છે. ગાયના આંચળ જેવી જે ખજૂરી બીજા દ્વીપમાંથી અહીં આવેલી હોઈ પશ્ચિમ દેશમાં થાય છે, તે છોહારા[2] (છુવારી ખારેક) કહેવાય છે. ૧૦૫

૧. पिण्डाकारफला खर्जूरिका-शाकपार्थिवादिः-જેનાં ફળ ગોળાકાર થાય છે, તે પિંડખર્જૂરિકા-એક જાતની બીજી ખજૂરી-મૂસી ખારેકડી.

૨. छोपूर्वको हार इति संज्ञा अस्ति अस्याः-अर्शआद्यच्, टाप्-પશ્ચિમ દેશમાં થતી ત્રીજી ખજૂરી તે છોહારા-છુવારી ખારેકડી.

## ત્રણે ખજૂરી કે ખારેકડીના ગુણો

खर्जूरीत्रितयं शीतं मधुरं रसपाकयोः ।
स्निग्धं रुचिकरं हृद्यं क्षतक्षयहरं गुरु ॥ १०६ ॥
तर्पणं रक्तपित्तघ्नं पुष्टिविष्टम्भशुक्रदम् ।
कोष्ठमारुतहृद्बल्यं वान्तिवातकफापहम् ॥ १०७ ॥
ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकम् ।
मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत् ॥ १०८ ॥

अन्वयः-खर्जूरीत्रितयं शीतं रसपाकयोः मधुरं स्निग्धं रुचिकरं हृद्यं गुरु तर्पणं पुष्टिविष्टम्भशुक्रदं बल्यं (सत्) क्षतक्षयहरं रक्तपित्तघ्नं कोष्ठमारुतहृत् वान्तिवातकफापहं ज्वरातिसारक्षुत्तृष्णाकासश्वासनिवारकं मदमूर्च्छामरुत्पित्तमद्योद्भूतगदान्तकृत् (अस्ति) ॥

ત્રણે ખજૂરીઓ ટાઢી, રસમાં તથા પાકમાં મધુર, સ્નિગ્ધ, રુચિ કરનાર, હૃદયને પ્રિય લાગે એવી, ભારે, તૃપ્તિ આપનાર, પુષ્ટિ કરનાર, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર અને બળ દેનાર હોઈ ક્ષત, ક્ષય, રક્તપિત્ત, કોઠાનો વાયુ, ઊલટી, વાયુ, કફ, તાવ, અતીસાર, ભૂખ, તરસ, ઉધરસ, શ્વાસ, મદ, મૂર્છા, વાતપિત્ત અને મદ્યથી થયેલા રોગને મટાડનાર છે. ૧૦૬,૧૦૮

## ખજૂરીના ઝાડના પાણીના ગુણો

महतीभ्यां गुणैरल्पा स्वल्पखर्जूरिका स्मृता ।
खर्जूरीतरुतोयं तु मदपित्तकरं भवेत् ॥
वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् ॥ १०९ ॥

अन्वयः-स्वल्पखर्जूरिका गुणैः महतीभ्याम् अल्पा स्मृता । खर्जूरीतरुतोयं तु मदपित्तकरं वातश्लेष्महरं रुच्यं दीपनं बलशुक्रकृत् भवेत् ॥

ઘણી જ નાની (ખરેલાંની) ખજૂરી, બે મોટી ખજૂરીઓ કરતાં ઓછા ગુણવાળી છે. ખજૂરીના ઝાડનું પાણી તો મદ તથા પિત્તને કરનાર, વાયુ તથા કફને હરનાર, રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બળ તથા વીર્યને વધારનાર છે. ૧૦૯

## સુલેમાની મુસી ખારેકનાં નામો તથા ગુણો

सुलेमानी तु मृदुला दलहीनफला च सा ।
सुलेमानी श्रमभ्रान्तिदाहमूर्च्छास्रपित्तहृत् ॥ ११०

अन्वय.-सुलेमानी तु मृदुला सा च दलहीनफला (भवति), सुलेमानी श्रमभ्रान्तिमूर्च्छास्रपित्तहृत् (अस्ति) ॥

સુલેમાની,[1] મૃદુલા[2] અને દલહીનફલા[3] એટલાં સુલેમાની મુસી ખારેકનાં સંસ્કૃત નામો છે. એ ખારેક શ્રમ, ભ્રમ, દાહ, મૂર્છા અને રક્તપિત્તને મટાડે છે. ૧૧૦

૧. सुलेमाननामा यवनदेशः उत्पत्तिस्थानम् अस्याः-अर्शआद्यच्, जातित्वाद् ङीप्-જેનું ઉત્પત્તિસ્થાન સુલેમાન નામનો યવનદેશ છે, તેથી સુલેમાની-તે નામે એક ખારેક.

૨. मृद्यते-क्षुद्यते स्वल्पेनैव स्पर्शादिना, मृद क्षोदे-'प्रथिम्रदिभ्रस्जाम्'-(उणा. १-२८) इति कु, मृदु गुण अस्ति अस्या, सिध्मादित्वाल्लच्, तत टाप्-થોડા જ સ્પર્શ આદિથી જે ચામળાઈ, કરમાઈ, ચોળાઈ જાય એવો કોમળ ગુણ જેનો હોય છે, તેથી મૃદુલા-સુનેમાની ખારેક

૩. दलै हीना दलहीना, दलहीनेव फलति-निष्फला विशरणे-अच्, अजादित्वात् टाप्, दलैः हीन फल यस्या वा-જે પાદડાં વિનાની જ રહી ફળે છે અથવા જેનુ ફળ પાદડાં વિનાનું હોય છે. તેથી દલહીનફલા-સુનેમાની ખારેક.

**બદામના ઝાડનાં નામો તથા ફળ-મજ્જાના ગુણો**

**वातादो वातवैरी स्यान्नेत्रोपमफलस्तथा ।**
**वाताद उष्ण. सुस्निग्धो वातघ्न. शुक्रकृद् गुरुः १११**
**वातादमज्जा मधुरो वृष्यः पित्तानिलापहः ।**
**स्निग्धोष्णः कफकृन्नेष्टो रक्तपित्तविकारिणाम् ११२**

अन्वय -वाताद वातवैरी तथा नेत्रोपमफल स्यात्, वाताद उष्ण सुस्निग्ध वातघ्न शुक्रकृत् गुरु (अस्ति)॥ वातादमज्जा मधुर वृष्य (सन्) पित्तानिलापह स्निग्धोष्ण कफकृत् (सन्) रक्तपित्तविकारिणा न इष्ट ॥

વાતાદ,[1] વાતવૈરી,[2] અને નેત્રોપમફલ[3] એટલા બદામના ઝાડના સંસ્કૃત નામો છે. બદામ ગરમ, સારી પેઠે સ્નિગ્ધ, વાયુને હરનાર, વીર્યને વધારનાર અને ભારે છે. બદામનો ગર્ભ મધુર, વીર્યને વધારનાર, પિત્ત તથા વાયુને મટાડનાર અને સ્નિગ્ધ તથા ગરમ હોઈ કફ કરનાર છે, અને રક્તપિત્તના વિકાર વાળાઓ માટે સારો નથી ૧૧૧-૧૧૨

૧ वातम् अत्ति, अद भक्षणे-कर्मण्यण्, यद्वा वाताय-वातनिवृत्तये अद्यत वातरोगिभि -कर्मणि घञ्-જે વાયુને ખાઈ જાય છે અથવા વાયુના રોગવાળાઓ વાયુને મટાડવા જેને ખાય છે, તેથી વાતાદ-બદામ

૨. वातस्य वैरी-વાયુનો શત્રુ છે. તેથી વાતવૈરી-બદામ

૩. नेत्रस्य उपमा यस्य तत्-नेत्रोपम फल यस्य स -જેનુ ફળ આંખની ઉપમાવાળુ-આંખ જેવુ હોય છે, તેથી નેત્રોપમફલ-બદામ

**સેવફળનાં નામો તથા ગુણો**

**मुष्टिप्रमाणं बदरं सेव सिविलिकाफलम् ।**
**सेवं समीरपित्तघ्न बृंहण कफकृद् गुरु ।**
**रसे पाके च मधुरं शिशिरं रुचिशुक्रकृत् ॥११३॥**

अन्वय -मुष्टिप्रमाण बदर सेव सिविलिकाफलम् (इति नामानि, गुणास्तु-) सेवं समीरपित्तघ्नं बृंहण कफ कृत् गुरु रसे च पाके मधुर शिशिर रुचिशुक्रकृत् (अस्ति) ॥

મુષ્ટિપ્રમાણ,[1] બદર,[2] સેવ[3] અને સિવિતિકા ફલ[4] એટલાં સેવફળનાં સંસ્કૃત નામો છે. સેવફળ વાયુ તથા પિત્તને મટાડનાર, પુષ્ટિ આપનાર, કફ કરનાર, ભારે. પાકમા તથા રસમાં મધુર, ટાઢું, રુચિ કરનાર અને વીર્યને વધારનાર છે. ૧૧૩

૧. मुष्टि प्रमाण यस्य तत्-જેનુ માપ મુઠી જેવડુ હોય છે, તેથી મુષ્ટિપ્રમાણ-સેવફળ

૨. बदति-स्थैर्य प्रापयति शरीर बृंहणत्वात्, बद स्थैर्ये-'अर्तिदिविभ्रसि'-(उणा. ३-११७) इत्यर बाहुलकात्-જે પાષ્ટિક હોવાથી શરીરને મજબૂત બનાવે છે, તેથી બદર-સેવફળ

૩. सेव्यते समीरपित्तनाशार्थं बृंहणत्वार्थं च जन, षेवृ सेवने-कर्मणि घञ्-વાયુ તથા પિત્તનો નાશ કરવા અને પુષ્ટિ મેળવવા લોકો જેને સેવે છે તેથી સેવ-સેવફળ

૪. सिविलिकाया फलम्-સિવિલિકા નામની વનસ્પતિનુ જે ફળ છે, તેથી સિવિલિકાફલ-સેવફળ.

**નાસપાતનુ નામ તથા ગુણો**

**अमृतफलं लघु वृष्यं, सुस्वादु त्रीन् हरेद्दोषान् ।**
**देशेषु मुद्गलाना, बहुल तल्लभ्यते लोकैः ॥११४॥**

अन्वय -अमृतफल लघु वृष्य सुस्वादु (सत्) त्रीन् दोषान् हरेत् तत् मुद्गलाना देशेषु लोकै बहुल लभ्यत ॥

નાસપાત (એ બાદકસાન તરીકે કાબૂલ વગેરે દેશમા પ્રસિદ્ધ છે, તે) અમૃતફળ[1] કહેવાય છે. નાસપાત હલકુ, વીર્યને વધારનાર અને ઘણુ જ મીઠુ હોઈ ત્રણે દોષને મટાડનાર છે; તેને મુગલોના દેશમા લોકો ખૂબ મેળવે છે.

૧. अमृतस्य फल, यद्वा अमृतमिव फलम्-જે ફળ અમૃત જેવુ હોય છે, તેથી જે અમૃતફલ કહેવાય છે, તે-નાસપાત

**પીલુ ઝાડનાં નામો તથા તેના ફળના ગુણો**

**पीलुर्गुलफलः स्रंसी तथा शीतफलोऽपि च ।**
**पीलु श्लेष्मसमीरघ्नं पित्तलं भेदि गुल्मनुत् ॥**
**स्वादु तिक्तं च यत् पीलु नतात्युष्णं त्रिदोषहृत् ॥**

अन्वय-पीलु गुडफल तथा स्रंसी अपि च शीतफल (कथ्यते), पीलु भिन्नं भेदि श्लेष्मसमीरघ्न

गुल्मनुत् (स्यात्)। यत् पीलु स्वादु च तिक्तं (भवति), तत् अति उष्ण न त्रिदोषहृत् (अस्ति)॥

પીલુ,[1] ગુલફળ,[2] સ્રંસી[3] તથા શીતફળ,[4] એટલાં (બે જાતના) પીલુનાં ઝાડનાં સંસ્કૃત નામો છે. પીલુ પિત્ત કરનાર તથા મળને તોડનાર હોઈ કફ, વાયુ તથા ગોળાને મટાડનાર છે. જે પીલુ મીઠું અને કડવું હોય છે, તે બહુ ગરમ નથી અને ત્રણે દોષને મટાડનાર છે. ૧૧૫

૧. पीलति-प्रतिष्टभ्नाति गुल्मं त्रिदोषं च, पील प्रतिष्टम्भे-'मृगय्वादित्वात्' (उणा. १-३७) उः-ગોળાને તથા ત્રણે દોષને જે મટાડે છે, તે પીલુ.

૨. गुड इव मधुरं फलं यस्य सः, डलयोरैक्यात् 'गुडफल.' इत्यपि दृश्यते-જેનું ફળ ગોળ જેવું મીઠું હોય છે, તેથી ગુલફલ અથવા ગુડફલ-પીલુ.

૩. स्रंसयति-अध पातयति मलम् भेदित्वात्-જે મળને છૂટો પાડી નીચે પાડે છે, તેથી સ્રંસી-પીલુ.

૪. शीतं फलं यस्य स-જેનું ફળ શીતળ હોય છે, તેથી શીતફલ-પીલુ.

**પહાડી પીલુનાં નામો તથા તેના ફળના ગુણો**

**पीलुः शैलभवोऽक्षोट. कर्पराल्लश्च कीर्तितः।**
**अक्षोटकोऽपि वातादसदृशः कफपित्तकृत्॥११६**

अन्वय-शैलभवः पीलुः अक्षोट च कर्पराल कीर्तित.। अक्षोटक' अपि वातादसदृश' (सन्) कफपित्तकृत् (भवति)॥

પહાડી પીલુ અક્ષોટ[1] અને કર્પરાલ[2] કહેવાય છે. એ પીલુ બદામ સમાન હોઈને કફ તથા પિત્તને કરનાર છે. ૧૧૬

૧. अश्नोति-व्याप्नोति शरीरं, सहन्ति-नाशयति च वातम्, अशू व्याप्तौ सघाते च, बाहुलकादोट:-જે શરીરમાં વ્યાપે છે અને વાયુનો નાશ કરે છે, તેથી અક્ષોટ-પહાડી પીલુ.

૨. कर्परम् अरति. अल भूषणादौ-कर्मण्यण्, यद्वा कर्परा अस्य अस्ति-सिध्मादित्वात् लच्-જેને ઉપરના ભાગમાં પડ હોય છે, તેથી કર્પરાલ-પહાડી પીલુ.

**બિજોરાના ઝાડનાં નામો તથા ફળના ગુણો**

**बीजपूरो मातुलुङ्गो रुचकः फलपूरकः।**
**बीजपूरफलं स्वादु रसेऽम्लं दीपनं लघु॥११७॥**
**रक्तपित्तहरं कण्ठजिह्वाहृदयशोधनम्।**
**श्वासकासारुचिहरं हृद्यं तृष्णाहरं स्मृतम्॥११८**

अन्वय-बीजपूर मातुलुङ्ग. रुचक फलपूरकः (कथ्यते), बीजपूरफल स्वादु रसे अम्ल दीपन लघु (तत्) रक्तपित्तहरं कण्ठजिह्वाहृदयशोधनं श्वासकासारुचिहरं हृद्यं तृष्णाहरं स्मृतम्॥

બીજપૂર,[1] માતુલુંગ,[2] રુચક[3] અને ફલપૂરક[4] એટલાં બિજોરાનાં સંસ્કૃત નામો છે. બિજોરાનું ફલ મધુર, રસમાં ખાટું, અગ્નિને પ્રદીપ્ત કરનાર તથા હલકું હોઈ રક્તપિત્તને મટાડનાર; કંઠ, જીભ તથા હૃદયને સાફ કરનાર, હૃદયને પ્રિય લાગે એવું અને શ્વાસ, ઉધરસ અરુચિ તથા તરશને હરનાર મનાય છે. ૧૧૭

૧. बीजैः पूर्यते-पूरी आप्यायने-'इगुपधे'ति क, कर्मणि घञ् वा, यद्वा बीजानि पूरयति-पूरीति ण्यन्तात् 'कर्मण्यण्'-જે બિયાંથી ભરાય છે અથવા બિયાંને અંદરના ભાગમાં ભરે છે, તેથી બીજપૂર-બિજોરું.

૨. मीनाति-हिनस्ति अरुच्यादीन्, मीञ् हिंसायाम्-बाहुलकात् तुन्, लुङ्ग्यते-भास्यते असौ रसेन-लुजिर्भासार्थकात् कर्मणि घञ्, न्यङ्क्वादि, ततो मातुश्चासौ लुङ्गश्च मातुलुङ्गः,-અરુચિ આદિનો જે નાશ કરે છે અને રસથી જે પ્રકાશે છે, તેથી માતુલુંગ-બિજોરું.

૩. रोचते-दीप्यते रसेन, अभिप्रीणाति च, रुच दीप्तावभिप्रीतौ च-क्वुन् (उणा. २-३२) રસથી જે દીપે છે અને ખૂબ તૃપ્તિ પમાડે છે-પ્રસન્ન કરે છે, રુચિ ઉપજાવે છે, તેથી રુચક-બિજોરું.

૪. फलैः पूर्यते फलानि वा पूरयतीति सर्वं प्रथमनामवत् प्रकृतिप्रत्ययादिकम्, स्वार्थे कन् विशेष'-ફળ વડે જે ભરાય છે અથવા ફળને જે ભરે છે, તેથી ફલપૂરક-બિજોરું.

**બીજી જાતના બિજોરાનાં નામો તથા ગુણો**

**बीजपूरोऽपरः प्रोक्तो मधुरो मधुकर्कटी।**
**मधुकर्कटिका स्वाद्वी रोचनी शीतला गुरुः॥**
**रक्तपित्तक्षयश्वासकासहिक्काभ्रमापहा॥११९॥**

अन्वय-अपरः बीजपूर. मधुर मधुकर्कटी प्रोक्त, मधुकर्कटिका स्वाद्वी रोचनी शीतला गुरु. (सती) रक्तपित्तक्षयश्वासकासहिक्काभ्रमापहा (अस्ति)॥

બીજી જાતનું બિજોરું મધુર[1] અને મધુકર્કટી[2] કહેવાય છે. એ બિજોરું મધુર, રુચિ ઉપજાવનાર, ટાઢું અને ભારે હોઈ રક્તપિત્ત, ક્ષય, શ્વાસ, ઉધરસ, હેડકી તથા ભ્રમને મટાડે છે. ૧૧૯

૧. मधु-माधुर्यम् अस्य अस्ति-'ऊषसुषि.' इति र-જેમાં મીઠાશ હોય છે, તેથી મધુર-બીજી જાતનું બિજોરું.

विषविह्वलानां मन्दानले वह्नगुदे विसूचिकायां (तत्) प्रदेयम् (इति) मुनयः वदन्ति ॥

ત્રણે દોષ, અગ્નિ, ક્ષય તથા વાયુસંબંધી રોગથી પીડાયેલાઓને, ઝેરથી વિહ્વલ થયેલાઓને, મંદ અગ્નિવાળાઓને, ઝાડાની કબજિયાતવાળાઓને તથા કોલેરાવાળાઓને એ લીંબુ અવશ્ય દેવું, એમ મુનિઓ કહે છે. ૧૨૪

### મીઠા લીંબુનું નામ તથા ગુણો

**मिष्टनिम्बूफलं स्वादु गुरु मारुतपित्तनुत्।**
**गरोरगविषध्वंसि कफोत्क्लेशि च रक्तहृत्॥**
**शोषारुचितृषाच्छर्दिहरं बल्यं च बृंहणम्॥१२५॥**

अन्वय–मिष्टनिम्बूफलं[1] स्वादु गुरु (सत्) मारुतपित्तनुत् गरोरगविषध्वंसि रक्तहृत् शोषारुचितृषाच्छर्दिहरं कफोत्क्लेशि बल्यं च बृंहणम् (अस्ति)॥

મીઠું લીંબુ મધુર અને ભારે હોઈ વાયુ, પિત્ત, ઝેર, સર્પનું ઝેર, લોહીનો બગાડ, શોષ, અરુચિ, તરશ તથા ઊલટીને હરનાર, કફ સબંધી પીડાને કરનાર, બળ આપનાર અને પુષ્ટિકારક છે. ૧૨૫

૧. निम्बवा फल, मिष्ट च तत् निम्बूफलम्–મીઠા લીંબુનું ફળ.

### કર્મરંગનુ નામ તથા ગુણો

**कर्मरङ्गं हिमं ग्राहि स्वाद्वम्लं कफवातहृत्॥१२६॥**

अन्वय–कर्मरङ्गं हिमं ग्राहि स्वादु अम्लं (सत्) कफवातहृत् (अस्ति)॥

કર્મરંગ[1] (એકજાતનુ લીંબુ) ટાઢું, પ્રવાહી, મળને સુકવનાર, મધુર અને ખાટું હોઈ કફ તથા વાયુને હરનાર છે. ૧૨૬

૧. कर्मणे–कफवातनाशनाय रज्यते, रञ्ज रागे–कर्मणि घञ्, 'वजोरिं'ति कुत्वम्–કફ તથા વાયુનો નાશ કરવારૂપ કર્મ માટે જે રંગાય છે–કામ કરે છે, તેથી કર્મરંગ–તે નામે એક જાતનું લીંબુ.

### આંબલીનાં નામો

**अम्लिका चुक्रिकाम्ली च चुक्रा दन्तशठापि च।**
**अम्ला च चिञ्चिका चिञ्चा तिन्तिडीका च तिन्तिडी॥**

अन्वय–अम्लिका चुक्रिका च अम्ली चुक्रा दन्तशठा अपि च चिञ्चिका चिञ्चा तिन्तिडीका च तिन्तिडी (कथ्यते)॥

અમ્લિકા,[1] ચુક્રિકા,[2] અમ્લી,[3] ચુક્રા,[4] દંતશઠા,[5] અમ્લા,[6] ચિંચિકા,[7] ચિંચા,[8] તિંતિડીકા[9] અને તિંતિડી,[10] એટલાં આંબલી*નાં સંસ્કૃત નામો છે. ૧૨૭

૧. अम्ल: रस अस्ति अस्या:–'अत इनिठनौ'–इति ठन्, टाप्, अत इत्वं च–જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લિકા–આંબલી.

૨. चुक्रयति–व्यथयति दन्तान् कफ वायु च, अम्लत्वात्–'स्फायितञ्चि.' (ઉણા૦ ૨-૨૮) इति साधु, ततः स्वार्थे कन्, टाप्, अत इत्वं च, यद्वा चुक्रमिवात्यम्लत्वात्–'इवे प्रतिकृतौ' इति कन्–ખાટી હોવાથી દાંતને જે અંબાવે છે અને કફ તથા વાયુનો નાશ કરે છે; અથવા અત્યંત ખાટી હોવાથી જે ચુક્ર જેવી હોય છે, તેથી ચુક્રિકા–આંબલી.

૩. अम्ल: रस: अस्ति अस्या –अर्शआद्यच्, गौरादि–જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લી–આંબલી.

૪. चुक्रा–ચીજા નામ પ્રમાણે.

૫. शठति–हिनस्ति क्लिश्नाति वा–शठ हिंसासंक्लेशकैतवेषु–पचाद्यच्, टाप्, दन्तानां शठा–દાંતને દુ:ખ દે છે–અંબાવી નાખે છે તેથી દંતશઠા–આંબલી.

૬. अम्ल: रस: अस्ति अस्या:–अर्शआद्यच्, टाप्–જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લા–આંબલી.

૭. 'चिम्' इति अव्यक्त शब्दं चिनोति, चिञ् चयने–'अन्येष्वपि दृश्यते' इति ड, ततः स्वार्थे कन्, टाप्, अत इत्व च–'ચિમ' એવો અસ્પષ્ટ અવાજ કરે છે, તેથી ચિંચિકા–આંબલી.

૮. चिञ्चा–નામ પણ ઉપર પ્રમાણે જ અર્થ સૂચવે છે અને પ્રકૃતિપ્રત્યય પણ તે જ છે; કેવળ

* વૈદ્યો આને ટાઢી, પાચક, ઝાડો સાફ લાવનાર અને ઝાડાની કબજિયાત તથા તાવમાં પણ ઉપયોગી ગણે છે. આંબલીની શીંગની ઉપરની છાલની રાખ દવામાં ખાર તરીકે વપરાય છે; અને પાંદડાં સોજા ઉપર બાંધવાથી સોજા ઉતરી જાય છે.

ચરકસંહિતામાં આંબલીને અમ્લ (ખાટી), પિત્તશામક (પિત્ત શમાવનાર) અને સારક (થોડો ઝાડો સારનાર) વર્ણવેલ છે.

ચક્રદત્તમાં ધતૂરા વગેરેનું ઝેર ઉતારવા માટે ખજૂર, દ્રાક્ષ, આંબલીનો ગર્ભ, દાડમનાં બીજ, ફાલસાં અને આમળાં સરખે ભાગે લઈને તેમને બારીક કરી તેમાં પાંચગણું પાણી મેળવીને ઉકાળી ઘાટું કરીને આપવા લખેલ છે. દવા તરીકે આંબલીનો ગરન ૧ રૂપિયાભાર ,અથવા તેથી વધારે ખાવાથી થોડો જુલાબ લાગે છે, પાચનશક્તિ વધે છે અને તરશ થોડી લાગે છે.

૨. मधुश्चासौ कर्कटी इव-इवार्थे कन्-જાણે મીઠી કાકડી હોય તેવું હોય છે, તેથી મધુકર્કટી-મીઠી જાતનું એક બિજોરું.

### લાંબાં લીંબુના ઝાડનાં નામો તથા ફળના ગુણો

स्याज्जम्बीरो दन्तशठो जम्भजम्भीरजम्भलाः ।
जम्बीरमुष्णं गुर्वम्लं वातश्लेष्मविबन्धनुत् ॥१२०॥
शूलकासकफोत्क्लेशच्छर्दितृष्णामदोषजित् ।
आस्यवैरस्यहृत्पीडावह्निमान्द्यकृमीन् हरेत् ॥
स्वल्पजम्बीरिका तद्वत् तृष्णाच्छर्दिनिवारिणी ॥१२१॥

अन्वय –जम्बीर दन्तशठ जम्भ–जम्भीर–जम्भला (इति नामानि, गुणास्तु–) जम्बीरम् उष्ण गुरु अम्ल (सत्) वातश्लेष्मविबन्धनुत् शूलकासकफोत्क्लेशच्छर्दि तृष्णामदोषजित् (तथा च) आस्यवैरस्यहृत्पीडावह्निमान्द्य-कृमीन् हरेत्। स्वल्पजम्बीरिका तद्वत् तृष्णाच्छर्दिनिवारिणी (भवति) ॥

જંબીર,[1] દન્તશઠ,[2] જંભ,[3] જંભીર[4] અને જંભલ[5] એટલા લાંબા લીંબુના ઝાડના સંસ્કૃત નામો છે. એના લીંબુ ગરમ, ભારે તથા ખાટા હોઈ વાયુ, કફ, મળબંધ, શૂળ, ઉધરસ, કફથી થતી મૂંઝવણ, ઊલટી, તરશ, આમ સંબંધી દોષ તથા મુખનું વિરસપણું, હૃદયની પીડા, અગ્નિનું મંદપણું અને કૃમિને મટાડનાર છે. એ લીંબુની સ્વલ્પજંબીરિકા[1] નામની નાની જાત તેના જેવી જ હોય છે તેમજ તરશને અને ઊલટીને મટાડે છે.

૧ जम्भ्यते–अद्यते स्वादपूर्वकं लोकैः आस्यवैरस्यवह्निमान्द्यादिवारकत्वात्–जमु अदने 'गम्भीरादयश्चे'ति साधु–મોઢાનું વિરસપણું તથા જઠરાગ્નિની મંદતા આદિને દૂર કરનાર હોવાથી લોકો જેને સ્વાદપૂર્વક ખાય છે, તેથી જંભીર–લાંબું લીંબુ

૨ दन्तानां शठ इव, अम्लत्वेन जाड्यकारकत्वात्–ખટાઈને લીધે દાંતને અંબાવી જડ જેવા કરી નાખે છે, તેથી દાંતને હેરાન કરવા જાણે તેઓની સામે લુચ્ચાઈ કરતું હોય તેવું છે, તેથી દન્તશઠ–લાંબું લીંબુ

૩. जम्भयति विनामयति गात्राणि अम्लत्वात्, जभी गात्रविनामे–पचाद्यच्, 'रधिजभोरचि'ति नुम्–શરીરના અવયવોને ખટાઈથી જે અંબત નમાવે છે–ઢીલા કે આળસુ બનાવે છે, તેથી જંભ–લાંબું લીંબુ.

૪. जम्भयतीत्यादिपूर्ववत्, प्रत्ययस्तु 'गम्भीरादित्वात् (उणा. ४–३५) ईरन्–અર્થ ઉપર પ્રમાણે છે

૫. जम्भयतीत्यादि तृतीयनामवत्, प्रत्ययस्तु वृषादित्वात् (उणा. १–१०६) कलच्–અર્થ ત્રીજા નામ પ્રમાણે છે.

૧. सुतराम् अल्पा चासौ जम्बीरी–संज्ञायां कन्, टाप्, 'ङ्यापोरि'ति ह्रस्वत्व च–અતિશય નાની લીંબુની જાત સ્વલ્પજંબીરિકા કહેવાય છે.

### ખાટાં ગોળ લીંબુના ઝાડનાં નામો તથા ફળના ગુણો

निम्बू स्त्री निम्बुक क्लीबे निम्बूकमपि कीर्तितम् ।
निम्बूकमम्लं वातघ्नं दीपनं पाचनं लघु ॥१२२॥
निम्बुकं कृमिसमूहनाशनं तीक्ष्णमम्लमुदरग्रहापहम् ।
वातपित्तकफशूलिने हितं, कष्टनष्टरुचिरोचनं परम् ॥

अन्वय –निम्बू स्त्री निम्बुक निम्बूकम् अपि क्लीबे कीर्तितम्, निम्बूकम् अम्ल वातघ्न दीपन पाचन लघु निम्बुक कृमिसमूहनाशन तीक्ष्णम् अम्ल (सत्) उदरग्रहापह कष्टनष्टरुचिरोचन वातपित्तकफशूलिन पर हित (भवति)

નિંબૂ[1] સ્ત્રીલિંગે છે, નિંબુક[2] અને નિંબૂક[3] નપુંસકલિંગે હોઈ એ ખાટા ગોળ લીંબુના ઝાડના સંસ્કૃત નામો છે. એનું લીંબુ ખાટું, વાયુને હરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને પાચક હોઈ હલકું છે. (બીજા ગ્રંથમાં કહ્યું છે કે) એ લીંબુ કૃમિ–જીવડાઓને મટાડનાર, તીક્ષ્ણ, ખાટું, પેટની પીડાને મટાડનાર, ગ્રહ–ભૂતાદિને દૂર કરનાર, દુઃખરહિતને રુચિ ઉપજાવનાર અને વાત, પિત્ત, કફ તથા શૂળવાળાને પરમ હિતકારી છે. ૧૨૨,૧૨૩

૧ निम्यति–सिंचति अम्लं वातघ्नं दीपनं पाचनं च रसं, णिवि सेचन–बाहुलकाद्–જે ખાટા, વાયુનાશક, દીપન અને પાચન રસને સિંચે છે, તેથી નિમ્બૂ–ખાટું ગોળ લીંબુ

૨,૩ બન્ને નામો પણ ઉપર પ્રમાણે જ અર્થ દર્શાવે છે અને તેમાં પ્રકૃતિ–પ્રત્યય પણ તેજ છે. કેવળ पृषोदरादित्वात्–वैकल्पिक ह्रस्वत्वं संज्ञायां च कन् એ વિશેષ છે

### એ લીંબુ કોને અવશ્ય દેવું ?

त्रिदोषवह्निक्षयवातरोग–
    निपीडितानां विषविह्वलानाम् ।
मन्दानले बद्धगुदे प्रदेय
    विषूचिकायां मुनयो वदन्ति ॥१२४॥

अन्वय –(किंच–) त्रिदोषवह्निक्षयवातरोगनिपीडितानां

विषविह्वलानां मन्दानले यद्गुदं विसूचिकावां (तत्) प्रदेयम् (इति) मुनयः वदन्ति ॥

ત્રણે દોષ, અગ્નિ, ક્ષય તથા વાયુસંબંધી રોગથી પીડાયેલાઓને, ઝેરથી વિહ્વલ થયેલાઓને, મંદ અગ્નિવાળાઓને, ઝાડાની કબજિયાતવાળાઓને તથા કોલેરાવાળાઓને એ લીંબુ અવશ્ય દેવું, એમ મુનિઓ કહે છે. ૧૨૪

### મીઠા લીંબુનું નામ તથા ગુણો

मिष्टनिम्बूफलं स्वादु गुरु मारुतपित्तनुत् ।
गरोरगविषध्वंसि कफोत्क्लेदि च रक्तहृत् ॥
शोषारुचितृषाच्छर्दिहरं बल्यं च बृंहणम् ॥१२५॥

अन्वय-मिष्टनिम्बूफलं[1] स्वादु गुरु (सत्) मारुतपित्तनुत् गरोरगविषध्वंसि रक्तहृत् शोषारुचितृषाच्छर्दिहरं कफोत्क्लेदि बल्यं च बृंहणम् (अस्ति) ॥

મીઠું લીંબુ મધુર અને ભારે હોઈ વાયુ, પિત્ત, ઝેર, સર્પનું ઝેર, લોહીનો બગાડ, શોષ, અરુચિ, તરશ તથા ઊલટીને હરનાર, કફ સંબંધી પીડાને કરનાર, બળ આપનાર અને પુષ્ટિકારક છે ૧૨૫

૧. निम्बवा फलं, मिष्टं च तत् निम्बूफलम्-મીઠાં લીંબુનું ફળ.

### કર્મરંગનું નામ તથા ગુણો

कर्मरङ्गं हिमं ग्राहि स्वाद्वम्लं कफवातहृत् ॥१२६॥

अन्वय-कर्मरङ्गं हिमं ग्राहि स्वादु अम्लं (सत्) कफवातहृत् (अस्ति) ॥

કર્મરંગ[1] (એક જાતનું લીંબુ) ટાઢું, પ્રવાહી, મળને રુકાવનાર, મધુર અને ખાટું હોઈ કફ તથા વાયુને હરનાર છે. ૧૨૬

૧. कर्मणे-कफवातनाशनाय रज्यते, रञ्ज रागे-कर्मणि घञ्, 'चजोः' इति कुत्वम्-કફ તથા વાયુનો નાશ કરવારૂપ કર્મ માટે જે રંગાય છે-કામ કરે છે, તેથી કર્મરંગ-તે નામે એક જાતનું લીંબુ.

### આંબલીનાં નામો

अम्लिका चुक्रिकाम्ली च चुक्रा दन्तशठापि च ।
अम्ला च चिञ्चिका चिञ्चा तिन्तिडीका च तिन्तिडी ॥

अन्वय.-अम्लिका चुक्रिका च अम्ली चुक्रा दन्तशठा अपि च चिञ्चिका चिञ्चा तिन्तिडीका च तिन्तिडी (कथ्यते) ॥

અમ્લિકા,[1] ચુક્રિકા,[2] અમ્લી,[3] ચુક્રા,[4] દંતશઠા,[5] અમ્લા,[6] ચિંચિકા,[7] ચિંચા,[8] તિંતિડીકા[9] અને તિંતિડી,[10] એટલાં આંબલી*નાં સંસ્કૃત નામો છે. ૧૨૭

૧. अम्लः रस अस्ति अस्या-'अत इनिठनौ'-इति ठन्, टाप्, अत इत्वं च-જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લિકા-આંબલી.

૨. चुक्रयति-व्यथयति दन्तान् कफं वायुं च, अम्लत्वात्-'स्फायितञ्चि.' (उणा० २-१८) इति साधु, ततः स्वार्थे कन्, टाप्, अत इत्वं च, यद्वा चुक्रमिवाल्पम्लत्वात्-'इवे प्रतिकृतौ' इति कन्-ખાટી હોવાથી દાંતને જે અંબાવે છે અને કફ તથા વાયુનો નાશ કરે છે; અથવા અત્યંત ખાટી હોવાથી જે ચુક્રા જેવી હોય છે, તેથી ચુક્રિકા-આંબલી.

૩. अम्लः रसः अस्ति अस्या -अर्शआद्यच्, गौरादि-જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લી-આંબલી.

૪. चुक्रा-બીજા નામ પ્રમાણે.

૫. शठति-हिनस्ति क्लिश्नाति वा-शठ हिंसाक्लेशकैतवेषु-पचाद्यच्, टाप्, दन्तानां शठा-દાંતને દુઃખ દે છે-અંબાવી નાખે છે તેથી દંતશઠા-આંબલી.

૬. अम्लः रसः अस्ति अस्याः-अर्शआद्यच्, टाप्-જેનો રસ ખાટો હોય છે, તેથી અમ્લા-આંબલી.

૭. 'चिम्' इति अव्यक्तं शब्दं चिनोति, चिञ् चयने-'अन्येभ्योऽपि दृश्यते' इति डः, ततः स्वार्थे कन्, टाप्, अत इत्वं च-'ચિમ' એવો અસ્પષ્ટ અવાજ કરે છે, તેથી ચિંચિકા-આંબલી.

૮. चिञ्चा-નામ પણ ઉપર પ્રમાણે જ અર્થ સૂચવે છે અને પ્રકૃતિપ્રત્યય પણ તે જ છે; કેવળ

* વૈદ્યો આને ટાઢી, પાચક, ઝાડો સાફ લાવનાર અને ઝાડાની કબજિયાત તથા તાવમાં ઘણી ઉપયોગી ગણે છે. આંબલીની શીંગની ઉપરની છાલની રાખ દવામાં ખાર તરીકે વપરાય છે; અને પાંદડાં સોજા ઉપર બાંધવાથી સોજા ઉતરી જાય છે.

ચરકસંહિતામાં આંબલીને અમ્લ (ખાટી), પિત્તશામક (પિત્ત શમાવનાર) અને સારક (થોડો ઝાડો સારનાર) વર્ણવેલ છે.

ચક્રદત્તમાં ધંતૂરા વગેરેનું ઝેર ઉતારવા માટે ખજૂર, દ્રાક્ષ, આંબલીનો ગર્ભ, દાડમનાં બીજ, ફાલસાં અને આમળાં સરખે ભાગે લઈને તેમને બારીક કરી તેમાં પાંચગણું પાણી મેળવીને ઉકાળો ઘાટું કરીને આપવા લખેલ છે. દવા તરીકે આંબલીનો ગરમ ૧। રૂપિયાભાર અથવા તેથી વધારે ખાવાથી થોડો જુલાબ લાગે છે, પાચનશક્તિ વધે છે અને તરશ થોડી લાગે છે.

વળિયાં, સફેદ થયેલા વાળ, માથાનુ કેશ-રહિતપણું, દુર્બળપણું, નિર્બળપણું, ઘડપણ તથા રોગોને અટકાવી માણસોના શરીરને જે ધારી–ટકાવી પોષે છે, તે કારણે એ ધાતુઓ કહેવાય છે. ૨

## સોનાની ઉત્પત્તિનું વર્ણન

मरीचिरङ्गिरा अत्रिः पुलस्त्यः पुलहः क्रतुः ।
वसिष्ठश्चेति सप्तैते कीर्तिताः परमर्षयः ॥ ३ ॥
पुरा निजाश्रमस्थानां सप्तर्षीणां जितात्मनाम् ।
पत्नीर्विलोक्य लावण्यलक्ष्मीसम्पन्नयौवनाः ॥४॥
कन्दर्पदर्पविध्वस्तचेतसो जातवेदसः ।
पतितं यद्धरापृष्ठे रेतस्तद्धेमतामगात् ॥
कृत्रिमं चापि भवति तद्रसेन्द्रस्य वेधतः ॥ ५ ॥

अन्वयः—मरीचिः अङ्गिरा. अत्रिः पुलस्त्य पुलहः क्रतु च वसिष्ठ.—इति एते सप्त परमर्षय. कीर्तिता , पुरा निजाश्रमस्थानां जितात्मना (तेषां) सप्तर्षीणां लावण्यलक्ष्मीसपन्नयौवना पत्नीः विलोक्य कन्दर्पदर्पविध्वस्तचेतस जातवेदस यत् रेत. धरापृष्ठे पतित तत् हेमताम् अगात् । रसेन्द्रस्य वेधतः तत् च कृत्रिमम् अपि भवेत् ॥

મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મહર્ષિઓ–સપ્તર્ષિ કહેવાય છે. પૂર્વે પોતાના આશ્રમમાં રહી અંતઃકરણને તથા ઇંદ્રિયોને જીતનારા એ સપ્તર્ષિઓની લાવણ્યશોભાથી યુક્ત યૌવન વાળી સ્ત્રીઓને જોઈ કામના ગર્વથી વ્યાકુળ ચિત્તવાળા અગ્નિદેવનું જે વીર્ય જમીન પર પડ્યું હતું તે સોનું થયુ છે; અને પારાની ક્રિયાથી બનાવટી સોનુ પણ થાય છે. ૩–૫

## સોનાના નામો

स्वर्णं सुवर्णं कनकं हिरण्यं हेम हाटकम् ॥६॥
तपनीयं च गाङ्गेयं कलधौतं च काञ्चनम् ।
चामीकरं शातकुम्भं तथा कार्तस्वरं च तत् ॥
जाम्बूनदं जातरूपं महारजतमित्यपि ॥ ७ ॥

अन्वय—( सुवर्णनामानि यथा– ) स्वर्णं सुवर्णं कनकं हिरण्य हेम हाटकं तपनीय च गाङ्गेय कलधौतं च काञ्चनं चामीकर शातकुम्भ तथा च तत् कार्तस्वर जाम्बूनद जातरूप महारजतम् इत्यपि ( कथ्यते ) ॥

સ્વર્ણ,[1] સુવર્ણ,[2] કનક,[3] હિરણ્ય,[4] હેમ,[5] હાટક,[6] તપનીય,[7] ગાંગેય,[8] કલધૌત,[9] કાંચન,[10] ચામીકર,[11] શાતકુંભ,[12] કાર્તસ્વર,[13] જાંબૂનદ,[14] જાતરૂપ[15] અને મહારજત[16] એટલાં સોનાનાં સંસ્કૃત નામો છે. ૬,૭

૧. सुष्ठु ऋणोति–प्राप्नोति मूल्य, ऋणु गतौ–पचाद्यच्, यद्वा अर्णनम् अर्ण–घञ्, शोभनः अर्ण–गतिः अनेन पवित्रत्वात्–જે સારી રીતે કિંમત મેળવે છે અથવા પવિત્ર હોવાથી જેને લીધે ઉત્તમ ગતિ થાય છે, તેથી સ્વર્ણ–સોનું.

૨. शोभन वर्ण यस्य, यद्वा सुष्ठु वर्ण्यते लोकैः, वर्ण वर्णने–ण्यन्ताद् 'एरच्'–જેનો રંગ ઉત્તમ હોય છે અથવા લોકો જેને સારી રીતે વર્ણવે છે, તેથી સુવર્ણ–સોનું.

૩. कनति–दीप्यते तेजसा, कनी दीप्तौ–'कृञादिभ्यः सज्ञाया वुन्' (उणा. ५–३५)–તેજને લીધે જે પ્રકાશે છે, તેથી કનક–સોનું.

૪. हर्यति–प्राप्नोति भाग्यवन्त जन, यद्वा हर्यते–काम्यत सर्वजनैर्यत् तद् हिरण्यम्, हर्य गतिकान्त्योः–'हर्यते. कन्यन् हिरच्' (उणा. ५–४४)–ભાગ્યવાન માણસને જે પ્રાપ્ત થાય છે અને સર્વ લોકો જેને ઇચ્છે છે, તેથી હિરણ્ય–સોનું.

૫. हिनोति हीयते वा मूल्य पवित्रत्वादिगुणवर्णाध्यानेन, हि गत्यादौ–मनिन् (उणा. ४–१४५)–જે મૂલ્યને પ્રાપ્ત કરે છે અથવા પવિત્રતા આદિ ગુણ-સમુદાયને જે મેળવે છે, તેથી હેમ–સોનું.

૬. हटति–दीप्यते, हट दीप्तौ–ण्वुल्, यद्वा हाटयति–दीपयति भूषणादिना जन–' क्वुन् ' ( उणा. २–३२ )–જે તેજથી પ્રકાશે છે અને દાગીનારૂપે બની લોકને જે દીપાવે છે, તેથી હાટક–સોનું.

૭. तप्यते अनेन शुद्धिहेतोर्वह्नौ, तप सतापे–' कृत्य-ल्युट –' इत्यनीयर्–શુદ્ધિ માટે અગ્નિમાં જે તપે છે, તેથી તપનીય–સોનું.

૮. गङ्गाया अपत्य–शुभ्रादित्वाद् ढक्, ' य गर्भ सुषुवे गङ्गा पावकाद् दीप्ततेजसम्, तदुल्व पर्वते न्यस्तं हिरण्य समपद्यत ' इति वायुपुराणम्–ગંગાનું જે સંતાન ગણાય છે, તેથી ગાંગેય–સોનું. આના સંબંધમાં વાયુપુરાણ જણાવે છે ' પ્રદીપ્ત તેજવાળા જે ગર્ભને ગંગાએ અગ્નિથી ઉત્પન્ન કર્યો હતો, તેની ઓળ પર્વત પર મૂકી હતી, એ સોનારૂપે થઈ હતી.'

૯. कलः–मल धौतो यस्य तत्–જેનો મેલ ધોવાય છે, તેથી કલધૌત–સોનું.

૧૦. काचते–दीप्यते तेजसा, कचि दीप्तौ–नन्द्यादित्वात् ल्युः–તેજ વડે જે દીપે–પ્રકાશે–ચળકે છે, તેથી કાંચન–સોનું.

૯ શિવસ્ય આહ્વયા યસ્ય સ—શંકરના જેટલા નામો છે, તે બધા નામોથી જે કહેવાય છે, તેવી શિવાત્મક-પારો.

પારદના ગુણો

पारदः षड्रसः स्निग्धस्त्रिदोषघ्नो रसायनः ।
योगवाही महावृष्यः सदा दृष्टिबलप्रदः ॥
सर्वामयहरः प्रोक्तो विशेषात्सर्वकुष्ठनुत् ॥ ८६ ॥

अन्वय –( तद्गुणाश्च ) पारदः षड्रसः स्निग्धः त्रिदोषघ्नः रसायनः योगवाही महावृष्यः सदा दृष्टिबलप्रदः सर्वामयहरः विशेषात् सर्वकुष्ठनुत् प्रोक्तः ॥

પારદ છ રસવાળો, સ્નિગ્ધ, ત્રણે દોષને હણનાર, રસાયન, અનુપાનની સાથે મેળવતા તેના ગુણો લઈને અમૃતતુલ્ય પચે એવો, વીર્યને બહુ જ વધારનાર, સર્વ કાળ નેત્રને બળ આપનાર, સઘળા રોગોને હરનાર અને વિશેષે કરી સર્વ પ્રકારના કોઢને મગડનાર કહેવાય છે. ૮૬

પારદ બ્રહ્મા, વિષ્ણુ અને સાક્ષાત્ શંકર!

स्वस्थो रसो भवेद् ब्रह्मा बद्धो ज्ञेयो जनार्दनः ।
रञ्जितः कामितश्चापि साक्षाद्देवो महेश्वरः ॥८७॥

अन्वय –स्वस्थः रसः ब्रह्मा भवेत्, बद्धः (रसः) जनार्दनः ज्ञेयः, अपि च रञ्जितः कामितः (स तु) साक्षात् देवः महेश्वरः (भवति) ॥

સ્વસ્થ પારદ બ્રહ્મારૂપ, બંધાયેલો પારદ વિષ્ણુરૂપ અને જેને રંજન તથા કામન સંસ્કાર અપાયા હોય તે પારદ તો સાક્ષાત્ દેવ સદાશિવરૂપ છે ૮૭

પારદ સર્વોત્કૃષ્ટ દયાળુ

मूर्छितो हरति रुजं,बन्धनमनुभूय खे गतिं कुरुते ।
अजरीकरोति हि मृतः,कोऽन्यः करुणाकरः सूतात्॥

अन्वय –( पारदः ) मूर्छितः रुजं हरति, बन्धनम् अनुभूय खे गतिं कुरुते मृतः (सन्) अजरीकरोति, सूतात् अन्यः कः करुणाकरः (भवेत्)? ॥

પારદ (પોતે) મૂર્છિત થઈ (પરાયા) રોગને મટાડે છે, બંધન પામી આકાશમાં ગતિ આપે છે અને (પોતે) મરીને માણસને જુવાન કરે છે, માટે પારદથી બીજો કોણ દયાળુ છે? (કોઈ નથી)૮૮

અસાધ્ય કે ચિકિત્સારહિત રોગ પારદ મટાડે

असाध्यो यो भवेद्रोगो यस्य नास्ति चिकित्सितम्।
रसेन्द्रो हन्ति तं रोगं नरकुञ्जरवाजिनाम् ॥ ८९ ॥

अन्वय –नरकुञ्जरवाजिनां यः रोगः असाध्यः भवेत्, यस्य चिकित्सितं नास्ति, तं रोगं रसेन्द्रः हन्ति ॥

માણસો, હાથીઓ કે ઘોડાઓનો જે રોગ અસાધ્ય હોય અને જેની ચિકિત્સા પણ ન હોય તે રોગનો પારદ નાશ કરે છે ૮૯

પારદના સાત દોષો

मलं विषं वह्निगिरित्वचापलं,
नैसर्गिकं दोषमुशन्ति पारदे ।
उपाधिजौ द्वौ त्रपुनागयोगजौ,
दोषौ रसेन्द्रे कथितौ मुनीश्वरैः ॥९०॥

अन्वय –पारदे मलं विषं वह्निगिरित्वचापलं नैसर्गिकं दोषम् उशन्ति (वैद्याः), (तथा) रसेन्द्रे त्रपुनागयोगजौ द्वौ दोषौ उपाधिजौ मुनीश्वरैः कथितौ (स्तः) ।

પારદમાં મળ, વિષ, અગ્નિ, ગિરિપણું અને ચપળપણું એ પાંચ દોષને (વૈદ્યો) સ્વાભાવિક માને છે, તેમજ કથીરના અને સીસાના યોગથી બીજા બે આગંતુક દોષો પણ મોટા મુનિઓએ કહ્યા છે. ૯૦

પારદના એ સાતે દોષો ભયંકર

मलेन मूर्छां मरणं विषेण,
दाहोऽग्निना कष्टतरः शरीरे ।
देहस्य जाड्यं गिरिणा सदा स्या-
च्चाञ्चल्यतो वीर्यहृतिश्च पुंसाम् ॥ ९१ ॥

अन्वय –(तत्र) मलेन मूर्छा, विषेण मरणं, अग्निना शरीरे कष्टतरः दाहः, गिरिणा देहस्य सदा जाड्यं, चाञ्चल्यतः च पुंसां वीर्यहृतिः स्यात् ॥

(એ દોષો માહેના) મળથી મૂર્છા થાય છે, વિષથી મરણ થાય છે, અગ્નિથી શરીરમાં મહાભયંકર દાહ થાય છે, ગિરિપણાથી સર્વ કાળ દેહમાં જડપણું થાય છે અને ચપલપણાથી પુરુષોનું વીર્ય હરાઈ જાય છે ૯૧

वङ्गेन कुष्ठं भुजगेन षण्ढो,
भवेदतोऽसौ परिशोधनीयः ॥ ९२ ॥

अन्वय –वङ्गेन कुष्ठं (च) भुजगेन षण्ढः भवेत्, अतः असौ (पारदः) परिशोधनीयः ॥

કલાઈના યોગથી કોઢ થાય છે અને સીસાના યોગથી નપુંસકપણું થાય છે, માટે એ પારદને બરાબર શુદ્ધ કરવો જોઈએ. ૯૨

પારદના મુખ્ય ત્રણ દોષો અને તેનાં ફળ

वह्निर्विषं मलं चेति मुख्या दोषास्त्रयो रसे ।
एते कुर्वन्ति सन्तापं मृतिं मूर्छां नृणां क्रमात् ॥९३॥

अन्वय–रसे वह्निः विषं च मलम्–इति त्रय. दोषा मुख्याः (सन्ति), एत क्रमात् नृणां संतापं मृतिं मूर्छां कुर्वन्ति ॥

પારદમાં અગ્નિ, વિષ અને મળ એ ત્રણ દોષો મુખ્ય છે અને એ દોષો અનુક્રમે માણસને સંતાપ, મરણ તથા મૂર્છા ઉપજાવે છે. ૯૩

એ ત્રણ દોષો અવશ્ય દૂર કરવા જરૂરી

अन्येऽपि कथिता दोषा भिषग्भिः पारदे यदि ।
तथाप्येते त्रयो दोषा हरणीया विशेषतः ॥९४॥

अन्वय–यदि (अपि) भिषग्भि. पारदे अन्ये अपि दोषा कथिता (सन्ति), तथापि एते त्रयः दोषा. विशेषत· हरणीयाः ॥

જો કે વૈદ્યોએ પારદમાં બીજા પણ દોષો કહ્યા છે, તોપણ એ ત્રણ દોષો તો વિશેષે કરી દૂર કરવા જ જોઈએ. ૯૪

સંસ્કારરહિત પારદના સેવનથી નુકસાન

संस्कारहीनं खलु सूतराजं,
यः सेवते तस्य करोति बाधाम् ।
देहस्य नाशं विदधाति नूनं,
कष्टांश्च रोगान् जनयेन्नराणाम् ॥९५॥

अन्वय–यः संस्कारहीन सूतराज सेवते तस्य खलु (स) बाधा करोति, नराणां देहस्य नाशं विदधाति, नून च कष्टान् रोगान् जनयेत् ॥

જે માણસ સંસ્કારો આપ્યા વગરના પારદનું સેવન કરે છે, તેને તે અવશ્ય નુકસાન કરે છે; લોકોના દેહનો નાશ કરે છે અને ખરેખર મહાભયંકર રોગોને ઉત્પન્ન કરે છે. ૯૫

ઉપરસોનાં નામો તથા ગુણો

गन्धो हिङ्गुलमभ्रतालकशिलाः स्रोतोऽञ्जनं टङ्कणं, राजावर्तकचुम्बको स्फटिकिका शङ्खः खटी गैरिकम् ॥ कासीसं रसकं कपर्दसिकता-बोलाश्च कङ्कुष्ठकं, सौराष्ट्री च मता अमी उपरसाः सूतस्य किञ्चिद्गुणाः ॥९६॥

अन्वय–गन्ध. हिङ्गुलम् अभ्र–तालक–शिला. स्रोतोऽञ्जन टङ्कण ·राजावर्तक–चुम्बको स्फटिकिका शङ्खः खटी गैरिक कासीस रसक कपर्द–सिकता–बोला कङ्कुष्ठक च सौराष्ट्री–अमी सूतस्य किंचिद्गुणः (युक्ताः) उपरसा मता (सन्ति) ॥

ગંધક, હિંગળો, અભ્રક, હરતાળ, મણશીલ, સુરમો, ટંકણખાર, રાજાવર્ત, (એક જાતનો મણિ અથવા સોના જેવો ચકચકિત પથરો), ચળક, ફટકડી, શંખ, ખડી, ગેરુ, હીરાકસી, ખાપરિયું, કોડી, રેતી, હીરાબોળ, પીળીઓ (જેનો રેચ લાગે છે તે) અને સોરઠી માટી એટલા પારદના કાંઈક થોડા જ ગુણોવાળા ઉપરસો માન્યા છે. (ઉપરસ એટલે ગૌણરસ.)

હિંગળાનાં નામો, ભેદો અને ઓળખ

हिङ्गुलं दरदं म्लेच्छमिङ्गुलं चूर्णपारदम् ।
दरदस्त्रिविधः प्रोक्तश्चर्मारः शुकतुण्डकः ॥९७॥
हंसपादस्तृतीयः स्याद् गुणवानुत्तरोत्तरम् ।
चर्मारः शुक्लवर्णः स्यात्सपीतः शुकतुण्डकः ॥९८
जपाकुसुमसङ्काशो हंसपादो महोत्तमः ॥९९॥

अन्वय–हिङ्गुल दरद म्लेच्छम् इङ्गुल चूर्णपारदम् (इति नामानि) । चर्मारः शुकतुण्डक तृतीय. हंसपाद (इति) दरदः त्रिविध प्रोक्त·, शुक्लवर्ण चर्मार· स्यात्, सपीत शुकतुण्डक, जपाकुसुमसङ्काश· हंसपाद. महोत्तम (स्यात्) (तत्र) उत्तरोत्तर गुणवान् स्यात् ॥

હિંગુલ,[૧] દરદ,[૨] મ્લેચ્છ,[૩] ઇંગુલ[૪] અને ચૂર્ણપારદ[૫] એટલાં હિંગળાનાં સંસ્કૃત નામો છે. ચર્માર,[૧] શુકતુંડક[૨] અને હંસપાદ[૩] એમ હિંગળો ત્રણ પ્રકારનો કહેલ છે. ધોળા રંગવાળો હિંગળો ચર્માર કહેવાય છે. પીળાશવાળો હિંગળો શુકતુંડક કહેવાય છે અને જાસુદનાં ફુલ જેવો રાતો હિંગળો હંસપાદ કહેવાય છે, તે મહાઉત્તમ છે. તેઓમાં પહેલાથી બીજો અને બીજાથી ત્રીજો હિંગળો ગુણવાન છે એટલે હંસપાદ હિંગળો શ્રેષ્ઠ છે. ૯૭,૯૮

૧. हिङ्गु–तद्वर्णं लाति–ला आदाने 'आतोऽनुपसर्गे क'–જે હિંગ જેવા રંગને સ્વીકારે છે, તેથી હિંગુલ–હિંગળો.

૨. दर–कफपित्तादिभयं दाति–खण्डयति, यद्वा दरम्–ईषत् दायति–शुद्ध्यति–दो खण्डने, दैप्–शोधने वा, 'आतोऽनुपसर्गे क.'–કઃ, પિત્ત આદિના ભયનો જે નાશ કરે છે અથવા જે થોડા જ પ્રયત્ને શુદ્ધ થાય છે, તેથી દરદ–હિંગળો.

૩. म्लेच्छदेशः उत्पत्तिस्थानम् अस्ति अस्य–अर्शआद्यच्–જેનું ઉત્પત્તિસ્થાન મ્લેચ્છ દેશ હોય છે, તેથી મ્લેચ્છ–હિંગળો.

૪. इङ्गयत–इङ्गनं वा, इगि गतौ–भावे घञ्, इङ्ग–

ચેષ્ટિત રોગાણાં લાતિ-આદત્તે-રોગોની ચેષ્ટાને જે હરી લે છે, તેથી હંસુલ-હિંગળો.

૫. પારદસ્ય ચૂર્ણ, ચૂર્ણરૂપો વા પારદ –રાજદન્તાદિ ત્વાત્પરનિપાતો વા–પારાનુ જે ચૂર્ણ છે અથવા ચૂર્ણરૂપે થયેલો જે પારો છે, તેથી ચૂર્ણપારદ–હિંગળો.

૧. चर्म रुच्छति–धारयति सूक्ष्मत्वात्, पद गतौ–कर्मण्यण्–કોઢનો જે નાશ કરે છે અને તે સ્થળે નવી ચામડી લાવે છે, તેથી ચર્માર–હિંગળો.

૨. शुकस्य तुण्डमिव कायति, कै शब्दे 'अन्येभ्योऽपि दृश्यते' इति ड, यद्वा शुकस्य तुण्डम् इव इत्यर्थे कन्–પોપટની ચાંચ જેવા લગાર પીળાશપડતા રંગને જે ધારણ કરે છે અથવા જે પોપટની ચાંચના જેવા જ રંગવાળો હોય છે, તેથી શુકતુંડક–હિંગળો.

૮ हंसस्य पाद इव तद्वद्रक्तवर्णत्वात्–હંસના પગના જેવા લાલ રંગનો હોવાથી હંસપાદક–હિંગળો.

### હિંગળાના ગુણો

तिक्त कषायं कटु हिङ्गुलं स्या-
न्नेत्रामयघ्नं कफपित्तहारि ।
हृल्लासकुष्ठज्वरकामलाश्च,
प्लीहामवातौ च गरं निहन्ति ॥

अन्वय –हिङ्गुलं तिक्तं कषायं कटु (सत्) नेत्रामयघ्नं कफपित्तहारि स्यात् (तथा) च हृल्लासकुष्ठज्वरकामलाः प्लीहामवातौ च गरं निहन्ति ॥

હિંગળો કડવો, તૂરો અને તીખો હોઈ નેત્રના રોગ, કફ, પિત્ત, મોળ-ઊબકા, કોઢ, તાવ, કમળો, બરલ, આમવાયુ તથા ઝેરનો નાશ કરે છે. ૧૦૦

ऊर्ध्वपातनयुक्त्या तु डमरुयन्त्रपाचितम् ।
हिङ्गुलं तस्य सूतं तु शुद्धमेवं न शोधयेत् ॥

अन्वय –ऊर्ध्वपातनयुक्त्या डमरुयन्त्रपाचितं (यत्) हिङ्गुलं (भवति), तस्य सूतम् एवं शुद्धं न शोधयेत् ॥

ઉપલા પાત્રમાં ચડાવી દેવાની યુક્તિથી ડમરુયંત્રમાં પકાવેલો જે હિંગળો હોય છે, તે હિંગળાનો પારો એ રીતે જ શુદ્ધ થયો હોય છે, તેથી તેને શુદ્ધ કરવાની જરૂર રહેતી નથી.

### ગંધકની ઉત્પત્તિ નામો તથા ચાર ભેદો

श्वेतद्वीपे पुरा देव्याः क्रीडन्त्या रजसाप्लुतम् ।
दुकूलं तेन वस्त्रेण स्नातायाः क्षीरनीरधौ ॥१०२
प्रसृतं यद्रजस्तस्माद्गन्धकः समभूत्ततः ।
गन्धको गन्धिकश्चापि गन्धपाषाण इत्यपि ॥१०३
सौगन्धिकश्च कथितो बलिर्बलिरसोऽपि च ।
चतुर्धा गन्धकः प्रोक्तो रक्तः पीतः सितोऽसितः ॥
रक्तो हेमक्रियासूक्तः पीतश्वेतौ रसायने ॥
व्रणादिलेपने श्वेतः कृष्णः श्रेष्ठः सुदुर्लभः ॥१०५॥

अन्वय –पुरा श्वेतद्वीपे क्रीडन्त्या देव्याः दुकूलं रजसा आप्लुतम् (अभूत्), तेन वस्त्रेण क्षीरनिधौ स्नातायाः (तस्याः) यद् रजः प्रसृतं, ततः गन्धकः समभूत् । (तन्नामानि यथा–) गन्धकः गन्धिकः अपि च गन्धपाषाणः सौगन्धिकः च बलिः अपि च बलिरसः कथितः । गन्धकः रक्तः पीतः सितः असितः चतुर्धा प्रोक्तः । रक्तः हेमक्रियासु उक्तः, रसायने पीतश्वेतौ व्रणादिलेपने श्वेतः, कृष्णः (सर्वक्रियासु) श्रेष्ठः, किंतु सः सुदुर्लभः (भवति) ॥

પૂર્વે શ્વેતદ્વીપમાં જગદંબા ક્રીડા કરતાં હતાં; ત્યારે તેમનુ વસ્ત્ર રજના રુધિરથી ભીંજાઈ ગયુ હતું અને તે જ વસ્ત્રથી જગદંબા ક્ષીરસાગરમાં નાહ્યા હતા; તે વેળા તે વસ્ત્રમાંથી જે રજ પ્રસર્યું હતું, તેમાંથી ગંધક ઉત્પન્ન થયો છે. ગંધક,[1] ગંધિક,[2] ગંધપાષાણ,[3] સૌગંધિક,[4] બલિ[5] અને બલિરસ[6] એટલા ગંધકના સંસ્કૃત નામો છે. ગંધક રાતો, પીળો, ધોળો અને કાળો એમ ચાર પ્રકારનો કહેવાય છે. તેઓમાં રાતો સોનું બનાવવાના કામમાં ઉપયોગી છે, ધોળો તથા પીળો રસાયનના કામમાં ઉપયોગી છે, વ્રણ આદિ ઉપર લેપ લગાડવાના કામમાં ધોળો ઉપયોગી છે અને કાળો ગંધક તો (સોનુ બનાવવુ આદિ સઘળી ક્રિયાઓમાં) બહુ જ વખણાયેલો છે, પરંતુ તે મળવો મુશ્કેલ હોય છે. ૧૦૨–૧૦૫

૧. गन्धः अस्ति अस्मिन्–अर्शआद्यच् ततः स्वार्थे कन्–જેનામાં ગંધ હોય છે, તેથી ગંધક.

૨. गन्धः अस्ति अस्मिन् –अत इनिठनौ'–इति ठन्–અર્થ ઉપર પ્રમાણે

૩. गन्धयुक्तः पाषाण –शाकपार्थिवादि –જે ગંધવાળો એક જાતનો પથ્થર જ છે, તેથી ગંધપાષાણ-ગંધક.

૪. शोभनः गन्धः अस्ति अस्य, विनयादित्वात् स्वार्थे ठक्–જેનો ગંધ સારો હોય છે, તેથી સૌગન્ધિક-ગંધક.

૫ વસ્તિ-સમૃણાતિ રસાયનાદિગુણાન् વઙ ઉપરણ-સરધાતુભ્ય ઇન् (ઉણા ૮-૧૧૮) વાઘારસ્યાત્-વલ-રસાયન આદિ ગુણોને જે ધી ૧ ૭, તેથી બલિ-ગધક

૬ વર્ગી ચાગા સ્ત - ે બગવાન ન્સ ગ્ધ ૭, તેથી બલિરસ-ગધક

ગધકના ગુણો

गन्धक कटुकस्तिक्ता वीर्याष्णस्तुवर सर ।
पित्तल कटुक पाके कण्डूवीसर्पजन्तुजित् ॥
हृति कुष्ठक्षयप्लीहकफवातान्रसायन ॥ १०६ ॥

अन्वय-गधक कटुक तिक्त वीर्याण तुवर सर पित्तल पाके कटुक रसायन (सन्) कण्डूवीसर्प जन्तुजित् कुष्ठक्षयप्लीहकफवातान् हृति ॥

ગધક તીખો, કડવો, ઉષ્ણવીર્ય, તુરો, ઝાડો ઉતારનાર, પિત્ત કરનાર, પાકમા તીખો અને રસાયન હોઈ ચેળ, રતવા, જતુ, કોઢ, ક્ષય, બરલ, કફ તથા વાયુનો નાશ કરે છે

નહિ શોધેલા ગધકના દોષો

अशोधितो गन्धक एव कुष्ठ,
करोति ताप विषम शरीरे ।
शोष च रुप च बल तथौज,
शुक्र निहन्त्येव करोति चास्रम् ॥

अन्वय-अशोधित एव गधक शरीरे कुष्ठ विषम ताप शोष च करोति तथा च रुप बलम् ओज शुक्र निहन्ति एव अस्र च करोति ॥

નહી શોધેલો આ ગધક શરીરમા કોઢ, વિષમજ્વર તથા શોષ ઉત્પન્ન કરે છે, તેમ જ રૂપ બળ, ઓજ તથા વીર્યનો નાશ કરે છે અને લોહીવિકાર કરે છે ૧૦૭

અભ્રની ઉત્પત્તિ

पुरा वधाय वृत्रस्य वज्रिणा वज्रमुद्धृतम् ।
विस्फुलिङ्गास्ततस्तस्य गगने परिसर्पिता ॥१०८॥
ते निपतुर्घनध्वानाच्छिखरेषु महीभृताम् ।
तेभ्य एव समुत्पन्न तत्तद्गिरिषु चाभ्रकम् ॥१०९॥

अन्वय-पुरा वृत्रस्य वधाय वज्रिणा वज्रम् उद्धृतम् (आसीत्) तत तस्य (य) विस्फुलिङ्गा गगने परिसर्पिता ते घनध्वानात् महीभृता शिखरेषु निपेतु तेभ्य एव च तत् तद् गिरिषु अभ्रक समुत्पन्नम् ॥

પૂર્વે વૃત્રાસુરને મારવા ઇંદ્રે વજ્ર ઉપાડ્યુ હતુ, ત્યારે તેમાથી તેના જે તણખા આકાશમા ફેલાયા હતા અને મેઘ જેવો શબ્દ કરી પર્વતોના શિખરો પર પડ્યા હતા, તેઓમાથી જ તે તે પર્વતોમા અભ્રક ઉત્પન્ન થયુ છે

અભ્રના કારણયુક્ત નામો

तद्वज्र वज्रजातत्वादभ्रमभ्ररवोद्भवात् ।
गगनात्स्खलित यस्माद्गगन च ततो मतम् ॥११०॥

अन्वय-तद् वज्रजातत्वात् वज्रम्, अभ्ररवोद्भवात् अभ्र, यस्मात् च गगनात् स्खलित तत गगन मतम् ॥

એ અભ્રક વજ્રમાથી થયુ છે, તેથી વજ્ર કહેવાય છે, મેઘ જેવી ગર્જના તેમાથી ઉદ્ભવી હતી, તેથી અભ્ર કહેવાય છે અને આકાશમાથી પડ્યુ છે, તેથી ગગન કહેવાય છે

૧ વજ્રમ્ અસ્તિ અસ્ય પૂર્વોત્પત્તિસ્થાનમ્ ઇતિ વજ્રમ્-અશઆદ્યચ્-જેનુ પ્રથમ ઉત્પત્તિસ્થાન ઇંદ્રનુ વજ્ર છે તેથી વજ્ર-અભ્રક

૨ અભ્રમ્-અભ્રશબ્દોદ્ભવ અસ્તિ અસ્મિન્ ઉત્પત્તિ-ઇતિ અભ્રમ્-અશઆદ્યચ્ યદ્વા અભ્રતિ ... પુનરુત્પત્તિકાલે ... ગર્તી-'ક્વુન્' (ઉણા ૨ ૩૨) યદ્વા અભ્રસ્ય પ્રતિકૃતિ - ઇવ પ્રતિકૃતાવિ તિ કન્ પરે । ઉત્પત્તિ-સમયે ... નાદના જેવા ... જેમા થયા હતા તેથી અભ્ર અથવા પ્રથમ ઉત્પત્તિ વખત વજ્રના તણખાઓ આકાશમા ગયુ હતુ તેથી અથવા રંગમા મેઘ વાદળા જેવુ હોય છે, તેથી અભ્ર કે અભ્રક

૩ ગચ્છતિ તુરાદિરસાન્ ... (૨-૭૭) ઇતિ ગુચ ... યદ્વા ગગનમસ્તિ અસ્ય પૂર્વોત્પત્તિસ્થાનમ્-અશઆદ્યચ્-તુરાશ વગેરે રસાને જે પામે છે અથવા જેનુ પડવુ ઉત્પત્તિસાધન ગગન-આકાશ છે, તેથી ગગન-અભ્રક

અભ્રના ચાર ભેદો

विप्रक्षत्रियविट्शूद्रभेदात्तत्स्याच्चतुर्विधम् ।
क्रमेणैव सित रक्त पीत कृष्ण च वर्णत ॥१११॥

अन्वय-तत् विप्रक्षत्रियविट्शूद्रभेदेन चतुर्विध स्यात् वर्णत क्रमेण एव सित रक्त पीत च कृष्ण (भवत्)॥

અભ્રક બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ભેદથી ચાર પ્રકારનુ છે અને રગથી અનુક્રમે ધોળુ અભ્રક બ્રાહ્મણ છે, રાતુ ક્ષત્રિય છે, પીળુ વૈશ્ય છે અને કાળુ શૂદ્ર છે ૧૧૧

એ ચારેના જુદા જુદા ઉપયોગ

प्रशस्यते सित तारे रक्त तत्तु रसायने ।
पीत हेमनि कृष्ण तु गदेषु द्रुतयेऽपि च ॥११२॥

अन्वय-तारे सित, रसायने तु तत् रक्त हेमनि

पीत, गदेषु अपि च हृतये तु कृष्ण प्रशस्यते॥

રૂપું કરવાના કામમાં ધોળું, રસાયનના કામમાં રાતું, સુવર્ણ કરવાના કામમાં પીળું અને રોગ મટાડવામાં તથા રસ કરવાના કામમાં કાળું અભ્રક વખણાય છે. ૧૧૨

### અભ્રકના ચાર પ્રકારો અને તેઓની પરીક્ષા

पिनाकं दर्दुरं नागं वज्रं चेति चतुर्विधम्।
मुञ्चत्यग्नौ विनिक्षिप्त पिनाकं दलसंचयम्॥११३॥
अज्ञानाद्भक्षणं तस्य महाकुष्ठप्रदायकम्।
दर्दुरं त्वग्निनिःक्षिप्त कुरुते दर्दुरध्वनिम्॥ ११४॥
गोलकान्बहुश. कृत्वा तत्स्यान्मृत्युप्रदायकम्।
नागं तु नागवद्वह्नौ फूत्कारं परिमुञ्चति॥११५॥
तद्भक्षितमवश्य तु विदधाति भगन्दरम्।
वज्रं तु वज्रवत्तिष्ठेत्तन्नाग्नौ विकृति व्रजेत्॥
सर्वाभ्रेषु वरं वज्रं व्याधिवार्धक्यमृत्युहृत्॥११६

अन्वय -( पुनश्च ) पिनाक दर्दुर नाग च वज्रम् इति तत् चतुर्विध ( भवति ), ( तल्लक्षणानि यथा- ) अग्नौ विनिक्षिप्त दलसचय मुञ्चति (तत्) पिनाक (कथ्यते), तस्य अज्ञानात् भक्षण कुष्ठदायक ( भवति ); दर्दुर तु अग्निनिक्षिप्त ( सत् ) दर्दुरध्वनिं कुरुते, ( तदपि चेद् भक्षित तर्हि ) बहुश गोलकान् कृत्वा मृत्युप्रदायक स्यात्, नागं तु वह्नौ ( क्षिप्त ) नागवत् फूत्कार परिमुञ्चति, तत् तु भक्षित ( तर्हि ) अवश्य भगन्दर विदधाति, वज्र तु अग्नौ वज्रवत् तिष्ठेत्, विकृतिं न व्रजेत्। सर्वाभ्रेषु वज्र वर ( सत् ) व्याधिवार्धक्यमृत्युहृत् ( स्यात् )॥

વળી પિનાક, દર્દુર, નાગ અને વજ્ર એમ તે અભ્રક ચાર પ્રકારનું છે. જે અભ્રકને અગ્નિમા નાખતાં તેના પતરાં છૂટા છૂટા થઈ જાય તે પિનાક કહેવાય છે; એ પિનાકને અજાણતા જો ખાધુ હોય તો તેમાથી કોઢ રોગ ઉત્પન્ન થાય છે. દર્દુર અભ્રક તો અગ્નિમા નાખતા દેડકાના જેવો અવાજ કરે છે, તેથી દર્દુર કહેવાય છે; એ દર્દુર ઘણા ગોળાના રોગો ઉત્પન્ન કરી અંતે મરણ આપે છે. જે અભ્રક અગ્નિમા નાખતા સર્પની પેઠે ફૂફાડા મારે છે, તે નાગ કહેવાય છે. એ નાગ જો ખાધું હોય તો તે અવશ્ય ભગંદર નામનો રોગ ઉત્પન્ન કરે છે. વજ્ર અભ્રક તો અગ્નિમા વજ્રની પેઠે સ્થિર રહે છે, કોઈ જાતનો વિકાર પામતું નથી. સઘળી જાતનાં અભ્રકોમા વજ્ર ઉત્તમ છે અને તે વ્યાધિ, વૃદ્ધપણું તથા મરણ દૂર કરે છે. ૧૧૩-૧૧૬

### શ્રેષ્ઠ અને હલકું અભ્રક

अभ्रमुत्तरशैलोत्थं बहुसत्त्वं गुणाधिकम्॥
दक्षिणाद्रिभव स्वल्पसत्त्वमल्पगुणप्रदम्॥ ११७॥

अन्वय -उत्तरशैलोत्थम् अभ्र बहुसत्त्व गुणाधिक (भवति), दक्षिणाद्रिभव स्वल्पसत्त्वम् अल्पगुणप्रदम् (अस्ति)॥

ઉત્તર દિશાના પર્વતોમા ઉત્પન્ન થયેલુ અભ્રક ઘણા સામર્થ્યવાળું અને બહુ ગુણકારી છે; દક્ષિણ દિશાના પર્વતોમા ઉત્પન્ન થયેલું અભ્રક ઓછા સામર્થ્યવાળુ છે અને થોડું ગુણકારી છે. ૧૧૭

### મારેલા અભ્રકના ગુણો

अभ्रं कषायं मधुरं सुशीत-
मायुष्करं धातुविवर्धनं च।
हन्यात् त्रिदोषं व्रणमेहकुष्ठ-
प्लीहोदरग्रन्थिविषकृमींश्च॥ ११८॥

अन्वय -( अथ तद्गुणा यथा- ) अभ्र कषाय मधुर सुशीत ( सत् ) आयुष्कर च धातुविवर्धन ( भवति, तथा ) त्रिदोष च व्रणमेहकुष्ठप्लीहोदरग्रन्थिविषकृमीन् हन्ति॥

( મારેલુ ) અભ્રક તૂરું, મધુર અને બહુ ટાઢું હોઈ આયુષ તથા ધાતુને વધારનાર છે અને ત્રિદોષ, વ્રણ, પ્રમેહ, કોઢ, બરોળ, પેટની ગાઠ, ઝેર તથા કૃમિનો નાશ કરે છે.

### મારેલા અભ્રકના નિત્યસેવનના મહાગુણો

रोगान् हन्ति द्रढयति वपुर्वीर्यवृद्धिं विधत्ते।
तारुण्याढ्यं रमयति शत योषिता नित्यमेव॥
दीर्घायुष्कान् जनयति सुतान् विक्रमैः सिंहतुल्यान्
मृत्याभीतिं हरति सतत सेव्यमान मृताभ्रम्॥

अन्वय -सतत सेव्यमान मृताभ्र रोगान् हन्ति, वपु द्रढयति, वीर्यवृद्धि विधत्ते, तारुण्याढ्य योषिता शत नित्यम् एव रमयति, दीर्घायुष्कान् विक्रमै सिंहतुल्यान् सुतान् जनयति, मृत्यो भीतिं हरति॥

મારેલુ અભ્રક જો કાયમ સેવાતું હોય તો રોગોને હણે, શરીરને મજબૂત કરે, વીર્યની વૃદ્ધિ કરે, જુવાનીથી ભરપૂર સો સ્ત્રીઓની સાથે નિત્ય રમણ કરાવે; લાંબા આયુષ વાળા તથા સિંહ જેવા પરાક્રમી પુત્રો ઉપજાવે અને મૃત્યુનો ભય દૂર કરે છે. ૧૧૯

અશુદ્ધ અભ્રકના દોષો

पीडां विधत्ते विविधां नराणां,
कुष्ठं क्षयं पाण्डुगदं च शोथम् ।
हृत्पार्श्वपीडां च करोत्यशुद्ध-
मभ्रं त्वसिद्धं गुरुतापदं स्यात् ॥१२०॥

अन्वय-अशुद्धम् अभ्रं तु असिद्धं (सत्) नराणां विविधां पीडां विधत्ते, कुष्ठं क्षयं पाण्डुगदं च शोथं च हृत्पार्श्वपीडां करोति, गुरुतापदं स्यात् ॥

નહિ શોધાયેલું અભ્રક સિદ્ધ નહિ થયેલું હોવાથી મનુષ્યોને અનેક પ્રકારની પીડા કરે છે; કોઢ, ક્ષય, પાંડુ તથા સોજાની ઉત્પત્તિ કરે છે, હૃદયમાં તથા પડખામાં પીડા કરે છે અને ઘણો જ તાપ આપનાર થાય છે.

હરતાલનાં નામો, ભેદો તથા ગુણો

हरितालं तु तालं स्यादालं तालकमित्यपि ।
हरितालं द्विधा प्रोक्तं पत्राख्यं पिण्डसञ्ज्ञकम् ॥१२१
तयोराद्य गुणैः श्रेष्ठं ततो हीनगुणं परम् ।
स्वर्णवर्णं गुरु स्निग्धं सपत्रं चाभ्रपत्रवत् ॥१२२॥
पत्राख्यं तालकं विद्याद् गुणाढ्यं तद्रसायनम् ।
निष्पत्रं पिण्डसदृशं स्वल्पसत्त्वं तथा गुरु ॥
स्त्रीपुष्पहारकं स्वल्पगुणं तत्पिण्डतालकम् ॥१२३

अन्वय-हरितालं तु तालम् आलं तालकम् इत्यपि स्यात्। हरितालं द्विधा प्रोक्तं-पत्राख्यं पिण्डसञ्ज्ञकम्, तयोः आद्यं गुणैः श्रेष्ठं, परं ततः हीनगुणम् (अस्ति), स्वर्णवर्णं गुरु स्निग्धम् अभ्रपत्रवत् च सपत्रं तत् पत्राख्यं तालकं गुणाढ्यं रसायनं विद्यात्, निष्पत्रं पिण्डसदृशं तत् पिण्डतालकं स्वल्पसत्त्वं गुरु तथा स्त्रीपुष्पहारकं स्वल्पगुणं (विद्यात्) ॥

હરિતાલ,[1] તાલ,[2] આલ[3] અને તાલક[4] એટલા હરતાલના સંસ્કૃત નામો છે. હરતાલ બે પ્રકારની કહેલ છે, તેમાં જેમાંથી પતરીઓ નીકળે તે પત્રાખ્ય અને જે પિંડા જેવું હોય તે પિંડ કહેવાય છે. તેઓમાં પહેલું ગુણો વડે શ્રેષ્ઠ છે અને બીજુ તેથી ઓછા ગુણોવાળું છે. સોના જેવા રંગવાળું, ભારે, સ્નિગ્ધ અને અભ્રકના જેવી પતરિયોવાળું પત્રાખ્ય હરતાલ ગુણોથી ભરપૂર અને રસાયન જાણવું, પણ પતરિયો વગરનું જે પિંડા જેવું હરતાલ હોય છે, તેને થોડા સામર્થ્યવાળું, ભારે, સ્ત્રીઓના રજને હરનાર અને થોડા ગુણવાળું સમજવું. ૧૨૧-૧૨૩

૧. हरिद्‌ल वर्णेन अलति-शोभते, अल भूषणादौ-पचाद्यच्-સોના જેવા પીળા રંગથી જે શોભે છે, यद्वा हरितं वर्णम् आ-समन्तात् लाति, मूलविभुजादित्वात् क-અથવા જે પીળા રંગને ચોપાસ તે ઉ-ર્વીકારે છે, તેવી હરિતાલ-હરતાલ.

૨. ताडयति ताल्यते वा गुणैः, तल प्रतिष्ठायाम्-कर्तरि पचाद्यच्, कर्मणि वा 'एरच्'-ગુણોને લીધે જે પ્રતિષ્ઠા પામે છે, તેથી તાલ-હરતાલ.

૩. अलयति-भूषयति गुणैरात्मानम्-पचाद्यच्, यद्वा आ-समन्तात् लाति हरितं वर्णम्, ला आदाने-' आतोऽनुपसर्गे' इति क-ગુણો વડે પોતાને જે શોભાવે છે અથવા પીળા રંગને ચોપાસ જે લે છે, તેવી આલ-હરતાલ.

૪. तालम् एव तालकं-स्वार्थे कन्-બીજું નામ જુઓ.

શુદ્ધ હરતાલના ગુણો

हरितालं कटु स्निग्धं कषायोष्णं हरेद्विषम् ॥
कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् ॥१२४॥

अन्वय-हरितालं कटु स्निग्धं कषायं उष्णं (सत्) विषं कण्डूकुष्ठास्यरोगास्रकफपित्तकचव्रणान् हरेत् ॥

(શુદ્ધ) હરતાલ તીખું, સ્નિગ્ધ, તૂરું અને ગરમ હોઈ ઝેર, ચેળ, કોઢ, મુખના રોગ, લોહી-વિકાર, કફ, પિત્ત, કેશ તથા વ્રણને મટાડે છે.

અશુદ્ધ હરતાલના દોષો

हरति च हरितालं चारुतां देहजातां, सृजति च बहुतापानङ्गसङ्कोचपीडाम् ॥ वितरति कफवातौ कुष्ठरोगं विदध्या-दिदमशितमशुद्धं मारितं चाप्यसम्यक् ॥१२५॥

अन्वय-इदं हरितालम् अशुद्धं च असम्यक् मारितम् अशितं (चेत्) देहजातां चारुतां हरति, बहुतापाम् अङ्गसङ्कोचपीडां च सृजति, कफवातौ वितरति, कुष्ठरोगं विदध्यात् ॥

અશુદ્ધ અને સારી રીતે નહિ મરાયેલું હરતાલ જો ખાધું હોય તો દેહની શોભાને હરી લે છે, ઘણા તાપવાળી અંગોના સંકોચની પીડા કરે છે અને કફ, વાયુ તથા કોઢનો રોગ ઉપજાવે છે. ૧૨૫

મનશીલનાં નામો

मनःशिला मनोगुप्ता मनोह्वा नागजिह्विका ।
नैपाली कुनटी गोला शिला दिव्यौषधिः स्मृता ॥

अन्वय-मनःशिला मनोगुप्ता मनोह्वा नागजिह्विका

नेपाली कुनटी गोला शिला दिव्यौषधिः स्मृता ॥

મનઃશિલા,[1] મનોગુપ્તા,[2] મનોહ્વા,[3] નાગજિહ્વિકા,[4] નેપાલી,[5] કુનટી[6] ગોલા,[7] શિલા[8] અને દિવ્યૌષધિ[9] એટલાં મણશીલનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૧૨૬

૧. મન શબ્દવાચ્યા શિલા-શાકપાર્થિવાદિ -મનસ્ શબ્દથી કહેવાતી શિલા-તે મન શિલા-મણશીલ.

૨. मनसा-मन शब्देन गुप्ता इव-મન વડે એટલે મનસ્ શબ્દથી જાણે રક્ષાયેલી હોય છે, તેથી મનોગુપ્તા-મણશીલ.

૩. मनसा-मन शब्देन हूयते ह्वेञ् स्पर्धाशब્दयो - 'कविधौ तदस्य र्दाभ्यो ड' इति ड -જે મનસ્શબ્દ વડે કહેવાય છે, તેથી મનોહ્વા-મણશીલ.

૪. नागाना जिह्वा इव वर्णे, स्वार्थे कन्-રંગમાં નાગોની-સાપ કે હાથીઓની જાણે જીભ હોય તેવી હોય છે, તેથી નાગજિહ્વિકા-મણશીલ.

૫ नेपालदेशे भवा तत्र भव' इत्यण्, अण्णन्तत्वाद् ङीप्-નેપાળ દેશમાં જે થાય છે, તેથી નેપાલી-મણશીલ.

૬. कौ नटति-अवस्कन्दते-नट अवस्कन्दने अच्, गौरादि, यद्वा कुत्सिता नटी इव-પૃથ્વી પર જે ફરકયા છે અથવા નિંદ્ય નદી જેવી હોવાથી કુનટી-મણશીલ.

૭ ग-दीप्तिं लाति इन्द्रजालादिप्रयोगे, 'आतोऽनुपसर्गे क,' यद्वा गुडयत-वेष्टयत कटुत्वादिगुणे, गुड वेष्टने-घञ्-डलयोरैक्यम्-ઇંદ્રજાલ આદિ પ્રયોગમાં કાંતિને ધારણ કરે છે અથવા તીખાશ વગેરે ગુણોથી જે વીંટાયેલી છે, તેથી ગોલા-મણશીલ.

૮ शिलति-उञ्छति श्वासादीन्, शिल उञ्छे-'इगुपधे'ति क, શ્વાસ-શ્વાસ વગેરેને જે વીણી કાઢે છે, તેથી શિલા-મણશીલ.

૯ दिव्या चासौ ओषधि -દિવ્ય ઔષધિ ગણાય છે, તેથી દિવ્યૌષધિ-મણશીલ

### શુદ્ધ મણશીલના ગુણો

मन शिला गुरुर्वर्ण्या रसोष्णा लेखनी कटुः ।
तिक्ता स्निग्धा विषश्वासकासभूतकफास्रनुत् ॥

अन्वय -मन शिला गुरुः वर्ण्या रसोष्णा लेखनी कटुः तिक्ता स्निग्धा ( सती ) विषश्वासकासभूतकफास्रनुत ( अस्ति ) ॥

મણશીલ ભારે, વર્ણને સારો કરનાર, આડો ઉતારનાર, ગરમ, મળોને ઉખેડનાર, તીખી, કડવી અને સ્નિગ્ધ હોઈ ઝેર, શ્વાસ, ઉધરસ, ભૂત, કફ તથા લોહીના બગાડને મટાડે છે. ૧૨૭

### અશુદ્ધ મણશીલના દોષો

मन शिला मन्दबलं करोति,
जन्तुं ध्रुवं शोधनमन्तरेण ।
मलानुबन्धं किल मूत्ररोधं,
सशर्करं कृच्छ्रगदं च कुर्यात् ॥ १२८ ॥

अन्वय -शोधनम् अन्तरेण मन शिला ध्रुव जन्तु मन्दबल करोति, (तथा) च मलानुबन्ध मूत्ररोध सशर्कर च कृच्छ्रगद कुर्यात् ॥

શુદ્ધ કર્યા વગરની મણશીલ (ખાધી હોય તો) માણસોના બળને અવશ્ય ઓછું કરે છે; ઝાડાની કબજિયાત, મૂત્રનું રોકાણ અને કાંકરીઓવાળો મૂત્રકૃચ્છ્ર રોગ ઉત્પન્ન કરે છે.

### સુરમાનાં નામો તથા ભેદો

अञ्जनं यामुनं चापि कापोताञ्जनमित्यपि ।
तत्तु स्रोतोऽञ्जनं कृष्णं सौवीरं श्वेतमीरितम् ॥

अन्वय -अञ्जन यामुनम् अपि च कापोताञ्जनम् इत्यपि (कथ्यते) तत्तु कृष्ण स्रोतोऽञ्जन, श्वेत सौवीरम् ईरितम् ॥

અંજન,[1] યામુન[2] અને કાપોતાંજન[3] એટલાં સુરમાનાં સંસ્કૃત નામો છે. કાળો સુરમો સ્રોતાંજન અને ધોળો સુરમો સૌવીર કહેવાય છે. ૧૨૯

૧. अज्यते अनेन चक्षु, अञ्ज-व्यक्तौ -करणे ल्युट्-જેનાથી આંખ અંજાય છે, તેથી અંજન-સુરમો.

૨. यमुनायां भव-भवार्थे अण्, यद्वा यमुनाया इदं-तद्वत् श्यामत्वात्-યમુનામાં જે થાય છે અથવા યમુના નદીના જળ જેવા કાળા રંગનું જે હોય છે, તેથી યામુન-સુરમો.

૩. कपोतस्येदं कापोतम्, तत्तुल्यवर्णत्वात्, इदम् ॰र्थेऽण्, कापोत च तत् अञ्जन च कापोताञ्जनम्-કબૂતરના જેવા રંગવાળું હોવાથી કાપોતાંજન કાળો-સુરમો.

### સ્રોતાંજન સુરમો કેવો હોય?

वल्मीकशिखराकारं भिन्नमञ्जनसन्निभम् ।
घृष्टं तु गैरिकाकारमेतत्स्रोतोऽञ्जनं स्मृतम् ॥१३०

अन्वय-वल्मीकशिखराकार भिन्न (सत्) अञ्जनसन्निभम् घृष्ट तु गैरिकाकारम्-एतत् स्रोतोऽञ्जन स्मृतम् ॥

જે રાફડાના શિખર જેવો, ચીરતાં આંજણ જેવો અને ઘસતાં ગેરુ જેવો દેખાય, એ સુરમો સ્રોતાંજન કહેવાય છે. ૧૩૦

### સૌવીર સુરમાની ઓળખ અને સ્રોતાંજનના ગુણો

स्रोतोऽञ्जनसमं ज्ञेयं सौवीरं तत्तु पाण्डुरम् ।
स्रोतोञ्जनं स्मृतं स्वादु चक्षुष्यं कफपित्तनुत् ॥
कषायं लेखनं स्निग्धं ग्राहि छर्दिविषापहम् ।
सिध्मक्षयास्रहृच्छीतं सेवनीयं सदा बुधैः ॥१३२

अन्वय-सौवीरं स्रोतोऽञ्जनसमं ज्ञेयं तत्तु पाण्डुरं (भवति)। स्रोतोऽञ्जनं स्वादु चक्षुष्यं कषायं लेखनं स्निग्धं ग्राहि बुधैः सदा सेवनीयं शीतं (तत्) छर्दिविषापहं सिध्मक्षयास्रहृत् (चास्ति)॥

સૌવીર સુરમો પણ સ્રોતાંજન જેવો જ હોય છે, પરંતુ એ ધોળા રંગવાળો હોય છે. સ્રોતાંજન મધુર, નેત્રને હિતકારી, તૂરું, મળને ઉખેડનાર, સ્નિગ્ધ, ઝાડો રોકનાર, સમજુ લોકોએ સર્વકાળ સેવવા યોગ્ય અને ટાઢો હોઈ કફ, પિત્ત, ઊલટી, ઝેર, ધોળો કોઢ, ક્ષય તથા લોહીના બગાડને મટાડે છે.

### સૌવીર કરતાં સ્રોતાંજનની શ્રેષ્ઠતા

स्रोतोऽञ्जनगुणाः सर्वे सौवीरेऽपि मता बुधैः ।
किन्तु द्वयोरञ्जनयोः श्रेष्ठं स्रोतोऽञ्जनं स्मृतम् ॥

अन्वय-स्रोतोऽञ्जनगुणाः सर्वे बुधैः सौवीरे अपि मताः, किंतु द्वयोः अञ्जनयोः स्रोतोऽञ्जनं श्रेष्ठं मतम् ॥

સ્રોતાંજનના સઘળા ગુણો સૌવીરમાં પણ વિદ્વાનોએ સ્વીકાર્યા છે, તોપણ એ બે સુરમાઓમાં સ્રોતાંજન શ્રેષ્ઠ મનાય છે. ૧૩૩

### ટંકણખારનાં નામો તથા ગુણો

टङ्कणोऽग्निकरो रूक्षः कफघ्नो वातपित्तकृत् ॥

ટંકણખાર× અગ્નિ કરનાર, રૂક્ષ, કફને હણનાર, અને વાયુ તથા પિત્તને કરનાર છે.

### ફટકડીનાં નામો

स्फटी च स्फटिका प्रोक्ता श्वेता शुभ्रा च रङ्गदा ।
दृढरङ्गा रङ्गदा च दृढारङ्गापि कथ्यते ॥१३५॥

अन्वयः-स्फटी च स्फटिका श्वेता शुभ्रा च रङ्गदा प्रोक्ता, अपि च दृढरङ्गा रङ्गदा दृढारङ्गा कथ्यते ॥

સ્ફટી,[1] સ્ફટિકા,[2] શ્વેતા,[3] શુભ્રા,[4] રંગદા,[5] દૃઢરંગા,[6] રંગદા,[7] અને દૃઢારંગા,[8] એટલાં ફટકડીનાં સંસ્કૃત નામો કહ્યાં છે. ૧૩૫

૧. स्फटति-विकसति व ह्निर्योगे, स्फट विस्तर्ने-पचाद्यच्-गौरादि.-અગ્નિનો સંયોગ થતાં જે ફૂલે છે, તેથી સ્ફટી-ફટકડી

૨. स्फटी एव स्फटिका-स्वार्थे कन्, टाप्, 'કંડણ' इति हृस्वश्च-અર્થ ઉપર જુઓ.

૩. श्वेतः वर्णः अस्ति अस्याः-अर्शआद्यच्-જેનો રંગ ધોળો હોય છે, તેથી શ્વેતા-ફટકડી

૪. शुभ्रः गुणः अस्ति अस्याः-अर्शआद्यच्-અર્થ ઉપર પ્રમાણે.

૫. रङ्ग-रञ्जनं रागं वा ददाति-'आतोऽनुपसर्गे कः'-જે રંગ આપે છે, એટલે કપડાં વગેરેમાં પાકો રંગ લાવવા વપરાય છે, તેથી રંગદા-ફટકડી.

૬. दृढः रङ्गः अस्ति अस्याः सयोगात्-જેનો રંગમાં સંયોગ થવાથી રંગ પાકો બને છે, તેથી દૃઢરંગા-ફટકડી.

૭. रङ्ग दायति-शोधयति, दैप् शोधने-'आतोऽनुपसर्गे कः'-જે રંગને શુદ્ધ કરે છે, તેથી રંગદા-ફટકડી.

૮. दृढम् आरभ्यते अनया, करणे घञ्-જેથી રંગ પાકો કરાય છે, તેથી દૃઢારંગા-ફટકડી.

### ફટકડીના ગુણો

स्फटिका तु कषायोष्णा वातपित्तकफव्रणान् ॥
निहन्ति श्वित्रवीसर्पान्योनिसंकोचकारिणी ॥१३६

अन्वयः-स्फटिका तु कषाया उष्णा (सती) योनिसंकोचकारिणी वातपित्तकफव्रणान् श्वित्रवीसर्पान् निहन्ति ॥

ફટકડી તૂરી અને ગરમ હોઈ યોનિનો સંકોચ કરનાર છે તેમજ વાયુ, પિત્ત, કફ, વ્રણ, શ્વિત્રકોઢ તથા રતવાનો નાશ કરે છે.

### રાજાવર્તનું નામ તથા ગુણો

राजावर्तः कटुस्तिक्तः शिशिरः पित्तनाशनः ।
राजावर्तः प्रमेहघ्नः छर्दिहिक्कानिवारणः ॥१३७॥

રાજાવર્ત તીખો, કડવો અને ટાઢો હોઈ પિત્ત, પ્રમેહ, ઊલટી તથા હેડકીને મટાડે છે.

૧. राजानम् आवर्तयति-अनुकूलयति-आङ्पूर्वाद् वृतु वर्तने-णिजन्तात् कर्मण्यण्-જે રાજાને અનુકૂલ કરે છે-ખુશ કરે છે, તે એક જાતનો હીરો-રત્ન.

### ચુંબક અથવા ચમકનાં નામો તથા ગુણો

चुम्बकः कान्तपाषाणोऽयस्कान्तो लोहकर्षकः ।
चुम्बको लेखनः शीतो मेदोविषगरापहः ॥१३८

ચુંબક,[1] કાંતપાષાણ,[2] અયસ્કાંત,[3] અને

× પ્રથમ હરીતક્યાદિવર્ગમાં ક્ષારોની વચ્ચે જવખારનાં નામ-ગુણ પછી ટંકણખારનાં નામો તથા ગુણો કહેલ છે, છતાં ટંકણખારને ઉપરસ તરીકે માન્યો હોવાથી અહીં ઉપરસોમાં તેને ફરી કહ્યો છે.

લોહકર્ષક,[૪] એટલાં ચમકનાં સંસ્કૃત નામો છે. ચમક મળોને ઉખેડનાર અને ટાઢો હોઈ મેદ, વિષ તથા ઝેરને મટાડનાર છે. ૧૩૮

૧. चुम्बति–आस्पृशति लोहं, चुबि वक्त्रसंयोगे–ण्वुल्–જે લોઢાને ચોંટી રહે છે અથવા ખેંચે છે, તે ચુંબક–ચમક.

૨. कान्तश्चासौ पाषाण–લોઢાને પ્રિય એવો જે પથ્થર તે કાન્તપાષાણ–ચુંબક.

૩. अयस कान्त–प्रिय–જે લોઢાને પ્રિય છે, તેથી અયસ્કાન્ત–ચુંબક.

૪. कृषति इति कर्षक–ण्वुल्, लोहस्य कर्षक–જે લોઢાને આકર્ષે છે–ખેંચે છે તેથી લોહકર્ષક–ચુંબક.

ગેરુ તથા સોનાગેરુનાં નામો તથા ગુણો

गैरिकं रक्तधातुश्च गैरेयं गिरिजं तथा।
सुवर्णगैरिकं त्वन्यत्ततो रक्ततरं हि तत् ॥१३९॥
गैरिकद्वितयं स्निग्धं मधुरं तुवरं हिमम्।
चक्षुष्यं दाहपित्तास्रकफहिक्काविषापहम् ॥१४०॥

अन्वय–गैरिकं रक्तधातुः च गैरेयं तथा गिरिजं (स्मृतम्), सुवर्णगैरिकं तु तत् अन्यत्, तत् हि रक्ततरं (भवति), गैरिकद्वितयं स्निग्धं मधुरं तुवरं हिमं चक्षुष्यं (सत्) दाहपित्तास्रकफहिक्काविषापहम् (अस्ति)॥

ગૈરિક,[૧] રક્તધાતુ,[૨] ગૈરેય[૩] અને ગિરિજ,[૪] એટલાં ગેરુના સંસ્કૃત નામો છે. બીજો સોના ગેરુ તેથી જુદો થાય છે, તે ગેરુ કરતાં વધારે રાતો હોય છે. બન્ને ગેરુ સ્નિગ્ધ, મધુર, તૂરા, ટાઢા, નેત્રને હિતકારી અને દાહ, પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, કફ, હેડકી તથા ઝેરને મટાડનાર છે. ૧૩૯,૧૪૦

૧. गिरौ भवम्–अध्यात्मादित्वात् ठञ्–પર્વતમાં જે થાય છે, તેથી ગૈરિક–ગેરુ

૨. रक्तवर्णो धातु–લાલ રંગની જે ધાતુ થાય છે, તેથી રક્તધાતુ–ગેરુ

૩. गिरौ भवम्–'नद्यादिभ्यो ढक्'–પહાડમાં જે થાય છે, તેથી ગૈરેય–ગેરુ

૪. गिरौ जायते स्म–'सप्तम्यां जनेर्डः'–પહાડમાં જે ઉત્પન્ન થાય છે, તેથી ગિરિજ–ગેરુ.

ખડી તથા ચાકનાં નામો તથા ગુણો

खटिका कठिनी चापि लेखनी च निगद्यते।
खटिका दाहनिच्छीता मधुरा विषशोथजित् ॥
अन्वय–खटिका अपि च कठिनी च लेखनी निगद्यते, खटिका दाहजित् शीता मधुरा (सती) विषशोथजित् (अस्ति)॥

ખટિકા,[૧] કઠિની[૨] અને લેખની[૩] એટલાં ખડી તથા ચાકનાં સંસ્કૃત નામો છે. ખડી બળતરાને મટાડનાર, ટાઢી અને મધુર હોઈ ઝેર તથા સોજાને મટાડે છે. ૧૪૧

૧ खट्यत–काङ्क्ष्यत दाहशमनार्थं जनैः, खट काङ्क्षायाम्–'पुंसि संज्ञायां घ', तत स्वार्थे कन्, टाप्, अत इत्व च–દાહને શાંત કરવા લોકો જેને ઇચ્છે છે, તેથી ખટિકા–ખડી

૨. कठति–कृच्छ्रेण जीवति विषादयनार्थं चूर्णीकृत्य लिप्यमानत्वात्, कठ कृच्छ्रजीवने–'बहुलमन्यत्रापी'ति इनच्, गौरादित्वात्–ઝેર ખોઝે વગેરે મટાડવા ભૂકો કરી જેનો લેપ કરાય છે, તેથી જે ભાગ્યે જ મૂળ સ્વરૂપમાં રહે છે, તેથી કઠિની–ખડી ચોક.

૩. लिख्यते अनया काष्ठफलकादि, लिख अक्षरविन्यासे–करणे ल्युट् टित्वाद् ङीप्–લાકડાના પાટિયા ઉપર જેનાથી લખાણ લખાય છે, તેથી લેખની–ખડી ચોક.

ખડીના ગુણ સંબંધે ચોખવટ

लेपादेतद्गुणा प्रोक्ता भक्षिता मृत्तिकासमा।
खटी गौरखटी द्वे च गुणैस्तुल्ये प्रकीर्तिते ॥१४२
अन्वय–(खटी) लेपात् एतद्गुणा प्रोक्ता, भक्षिता मृत्तिकासमा (अस्ति), खटी च गौरखटी द्वे गुणैः तुल्ये प्रकीर्तिते ॥

ખડી ચોપડવાથી ઉપર કહેલા ગુણોવાળી કહી છે, પણ ખાધેલી તો તે માટી જેવી જ છે. ખડી અને ચાક એ બન્ને ગુણો વડે સરખી જ કહી છે. ૧૪૨

રેતીનાં નામો તથા ગુણો

वालुका सिकता प्रोक्ता शर्करा रेतजापि च।
वालुका लेखनी शीता व्रणोर क्षतनाशिनी ॥१४३
अन्वय–वालुका सिकता शर्करा च रेतजा अपि प्रोक्ता। वालुका लेखनी शीता (सती) व्रणोर क्षतनाशिनी (अस्ति)॥

વાલુકા,[૧] સિકતા,[૨] શર્કરા[૩] અને રેતજા[૪] એટલાં રેતીનાં સંસ્કૃત નામો છે. રેતી મળોને ઉખેડનાર અને ટાઢી હોઈ વ્રણ તથા છાતીના ક્ષતને મટાડે છે. ૧૪૩

૧ वलति–प्राणिति दीर्घकालं, वल प्राणने–बाहुलकादुण्, स्वार्थे कन्. टाप्, वस्वार्थस्याद् वालुका–જે ઘણો વખત કાળ ટકે છે, તેથી વાલુકા–રેતી.

૨. सिउति शैत्य मणात्पुपरि, षिच क्षरणे-धातुल-भाद् अतच्, पृषोदरादित्वात् चस्य कः. टाप्-वायु વગેરે ઉપર જે શીતળતાને ઝરે છે, તેથી સિકતા-રેતી.

૩. शृणाति-हिनस्ति व्रणोरःक्षतानि, शॄ हिंसायाम् 'श्र चरन्' (उणा. ४-३). तत टाप्-व्रણ તથા છાતીના ક્ષતનો જે નાશ કરે છે, તેથી શર્કરા-રેતી.

૪. रेत इव जायते अश्मन सारतया. 'अन्येष्वपी'ति जनेर्डः पृषोदरादि त्वात् लोप -જે વીર્યની જેમ પથ્થરના સારરૂપે ઉત્પન્ન થાય છે, તેથી રેતજા-રેતી.

ખાપરિયાનાં નામો તથા ગુણો

खर्परी तुत्थकं तुत्थादन्यत्तद्रसकं स्मृतम् ।
ये गुणास्तुत्थके प्रोक्तास्ते गुणा रसके स्मृताः ॥

अन्वय-खर्परी तुत्थकं (सत्) तुत्थात् अन्यत् तत् रसकं स्मृतम् । ये गुणा तुत्थके प्रोक्ता त गुणा रसके स्मृता ॥

ખર્પરી,[1] તુથક[2] અને રસક,[3] એ ત્રણ ખાપરિયાના સંસ્કૃત નામો છે. ખાપરિયું એક જાતનું મોરથૂથુ જ છે, પણ મોરથૂથુથી જુદું ગણાય છે અને તે રસક નામે ઓળખાય છે. જે ગુણો મોરથૂથુના કહેવાયા છે, તે જ ગુણો ખાપરિયામા છે. ૧૪૪

૧. खर्वत-सामर्थ्य धत्त तुत्थस्य इयु सामर्थ्ये-धातुलत्वाद् अरट् लत्वाभावश्च, पृषादरादित्वात् यस्य स, दित्वाद् ङीप्-મોરથૂથુના ગુણોનુ જે સામર્થ્ય ધરાવે છે, તે મોરથૂથુ જેવા જ ગુણવાળુ છે, તેથી ખર્પરી-ખાપરિયુ

૨. तुत्थयति-आवृणोति तुत्थगुणान्, तुत्थ आवरणे-ण्वुल्-જે મોરથૂથુના ગુણો જ સ્વીકારે છે, તેથી તુત્થક-ખાપરિયુ.

૩. रसयति तुत्थगुणान्, रस आस्वादने-ण्वुल्, अदन्तचौरादित्वात् वृद्धि-જે મોરથૂથુના ગુણો પ્રત્યે રસ ધરાવે છે, તેથી રસક-ખાપરિયુ.

હીરાકસીનાં નામો

कासीसं धातुकासीसं पांशुकासीसमित्यपि ।
तदेव किञ्चित्पीतं तु पुष्पकासीसमुच्यते ॥१४५

अन्वय-कासीसं धातुकासीसं पांशुकासीसम्-इत्यपि (कथ्यते), तदेव किंचित् पीतं तु पुष्पकासीसम् उच्यते ॥

કાશીસ,[1] ધાતુકાશીસ[2] અને પાંશુકાશીસ[3] એટલાં હીરાકસીનાં સંસ્કૃત નામો છે. કાંઈક પીળી હીરાકસી હોય તો તે પુષ્પકાશીસ[4] કહેવાય છે. ૧૪૫

૧. कुत्सितमर्थं यस्य शीः (सी)सम् इव-'कुगतिप्रादय' इति तत्पुरुषः, 'ईषदर्थे' इति काः सादृश्य-જે ખરાબ અથવા થોડા અને જાણે સીસું હોય તેવી છે, તેથી કાશી(સી)સ-હીરાકસી.

૨. धातुरूप-कासीस आस्यादिनादि-જે ધાતુરૂપે લગાર સીસા જેવી હોય છે, તેથી ધાતુકાશીસ-હીરાકસી.

૩. पांशु इव कासीसं-લગાર ધૂળ જેવું જે સીસું ગણાય છે, તેથી પાંશુકાશીસ-હીરાકસી

૪. पुष्पमस्य किंचित् पीतत्वम् कासीसं पुष्प कासीसम्-કંઈક પીળા રંગનું હલકું જે સીસું ગણાય છે, તેથી પુષ્પકાશી-હીરાકસી.

હીરાકસીના ગુણો

कासीसमम्लमुष्णं च तिक्तं च तुवरं तथा ।
वातश्लेष्महरं केश्यं नेत्रकण्डूविषप्रणुत् ॥
मूत्रकृच्छ्राश्मरीश्वित्रनाशनं परिकीर्तितम् ॥१४६॥

अन्वय-कासीसम् अम्लम् उष्णं च तिक्तं तथा च तुवरं (सत्) वातश्लेष्महरं केश्यं नेत्रकण्डूविषप्रणुत् मूत्रकृच्छ्राश्मरीश्वित्रनाशनं परिकीर्तितम् ॥

હીરાકસી ખાટી, ગરમ, કડવી તથા તૂરી હોઈ વાયુ તથા કફને હરનાર, કેશને હિતકારી અને નેત્રની ચેળ, ઝેર, મૂત્રકૃચ્છ્ર, પથરી તથા શ્વિત્ર નામના કોઢને મટાડે છે. ૧૪૬

સોરઠી માટીનાં નામો તથા ગુણો

सौराष्ट्री तुवरी काक्षी मृत्तालकसुराष्ट्रजे ।
आढकी चापि सा ख्याता मृत्स्ना च सुरमृत्तिका ॥
स्फटिकाया गुणाः सर्वे सौराष्ट्र्या अपि कीर्तिताः ॥

अन्वय-सौराष्ट्री तुवरी काक्षी मृत्तालकसुराष्ट्रजे आढकी अपि च सा मृत्स्ना च सुरमृत्तिका ख्याता । स्फटिकाया सर्वे गुणा सौराष्ट्र्या अपि कीर्तिता ॥

સૌરાષ્ટ્રી,[1] તુવરી,[2] કાક્ષી,[3] મૃત્તાલક,[4] સુરાષ્ટ્રજ[5] આઢકી,[6] મૃત્સ્ના[7] અને સુરમૃત્તિકા[8] એટલા સોરઠી માટીનાં સંસ્કૃત નામો છે. ફટકડીના જે ગુણો છે તે બધા સોરઠી માટીના પણ કહ્યા છે. ૧૪૭

૧. सुराष्ट्रे भवा-भवार्थे अण्, अण्णन्तत्वात् ङीप्-સોરઠ દેશમાં જે થાય, તેથી સૌરાષ્ટ્રી-સોરઠી માટી.

૨. तवीति-हिनस्ति रोगान्, तु सौत्रो धातु-'छित्वरछत्वर.' (उणा. ३-१) इति ष्वरच्, स तुवरः गुण अस्ति अस्या-अर्शआद्यच्, गौरादि-રોગોનો જે નાશ કરે છે, તે તૂરો ગુણ જેમાં હોય છે, તેથી

તુવરી-સોરઠી માટી.

૩. ચાઙ્ક્ષ્યતે વ્રણાદિરોપણાર્થં યા, કર્માણિ ઘઞ્, ગૌરાદિ-ત્રણ વગેરેને રૂઝવવા જે કામમાં આવે છે, તેથી કાક્ષી-સોરઠી માટી.

૪. મૃત્સુ તાસુ-પ્રતિષ્ઠા યસ્ય તત્-'શેષાદ્ વિભાષે'તિ કપ્-દરેક જાતની માટીમાં જેની પ્રતિષ્ઠા અથવા શ્રેષ્ઠતાની ખ્યાતિ છે, તેથી મૃત્સાલક-સોરઠી માટી.

૫ સુરાષ્ટ્રે જાતા-'સપ્તમ્યાં જનેર્ડઃ'-સોરઠ દેશમાં ઉત્પન્ન થઈ હોવાથી સુરાષ્ટ્રજા-સોરઠી માટી.

૬. આચ્છાદનત્વાદ્ ઢૌકતે દૌકયતે યા વ્રણાદ્યુપરિ લેપલેપેન, ઢૌકૃ ગતૌ-પચાદ્યચ્, કર્મણિ ઘઞ્ વા-ત્રણ વગેરે ઉપર ચોપડવા જે લાગે છે અથવા લોકો જેનો લેપ લગાડે છે, તેથી આઢકી-સોરઠી માટી.

૭. મૃદ્યતે-ક્ષુદ્યતે જનૈરઙ્ગુલિભિઃ, મૃદ ક્ષોદ-સ્વાર્થાદિ-ભ્યઃ ક્વિપ્, તત્ર પ્રશસ્તા મૃત્સ્ના-'સસ્નૌ પ્રશંસાયામ્' ઇતિ સ્ન, ટાપ્-જેને સર્વ આંગળીઓ ખૂંદે-મસળે છે-દબાવે છે, તે મૃદ્-માટી, અને જે ઉત્તમ માટી તે મૃત્સ્ના-સોરઠી માટી.

૮. સુરાણાં મૃત્તિકા-જે દેવોની માટી ગણાય છે, તેથી સુરમૃત્તિકા સોરઠી-માટી.

### કાળી માટીનું નામ તથા ગુણો

कृष्णमृत् क्षतदाहास्रप्रदरश्लेष्मपित्तनुत् ॥१४८

अन्वय -कृष्णमृत् क्षतदाहास्रप्रदरश्लेष्मपित्तनुत् ॥

કૃષ્ણમૃત્'-કાળી માટી ક્ષત, દાહ, લોહી વિકાર, પ્રદર નામનો સ્ત્રીનો રોગ, શ્લેષ્મ કે સળેખમરૂપી કફ તથા પિત્તને મટાડે છે. ૧૪૮

૧. કૃષ્ણા ચાસૌ મૃત્-કૃષ્ણમૃત્-કાળી માટી.

### કાદવનું નામ તથા ગુણો

कर्दमो दाहपित्तार्तिशोथघ्नः शीतलः सरः ॥१४९

अन्वय -कर्दमः दाहपित्तार्तिशोथघ्नः शीतलः सरः ॥

કર્દમ'-કાદવ ટાઢો, ઝાડો ઉતારનાર અને દાહ, પિત્તની પીડા તથા સોજાને મટાડનાર છે.

૧. કર્દતિ-કુત્સિતં શબ્દં કરોતિ પાદનિર્ગમે, કર્દ કુત્સિતે શબ્દે- કર્દિમર્દિભ્યામમ્ (ઉણા ૪-૮૪)-જેમાં પગ મૂકતાં ખરાબ અવાજ કરે છે, તેથી કર્દમ-કાદવ.

### હીરાબોળનાં નામો તથા ગુણો

बोलगन्धरसप्राणपिण्डगोपरसाः समाः ।
बोलं रक्तहरं शीतं मेध्यं दीपनपाचनम् ॥१५०॥
मधुरं कटु तिक्तं च दाहस्वेदत्रिदोषजित् ।
ज्वरापस्मारकुष्ठघ्नं गर्भाशयविशुद्धिकृत् ॥१५१॥

अन्वय -बोल-गन्धरस-प्राण-पिण्ड-गोपरसाः (इति नामानि, गुणाश्च-) बोलं रक्तहरं शीतं मेध्यं दीपन-पाचनं मधुरं कटु च तिक्तं (सत्) दाहस्वेदत्रिदोषजित् ज्वरापस्मारकुष्ठघ्नं गर्भाशयविशुद्धिकृत् (अस्ति) ॥

બોલ,[1] ગંધરસ,[2] પ્રાણ,[3] પિંડ[4] અને ગોપરસ[5] એટલાં હીરાબોળના સંસ્કૃત નામો છે. હીરાબોળ લોહીવિકારને મટાડનાર, ટાઢો, બુદ્ધિને વધારનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન કરનાર, મધુર, તીખો અને કડવો હોઈ દાહને મટાડે, પરસેવો ઓછો કરે, ત્રણે દોષને હરે અને તાવ, વાઈ તથા કોઢને મટાડે છે, તેમ જ ગર્ભાશયને શુદ્ધ કરે છે. ૧૫૦ ૧૫૧

૧. બોલયતિ-મજ્જતિ રુધિરમ્, બુડ મજ્જને-પચાદ્યચ્, યદ્વા વાતિ શૈત્યમન્વ ચ યા ગતિગન્ધનયો -નિપાતનાદિત્વાત્ કલ્ચ્-જે લોહીને શુદ્ધ કરે છે અથવા શીતળતા અને ગંધને ધારણ કરે છે, તેથી બોલ-હીરાબોળ.

૨ ગન્ધવાન્ રસઃ અસ્ય-જેનો રસ ગંધવાળો હોય છે, તેથી ગંધરસ-હીરાબોળ

૩ પ્રાણિતિ અનેન દાહજ્વરકુષ્ઠયુક્તઃ તત્પ્રાધાન્યાત્-જેનાથી દાહ તાવ તથા કોઢ મટે છે, તેથી જે તે રોગવાળાને જિવાડે છે, માટે પ્રાણ-હીરાબોળ.

૪ પિણ્ડતે-સહન્તિ દીપનપાચનાદિગુણાનિહ પિંડિ સઙ્ઘાતે-પચાદ્યચ્-દીપન, પાચન આદિ ગુણોનો સમુદાય જે એકી સાથે ધારણ કરે છે, તેથી પિંડ-હીરાબોળ.

૫ ગોપે-ઉત્પત્તૌ રસઃ અસ્ય-જેની ઉત્પત્તિમાં રસ હોય છે, તેથી ગોપરસ-હીરાબોળ.

### બીજિયાની ઉત્પત્તિ, લક્ષણ, નામો તથા ગુણો

हिमवत्पाददिशिखरे कङ्कुष्ठमुपजायते ।
तत्रैकं रक्तकालं स्यात्तदन्यदण्डकं स्मृतम् ॥१५२
पीतप्रभं गुरु स्निग्धं श्रेष्ठं कङ्कुष्ठमादिशेत् ।
श्यामं पीतं लघु त्यक्तसत्त्वं नेष्टं तथाण्डकम् १५३
कङ्कुष्ठं कालकुष्ठं च विरङ्गं कोलकाकुलम् ।
कङ्कुष्ठं रेचनं तिक्तं कट्वुष्णं वर्णकारकम् ।
कृमिशोथोदराध्मानगुल्मानाहकफापहम् ॥१५४॥

अन्वय -हिमवत्पादशिखरे कङ्कुष्ठम् उपजायते, तत्र एकं रक्तकालं स्यात्, तदन्यत् अण्डकं स्मृतम्। पीतप्रभं गुरु स्निग्धं श्रेष्ठम् आदिशेत्, श्यामं पीतं तथा लघु अण्डकं त्यक्तसत्त्वं (सत्) न इष्टम्। (अथ नामानि-) कङ्कुष्ठं कालकुष्ठं च विरङ्गं च कोलकाकुलं (कथ्यते, तद्गुणाश्च-) कङ्कुष्ठं रेचनं तिक्तं कटु उष्णं (सत्) वर्णकारकं कृमिशोथो-दराध्मानगुल्मानाहकफापहम् (अस्ति)॥

હિમાલયની પાનેના પર્વતનાં શિખર

પર પીળિયો ઉત્પન્ન થાય છે. રક્તકાલ[1] અને અંડક[2] એ નામની તેની બે જાત છે. જે પીળિયો પીળી કાંતિવાળો, ભારે અને સ્નિગ્ધ હોય તેને શ્રેષ્ઠ સમજવો. જે કાળો, પીળો અને હલકો હોય તેને અંડક સમજવો. અંડકમાં સામર્થ્ય હોતું નથી, તેથી તે ઉપયોગમાં લેવાતો નથી. કંકુષ્ઠ,[3] કાકકુષ્ઠ,[4] વરાંગ[5] અને કોલકાકુલ[6] એટલા પીળિયાના સંસ્કૃત નામો છે. પીળિયો રેચક, કડવો, તીખો અને ગરમ હોઈ વર્ણને સારો કરનાર છે; તેમજ કૃમિ, સોજા, પેટનો આફરો, ગોળો, પેડુનો આફરો તથા કફને મટાડનાર છે. ૧૫૨–૧૫૪

૧. रक्त–रुधिर कालयति–प्रेरयति वर्णकारकत्वात्, कल प्रेरणे–कर्मण्यण्–જે શરીરનો રંગ સારો કરનાર હોવાથી લોહીને પ્રેરણા આપે છે, માટે રક્તકાલ–પીળિયો.

૨. अमति–गच्छति श्यामता पीतता लाघवं च, अम गत्यादौ–'जमन्ताड्ड' (उणा १–११४) तत स्वार्थे कन्–જે કાળાશ, પીળાશ તથા હલકાઈ ધારણ કરે છે, તેથી અંડક–હલકો પીળિયો.

૩. कङ्कौ–तृणविशेषसमीपे तिष्ठति हिमवत्पाद-शिखरे, ष्ठा धातो 'सुपि स्थ' इत्यत्र सुपीति योग विभागात् क –હિમાલયની પાસેના પર્વતના શિખર પર કંકુ નામના એક જાતના ઘાસની પાસે જે હોય છે, તે એક જાતની માટી કંકુષ્ઠ–પીળિયો.

૪. काकाना पुष्ठमिव, तद्वत् पीतवर्णत्वात्–કાગડાઓનો જાણે ઠોઠ હોય તેના પીળા રંગનો હોય છે. તેથી કાકકુષ્ઠ–પીળિયો.

૫. वरम् अङ्ग यस्य यस्माद्वा वर्णकारकत्वात्–જેનો દેખાવ સારો હોય છે અથવા શરીરનો રંગ સારો કરે છે, તેથી જેના લીધે માણસોનું અંગ ઉત્તમ બને છે, માટે વરાંગ–પીળિયો.

૬. कोलकं–मरिच आकुलमिव तद्वत् कटूष्णत्वात्–તીખાશ અને ગરમીવાળો હોવાથી જાણે મરિયાથી વ્યાપ્ત હોય તેવો લાગે છે, તેથી કોલકાકુલ–પીળિયો.

### વ્યાકરણદૃષ્ટિએ રત્નની વ્યાખ્યા

धनार्थिनो जनाः सर्वे रमन्तेऽस्मिन्नतीव यत् ।
ततो रत्नमिति प्रोक्तं शब्दशास्त्रविशारदैः ॥१५५॥

अन्वय –धनार्थिनः सर्वे जना यत् अस्मिन् अतीव रमन्ते, ततः शब्दशास्त्रविशारदैः रत्नम् इति प्रोक्तम् ॥

ધનને ઇચ્છતા લોકો જેમાં અત્યંત રમે–આનંદ પામે છે, તેથી 'રત્ન[1]' એમ વ્યાકરણશાસ્ત્રના વિદ્વાનોએ રત્નશબ્દની વ્યુત્પત્તિ કરી છે.

૧. रमन्ते धनार्थिनो लोका एषु, रमु क्रीडायाम्–बाहुलकात् अत्र. दित्वात् तुट् च–ધનને ઇચ્છતા લોકો જેઓમાં આનંદ પામે છે, તેથી રત્નો.

### રત્નોની ઓળખ

रत्नं क्लीबे मणिः पुंसि स्त्रियामपि निगद्यते ।
तत्तु पाषाणभेदोऽस्ति मुक्तादि च तदुच्यते ॥ १५६

अन्वय.–रत्न क्लीबे, मणि पुंसि स्त्रियाम् अपि निगद्यते, तत्तु पाषाणभेदः अस्ति, तत् च मुक्तादि उच्यते ॥

રત્નશબ્દ નપુંસકલિંગે અને તેનો પર્યાય મણિશબ્દ પુંલ્લિંગે તથા સ્ત્રીલિંગે પણ કહેવાય છે. એ રત્ન એક જાતનો પથ્થર છે અને મોતી વગેરે પણ રત્ન કહેવાય છે. ૧૫૬

रत्न मणिर्द्वयोरश्मजातौ मुक्तादिकेऽपि च ॥१५७॥

अन्वय –(तथा च अमरसिंह कथयति)–रत्नं. मणि –द्वयो, अश्मजातौ मुक्तादिके अपि (प्रयुज्यते) ॥

અમરકોશમાં કહ્યું છે કે રત્નશબ્દ તથા બે લિંગવાળો મણિ[1]શબ્દ પથરાની જાતમાં અને મોતી વગેરેમાં પણ વપરાય છે. ૧૫૭

૧. मण्यते–शब्द्यते अश्मजातित्वा मुक्तादिरूपेण च, मण शब्दे–इन् (उणा. ४–११८)–પથરાની એક જાતિ તરીકે તથા મોતી વગેરે રૂપે જે કહેવાય છે, તે મણિ–હીરા, મોતી વગેરે.

### રત્નોની ગણના

रत्नं गारुत्मतं पुष्परागो माणिक्यमेव च ।
इन्द्रनीलश्च गोमेदस्तथा वैदूर्यमित्यपि ॥
मौक्तिकं विद्रुमश्चेति रत्नान्युक्तानि वै नव ॥ १५८ ॥

अन्वय –रत्नं गारुत्मतं पुष्परागः च माणिक्यम् एव, च इन्द्रनीलः च गोमेदः तथा वैदूर्यम् इति अपि च मौक्तिकं विद्रुम –इति नव वै रत्नानि उक्तानि ।

હીરો, પાનું, પોખરાજ, માણેક, નીલમ, ગોમેદ, લસણિયો, મોતી અને પરવાળું એ નવ રત્ન કહેવાય છે. ૧૫૮

ટીકા–रत्न हीरा, गारुत्मत पन्ना माणिक्य पद्म-राग, इन्द्रनील नीला। विष्णुधर्मोत्तरेऽपि नवरत्न-निरूपणम्–'मुक्ताफलं हीरकं च वैदूर्यं पद्मरागकम्। पुष्परागं च गोमेदं नीलं गारुत्मतं तथा। प्रवालयुक्तान्यु-क्तानि महारत्नानि वै नव ॥' વિષ્ણુધર્મોત્તર નામના પુરાણ-ગ્રંથમાં પણ કહ્યું છે કે 'મોતી, હીરો, લસણિયો, માણેક, પોખરાજ, ગોમેદ, નીલમ, પાનું અને પરવાળું એ નવ મહારત્ન સમજવાં.' ૧૫૮

### હીરાનાં નામો, રંગ, જાતિ વગેરે

हीरकः पुंसि वज्रोऽस्त्री चन्द्रो मणिवरश्च सः ।
स तु श्वेतः स्मृतो विप्रो लोहितः क्षत्रियः स्मृतः ॥
पीतो वैश्योऽसितः शूद्रश्चतुर्वर्णात्मकश्च सः ।
रसायने मतो विप्रः सर्वसिद्धिप्रदायकः ॥ १६० ॥
क्षत्रियो व्याधिविध्वंसी जरामृत्युहरः स्मृतः ।
वैश्यो धनप्रदः प्रोक्तस्तथा देहस्य दार्ढ्यकृत् ॥
शूद्रो नाशयति व्याधीन् वयःस्तम्भं करोति च १६१

अन्वय.–हीरकः पुंसि, वज्रः अस्त्री, चन्द्रः च सः मणिवर. (कथ्यते), स च चतुर्वर्णात्मकः (भवति, यथा–स.) श्वेतः स तु विप्रः स्मृतः, लोहितः क्षत्रियः स्मृतः, पीतः वैश्यः (तथा) असितः शूद्रः (स्मृतः), (तत्र) विप्रः रसायने सर्वसिद्धिप्रदायकः मतः, क्षत्रियः व्याधिविध्वंसी (सन्) जरामृत्युहरः स्मृतः, वैश्यः धनप्रदः तथा देहस्य दार्ढ्यकृत् प्रोक्तः, शूद्रः व्याधीन् नाशयति, च वयःस्तम्भं करोति ॥

હીરક[1] શબ્દ પુંલિંગે છે; વજ્ર[2] પુંલિંગે તથા નપુંસકલિંગે છે, ચંદ્ર[3] અને મણિવર[4] એટલાં હીરાનાં સંસ્કૃત નામો છે. હીરો ચાર રંગનો કે જાતનો હોય છે; તેમાં જે ધોળો હોય તે બ્રાહ્મણ, રાતો હોય તે ક્ષત્રિય, પીળો હોય તે વૈશ્ય અને કાળો હોય તે શૂદ્ર કહેવાય છે. બ્રાહ્મણ હીરો રસાયનના કામમાં સઘળી સિદ્ધિ આપે છે, ક્ષત્રિય હીરો વ્યાધિને મટાડનાર હોઈ ઘડપણ તથા મૃત્યુને દૂર કરે છે, વૈશ્ય હીરો ધન આપનાર તથા દેહની દૃઢતા કરે છે અને શૂદ્ર હીરો રોગોનો નાશ કરે છે તથા જુવાનીને ટકાવી રાખે છે ૧૫૯–૧૬૧

૧. हरति सर्वान् व्याधीन् जरा मृत्युं च सम्यक् शुद्धो मारितश्चेत् अन्यथा हरति प्राणान् च, हृञ् हरणे–पचाद्यच्, पृषोदरादित्वात् अकारस्य ईत्व निपात्यते, ततश्च स्वार्थे कन्–જેને બરાબર શુદ્ધ કરી મારેલો હોય તો ખવવાથી સર્વ રોગોને, ઘડપણને તથા મૃત્યુને પણ દૂર કરે છે; પરંતુ બરાબર માર્યો કે શુદ્ધ કર્યો ન હોય તો પ્રાણોને પણ હરે છે, તેથી હીરક–હીરો.

૨. वजति–गच्छति ब्राह्मणादिचतुर्वर्णात्मकत्वं सर्वसिद्धिप्रदायकत्वादिगुणविशेषं च, वज गतौ–'ऋज्रेन्द्र.' (उणा. २–२९) इति साधु –જે બ્રાહ્મણ આદિ ચાર વર્ણપણું તથા સર્વ સિદ્ધિઓને આપનાર આદિ ને તે વર્ણને લગતા ગુણોને ધારણ કરે છે, તેથી વજ્ર–હીરો.

૩. चन्दति–आह्लादयति दर्शनादेव सर्वान् जनान्, चदि आह्लादने–'स्फायितञ्चि.' (उणा. २–१३) इति रक्–જે દેખવાથી જ સર્વ લોકોને હર્ષ ઉપજાવે છે, તેથી ચંદ્ર–હીરો.

૪. मणिषु वर–મણિઓમાં જે શ્રેષ્ઠ ગણાય છે, તેથી મણિવર–હીરો.

### હીરાની નર, નારી અને નાન્યતર જાતિ તથા તેનાં લક્ષણો

पुंस्त्रीनपुंसकानीह लक्षणीयानि लक्षणैः ।
सुवृत्ताः फलसम्पूर्णास्तेजोयुक्ता बृहत्तराः ॥ १६२ ॥
पुरुषास्ते समाख्याता रेखाबिन्दुविवर्जिताः ।
रेखाबिन्दुसमायुक्ताः षडस्रास्ते स्त्रियः स्मृताः १६३
त्रिकोणाश्च सुदीर्घास्ते विज्ञेयाश्च नपुंसकाः ।
तेषु स्युः पुरुषाः श्रेष्ठा रसबन्धनकारिणः ॥ १६४ ॥
स्त्रियः कुर्वन्ति कायस्य कान्तिं स्त्रीणां सुखप्रदाः ।
नपुंसकास्त्ववीर्याः स्युरकामाः सत्त्ववर्जिताः १६५

(किंच) इह लक्षणैः पुंस्त्रीनपुंसकलक्षणानि लक्षणीयानि, (यथा ये हीरकाः) सुवृत्ताः फलसंपूर्णाः तेजोयुक्ताः बृहत्तराः रेखाबिन्दुविवर्जिताः (स्युः) ते पुरुषाः समाख्याताः, (ये च) रेखाबिन्दुसमायुक्ताः षडस्राः (स्युः) ते स्त्रियः स्मृताः, (ये) च त्रिकोणाः च सुदीर्घाः (स्युः) ते नपुंसकाः विज्ञेयाः । तेषु पुरुषाः श्रेष्ठाः रसबन्धनकारिणः स्युः, स्त्रियः कायस्य कान्तिं कुर्वन्ति, स्त्रीणां सुखप्रदाः (स्युः), नपुंसकाः तु अवीर्याः अकामाः सत्त्ववर्जिताः स्युः ॥

હીરામાં લક્ષણો ઉપરથી પુરુષ સ્ત્રી તથા નપુંસક જાતિ પણ સમજવાની હોય છે: જે હીરા સારી પેઠે ગોળ, પૂરી હાંસોવાળા, તેજસ્વી, બહુ જ મોટા અને રેખા તથા છાંટણાં વગરના હોય તે પુરુષ કહેવાય છે; જે હીરા રેખા તથા છાંટણાંવાળા અને છ હાંસોવાળા હોય તે સ્ત્રી કહેવાય છે અને જે હીરા ત્રણ ખૂણાવાળા તથા બહુ જ લાંબા હોય તેઓ નપુંસક કહેવાય છે. તેઓમાં પુરુષ હીરા શ્રેષ્ઠ છે અને તેઓ દ્વારા પારદનું બંધન થાય છે; સ્ત્રી જાતના હીરા શરીરની કાંતિ વધારે છે અને સ્ત્રીઓને સુખ આપે છે અને નપુંસક હીરા તો વીર્યરહિત, કામના કે ઉપયોગ વિનાના અને શક્તિ વિનાના હોય છે.

### હીરાની યથાયોગ્ય વપરાશ

स्त्रियः स्त्रीभ्यः प्रदातव्याः क्लीबं क्लीबे प्रयोजयेत् ।
सर्वेभ्यः सर्वदा देयाः पुरुषा वीर्यवर्धनाः ॥ १६६ ॥

अन्वयः-स्त्रिय. स्त्रीभ्यः प्रदातव्याः क्लीब क्लीबे प्रयोजयेत्, पुरुषाः वीर्यवर्धना. (सन्तः) सर्वदा सर्वेभ्यः देयाः॥

સ્ત્રીજાતના હીરા સ્ત્રીઓને દેવા અને નપુંસક જાતિના હીરા નપુંસકોને દેવા; પણ પુરુષ જાતના હીરા તો વીર્યને વધારનાર હોઈ સર્વ કાળે સઘળાઓને આપી શકાય છે. ૧૬૬

### અશુદ્ધ હીરાના દોષો

अशुद्धं कुरुते वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा ।
पाण्डुतां पङ्गुलत्वं च तस्मात् संशोध्य मारयेत् ॥१६७॥

अन्वयः-अशुद्धं वज्रं कुष्ठं पार्श्वव्यथां तथा पाण्डुतां च पङ्गुलत्वं कुरुते, तस्मात् (हीरकं) संशोध्य मारयेत्॥

અશુદ્ધ હીરો કોઢ, પડખાની પીડા, પાંડુરોગ તથા પાંગળાપણું કરે છે, માટે હીરાને શુદ્ધ કરી મારવો જોઈએ. ૧૬૭

### મારેલા હીરાના ગુણો

आयुः पुष्टिं बलं वीर्यं वर्णं सौख्यं करोति च ।
सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥१६८॥

अन्वयः मृतं वज्रं आयुः पुष्टिं बलं वीर्यं वर्णं च सौख्यं करोति, सेवितं (सत्) सर्वरोगघ्नं (भवति) न संशयः ॥

મારેલો હીરો આયુષ્યને વધારે, બળ આપે, વીર્યની વૃદ્ધિ કરે, વર્ણને સારો કરે, સુખ આપે અને સેવન કર્યો હોય તો સઘળા રોગોને મટાડે છે, એમાં સંશય નથી. ૧૬૮

### પાનાનાં નામો

गारुत्मतं मरकतमश्मगर्भो हरिन्मणिः ।

ગારુત્મત,[1] મરકત,[2] અશ્મગર્ભ,[3] તથા હરિન્મણિ[4] એટલાં પાનાનાં સંસ્કૃત નામો છે.

૧. गरुत्मतः-गरुडस्य इदं रत्नम्, तस्माद् जातत्वात्- तस्येदमित्यण्-જે ગરુડપક્ષીનું રત્ન ગણાય છે, કેમકે તેનાથી તે ઉત્પન્ન થયું છે, માટે ગારુત્મત-પાનાં.

૨. म्रियन्त जना अनेन, मृङ् मरणे-उणादिर्बुन् प्रत्ययः, तत् मरकम्-अकालमरणं तरन्ति अनेन लोकाः -तृ प्लवनतरणयोः -'अन्येभ्योऽपि' इति ड -જેનાથી લોકો મરકી વગેરે અકાળ મરણ પામતા નથી, તેથી મરકત-પાનાં.

૩. अश्मनः गर्भः -अन्तःसारः-પથરાની અંદરનો જે સાર ગણાય છે, તેથી અશ્મગર્ભ-પાનાં.

૪. हरित् मणिः -शाकपार्थिवादिः-જે લીલા રંગનો મણિ ગણાય છે, તેથી હરિન્મણિ-પાનાં.

### માણિક્યનાં નામો

माणिक्यं पद्मरागः स्याच्छोणरत्नं च लोहितम् ॥१६९॥

માણિક્ય,[1] પદ્મરાગ,[2] શોણરત્ન,[3] અને લોહિત[4] એટલાં માણિક્યનાં સંસ્કૃત નામો છે.

૧. मणिः इव चकास्ति, कै शब्दे-'सुपी'ति योगविभागात् कः, ततः मणिकमेव माणिक्यम्-स्वार्थे ष्यञ्-જે મણિ જેવો કહેવાય છે અથવા પ્રકાશે છે, તેથી માણિક્ય-માણેક.

૨. पद्म इव रागो यस्य सः-જેનો રંગ કમળ જેવો હોય છે, તેથી પદ્મરાગ-માણેક.

૩. शोणं च तद् रत्नम्-જે રાતું રત્ન છે, તેથી શોણરત્ન-માણેક.

૪. लोहितो वर्णोऽस्यास्ति-अर्शआद्यच्-જેનો રંગ લાલ હોય છે, તેથી લોહિત-માણેક.

### પોખરાજનાં નામો

पुष्परागो मञ्जुमणिः स्याद्वाचस्पतिवल्लभः ।

પુષ્પરાગ,[1] મંજુમણિ[2] અને વાચસ્પતિવલ્લભ[3] એટલાં પોખરાજનાં સંસ્કૃત નામો છે.

૧. पुष्पस्येव रागः-वर्णो यस्य-જેનો રંગ ફૂલ જેવો હોય છે, તેથી પુષ્પરાગ-પોખરાજ.

૨. मञ्जुश्चासौ मणिः-સુંદર મણિ છે, તેથી મંજુમણિ-પોખરાજ.

૩. वाचस्पतेः वल्लभः -બૃહસ્પતિને પ્રિય છે, તેથી વાચસ્પતિવલ્લભ-પોખરાજ.

### નીલમ તથા ગોમેદનાં નામો

नीलं तथेन्द्रनीलं च गोमेदः पीतरत्नकम् ॥१७०॥

નીલ[1] અને ઇંદ્રનીલ[2] એ બે નીલમનાં સંસ્કૃત નામો છે અને ગોમેદ[1] તથા પીતરત્ન[2] એ બે ગોમેદનાં સંસ્કૃત નામો છે.

૧. नीलः वर्णः अस्ति अस्य-अर्शआद्यच्-જેનો રંગ કાળાશપડતો-વાદળિયો હોય છે, તેથી નીલ-નીલમ.

૨. इन्द्रस्य प्रियं नीलं, यद्वा इन्द्र इव नीलं-ઇન્દ્રને જે પ્રિય છે અથવા ઇન્દ્ર જેવા કાળા રંગનું જે હોય છે, તેથી ઇન્દ્રનીલ-નીલમ. આની પરીક્ષા માટે લખ્યું છે કે-'क्षीरमध्ये क्षिपेन्नीलं क्षीरं चेन्नीलतां व्रजेत्। इन्द्रनील इति ख्यातः सर्वरत्नोत्तमोत्तमः.'-દૂધમાં નીલમ નાખ્યું હોય તો દૂધ નીલમ જેવા રંગનું બની જાય. તો તે નીલમ સર્વોત્તમ મણિ તરીકે જાહેર થાય છે.

૧. गौः इव मिद्यति-ञिमिदा स्नेहने-अच्, यद्वा गोः मेद इव-ગાય જેવું જે સુંવાળું અથવા સ્નેહાળ હોય છે અથવા ગાયના મેદ જેવું રંગે જે લાગે છે,

તેથી ગોમેદ કહેવાતું રત્ન

૨. पीतं च तत् रत्नम्—જે રત્ન રંગે પીળું હોય છે, તેથી પીતરત્ન—ગોમેદ.

### લસણિયાનાં નામો

**वैदूर्यं दूरजं रत्नं स्यात्केतुग्रहवल्लभम् ।**

वैदूर्य[1] दूरज,[2] रत्न[3] અને केतुग्रहवल्लभ[4] એટલાં લસણિયાનાં સંસ્કૃત નામો છે.

૧. विदूरात् गिरे, यद्वा वालवायदेशग्रामात् विदूर-शब्द इति भाष्यमतम् तद्ग्रात् प्रभवति—'विदूराञ्ञ्य'—વિદૂર નામના પર્વતમાંથી કે તે નામના દેશમાંથી જે ઉત્પન્ન થાય છે, તેથી વૈદૂર્ય—લસણિયો.

૨. दूरे देशे जात—'सप्तम्या जनेर्ड' —દૂર દેશમાં જે થાય છે. તેથી દૂરજ—લસણિયો.

૩. रत्न શબ્દની વ્યુત્પત્તિ જુઓ ૧૫૫ મા શ્લોક ઉપર.

૪. केतुनामा ग्रह', तस्य वल्लभम्—કેતુ નામના ગ્રહને જે પ્રિય છે, તેથી કેતુગ્રહવલ્લભ—લસણિયો.

### મોતીનાં નામો, ઉત્પત્તિ તથા ગુણો

**मौक्तिकं शौक्तिकं मुक्ता तथा मुक्ताफलं च तत् ।**
**शुक्तिः शङ्खो गजः क्रोडः फणी मत्स्यश्च दर्दुरः १७१**
**वेणुरेते समाख्यातास्तज्ज्ञैर्मौक्तिकयोनयः ।**
**मौक्तिकं शीतलं वृष्यं चक्षुष्यं बलपुष्टिदम् ॥ १७२ ॥**

अन्वय—मौक्तिकं शौक्तिकं मुक्ता तथा च तत् मुक्ताफलं (कथ्यते)। शुक्तिः शङ्खः गजः क्रोडः फणी मत्स्यः दर्दुरः च वेणुः एते तज्ज्ञैः मौक्तिकयोनयः समाख्याताः । मौक्तिकं शीतलं वृष्यं चक्षुष्यं बलपुष्टिदम् ( भवति ) ॥

मौक्तिक,[1] शौक्तिक[2] मुक्ता[3] અને मुक्ताफल[4] એટલા મોતીના સંસ્કૃત નામો છે. છીપ, શંખ, હાથી, સૂવર, સર્પ, મત્સ્ય, દેડકો અને વાંસ એ આઠને વિદ્વાનોએ મોતીનાં ઉત્પત્તિ સ્થાનો કહ્યાં છે. મોતી ટાઢું, વીર્યને વધારનાર, નેત્રને હિતકારી અને બળ તથા પુષ્ટિને આપનાર છે. ૧૭૧-૧૭૨

૧. मुच्यते स्म शुक्त्यादिभिः, मुच्लृ मोक्षणे—कर्मणि क्त', त्तः टाप्—मुक्ता एव मौक्तिकम्—'विनयादिभ्यष्ठक्'—જેને છીપ વગેરેએ મૂક્યું હોય છે, તે મૌક્તિક—મોતી.

૨. शुक्तौ भवं शौक्तिकम्—अध्यात्मादित्वाद् ठञ्—છીપમાં જે ઉત્પન્ન થાય છે, તેથી શૌક્તિક—મોતી.

૩. मुच्यते स्म शुक्त्यादिभिः, मुच्लृ मोक्षणे—कर्मणि क्त—टाप्—છીપ વગેરેમાંથી જે નીકળ્યું હોય છે, તેથી મુક્તા—મોતી.

૪. मुक्ता एव फलं, यद्वा मुक्ता फलमिव—જે મોતીરૂપે એક જાતનું ફળ જ પાકે છે અથવા મોતીરૂપે જાણે ફળ હોય તેવું છે, તેથી મુક્તાફલ—મોતી.

### પરવાળાંનાં નામો

**पुंसि क्लीबे प्रवालः स्यात्पुमानेव तु विद्रुमः ॥१७३॥**

अन्वय—प्रवाल पुंसि क्लीबे स्यात्, विद्रुमः तु पुमान् एव (प्रयुज्यते) ॥

प्रवाल[1] નામ પુંલિંગે તથા નપુંસકલિંગે છે, પણ विद्रुम[2] તો પુંલિંગે જ વપરાય છે; એ બે પરવાળાના સંસ્કૃત નામો છે. ૧૭૩

૧. प्रकृष्टं बलति—प्राणिति जनः, बल प्राणने—'ज्वलितिकसन्तेभ्यो ण,' बवयोरैक्यात् प्रवाल —જે માણસને ખૂબ જ બળવાન કરી જિવાડે છે—અતિશય બળ આપે છે, તેથી પ્રવાલ—પરવાળું.

૨. विशिष्टः द्रुमः, यद्वा विशिष्टे द्रौ भव —'द्रुद्भ्यां मः'—જે એક જાતના જુદા જ ઝાડરૂપે થાય છે અથવા જે એક જાતના ખાસ જુદા જ ઝાડના જેવા રૂપમાં થાય છે, તેથી વિદ્રુમ—પરવાળું

### રત્નોના ગુણો

**रत्नानि भक्षितानि स्युर्मधुराणि सराणि च ।**
**चक्षुष्याणि च शीतानि विषघ्नानि धृतानि च ।**
**मङ्गल्यानि मनोज्ञानि ग्रहदोषहराणि च ॥ १७४ ॥**

अन्वय—रत्नानि भक्षितानि ( चेत् ) मधुराणि च सराणि चक्षुष्याणि शीतानि च विषघ्नानि स्युः, धृतानि च मङ्गल्यानि मनोज्ञानि च ग्रहदोषहराणि ( स्युः ) ॥

રત્નો જો ખવાયાં હોય તો તેઓ મધુર હોઈ ઝાડો ઉતારનાર છે, નેત્રને હિતકારી છે અને ટાઢાં છે; શરીર પર જો ધારણ કર્યાં હોય તો ઝેરને હણે છે, મંગળ કરે છે, મનને ગમે છે અને ગ્રહોના દોષોને મટાડે છે. ૧૭૪

किं रत्नं कस्य ग्रहस्य प्रीतिकारित्वेन दोषहरं भवतीति प्रश्ने तदुत्तरमाह रत्नमालायाम्—કયું રત્ન કયા ગ્રહને પ્રીતિકારક થઈ તેના દોષને દૂર કરનાર થાય છે ? આવો કોઈ પ્રશ્ન કરે તો તેનો ઉત્તર રત્નમાલા નામના ગ્રંથમાં કહ્યો છે કે.

**'माणिक्यं तरणेः सुजातममलं मुक्ताफलं शीतगोर्माहेयस्य तु विद्रुमो निगदितः सौम्यस्य गारुत्मतम् । देवेज्यस्य च पुष्परागमसुराचार्यस्य वज्रं शनेर्नीलं निर्मलमन्ययोर्निगदिते गोमेदवैदूर्यके ॥'**

अन्वय—तरणेः माणिक्यं, शीतगोः अमलं सुजातम् मुक्ताफलं, माहेयस्य तु विद्रुमः निगदितः, सौम्यस्य

आर्द्रभ्रष्टो बलकरो रोचनश्च प्रकीर्तितः ।
शुष्कभ्रष्टोऽतिरूक्षश्च वातकुष्ठप्रकोपनः ॥५०॥
स्विन्नः पित्तकफं हन्यात् सूपः क्षोभकरो मतः ।
आर्द्रोऽतिकोमलो रुच्यः पित्तशुक्रहरो हिमः ॥
कषायो वातलो ग्राही कफपित्तहरो लघुः ॥५१॥

अन्वय—चणक. हरिमन्थ सकलप्रियः इत्यपि स्यात् । चणक शीतलः रूक्ष. लघुः कषाय. विष्टम्भी वातल (सन्) पित्तरक्तकफापह. ज्वरनाशन (अस्ति), स च अङ्गारेण भ्रष्ट च तैलभ्रष्ट तद्गुणः (भवति)। आर्द्रभ्रष्ट. बलकरः च रोचन प्रकीर्तित, शुष्कभ्रष्ट अतिरूक्षः च वातकुष्ठप्रकोपन (स्यात्), स्विन्न पित्तकफ हन्यात्, सूप क्षोभकर मत, आर्द्र. अतिकोमल. रुच्य पित्तशुक्रहर. हिम. कषाय वातल ग्राही लघु (सन्) कफपित्तहर (स्मृत )॥

ચણક,[1] હરિમંથ[2] અને સકલપ્રિય[3] એટલાં ચણાના સંસ્કૃત નામો છે. ચણા ટાઢા, રૂક્ષ, હલકા, તૂરા, ઝાડાને રોકનાર અને વાયુ કરનાર હોઈ પિત્ત, લોહીવિકાર, કફ તથા તાવને મટાડનાર છે. અંગારાથી અથવા તેલથી ભૂંજેલા (શેકેલા) ચણામાં પણ એ જ ગુણો છે. લીલા શેકેલા ચણા બળ આપનાર અને રુચિ ઉપજાવનાર છે. સૂકા શેકેલા ચણા અત્યંત રૂક્ષ હોઈ વાયુ તથા કોઢની વૃદ્ધિ કરનાર છે. શેકેલા ચણા પિત્ત તથા કફને મટાડે છે. ચણાની રાંધેલી દાળ પેટમાં ગડબડ કરનાર છે. લીલા ચણા કોમળ, રુચિ ઉપજાવનાર, પિત્ત તથા વીર્યને હરનાર, ટાઢા, તૂરા, વાયુ કરનાર, ઝાડાને રોકનાર, હલકા અને કફ તથા પિત્તને હરનાર છે. ૪૯-૫૧

૧. चण्यते-दीयते सर्वेभ्य सर्वप्रियत्वात्, यद्वा चण्यते-दीयते बल वायुश्चापर्यनेन लघुत्वाद् वातलत्वाच्च, चण दाने 'क्वुन्' (उणा २-३२)—જે સર્વને પ્રિય હોવાથી દરેકને આપી શકાય છે અથવા પાચનમાં હલકા તથા વાયડા હોવાથી બળદાયક તથા વાયુકારક પણ છે, તેથી ચણક-ચણા.

૨. हरि—पीत पिङ्गला वा मन्थ-एकदेशो यस्य स, यद्वा हरिभिर्वानरै शुकैर्वापि मथ्यते तत्प्रियत्वात्, मन्थ विलोडने-कर्मणि घञ्—જેનો અમુક ભાગ પીળો અથવા કંઈક પિંગળો હોય છે અથવા જેને વાંદરા તથા પોપટો ખૂબ બગાડે છે; કેમકે તેઓને તે પ્રિય હોય છે, તેથી તેઓ ખૂબ ખાઈ જઈ બગાડે છે, માટે હરિમંથ-ચણા.

૩. सकलानां प्रियः रुच्यत्वात्—જે રુચિકારક હોવાથી દરેકને પ્રિય હોય છે, તેથી સકલપ્રિય-ચણા.

વટાણાનાં નામો તથા ગુણો

कलायो वर्तुलः प्रोक्तः सतिलश्च हरेणुकः ।
कलायो मधुरः स्वादुः पाके रूक्षश्च शीतलः ॥५२॥

अन्वय.—कलाय वर्तुलः सतिल. च हरेणुकः प्रोक्त । कलाय. मधुर पाके स्वादु रूक्ष च शीतलः (भवति)॥

કલાય,[1] વર્તુલ,[2] સતિલ[3] અને હરેણુક[4] એટલાં વટાણાનાં સંસ્કૃત નામો છે. વટાણા મધુર, પાકમાં પણ મધુર, રૂક્ષ અને ટાઢા છે. ૫૨

૧. कल-माधुर्यम् अयत-प्राप्नोति, अय गतौ-कर्मण्यण्—જે મધુરતાને ધારણ કરે છે, તેથી કલાય-વટાણા.

૨. वर्तन गोलाकारेण, वृतु वर्तने-बाहुलकादुलच्—જે ગોળાકારે થાય છે, તેથી વર્તુલ-વટાણા.

૩. तिलेन-तिलमहशाचिह्नेन सह वर्तते, यद्वा सतिलो वायुरस्ति अस्यास्मिन् वा-अर्शआद्यच्—જેમાં તલ જેવું ચિહ્ન હોય છે અથવા જેને કે જેમાં વાયુનો સંબંધ રહ્યો છે—એટલે જે વાયડા છે, તેથી સતિલ-વટાણા.

અમરકોશમાં 'सतीनक' એવું વટાણાનું એક નામ છે, તેની વ્યુત્પત્તિ પણ આમ લખી છે—' सति शीघ्रे इन -प्रभु -सतीन —' सञ्ज्ञायाम्' इति समास, 'हलदन्तात्'-इति सप्तम्या अलुक्, तत सतीन—वायु करोति—' अन्येष्वपि.' इति ड—છત્ર હોય તો જે સામર્થ્ય ધરાવે છે, એવા વાયુને કરનાર હોવાથી સતીનક-વટાણા.

૪. हरति कफपित्त च रूक्षत्वात् शीतत्वाच्च, हृञ् हरणे-'कृहृभ्यामेणु '—(उणा. ३-१), तत स्वार्थे कन्—જે રૂક્ષ તથા શીતળ હોવાથી કફનો તથા પિત્તનો નાશ કરે છે, તેથી હરેણુક-વટાણા.

મકાઈનાં નામો તથા ગુણો

त्रिपुटः खण्डिकोऽपि स्यात्कथ्यन्ते तदगुणा अथ ।
त्रिपुटो मधुरस्तिक्तस्तुवरो रूक्षणो भृशम् ॥५३॥
कफपित्तहरो रुच्यो ग्राहकः शीतलस्तथा ।
किन्तु खञ्जत्वपङ्गुत्वकारी वातातिकोपन ॥५४

अन्वय—त्रिपुट. खण्डिक अपि स्यात्, अथ तद्गुणा कथ्यन्ते—त्रिपुट मधुरः तिक्त तुवर भृश रूक्षणः कफपित्तहर रुच्य ग्राहकः तथा शीतल (अस्ति), किंतु खञ्जत्वपङ्गुत्वकारी वातातिकोपन (स्मृत )॥

ત્રિપુટ,[૧] અને ખંડિક[૨] એ મકાઈનાં સંસ્કૃત નામો છે. મકાઈ મધુર, કડવી, તૂરી, બહુ જ રૂક્ષપણું કરનાર, કફ તથા પિત્તને હરનાર, રુચિ ઉપજાવનાર, ઝાડાને રોકનાર અને ટાઢી છે; પરંતુ લૂલાપણું તથા પાંગળાપણું કરનાર છે અને વાયુને અત્યંત કોપાવનાર છે.

૧. त्रयः पुटा यस्य सः त्रिपुटः–જેને ત્રણ પડ હોય છે, તેથી ત્રિપુટ–મકાઈ.

૨. खण्डः अस्ति अस्य–'अत इनिठनौ' इति ठन्–જેના ખંડ હોય–એટલે ડૂંડાંમાં જેના દાણા જુદા જુદા ખંડામાં એટલે વિભાગોમાં ગોઠવાયા હોય છે, તેથી ખંડિક–મકાઈ.

### કળથીનાં નામો તથા ગુણો

कुलत्थिका कुलत्थश्च कथ्यन्ते तद्गुणा अथ ।
कुलत्थः कटुकः पाके कषायः पित्तरक्तकृत् ॥५५॥
लघुर्विदाही वीर्योष्णः श्वासकासकफानिलान् ।
हन्ति हिक्काश्मरीशुक्रदाहानाहान्सपीनसान् ॥
स्वेदसंग्राहको मेदोज्वरकृमिहरः परः ॥ ५६ ॥

अन्वय.–कुलत्थिका च कुलत्थः ( इति नामनी ), अथ तद्गुणाः कथ्यन्ते–कुलत्थः पाके कटुकः कषायः (सन्) पित्तरक्तकृत् लघुः विदाही वीर्योष्णः स्वेदसंग्राहकः (सन्) श्वासकासकफानिलान् हिक्काश्मरीशुक्रदाहानाहान् सपीनसान् हन्ति, (तथा) परः मेदोज्वरकृमिहरः (अस्ति) ॥

કુલત્થિકા[૧] અને કુલત્થ[૨] એ બે કળથીનાં સંસ્કૃત નામો છે. કળથી પાકમાં તીખી, તૂરી, પિત્ત તથા લોહીવિકારને કરનાર, હલકી, દાહ કરનાર, ઉષ્ણવીર્ય, પરસેવાને રોકનાર અને શ્વાસ, ઉધરસ, કફ, વાયુ, હેડકી, પથરી, વીર્ય, આફરો ઉપસર્ગ, સળેખમ, મેદ, તાવ તથા કૃમિને અત્યંત મટાડનાર છે. ૫૫,૫૬

૧. कुलं–भूतलम् सत् तिष्ठति, ष्ठा गतिनिवृत्तौ–'सुपि स्थः' इति कः, टाप् ततः स्वार्थे कन्, 'केऽण' इति ह्रस्वः, टाप्, अत इत्त्व च–જે ભોંય પર લાગેલી રહે છે, તેથી કુલત્થિકા–કળથી.

૨. કુલત્થ–આ ઉપર પ્રમાણે જ સિદ્ધ છે, કેવળ સ્વાર્થિક પ્રત્યય નથી, અને સ્ત્રીલિંગ નથી: અર્થ પણ ઉપર પ્રમાણે.

### કાળા, ધોળા, રાતા તલનું નામ તથા ગુણો

तिलः कृष्णः सितो रक्तः स वन्योऽल्पतिलः स्मृतः ।
तिलो रसे कटुस्तिक्तो मधुरस्तुवरो गुरुः ॥५७॥
विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत् ।
बल्यः केश्यो हिमस्पर्शस्त्वच्यः स्तन्यो व्रणे हितः ५८
दन्त्योऽल्पमूत्रकृद् ग्राही वातघ्नोऽग्निमतिप्रदः ।
कृष्णः श्रेष्ठतमस्तेषु शुक्लो मध्यमः सितः ॥
अन्ये हीनतराः प्रोक्तास्तज्ज्ञै रक्तादयस्तिलाः ॥५९॥

अन्वय.–तिलः[१] कृष्णः सितः रक्तः ( भवति ), सः वन्यः अल्पतिलः स्मृतः, तिलः रसे कटुः तिक्तः मधुरः तुवरः गुरुः, विपाके कटुकः स्वादुः स्निग्धोष्णः कफपित्तनुत्, बल्यः केश्यः हिमस्पर्शः त्वच्यः स्तन्यः, व्रणे हितः दन्त्यः अल्पमूत्रकृत् ग्राही वातघ्नः अग्नि–मतिप्रदः (भवति). तेषु कृष्णः श्रेष्ठतमः ( सन् ) शुक्रः (अस्ति), सितः मध्यमः, अन्ये रक्तादयः तिलाः तज्ज्ञैः हीनतराः प्रोक्ताः ॥

કાળા, ધોળા અને રાતા એમ ત્રણ પ્રકારના તલ થાય છે. જે તલ વગડામાં થાય છે, તે અલ્પતિલ કહેવાય છે. તલ રસમાં તીખા, કડવા, મધુર, તૂરા, ભારે, પાકમાં તીખા, સ્વાદિષ્ઠ, સ્નિગ્ધ, ગરમ, કફ તથા પિત્તને મટાડનાર, બળ આપનાર, કેશને સારા કરનાર, ટાઢા સ્પર્શવાળા, ચામડીને હિતકારી, ધાવણ વધારનાર, ત્રણ મટાડવામાં ઉપયોગી, દાંતને સારા કરનાર, મૂત્રને થોડું કરનાર, ઝાડાને રોકનાર, વાયુને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને બુદ્ધિ આપનાર છે. તલની જાતોમાં કાળા તલ સર્વોત્તમ અને વીર્યને વધારનાર છે; ધોળા તલ મધ્યમ ગુણવાળા અને બીજા રાતા વગેરે તલોને તે વિષયના વિદ્વાનોએ બહુ જ ઓછા ગુણવાળા કહ્યા છે. ૫૭–૫૯

૧. तिलति–स्निग्धतां करोति सर्वावयवेषु स्निग्धत्वात्, तिल स्नेहने–'इगुपधे'ति कः–જે સ્નિગ્ધ હોવાથી શરીરના દરેક અવયવોને સ્નેહન અથવા ચીકાશ પહોંચાડે છે, તેથી તિલ–તલ.

### અળશીનાં નામો તથા ગુણો

अतसी नीलपुष्पी च पार्वती स्यादुमा क्षुमा ।
अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुर्गुरुः ॥
उष्णा दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ॥

अन्वय.–अतसी नीलपुष्पी पार्वती उमा च क्षुमा स्यात् । ( गुणाश्च– ) अतसी मधुरा तिक्ता स्निग्धा पाके कटुः गुरुः उष्णा ( सती ) दृक्शुक्रवातघ्नी कफपित्तविनाशिनी ( भवति ) ॥

અતસી,[1] નીલપુષ્પી,[2] પાર્વતી,[3] ઉમા[4] અને ક્ષુમા[5] એટલાં અળસીનાં સંસ્કૃત નામો છે. અળસી મધુર, કડવી, સ્નિગ્ધ, પાકમાં તીખી, ભારે તથા ગરમ હોઈ દૃષ્ટિ, વીર્ય તથા વાયુને હણનારી અને કફ તથા પિત્તનો નાશ કરનારી છે. ૬૦

૧. अतति-सातत्येन गच्छति माधुर्योष्णतादिगुणान्-अत सातत्यगमने-'अत्यविचमि.' (उणा. ३-११७)-इत्यसच्, गौरादिः-જે મધુરતા આદિ ગુણોને કાયમ ધારણ કરે છે, તેથી અતસી-અળસી.

૨. नीलानि पुष्पाणि यस्याः सा-જેનાં ફૂલ કાળાં-વાદળી-ગળીના રંગનાં થાય છે. તેથી નીલપુષ્પી-અળસી.

૩. पर्वते भवा-भवार्थे अण्, 'टिड्ढाणञ्-' ङीप्-જે પહાડી જમીનમાં થાય છે. તેથી પાર્વતી-અળસી.

૪. उ-शम्भु माति मिनोति वा, मा, माङ् वा माने-'आतोऽनुपसर्गे कः'-टाप्-જે શિવને માને છે-પ્રિય હોઈ ગણકારે છે-ચહે છે, તેથી અથવા अवते ज्वलति वा, ऊङ् शब्दे-'विभाषा तिलमाषोमा-' इति निपातनात् मक् इति वा-જે ભીકાશના શબ્દ કે અવાજ કરે છે, તેથી ઉમા-અળસી.

૫. क्षौति क्षुवत वा-टुक्षु शब्दे-बाहुलकात् मक्, यद्वा 'अर्तिस्तुसु.' (उणा. १-१४०) इति मन्-क्षुम-અર્થ ઉપર પ્રમાણે

રાતાં ફૂલાંવાળી તુવરના ગુણો

तुवरी ग्राहिणी प्रोक्ता लघ्वी कफविषास्रजित्।
तीक्ष्णोष्णा वह्निदा कण्डूकुष्ठकोष्ठकृमिप्रणुत् ॥६१

अन्वय-तुवरी ग्राहिणी लघ्वी तीक्ष्णा उष्णा (सती) वह्निदा कफविषास्रजित् कण्डूकुष्ठकोष्ठकृमिप्रणुत् प्रोक्ता ॥

રાતાં ફૂલાવાળી તુવરની દાળ ઝાડાને રોકનાર, હલકી, તીક્ષ્ણ તથા ગરમ હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર અને કફ, ઝેર, લોહીવિકાર, ચળ, કોઢ તથા કોઠાના કૃમિને મટાડનાર કહી છે. ૬૧

રાતા અને ધોળા સરસવનાં નામો

सर्षपः कटुकस्नेहस्तुन्तुभश्च कदम्बकः।
गौरस्तु सर्षपः प्राज्ञैः सिद्धार्थ इति कथ्यते ॥६२

अन्वय-सर्षपः कटुस्नेहः तुन्तुभः च कदम्बकः (उक्तः), गौरः सर्षपः तु प्राज्ञैः सिद्धार्थः इति कथ्यते ॥

સર્ષપ,[1] કટુકસ્નેહ,[2] તુંતુભ[3] અને કદંબક[4] એટલાં સરસવનાં સંસ્કૃત નામો છે. ધોળા સરસવને વિદ્વાનો 'સિદ્ધાર્થ'[5] કહે છે.

૧. सरति स्नेहः अस्मात्, सृ गतौ-'सर्तेरपः षुक् च' (उणा. ३-१४१) इत्यपः षुगागमश्च-જેમાંથી ચીકાશ અથવા તેલ નીકળે છે, તેથી સર્ષપ-સરસવ.

૨. कटुकः स्नेहो यस्य सः-જેની ચીકાશ અથવા તેલ તીખું હોય છે, તેથી કટુકસ્નેહ-સરસવ.

૩. तुदति रक्षांसि कुष्ठकोष्ठकृमिग्रहांश्चापि, तुद व्यथने-बाहुलकादुभ, पृषोदरादित्वात् तुन्तुभ-જે રાક્ષસોનો, કોઢનો, કોઠાના કરમિયાં તથા ગ્રહોનો નાશ કરે છે. તેથી તુન્તુભ-સરસવ.

૪. कन्दति कन्दयति वा-हिनस्ति, आह्वयति, रोदयति च कफकण्ड्वादीन्, कदि हिंसायां वा कदि आह्वाने रोदने च-'कृशृदृभ्योऽम्बच्' (उणा. ४-८२) अम्बच् प्रत्यय-अनित्यत्वान्नुम्, ततः स्वार्थे कन्-જે ચળ, કફ, વાયુ વગેરેનો નાશ કરે છે અથવા પોતાની સામે ટકવા તેઓને આહ્વાન કરે છે અને રડાવે છે, તેથી કદંબક-સરસવ.

૫. सिद्धः अर्थः अस्मात् गौरत्वेन मङ्गल्यत्वात्-જે ધોળા હોવાથી માંગલિક ગણાય છે, તેથી સિદ્ધાર્થ-ધોળા સરસવ.

બન્ને સરસવના ગુણો

सर्षपस्तु रसे पाके कटुकः स्निग्धः सतिक्तकः।
तीक्ष्णोष्णः कफवातघ्नो रक्तपित्ताग्निवर्धनः ॥६३॥
रक्षोहरो जयेत्कण्डूं कुष्ठकोष्ठकृमिग्रहान्।
यथा रक्तस्तथा गौरः किन्तु गौरो वरो मतः ॥६४

अन्वय-सर्षपः तु रसे पाके कटुकः स्निग्धः सतिक्तकः तीक्ष्णोष्णः कफवातघ्नः रक्तपित्ताग्निवर्धनः रक्षोहरः (सन्) कुष्ठकोष्ठकृमिग्रहान् जयेत्, यथा रक्तः तथा गौरः, किन्तु गौरः वरः मतः ॥

સરસવ રસમાં અને પાકમાં તીખા, સ્નિગ્ધ, કડવાશવાળા, તીક્ષ્ણ, ગરમ, કફ તથા વાયુને હણનાર, લોહીવિકાર, પિત્ત કે રક્તપિત્તને તથા અગ્નિને વધારનાર, રાક્ષસોને કાઢી મૂકનાર અને ચળ, કોઢ, કોઠાના કૃમિ તથા ગ્રહોને જીતનાર છે. રાતા સરસવમાં જેવા ગુણો છે, તેવા જ ધોળામા પણ છે, છતાં ધોળા સરસવ ઉત્તમ મનાય છે. ૬૩,૬૪

રાઈ તથા કાળી રાઈનાં નામો

राजी तु राजिका तीक्ष्णगन्धा क्षुजनिकाऽऽसुरी।
क्षवः क्षुताभिजनकः कृमिकस्तृष्णसर्षपः ॥६५॥

अन्वयः-राजी तु राजिका तीक्ष्णगन्धा क्षुजनिका

आसुरी (कथ्यते, तथा कृष्णा तु) क्षव क्षुताभिजनक कृमिकृत् कृष्णसर्षप (प्रोच्यते)॥

રાજી,[1] રાજિકા,[2] તીક્ષ્ણગંધા,[3] ક્ષુજ્જનિકા[4] અને આસુરી[5] એટલા રાઈના સંસ્કૃત નામો છે. ક્ષવ,[1] ક્ષુતાભિજનક,[2] કૃમિકૃત[3] અને કૃષ્ણસર્ષપ[4] એટલા કાળી રાઈના સંસ્કૃત નામો છે. ૬૫

૧. राजति पुष्पादिभी राजयति च अन्यानि, राजृ दीप्तौ- सर्वधातुभ्य इन्' 'कृदिकारादि' ति वा ङीप्-જે ફૂલ વગેરેથી પોતે શોભે છે અને બીજાને પણ શોભાવે છે, તેથી રાજી-રાઈ

૨. 'राजति राजयति वा क्वुन् (उणा --३२), टाप्, अत इत्व च-રાજિકા-અર્થ ઉપર પ્રમાણે

૩. तीक्ष्ण गन्धा यस्या सा-જેની ગંધ તીક્ષ્ણ હોય છે, તેથી તીક્ષ્ણગંધા-રાઈ.

૪. जनयतीति जनिका-ण्यन्ताद् जनी प्रादुर्भाव-ण्वुल्, टाप्, अत इत्व च, क्षुधो जनिका-क्षुज्जनिका-ભૂખ લગાડનારી છે, તેથી ક્ષુજ્જનિકા-રાઈ

૫ असुराणामिव प्रिया-इदमर्थेऽण्, अण्णन्तलाद् ङाप्-અસુરોને પ્રિય હોવાથી આસુરી-રાઈ

૧ क्षौति-शब्द कारयति क्षुतस्य क्षु शब्द-ण्यर्थात् अच्-જે છીંક કરાવે છે. તેથી ક્ષવ-કાળી રાઈ

૨. अभिजनयति-इति अभिजनक -ण्वुल्, क्षुतस्य अभिजनक -છીંકને ઉપજાવનાર છે, તેથી ક્ષુતાભિજનક-કાળી રાઈ

૩. कृमीन् कृन्तति, कृती छेदन-क्विप् तुक् च-કૃમિઓનો જે નાશ કરે છે અથવા હરે છે, જંતુઓનો જે નાશ કરે છે તેથી કૃમિકૃત્-કાળી રાઈ

૪. कृष्णश्चासौ सर्षप-કાળો સરસવ ગણાય છે, તેથી કૃષ્ણસર્ષપ-કાળી રાઈ

રાઈ તથા કાળી રાઈના ગુણો

राजिका कफपित्तघ्नी तीक्ष्णोष्णा रक्तपित्तकृत्।
किञ्चिद्रूक्षाग्निदा कण्डूकुष्ठकोष्ठकृमीन् हरेत्॥
अतितीक्ष्णा विशेषेण तद्वत् कृष्णापि राजिका॥६६

अन्वय-राजिका कफपित्तघ्नी तीक्ष्णा उष्णा रक्तपित्तकृत् किञ्चित् रूक्षा अग्निदा (सती) कण्डूकुष्ठकोष्ठकृमीन् हरेत्, विशेषेण तीक्ष्णा (भवति), कृष्णा अपि राजिका तद्वत् (गुणै)॥

રાઈ કફ તથા પિત્તને હણનારી, તીક્ષ્ણ, ગરમ, રક્તપિત્તને કરનારી, કાંઈક રૂક્ષ તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ ચળ, કોઢ તથા કોઠાના કૃમિઓનો નાશ કરે છે તથા વિશેષે કરી અત્યંત તીક્ષ્ણ છે; કાળી રાઈમાં પણ એવા જ ગુણો છે. ૬૬

ક્ષુદ્ર ધાન્યના નામો તથા ગુણો

क्षुद्रधान्यं कुधान्यं च तृणधान्यमिति स्मृतम्।
क्षुद्रधान्यमनुष्णं स्यात्कषायं लघु लेखनम्॥६७
मधुरं कटुकं पाके रूक्षं च क्लेदशोषकम्।
वातकृद्बद्धविट्कं च पित्तरक्तकफापहम्॥६८॥

अन्वय-क्षुद्रधान्य कुधान्य च तृणधान्यम् इति स्मृतम्, क्षुद्रधान्यम् अनुष्ण कषाय लघु लेखन मधुर पाके कटुक च रूक्ष क्लेदशोषक वातकृत् बद्धविट्क च पित्तरक्तकफापहम् (अस्ति)॥

ક્ષુદ્રધાન્ય,[1] કુધાન્ય[2] અને તૃણધાન્ય[3] એટલા ક્ષુદ્રધાન્ય(ખડધાન)ના સંસ્કૃત નામો છે. ખડધાન ગરમ નથી, તૂરું, હલકું મળને ઉખેડનાર, મધુર, પાકમાં તીખું, રૂક્ષ, ભીનાશને શોષનાર, વાયુ કરનાર, વિષ્ઠાને બદ્ધ કરનાર અને પિત્ત, લોહીવિકાર કે રક્તપિત્તને મટાડનાર છે ૬૭ ૬૮

૧ क्षुद्र च तत् धान्य क्षुद्रधान्यम्-જે હલકું અનાજ ગણાય છે, તેથી ક્ષુદ્રધાન્ય-ખડધાન

૨ कुत्सित धान्य कुधान्यम्-ખરાબ અથવા હલકું ધાન્ય ગણાય છે, તેથી કુધાન્ય-ખડધાન

૩ तृणस्य धान्य-तृणमिव धा य-तृण धा यमिवेति वा-જે ધાન્ય ઘાસ જેવું ઘાસરૂપ અથવા ઘાસ જ ધાન્ય જેવું ગણાય છે, તેથી તૃણધાન્ય-ખડધાન

કાગના નામો તથા ભેદો

स्त्रियां कङ्गुप्रियङ्गू द्वे कृष्णा रक्ता सिता तथा।
पीता चतुर्विधा कङ्गुस्तासां पीता वरा स्मृता॥

अन्वय-कङ्गु-प्रियङ्गू द्वे स्त्रियां (स्त), कृष्णा, रक्ता, सिता तथा पीता-चतुर्विधा कङ्गु (भवति), तासां पीता वरा स्मृता॥

કંગુ[1] અને પ્રિયંગુ[2] એ બંને (સ્ત્રીલિંગે) કાગના સંસ્કૃત નામો છે. કાળી, રાતી, ધોળી અને પીળી એમ ચાર પ્રકારની કાગ થાય છે, તેઓમાં પીળી શ્રેષ્ઠ ગણાય છે. ૬૯

૧. क-उन्नम् अङ्गति-गच्छति अगि गतौ-मृगय्वादित्वात् कु कफस्पादिच यद्वा क-सुख गच्छति जनात् नया बृहणीयत्वात्, गम्ल गतौ-मितद्रु दिन्वात् डु-જે પાણીમાં પ્રાપ્ત થાય છે-પાકે છે અથવા પૌષ્ટિક

હોવાથી લોકો જેનાથી સુખ પામે છે. તેથી કંગુ-કાંગ.

૨. प्रियं गच्छति-प्रेमपात्रं गुणं प्राप्नोति भग्नसंधान-कृत्त्वादिकं पूर्ववत् मितद्र्वादित्वात् खु-ભાંગેલાંને સાંધનાર-પણુ વગેરે પ્રીતિકારક ગુણુ ધરાવે છે, તેથી પ્રિયંગુ-કાંગ.

### કાંગના ગુણો

कङ्गुस्तु भग्नसन्धानवातकृद् बृंहणी गुरुः।
रूक्षा श्लेष्महरातीव वाजिनां गुणकृद् भृशम्॥७०

अन्वय-कङ्गुः तु भग्नसंधानवातकृत् बृंहणी गुरुः रूक्षा अतीव श्लेष्महरा वाजिनां भृशं गुणकृत् (अस्ति)॥

કાંગ ભાગ્યાને સાંધનારી, વાયુ કરનાર, પુષ્ટિ આપનાર, ભારે, રૂક્ષ, કફને બહુ જ હરનારી અને ઘોડાઓને બહુ ગુણકારી છે. ૭૦

### ચીણાનું નામ તથા ગુણો

चीनाकः कङ्गुभेदोऽस्ति स ज्ञेयः कङ्गुवद् गुणैः॥

अन्वय.-चीनाकः कङ्गुभेदः अस्ति, सः गुणैः कङ्गुवद् ज्ञेयः॥

ચીનાક[1]-ચીણો એ કાંગની જાત છે અને તેમાં કાંગના જેવા જ ગુણો જાણવા.

૧. चिनोति गुणान् इति चीनं, नक् बाहुलकाद् दीर्घश्च, चीनम् अकति-गच्छति गुणं-कर्मण्यण्-જે ગુણો વડે શ્રેષ્ઠતાને પામે છે અથવા કાંગના જ ગુણો ધરાવે છે, તેથી ચીનાક-ચીણો.

### સામાનું નામ તથા ગુણો

श्यामाकः शोषणो रूक्षो वातलः कफपित्तहृत्॥७१

શ્યામાક-[1]સામો શોષણ કરનાર, રૂક્ષ, વાયુ કરનાર અને કફ તથા પિત્તને હરનાર છે. ૭૧

૧. श्याम इव आसमन्तात् कायति, कै शब्दे-'अन्येभ्योऽपि दृश्यते' इति ड, यद्वा श्याममिव वर्णम् अकति-गच्छति-कर्मण्यण्-જે ચોપાસ જાણે કંઈ શામળો હોય એવો-મેલા જેવો લાગે છે-એટલે જાણે શામળો વર્ણ ધારણ કરતો હોય તેવો લાગે છે, તેથી શ્યામાક-સામો.

### બે જાતના કોદરાનાં નામો તથા ગુણો

कोद्रवः कोरदूषः स्यादुद्दालो वनकोद्रवः।
कोद्रवो वातलो ग्राही हिमः पित्तकफापहः॥
उद्दालस्तु भवेदुष्णो ग्राही वातकरो भृशम्॥७२

अन्वय.-कोद्रवः कोरदूषः स्यात्, वनकोद्रवः उद्दालः (कथ्यते); कोद्रवः वातलः ग्राही हिमः (सन्) पित्तकफापहः (अस्ति), उद्दालः तु उष्णः ग्राही भृशं वातकरः भवेत्॥

કોદ્રવ[1] અને કોરદૂષ[2] એ બે કોદરાનાં સંસ્કૃત નામો છે. જંગલી કોદરો ઉદ્દાલ[1] કહેવાય છે. કોદરો વાયુ કરનાર, ઝાડાને રોકનાર, ટાઢો અને પિત્ત તથા કફને મટાડનાર છે. જંગલી કોદરો ગરમ, ઝાડાને રોકનાર અને બહુ જ વાયુ કરનાર છે. ૭૨

૧. कवते इति कौ-कु शब्दे-क्विप्, द्रवति इति द्रवः-द्रु गतौ-अच्, कौ शब्दे द्रवश्च कोद्रवः-पृषोदरादिः, यद्वा केन-वायुना द्रवति-अच्-पृषोदरादि.-જે અવાજ કરતો હોય છે અથવા વાયુથી વ્યાપ્ત રહે છે, તેથી કોદ્રવ-કોદરા.

૨. कोरं-रुधिरं दूषयति वातरक्तादिना, दुष वैकृत्ये-ण्यन्तात् कर्मण्यण्-જે વાપર્યો હોવાથી લોહીને બગાડે છે-લોહીવિકાર કરે છે, તેથી કોરદૂષ-કોદરા.

૧. उद्दालयति-विदारयति भृशं वायुं, दल विदारणे-णिजन्तात् अच्-જે વાયુને ખૂબ જ વિકસાવે-ઉપજાવે છે, તેથી ઉદ્દાલ-જંગલી કોદરા.

### રાજગરાનાં નામો તથા ગુણો

चारुकः सरबीजः स्यात्कथ्यन्ते तद्गुणा अथ।
चारुको मधुरो रूक्षो रक्तपित्तकफापहः॥७३॥
शीतलो लघुर्वृष्यश्च कषायो वातकोपनः॥७४॥

अन्वय.-चारुकः सरबीजः स्यात्। अथ तद्गुणाः कथ्यन्ते-चारुकः मधुरः रूक्षः रक्तपित्तकफापहः शीतलः लघुः वृष्यः कषायः च वातकोपनः (भवति)॥

ચારુક,[1] અને સરબીજ,[2] એ બે રાજગરાનાં સંસ્કૃત નામો છે. રાજગરો મધુર, રૂક્ષ, રક્તપિત્તને તથા કફને મટાડનાર, ટાઢો, હલકો, વીર્યને વધારનાર, તૂરો અને વાયુને કોપાવનાર છે. ૭૩,૭૪

૧. चरति-गच्छति चित्ते मधुरलघुवृष्यत्वादिगुणैः-'दृसनिजनि'-(उणा. १-२) इति ञुण्, ततः चारु एव चारुकः-संज्ञायां कन्-મધુર, હલકો અને વીર્યવર્ધક આદિ ગુણોને લીધે જે ચિત્તમાં પહોંચી જાય છે. તેથી ચારુક-રાજગરો.

૨. सरन्तीति सराणि-सृ गतौ-अच्, सराणि बीजानि यस्य सः-જેનાં બિયાં સરકનારાં હોય છે, તેથી સરબીજ-રાજગરો.

### વંશબીજ[1]નાં નામો તથા ગુણો

यवा वंशभवा रूक्षाः कषायाः कटुपाकिनः।
बद्धमूत्राः कफघ्नाश्च वातपित्तकराः सराः॥७५॥

अन्वय-वंशभवाः[2] यवाः रूक्षाः कषायाः कटुपाकिनः बद्धमूत्राः कफघ्नाः वातपित्तकराः च सराः (सन्ति)॥

વાંસના યવ (બિયા) રૂક્ષ, તૂરાં,

પાકમા તીખા, મૂત્રને રોકનાર, કફને હણનાર, વાયુ તથા પિત્તને કરનારા અને ઝાડાને ઉતારનારા છે ૭૫

૧ वहास्य बीजानि–વાસના બિયા તે વશબીજ.

૨ वशे भवन्ति–भू-पचायच्–વાસમા જે થાય છે, તેથી વશભવ–વશબીજ

કસૂબાના બીજનાં નામો તથા ગુણો

कुसुम्भबीज वरटा सैव प्रोक्ता वरट्टिका।
वरटा मधुरा स्निग्धा रक्तपित्तकफापहा।
कषाया शीतला गुर्वी स्यादवृष्यानिलापहा॥७६॥

अन्वय –कुसुम्भबीज वरटा, सा एव वरट्टिका प्रोक्ता, वरटा मधुरा स्निग्धा कषाया शीतला गुर्वी अवृष्या रक्तपित्तकफापहा अनिलापहा स्यात्॥

કુસુમબીજ,[1] વરટા[2] અને વરટ્ટિકા,[3] એટલા કસૂબાના બીજના સસ્કૃત નામો છે. કસૂબાના બીજ મધુર, સ્નિગ્ધ, તૂરા, ટાઢા, ભારે, વીર્યને વધારનાર નથી અને રક્તપિત્ત, કફ તથા વાયુને મટાડનારા છે. ૭૬

૧ कुसुम्भस्य बीज–કસૂબાનુ બીજ

૨ व्रियत स्वीक्रियत वातपित्तकफघ्नत्वात् लोकै – वृञ् वरण– शकादिभ्योऽटन्' (उणा ४–८१) टाप्– વાત, પિત્ત અને કફનો નાશ કરનાર હોવાથી લોકો વડે જે સ્વીકારાય–પસદ કરાય છે, તેથી વરટા–કસૂબાના બિયા

૩ वर श्रेष्ठ वृष्यत्वगुणम् अटति–अतिक्राम्यति–अवृष्यत्वात्, अट अतिक्रमहिंसया –कर्मण्यण् शकन्ध्वादि गणत्वात् टाप् स्वार्थे कन् वऽण इति ह्रस्वत्व च– જે વીર્યવર્ધક નહિ હોવાથી તે ઉત્તમ ગુણથી રહિત છે, તેથી વરટ્ટિકા–કસૂબાના બિયા

ઘેગીનાં નામો તથા ગુણો

गवेधुका तु विद्वद्भिर्गवेधु कथिता स्त्रियाम्।
गवेधु कटुका स्वाद्वी कार्श्यकृत्कफनाशिनी॥७७॥

अन्वय –गवेधुका तु विद्वद्भि गवेधु कथिता, स्त्रियाम् (वर्तत), गवेधु कटुका स्वाद्वी कार्श्यकृत्कफ नाशिनी (भवति)॥

ગવેધુકા,[1] અને ગવેધુ[2] એ બન્ને (સ્ત્રીલિંગે) ઘેગીના સસ્કૃત નામો છે ઘેગી તીખી, મધુર, દૂબળાપણુ કરનાર અને કફનો નાશ કરનાર છે. (ઘેગી ફલાહારમા કામ આવે છે.) ૭૭

૧ गवा जलेन तत्र वा गवि एधते, एध वृद्धौ– मृगय्वादित्वात् कु तत स्वार्थे कन् टाप् च–જે પાણી વડે કે પાણીમા વધે છે, તેથી ગવેધુકા–ઘેગી

૨ गव–गवार्थ धीयत–रक्ष्यतेऽसौ, दट् पाने–मृग य्वादित्वात् कु, पृषोदरादित्वात् दस्य धत्व, यद्वा पूर्ववत्–ગાય કે બળદ માટે સાચવી રખાય છે તેથી અથવા ઉપર પ્રમાણેનો અર્થ પણ ઘટાવે છે, તેથી ગવેધુ–ઘેગી

નાનવીનાં નામો તથા ગુણો

प्रसाधिका तु नीवारस्तृणान्नमिति च स्मृतम्।
नीवार शीतलो ग्राही पित्तघ्न कफवातकृत्॥७८॥

अन्वय –प्रसाधिका तु नीवार च तृणान्नम् इति स्मृतम् नीवार शीतल ग्राही पित्तघ्न कफवातकृत् (अस्ति)॥

પ્રસાધિકા,[1] નીવાર[2] અને તૃણાન્ન[3] એટલા નાનવીના સસ્કૃત નામો છે. નાનવી ટાઢી, ઝાડાને રોકનારી, પિત્તને હણનારી અને કફ તથા વાયુને કરનારી છે ૭૮

૧ प्रसाधयति वश्यमनस्त फलाहाररूपिणा तपस्विनाम्– प्रपूर्वकात् स व ससिद्धावित्यस्माण्णिजन्ताद्ण्वुल्–टाप्, अत इत्व च–ફળાહાર રૂપે તપસ્વીઓને અન્નનુ કાર્ય જે સિદ્ધ કરી આપે છે, તેથી પ્રસાધિકા–નાનવી

૨ निश्रो व्रियत तापसै अकृष्टपच्यत्वात्, वृञ् वरण 'नौ वृ धान्य' इत्यनन घञ्, 'उपसर्गस्य घञि' इति दीर्घत्व च–જેને તપસ્વીઓ અત્યત સ્વીકારે છે, કેમકે ખેડ્યા વિના જ સ્વાભાવિક તૃણધાન્ય તરીકે ઉત્પન્ન થાય છે, તેથી નીવાર–નાનવી

૩ तृणस्य–तृणधान्यस्य अन्नम् इव–તૃણધાન્યનો અન્ન જેવો છે, તેમ જગતમા છે ની કક્ષાનુ પ્રધાન્ય છે, તેથી તૃણાન્ન–નાનવી

યાવનાલ–જુવારનુ નામ તથા ગુણો

यावनालो हिम स्वादुर्लोहित श्लेष्मपित्तजित्।
अवृष्यस्तुवरो रूक्ष क्लेदकृत् कथितो लघु॥७९॥

अन्वय –यावनाल हिम स्वादु लोहित श्लेष्मपित्त जित् अवृष्य तुवर रूक्ष क्लेदकृत् लघु कथित॥

યાવનાલ[1] ટાઢો અને મધુર હોય છે, જે રાતો હોય તે કફ તથા પિત્તને મટાડનાર છે, પણ વીર્ય માટે સારો નથી, વળી તે તૂરો, રૂક્ષ, ગ્લાનિ કરનાર અને હલકો કહેવાય છે. ૭૯

૧ यवस्येव नाल यस्य स यवनाल, यवनाल एव यावनाल –स्वार्थिक प्रज्ञाद्यण्–જેનુ નાળ અથવા સાઠો જવના જેવો હોય છે, તે યાવનાલ–જુવાર નામે ધાન્ય.

### ધાન્યો વિષે સામાન્ય સૂચન

धान्यं सर्वं नवं स्वादु गुरु श्लेष्मकरं स्मृतम्।
तत्तु वर्षोषितं पथ्यं यतो लघुतरं हितम्॥८०॥

अन्वय–सर्वं धान्यं नवं (सत्) स्वादु गुरु श्लेष्मकरं स्मृतम्, यतः वर्षोषितं तत् लघुतरं (सत्) हितं पथ्यं (भवति)॥

સઘળા પ્રકારનાં ધાન્ય નવાં હોય ત્યાં સુધી મધુર, ભારે અને કફ કરનાર હોય છે; કારણ કે એક વર્ષનું જૂનું ધાન્ય થાય તે બહુ જ હલકું થઈ હિતકારી અને પથ્ય થાય છે. ૮૦

वर्षोषितं सर्वधान्यं गौरवं परिमुञ्चति।
न तु त्यजति वीर्यं स्वं क्रमान्मुञ्चत्यतः परम्॥८१॥

अन्वय–वर्षोषितं सर्वधान्यं गौरवं परिमुञ्चति, स्वं वीर्यं तु न त्यजति, अतः परं क्रमात् मुञ्चति॥

એક વર્ષનું જૂનું થયેલું ધાન્ય ભારેપણું મૂકી દે છે, પણ પોતાની શક્તિને છોડતું નથી. એક વર્ષ થયા પછી અનુક્રમે પોતાની શક્તિને તે છોડતું જાય છે. ૮૧

एतेषु यवगोधूमतिलमाषा नवा हिताः।
पुराणा विरसा रूक्षा न तथा गुणकारिणः॥८२॥

अन्वय–एतेषु यवगोधूमतिलमाषा नवा हिताः (सन्ति), पुराणा विरसा रूक्षा (सन्तः) तथा गुणकारिणः न (भवन्ति)॥

ધાન્યોમાં જવ, ઘઉં, તલ અને અડદ એ નવાં સારાં છે; તે જૂનાં થાય ત્યારે રસરહિત અને રૂક્ષ થઈ જવાથી તેવાં ગુણકારી રહેતાં નથી.

टीका–पुराणा वर्षद्वयादुपरि स्थिता। यवादयो नवा शक्तान्प्रति हिता। पथ्याशिना तु पुराणा हिता। 'पुराणयवगोधूमक्षौद्रजाङ्गलशूल्यभुगि'ति वसन्ते वाग्भटेनोक्तत्वात्. આ સ્થળે 'જૂના' એટલે બે વર્ષ કરતાં વધારે રહેલા સમજવાં. નવા જવ આદિ ધાન્યો સશક્ત શરીરવાળાઓને હિતકારી છે, પણ પથ્ય ખાનારાઓને તો જૂનાં જ હિતકારી છે; કારણ કે 'વસંત ઋતુમાં જૂના જવ, જૂના ઘઉં, જંગલી પશુઓનું માંસ અને લોઢાના કાંટાથી પકાવેલું માંસ ખાવાં' એમ વાગ્ભટે કહ્યું છે. ૮૨

ઇતિ શ્રીભાવપ્રકાશમાં ધાન્યવર્ગ સમાપ્ત

## ૯ : શાકવર્ગ

### ૭ પ્રકારનાં શાક વિષે સામાન્ય સૂચના

पत्रं पुष्पं फलं नालं कन्दं संस्वेदजं तथा।
शाकं षड्विधमुद्दिष्टं गुरु विद्याद्यथोत्तरम्॥१॥

अन्वयः–पत्रं पुष्पं फलं नालं कन्दं तथा संस्वेदजम् (इति) षड्विधं शाकम् उद्दिष्टम्, (तत्र) यथोत्तरं गुरु विद्यात्॥

પાદડાં, ફૂલ, ફલ, દાંડલી, કંદ અને સંસ્વેદજ (ચોમાસામાં થતાં બિલાડાનાં ટોપ વગેરે), એમ છ પ્રકારનાં શાક[1] કહેવાય છે; તેઓમાં પહેલા પહેલાના કરતાં પછી પછીનું ભારે સમજવું ૧

૧. શાક એટલે। शक्यन्ते भोक्तुं येन अन्नादि शक्नोति शाकः–करणे घञ्, यद्वा शकति–तनूकरोति वपुः इत्यादि, विष्टम्भिगुरुरूक्षत्वादिगुणत्वेन वायुवर्धकत्वात्, शां तनूकरोति–शाकुलत्वात् तत्–તેને લીધે અન્ન આદિ ખાઈ શકાય છે, તેથી અથવા ઝાડાને રોકવાપણું ભારેપણું, લૂખાપણું વગેરે અવગુણોવાળું હોઈ ને વાયુવર્ધક હોવાથી જે શરીરને, વીર્યને, બુદ્ધિને તથા સ્મરણશક્તિ આદિને ઓછાં કરે છે, તેથી શાક કહેવાય છે.

### શાકોના સામાન્ય ગુણદોષ

प्रायः शाकानि सर्वाणि विष्टम्भीनि गुरूणि च।
रूक्षाणि बहुवर्चांसि सृष्टविण्मारुतानि च॥२॥

अन्वय–प्रायः सर्वाणि शाकानि विष्टम्भीनि गुरूणि रूक्षाणि बहुवर्चांसि च सृष्टविण्मारुतानि (भवन्ति)॥

ઘણું કરી સઘળા શાકો ઝાડાને રોકનારાં, ભારે, રૂક્ષ, વિષ્ઠાને ઘણી કરનારાં અને ઝાડાને તથા પવનને છોડનારાં છે. ૨

शाकं भिनत्ति वपुरस्थि निहन्ति नेत्रं,
वर्णं विनाशयति रक्तमथापि शुक्रम्। प्रज्ञाक्षयं
च कुरुते पलितं च नूनं, हन्ति स्मृतिं गति-
मिति प्रवदन्ति तज्ज्ञाः॥३॥

अन्वय–शाकं वपुरस्थि भिनत्ति, नेत्रं निहन्ति, वर्णं रक्तम् अथ शुक्रम् अपि विनाशयति, प्रज्ञाक्षयं च पलितं कुरुते, स्मृतिं गतिं नूनं हन्ति, इति तज्ज्ञाः प्रवदन्ति॥

શાક શરીરનાં હાડકાંને ચીરી નાખે, નેત્રને હણે; રંગ, લોહી તથા વીર્યનો નાશ કરે, બુદ્ધિનો ક્ષય કરે, કેશને ધોળા કરે, અને સ્મૃતિને તથા ગતિને નક્કી હણે છે, એમ તે વિષયને જાણનારા વિદ્વાનો કહે છે. ૩

शाकेषु सर्वेषु वसन्ति रोगास्ते हेतवो देहविनाशनाय। तस्माद् बुध शाकविवर्जनं तु, कुर्यात्तथाम्लेषु स एव दोष ॥४॥

अन्वय-सर्वेषु शाकेषु रोगा वसन्ति, ते (रोगा) देहविनाशनाय हेतव (स्यु), तस्माद् बुध तु शाकविवर्जनं कुर्यात् तथा आम्लेषु स एव दोष (अस्ति)॥

સઘળા શાકોમા રોગો રહે છે અને તે રોગો દેહનો વિનાશ કરવામા કારણરૂપ થાય છે, માટે સમજુ માણસે તો શાકોનો ત્યાગ જ કરવો જોઈએ, જે દોષો શાકોમા છે, તે જ દોષો ખાટા પદાર્થોમા પણ છે ૪

टीका एतानि शाकनिन्दकानि वचनानि सामान्यानि। अथ शाकेषु विशिष्टानि वचनानि ॥ આમ શાકની નિદા કરનારા જે જે વચનો છે તેઓને સામાન્ય વચન રૂપે જ સમજવા કેમકે તેઓના વિષે જે વિશેષ વચનો છે, તે હવે નીચે કહેવાય છે ૪

## પત્રશાક*

### બે જાતની ચીલી કે બથવાના નામો, ભેદો તથા ગુણો

वास्तूकं वास्तुकं च स्यात्क्षारपत्रं च शाकराट्।
तदेव तु बृहत्पत्रं रक्तं स्याद् गौडवास्तुकम् ॥५॥
प्रायशो यवमध्ये स्याद्यवशाकमतः स्मृतम्।
वास्तूकद्वितयं स्वादु क्षारं पाके कटूदितम् ॥६॥
दीपनं पाचनं रुच्यं लघु शुक्रबलप्रदम्।
सरं प्लीहास्रपित्तार्शः कृमिदोषत्रयापहम् ॥७॥

अन्वय-वास्तूकं वास्तुकं च क्षारपत्रं च शाकराट् स्यात्, तद् एव बृहत्पत्रं रक्तं गौडवास्तुकं स्यात् (इदं) प्रायशः यवमध्ये स्यात् अतः यवशाकं स्मृतम्। वास्तूकद्वितयं स्वादु क्षारं पाके कटु दीपनं पाचनं रुच्यं लघु शुक्रबलप्रदं सरं (सत्) प्लीहास्रपित्तार्शः कृमिदोषत्रयापहम् उदितम् ॥

વાસ્તુક,[1] વાસ્તુક,[2] ક્ષારપત્ર[3] અને શાકરાટ્[4] એટલા ચીલીના સસ્કૃત નામો છે મોટા પાદડાવાળી જે રાતી ચીલી થાય છે, તે ગૌડવાસ્તુક કહેવાય છે ચીલી ઘણુ કરીને જવના ખેતરમા તેઓની વચ્ચે થાય છે, તેથી યવશાક[5] પણ કહેવાય છે બન્ને જાતની ચીલી મધુર, ખારી, પાકમા તીખી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચક, રુચિ ઉપજાવનાર, હલકી, વીર્ય તથા બળને આપનારી, ઝાડો ઉતારનાર અને બરોળ, લોહીનો બગાડ, પિત્ત કે રક્તપિત્ત, અરશ, કૃમિ અને ત્રણે દોષને મટાડનાર છે (કેટલાક વૈદ્યો આ વાસ્તુકને ટાકો કહે છે) ૫-૭

* પત્રસ્ય શાક-જે શાક પાદડારૂપે થાય છે, તે પત્રશાક કહેવાય છે



૧, ૨ वसति देहे यद्वा वसन्ति चिरं गुणा अस्मिन्, वस निवासे-'उलूकादयश्च इति साधु, (उणा ४-४१), तत वास्तौ भवम्-'अध्यात्मादित्वात् ठञ्, 'इसुसुक्तान्तात् क इति क-જે લાબો કાળ શરીરમા ટકે છે અથવા જેમા લાબા કાળ સુધી ગુણો રહે છે, એવા પ્રદેશમા જે થાય છે, તેથી વાસ્તૂક અથવા વાસ્તુક-ચીલી કે બથવો

૩ क्षाराणि पत्राणि यस्य तत्-જેના પાદડા ખારાશપડતા હોય છે, તેવી ક્ષારપત્ર-ચીલી

૪ शाकानां राट्, शाकेषु वा राजते गुणैः-राजृ दीप्तौ क्विप्-શાકોનો જે રાજા ગણાય છે અથવા ગુણોને લીધે શાકોમા જે શોભે છે તેથી શાકરાટ્-ચીલી કે બથવો

૫ यवानां मध्ये जातं शाकं-शाकपार्थिवादि-જે શાક જવના ખેતરમા તેઓની વચ્ચે થાય છે, તેથી યવશાક-ચીલી

### પોથીના નામો તથા ગુણો

पोतक्युपोदिका सा तु मालवामृतवल्लरी।
पोतकी शीतला स्निग्धा श्लेष्मला वातपित्तनुत् ॥
अकण्ठ्या पिच्छिला निद्राशुक्रदा रक्तपित्तजित्।
बलदा रुचिकृत्पथ्या बृंहणी तृप्तिकारिणी ॥९॥

अन्वय-पोतकी उपोदिका मालवा अमृतवल्लरी (कथ्यते)। सा तु पोतकी शीतला स्निग्धा श्लेष्मला वातपित्तनुत् अकण्ठ्या पिच्छिला निद्राशुक्रदा रक्तपित्तजित्, बलदा रुचिकृत् पथ्या बृंहणी तृप्तिकारिणी (भवति)॥

પોતકી,[1] ઉપોદિકા,[2] માલવા[3] અને અમૃતવલ્લરી[4] એટલા પોથીના સસ્કૃત નામો છે પોથી ટાઢી, સ્નિગ્ધ, કફ કરનારી, વાયુ તથા પિત્તને મટાડનારી, કઠ માટે સારી નથી, ચીકણી, નિદ્રા આપનારી, વીર્યને વધારનારી રક્તપિત્તને મટાડનારી, બળ આપનારી, રુચિ કરનારી, પથ્ય, પુષ્ટિ આપનારી અને તૃપ્તિ કરનારી છે ૮,૯

૧ पुनाति शरीरं पथ्यत्वात् बृंहणीत्वाच्च-पूञ् पवने-उणादिस्तन् प्रत्ययः, तत स्वार्थे कन्, गौरादित्वाच्च ङीष्-જે શરીરને હિતકારી તથા પુષ્ટિકારક હોવાથી

શરીરને મજબૂત સારૂ બનાવે છે, તેથી પોતકી-પોથી.

૨ उपगतम् अधिकम् उदकम् अस्याम्–' उत्तर पदस्य च ' इत्युदादश – शेषाद् विभाषे'ति कप्, टाप्, अत इत्व च–જેમા પાણીનો ભાગ વધારે હોય છે, તેથી ઉપોદિકા-પોથી

૩ मारव दश उत्पत्तिस्थानम् अस्ति अस्या – मशआदच्, यद्वा मारुम्–उन्नतक्षेत्रमस्ति अस्या उत्पत्तिस्थानम्– अन्यभ्योऽपि दश्यते इति मत्वर्थीयो व, टाप्–જેનુ અસલ ઉત્પત્તિસ્થાન માલવ દેશ છે અથવા જેથી જગ્યા જેનુ ઉત્પત્તિસ્થાન હોય છે, તેથી માલવા-પોથી

૪ अमृतस्य वल्ली इव तृप्तिकारकत्वात्–તૃપ્તિકારક હોવાથી જાણે અમૃતની વેલ હોય તેવી થાય છે, તેથી અમૃતવલ્લરી-પોથી

**ધોળા અને રાતા ડાભાના નામો તથા ગુણો**

**मारिषो वाष्पको मार्ष द्वेतो रक्तश्च स स्मृत ।**
**मारिषो मधुर शीतो विष्टम्भी पित्तनुद् गुरु ।**
**वातश्लेष्मकरो रक्तपित्तनुद्विषमाग्निजित् ॥१०॥**
**रक्तमार्षो गुरुर्नाति सक्षारो मधुर सर ।**
**श्लेष्मल कटुक पाके स्वल्पदोष उदीरित ॥११॥**

अन्वय –मारिष वाष्पक मार्ष (इति नामानि), स च श्वेत रक्त स्मृत, (गुणास्तु–) मारिष मधुर शीत विष्टम्भी पित्तनुत् गुरु वातश्लेष्मकर रक्तपित्त नुत् विषमाग्निजित् (भवति)। रक्तमार्ष अतिगुरु न, सक्षार मधुर सर श्लेष्मल पाके कटुक स्वल्पदोष उदीरित ॥

મારિષ,[1] બાષ્પક[2] અને માર્ષ[3] એટલા ડાભાના સસ્કૃત નામો છે એ ડાભો ધોળો અને રાતો એમ બે પ્રકારનો થાય છે ડાભો મધુર, ટાઢો, ઝાડાને રોકનાર, પિત્તને મટાડનાર, ભારે, વાયુ તથા કફને કરનાર અને રક્તપિત્તને તથા અગ્નિની વિષમતાને મટાડનાર છે. રાતો ડાભો બહુ ભારે નથી પણ ખારાશવાળો, મધુર, ઝાડો ઉતારનાર, કફ કરનાર, પાકમા તીખો અને થોડા દોષવાળો કહેવાય છે ૧૦,૧૧

૧ मा रिषति–हिनस्ति विषमाग्निजित्वात्, रिष हिंसायाम्–'इगुपधे'ति क –જે અગ્નિની વિષમતા મટાડે છે, તેથી મરવા દેતો નથી પણ જિવાડે છે, તેથી મારિષ-ડાભો

૨ याचते रक्तपित्त विषमाग्नि च, बाधृ विलोडने–' खष्पदिल्पबाष्पबाष्प'–(उणा ३–२८) इति साधु – तत स्वार्थे कन्–જે રક્તપિત્તને તથા અગ્નિની વિષમતાને મટાડે છે, તેથી બાષ્પ –ડાભો

૩ मृष्यति–क्षमते स्वल्पान् दोषान्, मृष तितिक्षायाम् इगुपधे ति क, तत मृष एव मार्ष –स्वार्थे प्रज्ञाद्यण्–જે થોડાક દોષોને સહન કરે છે તેથી માર્ષ–ડાભો

**તાંદળજાના નામો**

**तण्डुलीयो मेघनाद काण्डेरस्तण्डुलेरक ।**
**भण्डीरस्तण्डुलीबीजो विषघ्नश्चाल्पमारिष ॥१२॥**

अन्वय –तण्डुलीय मेघनाद काण्डेर तण्डुलेरक भण्डीर तण्डुलीबीज विषघ्न च अल्पमारिष (कथ्यते)॥

તડુલીય,[1] મેઘનાદ,[2] કાડેર,[3] તડુલેરક,[4] ભડીર,[5] તડુલીબીજ,[6] વિષઘ્ન[7] અને અલ્પમારિષ[8] એટલા તાદળજાના સસ્કૃત નામો છે

૧ तडयत–आहन्यत इति तण्डुल, तड आघाते–' खाउनिवणदि –इति निपात, तण्डुलीय–विषादिहननार्थे हित यद्वा तण्डुलेभ्यो हित – तस्मै हितम्' इति छ – વિષ વગેરેનો નાશ કરવા જે હિતકારી અથવા ઉપયોગી છે અથવા ચોખાને હિતકારી છે, તેથી તડુલીય–તાદળજો

૨ मेघ इव नादो यस्य पित्तकफाग्निविनाशन– પિત્ત, કફ તથા ઝેરી-વિકારને નસાડી મૂકવા જેની ગર્જના મેઘના જેવી છે, તેથી મેઘનાદ–તાદળજો

૩ काण्ड–नीर नालीबन्धो वा अस्ति अस्य– काण्डाण्डादीरन्नीरचौ' इति ईरन् प्रत्यय, पृषादरादि – જેમા જળતત્ત્વ અથવા ગાંઠાળીઓ વધારે હોય છે, તેથી કાડેર–તાદળજો

૪ तण्डुलान् ईरयति–तम्यो हितत्वात्, ईर प्रेरणे–कर्मण्यण्, तत स्वार्थे कन्–ચોખાને હિતકારી હોવાથી તેઓને જે પ્રેરણા આપે છે તેથી તડુલેરક–તાદળજો

૫ भण्डति–निरूपयति विषहारकत्वादीन् स्वकीयान् गुणान् ' भडि आभण्डने आभण्डन–निरूपणमित्यथ – बाहुलकादीरन्–ઝેરનો નાશ કરવાપણુ વગેરે પોતાના ગુણોને જે જણાવે છે, તેથી ભડીર–તાદળજો.

૬ तण्डुल्या बीजमिव बीज यस्य स –જેનુ બિયુ તડુલીના બિયા જેવુ હોય છે, તેથી તડુલીબીજ–તાદળજો

૭ विष हन्ति–' अमनुष्यकर्तृके चे'ति हन्तेष्टक्– ઝેરનો જે નાશ કરે છે, તેથી વિષઘ્ન–તાદળજો.

૮ अल्पश्चासौ मारिष –જે થોડો મારિષ એટલે ડાભો ગણાય છે–અર્થાત તેના જેવો કંઈક હોય છે, તેથી અલ્પમારિષ–તાદળજો

### તાંદળજાના ગુણો

तण्डुलीयो लघुः शीतो रूक्षः पित्तकफास्रजित्।
सृष्टमूत्रमलो रुच्यो दीपनो विषहारकः ॥ १३ ॥

अन्वयः–तण्डुलीयः लघुः शीतः रूक्षः सृष्टमूत्रमलः रुच्यः दीपनः विषहारकः पित्तकफास्रजित् (अस्ति) ॥

તાંદળજો હલકો, ટાઢો, રૂક્ષ, મળ તથા મૂત્રની પ્રવૃત્તિ કરાવનાર, રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, ઝેરને હરનાર અને પિત્ત, કફ તથા લોહીના બગાડને મટાડનાર છે.

### પાણીના તાંદળજાનાં નામો તથા ગુણો

पानीयतण्डुलीयं तु कचटं समुदाहृतम्।
कचटं तिक्तकं रक्तपित्तानिलहरं लघु ॥ १४ ॥

પાનીયતંડુલ[1] અને કચટ[2] એ બે પાણીમાં થતા તાંદળજાનાં સંસ્કૃત નામો છે. પાણીનો તાંદળજો કડવો અને હલકો હોઈ રક્તપિત્ત તથા વાયુને મટાડે છે. ૧૪

૧. पानीयजातं तण्डुलीय–शाकपार्थिवादिः–પાણીમાં થતો તાંદળજો પાનીયતંડુલીય કહેવાય છે.

૨. कचति–दीप्यते तिक्तकगुणेन, कच दीप्तौ– 'घञादिभ्योऽटन्' (उणा. ४–८१)–જે કડવાશનો ગુણ પ્રકાશિત કરે છે, તેથી કચટ–પાણીનો તાંદળજો.

### ટાંકાનાં નામો તથા ગુણો

पलक्या वास्तुकाकारा छुरिका चीरितच्छदा।
पलक्या वातला शीता श्लेष्मला भेदिनी गुरुः ॥
विष्टम्भिनी मदश्वासपित्तरक्तकफापहा ॥ १५ ॥

પલકયા,[1] વાસ્તુકાકારા,[2] છુરિકા[3] અને ચીરિતચ્છદા[4] એટલાં ટાંકાનાં સંસ્કૃત નામો છે. ટાંકો વાયુ કરનાર, ટાઢો, કફ કરનાર, ઝાડો છૂટો પાડનાર, ભારે, મળને રોકનાર અને મદ, શ્વાસ, પિત્ત, લોહીનો બગાડ તથા કફનો નાશ કરનાર છે. ( કેટલાક માને છે કે આ ટાંકો જ ચીલી કે બથવો કહેવાય છે. ) ૧૫

૧. पलमेव पलक–स्वार्थे कन्, पलकाय–मांसवृद्धये हिता–हितार्थे यत्–मांस वधारवा જે હિતકારી છે, તેથી પલકયા–ટાંકો–ભાજી.

૨. वास्तुकस्येव आकारो यस्याः सा–જેનો આકાર બથવો કે ચીલી જેવો હોય છે, તેથી વાસ્તુકાકારા–ટાંકો.

૩. छुरति–छिनत्ति मलं मदश्वासादींश्च भेदिनीत्वात्– छुर छेदने 'क्वुन्' (उणा. २–३५), 'इगुपधे'ति क्वो वा, कन्, टाप्, अत इत्वं च–જે મળને તોડનાર હોવાથી મળ તથા મદ–શ્વાસ વગેરેને તોડે છે, તેથી છુરિકા–ટાંકો.

૪. चीरवद् आचरितं छदं यस्याः–જેનું પાંદડું ચીંથરા જેવું–ફાટેલાં વસ્ત્ર જેવું હોય છે, તેથી ચીરિતચ્છદા–ટાંકો.

### કરલીનાં નામો તથા ગુણો

नाडिकं कालशाकं च श्राद्धशाकं च कालकम्।
कालशाकं सरं रुच्यं वातकृत्कफशोथहृत् ॥
बल्यं रुचिकरं मेध्यं रक्तपित्तहरं हिमम् ॥१६॥

अन्वय.–नाडिकं कालशाकं च श्राद्धशाकं च कालकम् (कथ्यते)। कालशाकं सरं रुच्यं वातकृत् कफशोथहृत्, बल्यं रुचिकरं मेध्यं हिमं रक्तपित्तहरम् (अस्ति) ॥

નાડિક,[1] કાલશાક,[2] શ્રાદ્ધશાક[3] અને કાલક[4] એટલાં કરલીનાં સંસ્કૃત નામો છે. કરલી ઝાડો ઉતારનાર, રુચિ ઉપજાવનાર, વાયુ કરનાર, કફ તથા સોજાને હરનાર, બળ આપનાર, કાંતિકારક, બુદ્ધિને હિતકારી અને ટાઢી હોઈ રક્તપિત્તને મટાડનાર છે. ૧૬

૧. नाडी इव कायति–कै शब्दे–'अन्येभ्योऽपि दृश्यते' इति डः–यद्वा नाडिरिव प्रतिकृतिः–'इवे प्रतिकृतौ' इति कन्–જે નાળ જેવું લાગે છે, તેથી નાડિક–કરલી.

૨. कालवर्णं शाक–शाकपार्थिवादि.–જે કાળા રંગના શાકરૂપે થાય છે, તેથી કાલશાક–કરલી.

૩. श्राद्धयोग्यं शाक–જે શાક શ્રાદ્ધમાં યોગ્ય ગણાય છે, તેથી શ્રાદ્ધશાક–કરલી.

૪. कालवर्णं कायति–'कै शब्दे–'अन्येभ्योऽपि.' इति डः–જે કાળા રંગનું કહેવાય છે, તેથી કાલક–કરલી.

### અળવીનાં નામો તથા ગુણો

पट्टशाकस्तु नाडीको नाडीशाकश्च स स्मृतः।
नाडीको रक्तपित्तघ्नो विष्टम्भी वातकोपनः ॥१७

अन्वयः–पट्टशाकः तु नाडीकः स च नाडीशाकः स्मृतः, नाडीकः रक्तपित्तघ्नः विष्टम्भी वातकोपनः (अस्ति) ॥

પટ્ટશાક,[1] નાડીક[2] અને નાડીશાક[3] એટલાં અળવીનાં સંસ્કૃત નામો છે. અળવી રક્તપિત્તને મટાડનાર, મળને રોકનાર અને વાયુનો પ્રકોપ કરનાર છે. ૧૭

૧. पट्टस्य वृक्षस्य शाकः, यद्वा पट्टाख्यो शाकश्च–જે પટ્ટ નામના વૃક્ષનું શાક ગણાય છે, તેથી પટ્ટશાક–અળવી.

૨. नाडीक–ઉપર કરલીનું ૧લું નામ જુઓ.

૩. नाडीप्रधानः शाक.–शाकपार्थिवादिः જે શાક

મુષ્પત્વે નસો કે નાળવાળું હોય છે, તેથી નાડી-શાક-અળવી.

### કોબીનાં નામો તથા ગુણો

**कलम्बी शतपर्वा च कथ्यन्ते तद्गुणा अथ ।**
**कलम्बी स्तन्यदा प्रोक्ता मधुरा शुक्रकारिणी ॥१८॥**

अन्वय.-कलम्बी च शतपर्वा (इति नामद्वयम्), अथ तद्गुणाः कथ्यन्ते-कलम्बी स्तन्यदा मधुरा शुक्रकारिणी प्रोक्ता ॥

કલંબી[1] અને શતપર્વા[2] એ બે કોબીનાં સંસ્કૃત નામો છે. કોબીને ધાવણ વધારનાર, મધુર અને વીર્યની વૃદ્ધિ કરનાર કહી છે. ૧૮

૧. कडति-मदं करोति शुक्रलत्वात्, कड मदे-'कृकदिकडिकटिभ्योऽम्बच्' -(उणा. ४-८२) डलयोरैक्यम्, यद्वा के-जले लम्बते, लबि अवस्रंसने-पचाद्यच्-गौरादि -જે વીર્યકારક હોવાથી મદ કરે છે અથવા પાણીમાં પથરાય છે, તેથી કલંબી-કોબી.

૨. शत पर्वाणि यस्याः सा-જેને સો ગાંઠો અથવા સાંધા હોય છે, તેથી શતપર્વા-કોબી.

### નાની તથા મોટી લૂણીનાં નામો તથા ગુણો

**लोणा लोणी च कथिता बृहल्लोणी तु घोटिका ।**
**लोणी रूक्षा स्मृता गुर्वी वातश्लेष्महरी पटुः ॥१९॥**
**अर्शोघ्नी दीपनी चाम्ला मन्दाग्निविषनाशिनी ।**
**घोटिकाम्ला सरा चोष्णा वातकृत्कफपित्तहृत् २०**
**वाग्दोषव्रणगुल्मघ्नी श्वासकासप्रमेहनुत् ।**
**शोथलोचनरोगे च हिता तज्ज्ञैरुदाहृता ॥२१॥**

अन्वय -लोणा च लोणी कथिता, बृहल्लोणी तु घोटिका (कथ्यते)। लोणी रूक्षा गुर्वी वातश्लेष्महरी पटु अर्शोघ्नी दीपनी च अम्ला (सती) मन्दाग्निविषनाशिनी (अस्ति)। घोटिका अम्ला सरा च उष्णा (सती) वातकृत् कफपित्तहृत् शोथलोचनरोगे हिता वाग्दोषव्रणगुल्मघ्नी च श्वासकासप्रमेहनुत् तज्ज्ञैः उदाहृता ॥

લોણા[1] અને લોણી,[2] એ બે લૂણીનાં સંસ્કૃત નામો છે. મોટી લૂણી ઘોટિકા[1] કહેવાય છે. લૂણી રૂક્ષ, ભારે, વાયુ તથા કફને હરનાર, ખારી, અરશને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને ખાટી હોઈ મંદ અગ્નિને તથા ઝેરને મટાડનાર છે. મોટી લૂણી ખાટી, મળને ખસેડનાર, ગરમ, વાયુ કરનાર, કફ તથા પિત્તને હરનાર, સોજા તથા નેત્રના રોગમાં હિતકારી અને તોતડાપણું આદિ વાણીના દોષ, વ્રણ, ગોળો, શ્વાસ, ઉધરસ, તથા પ્રમેહને મટાડનાર છે, એમ તેને જાણનારા વિદ્વાનો કહે છે. ૧૯-૨૧

૧. लवणम् अस्ति अस्याम्-अर्शआद्यच्, पृषोदरादिः, टाप्-જેમાં ખારાશ હોવાથી લવણવાળી હોય છે, તેથી લોણા-લૂણી.

૨. लवणम् अस्ति अस्याम्-क्षारयुक्तत्वात्-अर्शआद्यच्, पृषोदरादित्वाद् गौरादिङीष्-જેમાં ખારાશ હોય છે, તેથી જે લવણવાળી ગણાય છે, તેથી લોણી-લૂણી.

૧. घोटते-परिवर्तते पृथिव्यां वाग्दोषादिनाशाय च, घुट परिवर्तने-ण्वुल्, टाप्, अत इत्व च-જે જમીન પર પથરાય છે અને તોતડાપણું વગેરે વાણીનો દોષ દૂર કરવા ફેલાય છે, તેથી ઘોટિકા-મોટી લૂણી.

### બહુ જ ખાટી લૂણીનાં નામો તથા ગુણો

**चाङ्गेरी चुक्रिका दन्तशठाम्बष्ठाम्ललोणिका ।**
**अश्मन्तकस्तु शफरी पिसली चाम्लपत्रकः ॥२२॥**
**चाङ्गेरी दीपनी रुच्या रूक्षोष्णा कफवातनुत् ।**
**पित्तलाम्ला ग्रहण्यर्शःकुष्ठातीसारनाशिनी ॥२३॥**

अन्वयः-चाङ्गेरी चुक्रिका दन्तशठा अम्बष्ठा अम्ललोणिका अश्मन्तकः तु शफरी पिसली च अम्लपत्रकः (कथ्यते)। चाङ्गेरी दीपनी रुच्या रूक्षा उष्णा (सती) पित्तला कफवातनुत् अम्ला ग्रहण्यर्शः कुष्ठातीसारनाशिनी (अस्ति) ॥

ચાંગેરી,[1] ચુક્રિકા,[2] દંતશઠા,[3] અંબષ્ઠા,[4] અમ્લલોણિકા,[5] અશ્મંતક,[6] શફરી,[7] પિસલી,[8] અને અમ્લપત્રક[9] એટલાં બહુ ખાટી લૂણીનાં સંસ્કૃત નામો છે. બહુ જ ખાટી લૂણી અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિ ઉપજાવનાર, રૂક્ષ, ગરમ, પિત્તવાળી, કફ તથા વાયુને મટાડનાર, બહુ ખાટી અને ગ્રહણીરોગ, અરશ, કોઢ તથા અતિસારનો નાશ કરનારી છે. ૨૨,૨૩

૧. 'चाङ्गस्तु शोभने दक्षे' इति मेदिनी-चाङ्गम्-शोभनं दक्षं चापि ईरयति रुच्यत्वात्-ईर गतौ-कर्मण्यण्-'टिड्ढ' ति ङीप्-જે રુચિકારક હોવાથી સારા ચતુર માણસને પણ પ્રેરે છે, તેથી ચાંગેરી-ખાટી લૂણી.

૨. चुक्रयति-व्यथयति ग्रहण्यादीन् रोगान् दन्तांश्च-चुक व्यथने-'ऋजेन्द्र.'-(उणा. २-२८) इति साधु., स्वार्थे कन्, टाप् च; यद्वा चुक्रमिव 'इवे प्रतिकृतौ' इति कन्, टाप्, अत इत्व च-જે સંગ્રહણી વગેરે રોગને મટાડે છે અને દાંતને અંબાવે છે; અથવા ચૂકા જેવી ખાટી હોય છે, તેથી ચુક્રિકા-ખાટી લૂણી.

૩. शाठति-हिनस्ति क्लिश्नाति वा-शठ हिंसाश्लेषकैतवेषु-पचाद्यच्, टाप्, दन्तानां शठा-દાંતને જે અંબાવી દે છે, તેથી દંતશઠા-ખાટી લૂણી.

૪. अम्बे तिष्ठति-'सुपी'ति क.-'अम्बाम्बे'-ति षत्वम्, टाप्-રસાળ પ્રદેશમાં જે થાય છે, તેથી અંબષ્ઠા-ખાટી લૂણી.

૫. अम्ला चासौ लोणिका-અમ્લલોણિકા-ખાટી લૂણી.

૬. अश्मन. अपि अन्तः अस्मिन्-अत्यम्लत्वात्, शकन्ध्वादि -જેમાં પથ્થરનો પણ અંત થાય એવી-પથ્થરને પણ ઓગાળી કાઢનારી ખટાઈ રહેલી હોય છે, તેથી અશ્મંતક-ખાટી લૂણી.

૭. शाक राति प्रहण्यर्शःप्रमृतिरोगाणां नाशनं कृत्वा, रा दाने-'आतोऽनुपसर्गे कः,' 'जातेरि'ति ङीप्-સંગ્રહણી, અરશ વગેરે રોગોનો નાશ કરી સુખ આપે છે, તેથી શકરી-ખાટી લૂણી.

૮. पेसति-ग-छति कफ वायुं च नाशयितु, पिस गतौ-तृषादित्वात् कलच्, गौरादित्वाद् ङीप्-કફ તથા વાયુનો નાશ કરવા જે કામ કરે છે, તેથી પિસલી-ખાટી લૂણી.

૯. अम्लानि पत्राणि यस्य स.-'शेषाद् विभाषे'ति कप्-જેનાં પાંદડાં ખાટાં હોય છે, તેથી અમ્લપત્રક-ખાટી લૂણી.

## ચૂકાનાં નામો તથા ગુણો

**चुक्रिका स्यात्तु पत्राम्ला रोचिनी शतवेधिनी ।**
**चुक्रा त्वम्लतरा स्वाद्वी वातघ्नी कफपित्तकृत् ॥**
**रुच्या लघुतरा पाके वृन्ताकेनातिरोचनी ॥२४॥**

अन्वय-चुक्रिका तु पत्राम्ला रोचिनी शतवेधिनी स्यात्, चुक्रा तु अम्लतरा स्वाद्वी वातघ्नी कफपित्तकृत् रुच्या पाके लघुतरा वृन्ताकेन अतिरोचनी (भवति) ॥

ચુક્રિકા,[1] પત્રામ્લા,[2] રોચિની[3] અને શતવેધિની,[4] એટલાં ચૂકાનાં સંસ્કૃત નામો છે. ચૂકો બહુ જ ખાટો, સ્વાદિષ્ઠ વાયુને હણનાર, કફ તથા પિત્તને કરનાર, રુચિ ઉપજાવનાર, પાકમાં બહુ જ હલકો અને રીંગણાની સાથે ખાવાથી અતિશય રુચિકારક થાય છે. ૨૪

૧. चुक्रिका-ઉપર ખાટી લૂણીનું પડેલું નામ જુઓ.

૨. पत्रेषु अम्ला-પાંદડામાં જે ખટાઈ ધરાવે છે, તેથી પત્રામ્લા-ચૂકો.

૩. रोचयति इत्येवशीला-'इन् सर्वधातुभ्यः,' नान्तत्वाद् ङीप्-જે રુચિ ઉપજાવનાર હોય છે, તેથી રોચિની-ચૂકો.

૪. शत वेधितुं शीलम् अस्याः-विध विधाने-'सुप्यजातौ.' इति णिनि., नान्तत्वाद् ङीप्-જે સો પદાર્થોને અસર કરે એવા સ્વભાવની છે, તેથી શતવેધિની-ચૂકો.

## છૂંછનાં નામો તથા ગુણો

**चिञ्चा चञ्चुश्चञ्चुकी च दीर्घपत्रा सतिक्तका ।**
**चञ्चुः शीता सरा रुच्या स्वाद्वी दोषत्रयापहा ॥**
**धातुपुष्टिकरी बल्या मेध्या पिच्छिलका स्मृता ॥**

अन्वय-चिञ्चा चञ्चुः चञ्चुकी दीर्घपत्रा च सतिक्तका (स्मृता)। चञ्चुः शीता सरा रुच्या स्वाद्वी दोषत्रयापहा धातुपुष्टिकरी बल्या मेध्या पिच्छिलका स्मृता ॥

ચિંચા,[1] ચંચુ,[2] ચંચુકી,[3] દીર્ઘપત્રા[4] અને સતિક્તકા,[5] એટલા છૂંછનાં સંસ્કૃત નામો છે. છૂછ ટાઢી, મળને ખસેડનાર, રુચિ ઉપજાવનાર, મીઠી, ત્રણે દોષને મટાડનાર, ધાતુને પુષ્ટ કરનાર, બળ આપનાર, બુદ્ધિને સારી કરનાર અને ચીકણી મનાઈ છે.

૧. 'चिम्' इति अव्यक्त शब्द चिनोति पिच्छिलत्वात्, चिञ् चयने-'अन्येभ्योऽपि.'-इति ड., टाप्-ચીકાશને લીધે 'ચિં' એવો અસ્પષ્ટ અવાજ જે કરે છે, તેથી ચિંચા-છૂંછ.

૨. चञ्चति-गच्छति शैत्यादिगुणान्, चञ्चुर्गत्यर्थः-बाहुलकाद् उ-શીતળતા આદિ ગુણોને જે ધારણ કરે છે, તેથી ચંચુ-છૂછ.

૩ चञ्चु एव चञ्चुकी-स्वार्थिके कनि-गौरादित्वाद् ङीप्-ચંચુકી-અર્થ ઉપર પ્રમાણે છે.

૪. दीर्घाणि पत्राणि यस्या सा-જેનાં પાંદડાં લાંબાં હોય છે, તેથી દીર્ઘપત્રા-છૂંછ.

૫. तिक्तेन गुणेन सहिता-જે કડવાશના ગુણવાળી હોય છે, તેથી સતિક્તકા-છૂંછ.

## હિલમોચિકાનાં નામો તથા ગુણો

**ब्राह्मी शङ्खधरा चारी मत्स्याक्षी हिलमोचिका ।**
**शोथं कुष्ठं कफं पित्तं हरते हिलमोचिका ॥२६॥**

अन्वय-ब्राह्मी शङ्खधरा चारी मत्स्याक्षी हिलमोचिका, (इति नामानि, गुणाश्च-) हिलमोचिका शोथ कुष्ठं कफं पित्तं हरते ॥

બ્રાહ્મી,[1] શંખધરા,[2] ચારી,[3] મત્સ્યાક્ષી[4] અને હિલમોચિકા,[5] એટલાં હિલમોચિકાનાં સંસ્કૃત નામો છે. હિલમોચિકા સોજાને,

કોઢને, કફને અને પિત્તને મટાડે છે. ૨૬

૧. ब्रह्मण इयं सम्बन्धिनी-इदमर्थेऽण्-'ब्राह्मोऽजातौ'-इत्यणि टिलोपः-જેને બ્રહ્મનો-પરમેશ્વર કે બ્રહ્મા સાથેનો સંબંધ છે, તેથી બ્રાહ્મી-હિલમોચિકા.

૨. धरति इति धरा-धृञ् धारणे-अच्, टाप्; शङ्खस्य आकृतः धरा शङ्खधरा-જે શંખનો આકાર ધારણ કરે છે, તેથી શંખધરા-હિલમોચિકા.

૩. चरति शोफादीन् हर्तु-पचाद्यच्, ततः स्वार्थे प्रज्ञाद्यण्-'टिड्ढे'ति ङीप्-જે સોજા વગેરેને મટાડવા કામ કરે છે, તેથી ચારી-હિલમોચિકા.

૪. मत्स्यस्य अक्षि इव पुष्पं यस्याः सा-मत्स्यशब्द-स्वावयवे गौण.-'बहुव्रीहौ.'-इति षच्, षित्वाद् ङीप्-જેનું ફૂલ માછલાંની આંખ જેવું હોય છે, તેથી મત્સ્યાક્ષી-હિલમોચિકા.

૫ हिलति-भावं करोति, हिल भावकरणे-'इगुपधे'ति-कः-टाप्; मोचयति कुष्ठादिभ्य , ण्यन्ताद् मोचयतेर्ण्वुल्, टाप्, अत इत्व च, हिला चासौ मोचिका-જે ભાવ કરે છે અને કોઢ વગેરે રોગોથી છોડાવે છે, તેથી હિલમોચિકા.

### સુનિસરણકનાં નામો

**शितिवारः शितिवरः स्वस्तिकः सुनिषण्णकः ।**
**श्रीवारकः सूचिपत्रः पर्णकः कुक्कुटः शिखी ॥२७**

अन्वय -शितिवारः शितिवर स्वस्तिकः सुनिषण्णक श्रीवारक सूचिपत्र' पर्णक. कुक्कुटः शिखी ( कथ्यत ) ॥

શિતિવાર,[1] શિતિવર,[2] સ્વસ્તિક,[3] સુનિષણ્ણક,[4] શ્રીવારક,[5] સૂચિપત્ર,[6] પર્ણક,[7] કુક્કુટ[8] અને શિખી[9] એટલાં સુનિસરણકનાં સંસ્કૃત નામો છે. ૨૭

૧. शिति सन् व्रियते-कर्मणि घञ्, यद्वा शितिं-श्यामवर्णं वृणोति-कर्मण्यण्-જે કાળાશપડતો હોય તે સ્વીકારાય છે અથવા જે કાળાશપડતો રંગ સ્વીકારે છે, તેથી શિતિવાર-સુનિસરણક.

૨. शितिश्चासौ वर.-જે કાળાશપડતો હોય તે શ્રેષ્ઠ ગણાય છે, તેથી શિતિવર-સુનિસરણક.

૩. स्वस्ति-क्षेम कायति दोषत्रयनाशकत्वात्, कै शब्दे-'आतोऽनुपसर्गे कः'-ત્રણે દોષોને મટાડનાર હોવાથી જે કલ્યાણસૂચક છે. તેથી સ્વસ્તિક-સુનિસરણક.

૪. सुष्ठु निषण्णम् अस्माद् भवति रोगिणाम्-'शेषाद् विभाषे'ति कप्-જેનાથી રોગીઓનું ઉત્તમ સ્વાસ્થ્ય થાય છે, તેથી સુનિષણ્ણક-સુનિસરણક.

૫. श्रियं-शोभां वारयति-कर्मण्यण्, ततः स्वार्थे कन्-જે શોભાને પમાડે છે, તેથી શ્રીવારક-સુનિસરણક.

૬. सूचितुल्यानि पत्राणि यस्य सः-જેનાં પાંદડાં સોય જેવાં અણિયાળાં હોય છે, તેથી સૂચિપત્ર-સુનિસરણક.

૭. पर्णैः कायति, कै शब्दे-' अन्येभ्योऽपि दृश्यते'-इति डः-જે પાંદડાંમય હોવાથી પાંદડાં વડે જ પ્રકાશે છે, તેથી પર્ણક-સુનિસરણક.

૮. कु-पृथिवीं कुटति-कुट कौटिल्ये-मूलविभुजादित्वात् कः, यद्वा कुत्सितः कुटः, कोः पृथिव्या' कुटो वा-पृषोदरादिः-જે પૃથ્વીને ખરાબ કરે છે-અથવા ઢાંકી દે છે તેથી, અથવા (આડાઅવળો ફેલાઈને) પૃથ્વીને વાંકીચૂકી કરી દે છે, તેથી કુક્કુટ-સુનિસરણક.

૯. शिखा अस्ति अस्य-व्रीह्यादित्वात् इन्-જેને શિખા હોય છે, તેથી શિખી-સુનિસરણક.

### સુનિસરણકનાં લક્ષણ

**चाङ्गेरीसदृशः पत्रैश्चतुर्दल इतीरितः ।**
**शाको जलान्विते देशे चतुःपत्रीति चोच्यते ॥२८**

अन्वय.-पत्रैः चाङ्गेरीसदृशः चतुर्दलः इति ईरितः, जलान्विते देशे शाक. चतु.पत्री इति च उच्यते ॥

સુનિસરણક લૂણી જેવાં જ ચાર ચાર પાંદડાંવાળો હોઈ 'ચતુર્દલ' એમ કહેવાય છે. એ શાક પાણીવાળા પ્રદેશમાં થાય છે અને ચતુઃપત્રી એમ પણ કહેવાય છે. ૨૮

### સુનિસરણકના ગુણો

**सुनिषण्णो हिमो ग्राही मोहदोषत्रयापहः ।**
**अविदाही लघुः स्वादुः कषायो रूक्षदीपनः ।**
**वृष्यो रुच्यो ज्वरश्वासमेहकुष्ठभ्रमप्रणुत् ॥२९॥**

अन्वय -सुनिषण्ण. हिमः ग्राही मोहदोषत्रयापहः अविदाही लघुः स्वादु रूक्षः दीपनः वृष्यः रुच्यः ज्वरश्वासमेहकुष्ठभ्रमप्रणुत ( अस्ति ) ॥

સુનિસરણક ટાઢો, ઝાડાને રોકનાર, મોહને તથા ત્રણે દોષને મટાડનાર, બળતરા કરતો નથી, હલકો, સ્વાદિષ્ઠ, તૂરો, રૂક્ષ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર અને તાવ, શ્વાસ, પ્રમેહ, કોઢ તથા ભ્રમને મટાડનાર છે. ૨૯

### મૂળાનાં પાંદડાંના ગુણો

**पाचनं लघु रुच्योष्णं पत्रं मूलकजं नवम् ।**
**स्नेहसिद्धं त्रिदोषघ्नमसिद्धं कफपित्तकृत् ॥३०॥**

अन्वय.-मूलकजं नव पत्र पाचन लघु रुच्योष्ण (सत्) स्नेहसिद्धं त्रिदोषघ्नम्, असिद्ध कफपित्तकृत् (अस्ति) ॥

મૂળાનુ નવું-કૂણું તાજું પાંદડું પાચન, હલકું, રુચિ ઉપજાવનાર અને ગરમ છે: તેને જો તેલમા પકાવ્યું હોય તો ત્રણે દોષને મટાડનાર છે અને પકાવ્યું ન હોય તો કફ તથા પિત્તને કરનાર છે. ૩૦

### કૂબાના પાંદડાંનું નામ તથા ગુણો

द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत्।
भेदनं कामलाशोथमेहज्वरहरं कटु ॥ ३१ ॥

अन्वय–द्रोणपुष्पीदलं स्वादु रूक्षं गुरु च पित्तकृत् भेदनं कटु (सत्) कामलाशोथमेहज्वरहरं (भवति)॥

દ્રોણપુષ્પીદલ[1]-કૂબાનાં પાંદડાં સ્વાદિષ્ટ, રૂક્ષ, ભારે, પિત્ત કરનાર, મળ તોડનાર અને તીખાં હોઈ કમળો, સોજો, પ્રમેહ, તથા તાવને મટાડનાર છે. ૩૧

[1] द्रोणसदृशं–कलशाकारं पुष्पं यस्याः सा–'पाककर्णे' ति ङीप्–द्रोणपुष्पी। दलम्–જેનું ફૂલ કળશના આકારનું થાય છે, તે દ્રોણપુષ્પી–કૂબાનું પાન.

### અજમાના પાંદડાંના ગુણો

यवानीशाकमाग्नेयं रुच्यं वातकफप्रणुत्।
उष्णं कटु च तिक्तं च पित्तलं लघु शूलहृत्॥३२

अन्वय–यवानीशाकम् आग्नेयं रुच्यं वातकफप्रणुत् उष्णं च कटु च तिक्तं पित्तलं लघु (सत्) शूलकृत् (अस्ति)॥

અજમાના પાદડા અગ્નિના સબંધવાળા, રુચિ ઉપજાવનાર, વાયુ તથા કફને મટાડનાર, ગરમ, તીખા, કડવા, પિત્ત કરનાર અને હલકા છે, છતા શૂળ કરનાર છે. ૩૨

### કૂંવાડિયાનાં પાંદડાંનું નામ તથા ગુણો

दद्रुघ्नपत्रं दीपघ्नमम्लं वातकफापहम्।
कण्डूकासकृमिश्वासदद्रूकुष्ठप्रणुल्लघु ॥ ३३ ॥

अन्वय–दद्रुघ्नपत्रं दीपघ्नम् अम्लं लघु (सत्) वातकफापहं कण्डूकासकृमिश्वासदद्रूकुष्ठप्रणुत् (अस्ति)॥

દદ્રુઘ્નપત્ર[1]-કૂવાડિયાના પાદડા દીપને મટાડનાર, ખાટા અને હલકા હોઈ વાયુ, કફ, ચળ, ઉધરસ, કૃમિ, શ્વાસ, દાદર તથા કોઢને મટાડનાર છે. ૩૩

[1] दद्रुं हन्ति–'अमनुष्यकर्तृके च'–इति टक्, 'अत्रस्य'ति नियमात् पत्रम्–दद्रुघ्नस्य पत्र–દાદરના રોગનો જે નાશ કરે છે, તે કૂવાડિયાનું પાદડું.

### ખુરસાણી થોરનાં પાંદડાંના ગુણો

सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं रोचनं हरेत्।
आध्मानाष्ठीलिकागुल्मशूलशोथोदराणि च ॥३४॥

अन्वय–सेहुण्डस्य दलं तीक्ष्णं दीपनं च रोचनं (सत्) आध्मानाष्ठीलिकागुल्मशूलशोथोदराणि हरेत्॥

ખુરસાણી થોરના પાદડા તીક્ષ્ણ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, અને રુચિ ઉપજાવનાર હોઈ આફરો, અષ્ઠીલા-મૂત્રાઘાત રોગ, ગોળો, શૂળ, સોજા તથા પેટનારોગને મટાડનાર છે. ૩૪

### ખડસલિયાનાં પાંદડાંના ગુણો

पर्पटो हन्ति पित्तास्रज्वरतृष्णाकफभ्रमान्।
संग्राही शीतलस्तिक्तो दाहनुद्वातलो लघुः ॥३५॥

अन्वय–पर्पटः संग्राही शीतलः तिक्तः वातलः लघुः दाहनुत् (सन्) पित्तास्रज्वरतृष्णाकफभ्रमान् हन्ति ॥

ખડસલિયાનુ પાદડુ ઝાડાને રોકનાર, શીતલ, કડવુ, વાયડુ, હલકું અને દાહને મટાડનાર હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, તાવ, તરશ, કફ તથા ભ્રમને મટાડનાર છે. ૩૫

### ગળજીભીનાં પાંદડાંના ગુણો

गोजिह्वा कुष्ठमेहास्रकृच्छ्रज्वरहरी लघुः ॥३६॥

ગળજીભીના પાદડા કોઢ, પ્રમેહ, લોહીનો બગાડ, મૂત્રકૃચ્છ્ર તથા તાવને મટાડનાર અને હલકા છે. ૩૬

### પરવળનાં પાંદડાના ગુણો

पटोलपत्रं पित्तघ्नं दीपनं पाचनं लघु।
स्निग्धं वृष्यं तथोष्णं च ज्वरकासकृमिप्रणुत् ॥३७

अन्वय–पटोलपत्रं पित्तघ्नं दीपनं पाचनं लघु स्निग्धं वृष्यं तथा च उष्णं (सत्) ज्वरकासकृमिप्रणुत् (अस्ति)॥

પરવળનુ પાદડુ પિત્તને મટાડનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, હલકુ, સ્નિગ્ધ, વીર્યને વધારનાર અને ગરમ હોઈ તાવ, ઉધરસ તથા કૃમિને મટાડનાર છે. ૩૭

### ગળોનાં પાંદડાંના ગુણો

गुडूचीपत्रमाग्नेयं सर्वज्वरहरं लघु।
कषायं कटु तिक्तं च स्वादुपाकं रसायनम् ॥३८
बल्यमुष्णं च संग्राहि हन्याद्दोषत्रयं तृषाम्।
दाहमेहवातास्रकृकामलाकुष्ठपाण्डुताम् ॥ ३९ ॥

अन्वय–गुडूचीपत्रम् आग्नेयं सर्वज्वरहरं लघु कषायं कटु च तिक्तं स्वादुपाकं रसायनं बल्यं च उष्णं संग्राहि

(सत्) दीपनम् तुवरं दाहप्रमेहवातास्रकामलाकुष्ठपाण्डुतां हन्यात् ॥

ગળોનાં પાંદડાં અગ્નિના અંશવાળાં, સર્વ પ્રકારના તાવોને હરનારાં, હલકાં, તૂરાં, તીખાં, કડવાં, પાકમાં મધુર, રસાયનરૂપ, બળ આપનાર, ગરમ અને ઝાડાને રોકનાર હોઈ ત્રણે દોષ, તરસ, દાહ, પ્રમેહ, વાતરક્ત રોગ, કમળો, કોઢ તથા પાંડુરોગ મટાડે છે. ૩૮, ૩૯

### કાસુંદરાનાં નામો તથા પાંદડાંનાં ગુણો

कासमर्दोऽरिमर्दश्च कासारिः कर्कशस्तथा ।
कासमर्ददलं रुच्यं वृष्यं कासविषास्रनुत् ॥४०॥
मधुरं कफवातघ्नं पाचनं कण्ठशोधनम् ।
विशेषतः कासहरं पित्तघ्नं ग्राहकं लघु ॥ ४१ ॥

अन्वय –कासमर्दः च अरिमर्दः कासारिः तथा कर्कशः (इति नामानि, गुणास्तु–) कासमर्ददलं रुच्यं वृष्यं कासविषास्रनुत् मधुरं कफवातघ्नं पाचनं कण्ठशोधनं पित्तघ्नं ग्राहकं लघु (सत्) विशेषतः कासहरम् (भवति) ॥

કાસમર્દ,[1] અરિમર્દ,[2] કાસારિ[3] અને કર્કશ[4] એટલા કાસુંદરાનાં સંસ્કૃત નામો છે. કાસુંદરાનાં પાંદડાં રુચિકારક, વીર્યને વધારનાર, ઉધરસ, ઝેર તથા લોહીના બગાડને મટાડનાર, મધુર; કફ, વાયુ તથા પિત્તને હણનાર, પાચન, કંઠને સાફ કરનાર, ઝાડાને રોકનાર, હલકા અને વિશેષે કરી ઉધરસને મટાડનારા છે. ૪૦,૪૧

૧ कासं मृद्नाति, मृद क्षोदे–कर्मण्यण्–ઉધરસને જે નાશ કરે છે, તેથી કાસમર્દ–કાસુંદરો.

૨. अरिं–कासरूपं मृद्नाति–पूर्ववत्–ઉધરસરૂપ શત્રુનો જે નાશ કરે છે, તેથી અરિમર્દ–કાસુંદરો.

૩. कासस्य अरिः–ઉધરસનો શત્રુ હોવાથી કાસારિ–કાસુંદરો.

૪. कृणाति–हिनस्ति कासं, कृ हिंसायाम्–विच्, कर्ष इति करः, कश शब्दे–पचाद्यच्, कर् चासौ कशश्च–ઉધરસનો નાશ કરનાર તરીકે પોતાને જે જણાવે છે, તેથી કર્કશ–કાસુંદરો.

### ચણેચી એટલે ચણાનાં પાંદડાંના ગુણો

रुच्यं चणकशाकं स्याद्दुर्जरं कफवातकृत् ।
अम्लं विष्टम्भजनकं पित्तनुद्दन्तशोथहृत् ॥ ४२ ॥

अन्वय.–चणकशाकं रुच्यं दुर्जरं दन्तशोथहृत् अम्लं विष्टम्भजनकं पित्तनुत् कफवातकृत् स्यात् ॥

ચણેચીનું શાક રુચિકારક, માંડ પચે એવું, દાંતના સોજાને હરનાર, ખાટું, મળને રોકનાર, પિત્તને મટાડનાર અને કફ તથા વાયુને કરનાર છે. ૪૨

### વટાણાનાં પાંદડાંના ગુણો

कलायशाकं भेदि स्याल्लघु तिक्तं त्रिदोषजित् ।

अन्वयः–कलायशाकं भेदि लघु तिक्तं त्रिदोषजित् स्यात् ॥

વટાણાનાં પાંદડાંનું શાક મળોને તોડનાર, હલકું અને કડવું હોઈ ત્રણે દોષને મટાડનાર છે.

### સરસવનાં પાંદડાંના ગુણો

कटुकं सार्षपं शाकं बहुमूत्रमलं गुरु ॥ ४३ ॥
अम्लपाकं विदाहि स्यादुष्णं रूक्षं त्रिदोषजित् ।
सक्षारं लवणं तीक्ष्णं स्वादु शाकेषु निन्दितम् ॥४४

अन्वय –सार्षपं शाकं कटुकं बहुमूत्रमलं गुरु अम्लपाकं विदाहि उष्णं रूक्षं त्रिदोषजित् लवणं सक्षारं तीक्ष्णं स्वादु (सत् अपि) शाकेषु निन्दितं स्यात् ॥

સરસવનાં પાંદડાંનું શાક તીખું, મૂત્રને તથા મળને બહુ કરનાર, ભારે, પાકમાં ખાટું, બળતરા કરનાર, ગરમ, રૂક્ષ, ત્રણે દોષને મટાડનાર, ખારાશવાળું, ક્ષારવાળું, તીક્ષ્ણ તથા સ્વાદિષ્ઠ છતાં શાકોમાં નિંદિત છે.૪૩,૪૪

## પુષ્પશાક

### અગથિયાનાં ફૂલના ગુણો

अगस्तिकुसुमं शीतं चातुर्थकनिवारणम् ।
नक्तान्ध्यनाशनं तिक्तं कषायं कटुपाकि च ॥
पीनसश्लेष्मपित्तघ्नं वातघ्नं मुनिभिर्मतम् ॥ ४५ ॥

अन्वयः–अगस्तिकुसुमं शीतं चातुर्थकनिवारणं नक्तान्ध्यनाशनं तिक्तं कषायं च कटुपाकि (सत्) पीनसश्लेष्मपित्तघ्नं वातघ्नं मुनिभिः मतम् ॥

અગથિયાનાં ફૂલ ટાઢાં, ચોથિયા તાવને મટાડનાર, રાતના આંધળાપણાને મટાડનાર, કડવાં, તૂરાં અને પાકમાં તીખાં હોઈ સળેખમ, કફ, પિત્ત તથા વાયુને મટાડનાર છે, એમ મુનિઓએ માન્યુ છે. ૪૫

### કેળનાં ફૂલના ગુણો

कदल्याः कुसुमं स्निग्धं मधुरं तुवरं गुरु ।
वातपित्तहरं शीतं रक्तपित्तक्षयप्रणुत् ॥ ४६ ॥

अन्वयः–कदल्याः कुसुमं स्निग्धं मधुरं तुवरं गुरु शीतं (सत्) वातपित्तहरं रक्तपित्तक्षयप्रणुत् (अस्ति)॥

કેળનાં ફૂલ સ્નિગ્ધ, મધુર, તૂરાં, ભારે અને ટાઢાં હોઈ વાયુ, પિત્ત, રક્તપિત્ત તથા ક્ષયને મટાડનાર છે. ૪૬

### સરગવાનાં ફૂલના તથા મધના ગુણો

शिग्रोः पुष्पं तु कटुकं तीक्ष्णोष्णं स्नायुशोथहृत्।
कृमिहृत्कफवातघ्नं विद्रधिप्लीहगुल्मजित्॥
मधु शिग्रोस्त्वक्षिहितं रक्तपित्तप्रसादनम्॥४७॥

अन्वय.–शिग्रोः पुष्पं तु कटुकं तीक्ष्णोष्णं स्नायुशोथहृत् कृमिहृत् कफवातघ्नं विद्रधिप्लीहगुल्मजित् (भवति), शिग्रोः मधु तु अक्षिहितं रक्तपित्तप्रसादनं (स्यात्)॥

સરગવાનાં ફૂલ તીખાં, તીક્ષ્ણ, ગરમ, સ્નાયુઓના સોજાને મટાડનારાં તથા કૃમિને હરનારાં હોઈ કફ, વાયુ, અદરનાં ગૂમડાં, બરોળ તથા ગોળાને મટાડનારાં છે. સરગવાનું મધ પણ નેત્રને હિતકારી અને રક્તપિત્તને સાફ કરનાર છે. ૪૭

### શીમળાનાં ફૂલના ગુણો

शाल्मलीपुष्पशाकं तु घृतसैन्धवसाधितम्।
प्रदरं नाशयत्येव दुःसाध्यं च न संशयः॥४८॥

अन्वयः–शाल्मलीपुष्पशाकं तु घृतसैन्धवसाधितं (भक्षितं चेत्) दुःसाध्यं प्रदरं नाशयति एव, न च संशयः॥

શીમળાનાં ફૂલનું શાક જો ઘી અને સૈંધવમાં પકાવી ખાધું હોય તો કષ્ટસાધ્ય પ્રદરનો પણ અવશ્ય નાશ કરે છે, એમાં સંશય નથી.

रसे पाके च मधुरं कषायं शीतलं गुरु।
कफपित्तास्रजिद्ग्राहि वातलं च प्रकीर्तितम्॥

अन्वय.–(किंच तत्) रसे च पाके मधुरं कषायं शीतलं गुरु ग्राहि च वातलं (सत्) कफपित्तास्रजित् प्रकीर्तितम्॥

વળી એ શાક રસમાં તથા પાકમાં મધુર, તૂરું, ટાઢું, ભારે, ઝાડાને રોકનાર અને વાયુ કરનાર હોઈ કફ, પિત્ત તથા લોહીના બગાડને કે રક્તપિત્તને મટાડનાર કહેલ છે. ૪૯

### ફળશાક

### કોળાનાં નામો તથા ગુણો

कूष्माण्डं स्यात्पुष्पफलं पीतपुष्पं बृहत्फलम्।
कूष्माण्डं बृंहणं वृष्यं गुरु पित्तास्रवातनुत्॥५०॥
बालं पित्तापहं शीतं मध्यमं कफकारकम्॥
वृद्धं नातिहिमं स्वादु सक्षारं दीपनं लघु।
बस्तिशुद्धिकरं चेतोरोगहृत्सर्वदोषजित्॥५१॥

अन्वय–कूष्माण्ड पुष्पफल पीतपुष्प बृहत्फलं स्यात्, कूष्माण्डं बृंहणं वृष्यं गुरु (सत्) पित्तास्रवातनुत् (अस्ति), बालं शीतं पित्तापहं (भवति), मध्यमं कफकारकम् (अस्ति), वृद्धम् अतिहिमं न, स्वादु सक्षारं दीपनं लघु (सत्) बस्तिशुद्धिकरं चेतोरोगहृत् सर्वदोषजित् (कथ्यते)॥

કૂષ્માંડ,[1] પુષ્પફળ,[2] પીતપુષ્પ[3] અને બૃહત્ફલ[4] એટલાં કોળાનાં સંસ્કૃત નામો છે. કોળું પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર અને ભારે હોઈ પિત્ત, લોહીનો બગાડ, રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે. નાનું–કૂણું કોળું ટાઢું અને પિત્ત મટાડનાર છે; મધ્યમ કોળું કફ કરનાર છે; મોટું કોળું બહુ ટાઢું નથી, મધુર છે અને ક્ષાર સાથે લેવાય તો અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું, મૂત્રાશયને સાફ કરનાર, ચિત્તના રોગને હરનાર અને સઘળા દોષને મટાડનાર છે.

૧. कु–ईषत् ऊष्मा अण्डेषु–बीजेषु यस्य तत् पित्तलत्वात्–જેનાં બિયાંમાં લગાર ગરમી હોય છે, કેમકે તે પિત્તયુક્ત હોય છે; તેથી કૂષ્માંડ–કોળું.

૨. पुष्पे सति फलति–पचाद्यच्–પુષ્પ આવ્યા પછી જેને ફળ આવે છે, તેથી પુષ્પફલ–કોળું.

૩. पीत पुष्पं यस्य तत्–જેનાં ફૂલ પીળાં થાય છે, તેથી પીતપુષ્પ–કોળું.

૪. बृहत् फलं यस्य तत्–જેનાં ફળ મોટાં થાય છે, તેથી બૃહત્ફલ–કોળું.

### ખૂબ નાના કોળાનાં નામો તથા ગુણો

कूष्माण्डी तु भृशं लघ्वी कर्कारुरपि कीर्तिता।
कर्कारुर्ग्राहिणी शीता रक्तपित्तहरा गुरुः॥
पक्वा तिक्ताग्निजननी सक्षारा कफवातनुत्॥५२

अन्वय–भृशं लघ्वी कूष्माण्डी तु कर्कारु अपि कीर्तिता। कर्कारु ग्राहिणी शीता रक्तपित्तहरा गुरुः (भवति), पक्वा (सा) तिक्ता अग्निजननी सक्षारा कफवातनुत् (कीर्तिता)॥

બહુ જ નાનું કોળું કર્કારુ[1] પણ કહેવાય છે. નાનું કોળું ઝાડાને રોકનાર, ટાઢું, રક્તપિત્તને હરનાર અને ભારે છે. પાકું તે કોળું તીખું થઈ અગ્નિને ઉત્પન્ન કરનાર છતાં ખાર

સાથે લેવાય તો કફ તથા વાયુને પણ મટાડે છે.

૧. कर्क-श्वेत वर्णम् ऋच्छति-ऋ गतौ-बाहुलकाद् उण्-જે ધોળા એટલે ભૂરા રંગને ધારણ કરે છે, તેથી કર્કારુ-ભૂરું નાનું કોળું.

**બે મીઠી તુંબડીનાં નામો તથા ફળના ગુણો**

**अलाबूः कथिता तुम्बी द्विधा दीर्घा च वर्तुला।**
**मिष्टतुम्बीफलं हृद्यं पित्तश्लेष्मापहं गुरु॥**
**वृष्यं रुचिकरं प्रोक्तं धातुपुष्टिविवर्धनम् ॥५३॥**

अन्वय.—अलाबू, तुम्बी कथिता, (सा) दीर्घा च वर्तुला द्विधा (भवति)। मिष्टतुम्बीफलं हृद्यं पित्तश्लेष्मापहं गुरु वृष्यं रुचिकरं धातुपुष्टिविवर्धनं प्रोक्तम् ॥

અલાબૂ[1] અને તુંબી[2] એ બે મીઠી તુંબડીનાં સંસ્કૃત નામો છે. એ લાંબાં ફળવાળી અને ગોળ ફળવાળી એમ બે પ્રકારની થાય છે. મીઠી તુંબડીનું ફળ હૃદયને પ્રિય લાગે એવું, પિત્ત તથા કફને હણનાર, ભારે, વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર અને ધાતુપુષ્ટિને વધારનાર કહેલ છે. ૫૩

૧ न लम्बते-लवि अवस्रंसने-' नपि लम्बेर्नलोपश्च ' (उणा. १-८७)-જેનું પોતાના વેલામા લટકતુ નથી પણ જમીન પર રહે છે, તેથી અલાબૂ-મીઠી તુંબડી.

૨. तुम्बति-अर्दयति रुचि इत्यत्वात्, तुबि अर्दने-अच् इन् वा, यद्वा तुम्बति-नाशयति पित्त कफ चापि-જે હૃદયને ગમે તેવી હોવાથી રુચિ ઉપજાવે છે અથવા પિત્તનો તથા કફનો પણ નાશ કરે છે, તેથી તુમ્બી-તુંબડી.

**કડવી તુંબડીનાં નામો તથા ફળના ગુણો**

**इक्ष्वाकुः कटुतुम्बी स्यात् सा तुम्बी च महाफला।**
**कटुतुम्बी हिमा हृद्या पित्तकासविषापहा॥**
**तिक्ता कटुर्विपाके च वातपित्तज्वरान्तकृत् ॥५४**

अन्वय.—कटुतुम्बी इक्ष्वाकु स्यात्, सा च तुम्बी महाफला (स्यात्), कटुतुम्बी हिमा हृद्या (सती) पित्त-कासविषापहा तिक्ता विपाके कटु. च वातपित्तज्व-रान्तकृत् (अस्ति) ॥

ઇક્ષ્વાકુ,[1] કટુતુંબી,[2] તુંબી[3] અને મહા-ફલા[4] એટલાં કડવી તુંબડીનાં સંસ્કૃત નામો છે. કડવી તુંબડીનુ ફળ ટાઢું તથા હૃદયને ગમે એવું હોઈ પિત્ત, ઉધરસ અને ઝેરને હણનાર છે; તેમજ એ તીખું અને પાચન થતાં કડવું થઈ વાયુનો તથા પિત્તના તાવનો નાશ કરનાર છે. ૫૪

૧. इक्षुम् आकरोति-आङ्-मितद्र्वादित्वात् डु, यद्वा छिरायां जातम् ' इक्षु ' इति शब्दम् अकति-प्राप्नोति छेदनकाले, अक गतौ-बाहुलकादुण्-इक्ष्वाकु.—જે શેલડીનો કંઈક આકાર ધારણ કરે છે અથવા છીંક વખતે થતો 'ઇક્ષુ' એવો શબ્દ તોડની વેળા કે કાપની વેળા કરે છે, તેથી ઇક્ષ્વાકુ-કડવી તુંબડી.

૨. कटुश्चासौ तुम्बी-कटुतुम्बी-કડવી જે તુંબડી તે કટુતુંબી કહેવાય છે.

૩. तुम्बी-ઉપર તુંબડીના ૨જા નામ પ્રમાણે.

૪. महत् फलं यस्याः सा-જેનું ફળ મોટું થાય છે તેથી મહાફલા-કડવી તુંબડી.

**કાકડીનાં નામો તથા ગુણો**

**एर्वारुः कर्कटी प्रोक्ता कथ्यन्ते तद्गुणा अथ।**
**कर्कटी शीतला रूक्षा ग्राहिणी मधुरा गुरुः॥५५**
**रुच्या पित्तहरा सामा, पक्वा तृष्णाग्निपित्तकृत्॥**

अन्वय.—एर्वारुः कर्कटी प्रोक्ता। अथ तद्गुणाः कथ्यन्ते-आमा सा कर्कटी शीतला रूक्षा ग्राहिणी मधुरा गुरु रुच्या पित्तहरा (अस्ति), पक्वा तृष्णाग्निपित्तकृत् (भवति) ॥

એર્વારુ[1] અને કર્કટી[2] એ બે કાકડીનાં સંસ્કૃત નામો છે. કાચી કાકડી, ટાઢી, રૂક્ષ, ઝાડાને રોકનાર, મધુર, ભારે, રુચિ કરનાર અને પિત્તને હરનાર છે. પાકી કાકડી તરશ, અગ્નિ તથા પિત્તને કરનારી છે. ૫૫

૧. आ समन्तात् ईरणं गमनमिति एर्, आङ्पूर्व-त्वात् ईर गतौ-सम्पदादित्वात् क्विप्, एर वृणोति वारयति वा-वृञ् वरणे-बाहुलकाद् उण्-જેનો વેલો ચોપાસ પોતાની ગતિ સ્વીકારે છે અથવા ચોપાસ ફેલાઈ જઈ બીજાની ગતિને અટકાવી દે છે, તેથી એર્વારુ-કાકડી.

૨. कर कटति-वर्षति-आवृणोति वा, कटे वर्षा-वरणयो-' इन् ' (उणा. ४-११८), पृषोदरादि, 'कृदिकारात्'-इति वा ङीप्-જે હાથ પર વરસે છે. હાથને ભીનો કરે છે અથવા ઢાંકી દે છે, તેથી કર્કટી-કાકડી.

**પરોળાનાં નામો તથા ગુણો**

**चिचिण्डः श्वेतराजिः स्यात्सुदीर्घो गृहकूलकः ॥५६**
**चिचिण्डो वातपित्तघ्नो बल्यः पथ्यो रुचिप्रदः॥**
**शोषणोऽतिहितः किञ्चिद् गुणैर्न्यूनः पटोलतः ॥५७**

अन्वय.—चिचिण्डः श्वेतराजि. सुदीर्घ गृहकूलक.

स्यात्, चिचिण्डः वातपित्तघ्नः बल्यः पथ्यः रुचिप्रदः शोषणः अतिहितः गुणैः पटोलत् किंचित् न्यूनः (भवति)॥

ચિચિંડ,[1] શ્વેતરાજિ,[2] સુદીર્ઘ[3] અને ગૃહકૂલક[4] એટલાં પંડોળાનાં સંસ્કૃત નામો છે. પંડોળું વાયુ તથા પિત્તને હણનાર, બળ આપનાર, પથ્ય, રુચિ ઉપજાવનાર, શોષણ કરનાર, બહુ જ હિતકારી અને પરવળ કરતાં કાંઈક ઓછા ગુણવાળું હોય છે. ૫૬,૫૭

૧. चिनोति सुतरां पथ्यता हितकारिता च, चिञ् चयने-बाहुलकात् इण्डच् प्रत्यय, चुट् आगमश्च-જે અત્યંત પથ્યપણું તથા હિતકારીપણું ધારણ કરે છે, તેથી ચિચિંડ-પંડોળું.

૨. श्वेता राजिः यस्मिन् सः-જેમાં ધોળી રેખાઓ અથવા ચાઠાં હોય છે, તેથી શ્વેતરાજિ-પંડોળું.

૩. सुतरां दीर्घः-प्रादिसमास.-જે અતિશય લાંબું થાય છે, તેથી સુદીર્ઘ-પંડોળું.

૪. गृहस्य कूले-समीपे भव-भवार्थे कन्-જે ઘરની પાસે થાય છે, તેથી ગૃહકૂલક-પંડોળું.

**બે જાતનાં કારેલાનાં નામો તથા ગુણો**

**कारवेल्लं कटिल्लं स्यात्कारवेल्ली ततो लघुः।**
**कारवेल्लं हिमं भेदि लघु तिक्तमवातलम् ॥५८॥**
**ज्वरपित्तकफास्रघ्नं पाण्डुमेहकृमीन्हरेत्।**
**तद्गुणा कारवेल्ली स्याद्विशेषाद्दीपनी लघुः ॥५९**

अन्वय.-कारवेल्लं कटिल्लं स्यात्, ततः लघुः कारवेल्ली (कथ्यते), कारवेल्लं हिमं भेदि लघु तिक्तम् अवातलं ज्वरपित्तकफास्रघ्नं (सत्) पाण्डुमेहकृमीन् हरेत्, कारवेल्ली तद्गुणा स्यात्, विशेषाद् दीपनी लघु (अस्ति)॥

કારવેલ્લ[1] અને કટિલ્લ[2] એ કારેલાનાં સંસ્કૃત નામો છે. નાના કદના કારેલા હોય તે કારવેલ્લી[1] કહેવાય છે. કારેલું ટાઢું, મળને તોડનાર, હલકું, કડવું, વાયુને નહિ ઉત્પન્ન કરનાર; તાવ, પિત્ત, કફ, લોહીનો બગાડ, પાંડુ, પ્રમેહ તથા કૃમિને મટાડે છે. કારવેલ્લી તેના જેવા જ ગુણવાળી હોય છે; વિશેષમાં અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી છે. ૫૮,૫૯

૧. कार-ज्वरादिवध प्रति वेल्लति-चलति. वेल्ल चलने-कर्मण्यण्-તાવ વગેરેનો નાશ કરવા જે ચાલે-કામ કરે છે, તેથી કારવેલ્લ-કારેલું.

૨. कटति-वर्षति आवृणोति वा हिमादिगुणान्-कटे वर्षावरणयो.-बाहुलकादिल्ल -જે શીતળતા વગેરે ગુણોને વર્ષે છે અથવા ચોપાસ પોતાને તે તે ગુણોથી આવરે છે-વ્યાપ્ત કરે છે, તેથી કટિલ્લ-કારેલું.

૧. कारवेल्ली-ઉપરના પહેલા જ નામ પ્રમાણે છે, કેવળ સ્ત્રીલિંગપ્રત્યય વધારે છે.

**ગલકીનાં નામો તથા તેના ફળના ગુણો**

**महाकोशातकी प्रोक्ता हस्तिघोषा महाफला।**
**धामार्गवो घोषकश्च हस्तिपर्णश्च स स्मृतः॥**
**महाकोशातकी स्निग्धा रक्तपित्तानिलापहा ॥६०॥**

अन्वयः-महाकोशातकी हस्तिघोषा महाफला प्रोक्ता, स च धामार्गवः घोषकः च हस्तिपर्णः स्मृतः। महाकोशातकी स्निग्धा (सती) रक्तपित्तानिलापहा (अस्ति)॥

મહાકોશાતકી,[1] હસ્તિઘોષા,[2] મહાફલા,[3] ધામાર્ગવ,[4] ઘોષક[5] અને હસ્તિપર્ણ[6] એટલાં ગલકીનાં સંસ્કૃત નામો છે. ગલકાં સ્નિગ્ધ છે અને રક્તપિત્ત તથા વાયુને મટાડે છે. ૬૦

૧. कोशम्-कोशाकारम् अतति-सततं गच्छति फलेषु, अत सातत्यगमने-'क्वुन्' (उणा. २-३२), गौरादि., ततो महती चासौ कोशातकी-જેના ફળનો આકાર કાયમ કોશ જેવો થાય છે, તે મોટી ગલકી-મહાકોશાતકી.

૨. हस्तीव घोषति रक्तपित्तम् अनिलं च प्रति तन्नाशकत्वात्, घुष्-अच्, टाप्-જે રક્તપિત્ત તથા વાયુનો નાશ કરનાર હોવાથી તેઓના પ્રત્યે હાથી જેવી ગર્જના કરે છે. તેથી હસ્તિઘોષા-ગલકી.

૩. धाम ऋच्छति-ऋ गतौ-'अन्येभ्योऽपि.'-इति विच्, ततो धामार् चासौ गौश्च-'गोरतद्धितलुकि' इति टच्-જે તેજને પ્રાપ્ત કરનાર ઓષધિ છે, તેથી ધામાર્ગવ-ગલકી.

૪. घोषति रक्तपित्तानिलं प्रति इति घोषक -घुषिर् विशब्दने-पचाद्यच्, स्वार्थे च कन्-જે રક્તપિત્ત અને વાયુ પ્રત્યે ગર્જના કરે છે, તેથી ઘોષક-ગલકી.

૫. हस्ती-तत्कर्ण इव पर्णं यस्य-જેનું પાન હાથીના કાન જેવું હોય છે. તેથી હસ્તિપર્ણ-ગલકી.

**ગુમખડી કે તૂરિયાંનાં નામો તથા ફળના ગુણો**

**धामार्गवः पीतपुष्पो जालिनी कृतवेधना।**
**राजकोशातकी चेति तथोक्ता राजिमत्फला ॥६१**
**राजकोशातकी शीता मधुरा कफवातला।**
**पित्तघ्नी दीपनी श्वासज्वरकासकृमिप्रणुत् ॥६२॥**

अन्वय-धामार्गवः पीतपुष्पः जालिनी कृतवेधना राजकोशातकी तथा च राजिमत्फला इति उक्ता॥ राजकोशातकी शीता मधुरा कफवातला पित्तघ्नी दीपनी (सती) श्वासज्वरकासकृमिप्रणुत् (अस्ति)॥

ધામાર્ગવ,[1] પીતપુષ્પ,[2] જાલિની,[3] કૃતવેધના,[4] રાજકોશાતકી[5] અને રાજિમત્ફલા[6] એટલાં ગુમખડીનાં સંસ્કૃત નામો છે. ગુમખડાં ટાઢાં, મધુર, કફ તથા વાયુને કરનાર, પિત્તને હણનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર અને શ્વાસ, તાવ, ઉધરસ તથા કૃમિને મટાડનાર છે.

૧. ધામાર્ગવ–ઉપર ગલકીનું ત્રીજું નામ જુઓ.

૨. पीत पुष्प यस्य सः–જેનાં ફૂલ પીળાં હોય છે, તેથી પીતપુષ્પ–તૂરિયાનો વેલો.

૩. जालयति–इत्येवंशीला, जल आच्छादने–चुरादिः–इन्–नान्तत्वाद् ङीप्–જે બીજાને ઢાંકી દે એવા સ્વભાવની હોય છે, અથવા પોતાની અંદર જાળાંવાળી થાય છે, તેથી જાલિની–તૂરિયાનો વેલો.

૪. कृत वेधनं यया–જેણે બીજાને વીંધવું અથવા વીંટવું કર્યું હોય છે, તેથી કૃતવેધના–તૂરિયાનો વેલો.

૫. राज्ञ प्रिया कोशातकी–રાજાને અથવા શ્રીમંતોને પ્રિય એવા ગલકાંની એક જાત છે, તેથી રાજકોશાતકી–તૂરિયાનો વેલો

૬. राजिः अस्ति एषा राजिमन्ति, राजिमन्ति फलानि यस्याः सा–જેનાં ફળ રેખાવાળાં થાય છે, તેથી રાજિમત્ફલા–તૂરિયાનો વેલો.

### પરવળનાં નામો તથા ફળ આદિના ગુણો

पटोलः कुलकस्तिक्तः पाण्डुकः कर्कशच्छदः ।
राजीफलः पाण्डुफलो राजेयश्चामृताफलः ॥६३॥
बीजगर्भः प्रतीकश्च कुष्ठघ्नः कासभञ्जनः ।
पटोलं पाचनं हृद्यं वृष्यं लघ्वग्निदीपनम् ॥६४॥
स्निग्धोष्णं हन्ति कासास्रज्वरदोषत्रयक्रमीन् ।
पटोलस्य भवेन्मूलं विरेचनकरं सुखात् ॥६५॥
नालं श्लेष्महरं पत्रं पित्तहारि फलं पुनः ।
दोषत्रयहरं प्रोक्तं तद्वत्तिक्ता पटोलिका ॥६६॥

अन्वयः–पटोलः कुलकः तिक्तः पाण्डुकः कर्कशच्छदः राजीफलः पाण्डुफलः राजेयः च अमृताफलः बीजगर्भः प्रतीकः च कुष्ठघ्नः कासभञ्जनः (इति नामानि, अथ तत्फलादिगुणाः–) पटोलं पाचनं हृद्यं वृष्यं लघु अग्निदीपनं स्निग्धोष्णं (सत्) कासास्रज्वरदोषत्रयक्रमीन् हन्ति। पटोलस्य मूलं सुखात् विरेचनकरं भवेत्, नालं श्लेष्महरं, पत्रं पित्तहारि, फलं पुनः दोषत्रयहरं प्रोक्तम्, तिक्ता पटोलिका तद्वत् (गुणयुक्ता भवति)॥

પટોલ,[1] કુલક,[2] તિક્ત[3], પાંડુક,[4] કર્કશચ્છદ,[5] રાજીફલ,[6] પાંડુફલ,[7] રાજેય,[8] અમૃતાફલ,[9] બીજગર્ભ,[10] પ્રતીક,[11] કુષ્ઠઘ્ન[12] અને કાસભંજન,[13] એટલાં પરવળનાં સંસ્કૃત નામો છે. પરવળ પાચક, હૃદયને પ્રિય લાગે એવું, વીર્ય વધારનાર, હલકું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, સ્નિગ્ધ અને ગરમ હોઈ ઉધરસ, લોહીનો બગાડ, તાવ, ત્રણે દોષ તથા કૃમિને મટાડનાર છે. પરવળનું મૂળ સુખથી રેચ લગાડનાર હોઈ એની ડાંડલી કફને હરનાર, પાંદડું પિત્તને હરનાર અને ફળ ત્રણે દોષને મટાડનાર કહ્યું છે; કડવા પરવળમાં પણ એ જ ગુણો હોય છે. ૬૩–૬૬

૧. पटति–गच्छति पाचनत्वादिगुणान्, पट गतौ–'कपिगडिगण्डि.'–(ઉણા. ૧–૬૬) इत्योलच्–પાચકપણું વગેરે ગુણોને જે પમાડે છે–ધારણ કરે છે, તેથી પટોલ–પરવળ.

૨. कोलति–सम्यक् स्त्यायति वृष्यत्वादिश्रेष्ठगुणनिवहम्, कुल सस्त्याने–'इगुपधे'ति कः, स्वार्थे च कन्, यद्वा 'क्वुन्' (ઉણા. ૨–૩૨)–જે વીર્યવર્ધકપણું આદિ શ્રેષ્ઠ ગુણસમુદાયને જણાવે છે અથવા એકીસંઘાતે ધારણ કરે છે, તેથી કુલક–પરવળ.

૩. तेजयति स्म अग्निम्, तिज निशाने–'गत्यर्थे'ति कर्तरि क्त, स तिक्तो गुणोऽस्ति अस्य, अर्शआद्यच्–અગ્નિને જે તેજ કરે છે, તે કડવો ગુણ જેમાં હોય છે, તેથી તિક્ત–પરવળ.

૪. पाण्डुवर्णं कायति फले, कै शब्दे–'अन्येष्वपि॰' इति ड.–જે ફળમાં કંઈક ફીકાશપડતો રંગ જણાવે છે, તેથી પાંડુક–પરવળ.

૫. कर्कशाच्छदा यस्य स.–જેનાં પાંદડાં કંઈક ખરછટ હોય છે, તેથી કર્કશચ્છદ–પરવળ.

૬. राजीमन्ति–श्रेणीयुक्तानि फलानि यस्य सः–જેનાં ફળ પંક્તિબદ્ધ હોય છે, તેથી રાજીફલ–પરવળ.

૭. पाण्डुवर्णानि फलानि यस्य सः–જેનાં ફળ કંઈક ફિક્કાં–ભૂરા રંગનાં હોય છે, તેથી પાંડુફલ–પરવળ.

૮. राज्या–फलश्रेण्या युक्त –'नद्यादिभ्यो ढक्'–પંક્તિબદ્ધ ફળોથી જે યુક્ત હોય છે, તેથી રાજેય–પરવળ.

૯. अमृताया इव फल यस्य सः दोपनयमत्वात्–જેનું ફળ ત્રણે દોષને નાશ કરનાર હોવાથી જાણે ગળોનું કે આમળાનું ફળ હોય તેવું હોય છે, તેથી અમૃતાફલ–પરવળ.

૧૦. बीजानि गर्भे यस्य फलेषु–જેના ફળમાં ગર્ભની

અંદર બિયાં હોય છે, તેથી બીજગર્ભ-પરવળ.

૧૧. प्रत्येति प्रतीयते वा अवयवरूपेण-इण् गतौ-'अलीकादयश्च' (उणा. ४-२५) इति साधुः-જે અવયવરૂપે જણાય છે, તેથી પ્રતીક-પરવળ.

૧૨. कुष्ठ हन्ति-'अमनुष्यकर्तृके च' इति हन्तेष्टक्-કોઢ રોગનો જે નાશ કરે છે, તેથી કુષ્ઠઘ્ન-પરવળ.

૧૩. भनक्तीति भञ्जन -'युच्' (उणा. २-७८) कासस्य भञ्जन.-ઉધરસનો જે નાશ કરે છે, તેથી કાસભંજન-પરવળ.

## ટિંડોરી કે ઘિલોડીનાં નામો તથા ફળના ગુણો

**बिम्बी रक्तफला तुण्डी तुण्डिकेरी च बिम्बिका।**
**ओष्ठोपमफला प्रोक्ता पीलुपर्णी च कथ्यते ॥६७**
**बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रवातजित्।**
**स्तम्भनं लेखनं रुच्यं विबन्धाध्मानकारकम् ॥६८**

अन्वय.-बिम्बी रक्तफला तुण्डी तुण्डिकेरी च बिम्बिका ओष्ठोपमफला प्रोक्ता, च पीलुपर्णी कथ्यते। (इति नामानि, तत्फलगुणाश्च-) बिम्बीफलं स्वादु शीतं गुरु पित्तास्रवातजित् स्तम्भनं लेखनं रुच्यं विबन्धाध्मानकारकम् (भवति)॥

બિંબી,[1] રક્તફલા,[2] તુંડી,[3] તુંડિકેરી,[4] બિંબિકા,[5] ઓષ્ઠોપમફલા[6] અને પીલુપર્ણી[7] એટલાં ટિંડોરીનાં સંસ્કૃત નામો છે. ટિંડોરીનાં ફલ (ટિંડોરાં) મધુર, ટાઢાં અને ભારે હોઈ પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત તથા વાયુને મટાડનાર, સ્તંભક, મળને ઉખેડનાર, રુચિકારક અને મળાવરોધ તથા આફરો કરનાર છે. ૬૭,૬૮

૧. बिम्बाया फल बिम्बम्-तद् अस्ति अस्या.-अर्शआद्यच्-जातित्वाद् ङीप्-જેમાં ઘિલોડાં થાય છે, તે બિંબી-ઘિલોડીનો વેલો.

૨. पाकादनन्तर रक्तानि फलानि यस्या सा-જેનાં ફળ પાક્યા પછી રાતા થાય છે, તેથી રક્તફલા-ઘિલોડી.

૩. तुण्ड-पक्षिणा मुखु-अस्ति अस्या -फलपाककाले भक्षणार्थं पक्षिणां तत्रागमसम्भवात्-अर्शआद्यच्-गौरादित्वाद् ङीप्-ફળ પાક્યાના સમયે જેના પર તે ફળ ખાવા આવતાં પક્ષીઓની ચાંચ લાગુ જ હોય છે, તેથી તુંડી-ઘિલોડી.

૪. तुण्ड अस्ति एषामिति तुण्डिका -पक्षिणः-'अत इनिठनौ' इति ठन्, ततः तुण्डिकान् ईरयति-कर्मण्यण्, अणन्तलाद् ङीप्-ચાંચવાળાં પક્ષીઓને ફળપાક વખતે ફળ ખાવા જે પ્રેરણા કરે છે, તેથી તુંડિકેરી-ઘિલોડી.

૫. बिम्बी एव बिम्बिका-स्वार्थे कन्, 'ङयापोरि'ति ह्रस्वत्व च-જેમાં ઘિલોડાં થાય છે, તે બિંબિકા-ઘિલોડીનો વેલો.

૬. ओष्ठस्य उपमा यस्य तत्-ओष्ठोपम फल यस्याः सा-જેનું ફળ માણસના હોઠની ઉપમાને યોગ્ય હોય છે, તેથી ઓષ્ઠોપમફલા-ઘિલોડી

૭. पीलवा इव पर्णानि यस्याः सा-'पाककर्णे'ति ङीप्-જેનાં પાંદડાં પીલુડીનાં જેવાં થાય છે, તેથી પીલુપર્ણી-ઘિલોડી.

## બે જાતની વાલોળનાં નામો તથા ગુણો

**शिम्बिः शिम्बी पुस्तशिम्बी तथा पुस्तकशिम्बिका**
**शिम्बीद्वयं च मधुरं रसे पाके हिमं गुरु।**
**बल्यं दाहकरं प्रोक्तं श्लेष्मलं वातपित्तजित् ॥६९**

अन्वय.-शिम्बिः शिम्बी पुस्तशिम्बी तथा पुस्तकशिम्बिका (कथ्यते)। शिम्बीद्वय रसे च पाके मधुर हिम गुरु बल्य दाहकर श्लेष्मलं (सत्) वातपित्तजित् प्रोक्तम्॥

શિંબિ,[1] શિંબી,[2] પુસ્તશિંબી,[3] અને પુસ્તકશિંબિકા[4] એ વાલોળનાં સંસ્કૃત નામો છે. વાલોળ બે જાતની થાય છે; બન્ને જાતની વાલોળ રસમાં તથા પાકમાં મધુર, ટાઢી, ભારે, બળ આપનાર, દાહ કરનાર, કફ કરનાર અને વાયુ તથા પિત્તને જીતનાર કહી છે. ૬૯

૧. शाम्यति इति शिम्बि, शमु उपशमे-डिम्बच् प्रत्यय बाहुलकात्, पृषोदरादि-જે શીંગરૂપે થાય છે, તેથી શિંબી-વાલોળ.

૨. शाम्यति इति शिम्बी-बाहुलकात् वि-पृषोदरादिः-'कृदिकारादक्तिन' इति वा ङीप्-અર્થ પહેલા નામ પ્રમાણે.

૩. पुस्तमिव शिम्बी, पुस्तत्या वा शिम्बी-જે એક જાતની કારીગીરી હોય તેવી શીંગરૂપે થાય છે, તેથી પુસ્તશિંબી-વાલોળ.

૪. पुस्तकस्या शिम्बिका-જાણે કોઈ પુસ્તક હોય તેવી શીંગરૂપે જે થાય છે, તેથી પુસ્તકશિંબિકા-વાલોળ.

## કાળી વાલોળનાં નામો તથા ગુણો

**कोलशिम्बिः कृष्णफला तथा पर्यङ्कपट्टिका।**
**कोलशिम्बिः समीरघ्नी गुर्व्युष्णा कफपित्तकृत् ॥**
**शुक्राग्निसादकृद्रूक्षा रुचिकृद्दाहविद् गुरुः ॥७०॥**

अन्वयः-कोलशिम्बिः कृष्णफला तथा पर्यङ्कपट्टिका

( कथ्यते )। कोलशिम्बिः मरुत्तृद्गुरुर्वी उष्णा कफपित्तकृत् शुक्राग्निनाशकृत् रुच्या रुचिकृत् मलविट् गुरुः (अस्ति)॥

કોલશિંબી,[1] કૃષ્ણફલા[2] અને પર્યંકપટ્ટિકા[3] એટલાં કાળી અને પહોળી વાલોળનાં સંસ્કૃત નામો છે. એ વાલોળ વાયુને મટાડનાર, ભારે, ગરમ, કફ તથા પિત્તને કરનાર, વીર્ય તથા અગ્નિને ઓછાં કરનાર, વીર્યને વધારે કાઢનાર, રુચિ કરનાર, વિષ્ટાને બાંધનાર તથા ભારે છે. ૭૦

૧. कोलसदृशी शिम्बी यस्याः सा-જેની શીંગ ભૂંડ જેવી કાળી હોય છે, તેથી કોલશિંબી-કાળી વાલોળ.

૨. कृष्ण फलं यस्याः सा-જેનું ફળ કાળું હોય છે, તેથી કૃષ્ણફલા-કાળી વાલોળ.

૩. पर्यङ्कस्य पट्टिका इव-પલંગની જાણે પાટી હોય તેવી થાય છે, તેથી પર્યંકપટ્ટિકા-કાળી વાલોળ.

### સરગવાની શીંગના ગુણો

शोभाञ्जनफलं स्वादु कषायं कफपित्तनुत्।
शूलकुष्ठक्षयश्वासगुल्मघ्नं दीपनं परम्॥७१॥

अन्वय-शोभाञ्जनफलं स्वादु कषायं (सत्) कफपित्तनुत् परं दीपनं शूलकुष्ठक्षयश्वासगुल्महृत् (भवति)॥

સરગવાની શીંગ સ્વાદવાળી, તૂરી, કફ તથા પિત્તને મટાડનાર, અગ્નિને બહુ જ પ્રદીપ્ત કરનાર અને શૂલ, કોઢ, ક્ષય, શ્વાસ તથા ગોળાના રોગને મટાડનાર છે. ૭૧

### રીંગણીનાં નામો તથા તેના ફળના ગુણો

वृन्ताकं स्त्री तु वार्ताकुर्भण्टाकी भाण्टिकापि च।
वृन्ताकं स्वादु तीक्ष्णोष्णं कटुपाकमपित्तलम्॥७२॥
ज्वरवातबलासघ्नं दीपनं शुक्रलं लघु।
तद्बालं कफपित्तघ्नं वृद्धं पित्तकरं लघु॥७३॥
वृन्ताकं पित्तलं किंचिदङ्गारपरिपाचितम्।
कफमेदोनिलामघ्नमत्यर्थं लघु दीपनम्॥
तदेव हि गुरु स्निग्धं सतैलं लवणान्वितम्॥७४॥
अपरं श्वेतवृन्ताकं कुक्कुटाण्डसमं भवेत्।
तदर्शःसु विशेषेण हितं हीनं च पूर्वतः॥७५॥

अन्वय.-वृन्ताकं वार्ताकुः तु स्त्री अपि च भण्टाकी भाण्टिका (कथ्यते)। वृन्ताकं स्वादु तीक्ष्णोष्णं कटुपाकम् अपित्तलं ज्वरवातबलासघ्नं दीपनं शुक्रलं लघु (भवति)। बालं तत् कफपित्तघ्नं, वृद्धं पित्तकरं लघु (चास्ति)। अङ्गारपरिपाचितं वृन्ताकं किंचित् पित्तलम् अत्यर्थं लघु दीपनं (सत्) कफमेदोऽनिलामघ्नं (भवति), तदेव हि सतैलं लवणान्वितं (सत्) गुरु स्निग्धं (भवति), अपरं श्वेतवृन्ताकं कुक्कुटाण्डसमं भवेत्, तद् विशेषेण अर्शःसु हितं च पूर्वतः हीनं (भवति)॥

વૃંતાક,[1] વાર્ત્તાકુ[2]-સ્ત્રીલિંગે છે, ભંટાકી[3] અને ભાંટિકા,[4] એટલાં રીંગણીનાં સંસ્કૃત નામો છે. રીંગણાં મધુર, તીક્ષ્ણ, ગરમ, પાકમાં તીખાં છતાં પિત્ત નહિ કરનારાં હોઈ તાવ, વાયુ તથા કફને મટાડનાર છે; અગ્નિને પ્રદીપ્ત કરનાર, વીર્યને વધારનાર તથા હલકાં છે; નાનું-કૂણું રીંગણું કફ તથા પિત્તને મટાડનાર છે અને વધીને મોટું થયેલું રીંગણું પિત્ત કરનાર તથા હલકું છે. અંગારા પર પકાવેલું (ભડથું કરેલું) રીંગણું કાંઈક પિત્ત કરનાર, અત્યંત હલકું તથા અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ કફ, મેદ, વાયુ તથા આમને મટાડનાર છે. એ જ રીંગણામાં જો તેલ અને લૂણ નાખ્યાં હોય તો તે રીંગણું ભારે અને સ્નિગ્ધ છે; બીજું ધોળું રીંગણું કૂકડાના ઈંડા જેવું થાય છે; એ રીંગણું વિશેષે કરી અરશ ઉપર હિતકારી છે અને કાળા રીંગણા કરતાં ગુણમાં ઓછું છે. ૭૨-૭૫

૧. वृन्तम् अकति-फलेषु, अक कुटिलायां गतौ-कर्मण्यण्-જે દીંટાને પ્રાપ્ત કરે છે-જેના ફળમાં દીંટું થાય છે, તેથી વૃન્તાક-રીંગણી.

૨. वार्तम्-आरोग्यम् आकयति-प्रापयति, अक गतौ-व्यन्तात् उण्-જે આરોગ્યને પમાડે છે, તેથી વાર્ત્તાકુ-રીંગણી.

૩. भटति-बिभर्ति तीक्ष्णोष्णताम्, यद्वा भण्यते दीपनी शुक्रला चापि, भट भृतौ-यद्वा भण शब्दे-'पिनाकादयश्च' (उणा-४-१५) इति साधु-જે તીક્ષ્ણતા તથા ઉષ્ણતાને ધારણ કરે છે અથવા જે દીપની તથા વીર્યવર્ધક કહેવાય છે, તેથી ભંટાકી-રીંગણી.

૪. भाण्टिका-પણ ઉપર પ્રમાણે જ બધું જણાવે છે.

### કંટોલાં કે કંકોડાંનાં નામો તથા ગુણો

डिण्डिशो रोमशफलो मुनिनिर्मित इत्यपि।
डिण्डिशो रुचिकृद्भेदी पित्तश्लेष्मापहः स्मृतः।
सुशीतो वातलो रूक्षो मूत्रलश्चाश्मरीहरः॥७६॥

अन्वय.-डिण्डिशः रोमशफलः मुनिनिर्मितः इति अपि (कथ्यते)। डिण्डिशः रुचिकृत् भेदी पित्तश्लेष्मापहः सुशीतः

वातल रूक्ष मूत्रल च अश्मरीहर स्मृत ॥

ડિંડિશ,[1] રોમશફલ,[2] અને મુનિનિર્મિત,[3] એટલા ટકોડાના સંસ્કૃત નામો છે ટકોડા રુચિ ઉપજાવનાર, મળ તોડનાર, પિત્ત તથા કફને હણનાર તેમજ બહુ જ ટાઢા હોઈ વાયુ કરનાર, રૂક્ષ, મૂત્રને વધારનાર તથા પથરીને મટાડનાર કહ્યા છે ૭૬

૧ डिण्डि –फलम् अस्ति अस्य–लामादित्वात् श – જેના દીંડુ વગે છે, તેથી ડિંડિશ–ટકોડા

૨ रोमाणि सन्ति अस्य–पूर्ववत् श , रोमश फल यस्य स –જેનુ ફળ રૂંવાંવાળુ હોય છે, તેથી રોમશફલ–ટકોડા

૩ मुनिभि निर्मित मुनिनिर्मित –જેને મુનિઓએ નિર્માણ કર્યું છે કેમકે વાવ્યા વિના જ ઊગી નીકળે છે, તેથી મુનિનિર્મિત–ટકોડા

### પિંડાર કે પિંડાલુનુ નામ તથા ગુણો

**पिण्डार शीतल वल्य पित्तघ्न रुचिकारकम् ।**
**पाके लघु विशेषेण विषशान्तिकर स्मृतम् ॥७७॥**

अन्वय –पिण्डार शीतल वल्य पित्तघ्न रुचिकारक पाके लघु विशेषेण विषशान्तिकर स्मृतम् ॥

પિંડાર[1] કે પિંડાલુ ટાઢુ, બળ આપનાર, પિત્તને હણનાર, રુચિ ઉપજાવનાર, પાકમા હલકુ અને વિશેષે કરી ઝેરની શાંતિ કરનાર કહ્યુ છે ૭૭

૧ पिण्ड–संहत ऋच्छति–ऋ गतौ कर्मण्यण्–જે પિંડાકારે એકઠું ગુચ્છારૂપે ઉત્પન્ન થાય છે તેથી પિંડાર–પિંડાલુ

### કડવી ઘિલોડીના નામો તથા ગુણો

**कर्कोटकी पीतपुष्पा महाजालीति चोच्यते ।**
**कर्कोटी मलहृत्कुष्ठहृल्लासारुचिनाशनी ।**
**श्वासकासज्वरान्हन्ति कटुपाका च दीपनी ॥७८॥**

अन्वय कर्कोटकी पीतपुष्पा च महाजाली इति उच्यते। कर्कोटी मलहृत्, कुष्ठहृल्लासारुचिनाशनी, श्वास कासज्वरान् हन्ति, कटुपाका च दीपनी (अस्ति) ॥

કર્કોટકી,[1] પીતપુષ્પા,[2] અને મહાજાલી,[3] એટલા કડવી ઘિલોડીના સંસ્કૃત નામો છે કડવી ઘિલોડી મળને હરનાર હોઈ કોઢ, ઊબકા–મોળ, અરુચિ, શ્વાસ, ઉધરસ તથા તાવને મટાડનારી છે અને પાકમા તીખી હોઈ અગ્નિને પ્રદીપ્ત કરનાર છે ૭૮

૧ कर्कति–हसति कुष्ठादिरोगान्, तन्नाशकत्वात्, कर्क हसने–सौत्रो धातु तस्माद् बाहुलकाद् ओट प्रत्यय, तत स्वार्थ कन् नादित्वाद् ङीष्–કોઢ વગેરે રોગોનો નાશ કરનાર હોવાથી જે તેઓને હસે છે, તેથી કર્કોટકી–કડવી ઘિલોડી

૨ पीतानि पुष्पाणि यस्या सा–જેના ફૂલ પીળા થાય છે, તેથી પીતપુષ્પા–કડવી ઘિલોડી

૩ जालयति–आच्छादयति समीपस्थ सर्व जल आच्छादन–पचाद्यच्, गौरादि महती चासौ जाली महा जाली–જે પાસેના હરકોઈને અત્યંત ઢાંકી દે છે, તેથી મહાજાલી–કડવી ઘિલોડી

### મીઠી ખરખોડીના નામો તથા ગુણો

**डोडिका विषमुष्टिश्च डोडीत्यपि सुमुष्टिका ।**
**डोडिका पुष्टिदा वृष्या रुच्या वह्निप्रदा लघु ।**
**हन्ति पित्तकफार्शांसि कृमिगुल्मविषामयान् ॥७९॥**

अन्वय –डोडिका च विषमुष्टि डोडी सुमुष्टिका इत्यपि (कथ्यते)। डोडिका पुष्टिदा वृष्या रुच्या वह्निप्रदा लघु (सती) पित्तकफार्शांसि कृमिगुल्मविषामयान् हन्ति ॥

ડોડિકા,[1] વિષમુષ્ટિ,[2] ડોડી[3] અને સુમુષ્ટિકા[4] એ મીઠી ખરખોડીના સંસ્કૃત નામો છે મીઠી ખરખોડી પુષ્ટિ આપનાર, વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર અગ્નિને પ્રદીપ્ત કરનાર અને હલકી હોઈ પિત્ત, કફ, અરશ, કૃમિ, ગોળો તથા ઝેરના રોગને મટાડનાર છે ૭૯

૧ डोडी एव डोडिका–स्वार्थे कन्– ङ्यापोरि ति ह्रस्वश्च–ડોડી એ જ ડોડિકા–મીઠી ખરખોડી

૨ विष मुष्णाति तन्नाशकत्वात्, मुष स्तय–क्रिया कर्तरि क्तिन्–ઝેરનો જે નાશ કરે છે, તેથી વિષમુષ્ટિ–મીઠી ખરખોડી

૩ डाड –डाडाकार फलम् अस्ति अस्या –अर्श– आद्यच्–गौरादि –જેને ડોડા જેવુ ફળ થાય છે, તેથી ડોડી–મીઠી ખરખોડી.

૪ सुतरा मुष्णाति पित्तकफविषादीन्, मुष स्तय– क्तिन् पूर्ववत्, तत स्वार्थे च कन्–પિત્ત, કફ ઝેર વગેરેનો જે બરાબર નાશ કરે છે, તેથી સુમુષ્ટિકા– મીઠી ખરખોડી

### ભોરીંગણીના ડોડવાના ગુણો

**कण्टकारीफल तिक्त कटुकं दीपन लघु ।**
**रूक्षोष्ण श्वासकासघ्न ज्वरानिलकफापहम् ॥८०॥**

ભોરીંગણીના ડોડવા કડવા, તીખા, દીપન,

હલકાં, રૂક્ષ અને ગરમ હોઈ શ્વાસ અને ઉધરસને હણનાર તથા તાવ, વાયુ અને કફને મટાડનાર છે. ૮૦

## ડાંડલીનાં શાક

### સરસવની ડાંડલીના ગુણો

तीक्ष्णोष्णं सार्षपं नालं वातश्लेष्मव्रणापहम् ।
कण्डूवमिहरं दद्रूकुष्ठघ्नं रुचिकारकम् ॥ ८१ ॥

अन्वय—सार्षपं नालं तीक्ष्णोष्णं रुचिकारकं वातश्लेष्मव्रणापहं कण्डूवमिहरं दद्रूकुष्ठघ्नं (प्रोक्तम्) ॥

સરસવની ડાંડલી તીક્ષ્ણ, ગરમ, રુચિ ઉપજાવનાર અને વાયુ, કફ, વ્રણ, ચળ, ઊલટી, દાદર તથા કોઢને મટાડનાર છે. ૮૧

## કંદશાક

### સૂરણનાં નામો તથા ગુણો

सूरणः कन्द ओलश्च कन्दलोऽर्शोघ्न इत्यपि ।
सूरणो दीपनो रूक्षः कषायः कण्डुकृत्कटुः ॥ ८२ ॥
विष्टम्भी विशदो रुच्यः कफार्शःकृन्तनो लघुः ।
विशेषादर्शसे पथ्यः प्लीहगुल्मविनाशनः ॥ ८३ ॥

अन्वय—सूरणः कन्दः ओलः कन्दलः अपि च अर्शोघ्न इति (कथ्यते)। सूरणः दीपनः रूक्षः कषायः कण्डूकृत् कटुः विष्टम्भी विशदः रुच्यः लघुः कफार्शःकृन्तनः (अस्ति), विशेषात् अर्शसे पथ्यः प्लीहगुल्मविनाशनः (अस्ति) ॥

સૂરણ,[1] કંદ[2] ઓલ,[3] કંદલ[4] અને અર્શોઘ્ન[5] એટલાં સૂરણના સંસ્કૃત નામો છે. સૂરણ અગ્નિને પ્રદીપ્ત કરનાર, રૂક્ષ, તૂરું, ચળ કરનાર, કડવું, મળને રોકનાર, સ્વચ્છ, રુચિ ઉપજાવનાર, હલકું અને કફ તથા અરશને કાપનાર છે. વિશેષે કરી અરશ ઉપર તે પથ્ય છે અને બરોળ તથા ગોળાને પણ મટાડનાર છે. ૮૨,૮૩

૧. सूर्यते—हिंस्यते अर्शः प्लीहगुल्मौ च विशेषाद् अनेन, सूरी हिंसायाम्—युच् (उणा. २–७८)—જેના વડે અરશ, બરોળ તથા ગોળાના રોગોનો ખાસ નાશ કરાય છે, તેથી સૂરણ.

૨. कन्दति कन्द्यते वा—आह्वानं करोति क्रियते वा अर्शःप्रभृतिरोगाणाम् अनेन, कदि आह्वाने रोदने च—अच् घञ् वा—અરશ વગેરે રોગોને જે આહ્વાન કરે છે—તેઓનો નાશ કરવા જે ખાતરી આપે છે, તેથી કન્દ—સૂરણ

૩. आ—समन्तात् उनत्ति—क्लेदनं प्राप्नोति जलसम्बन्धेन, उन्दी क्लेदने—मूलविभुजादित्वात् क, नस्य लोपे पृषोदरादित्वाद् दस्य लत्वम्—પાણીના સંબંધને લીધે ચોપાસ જે ભીનાશ ધારણ કરે છે, તેથી ઓલ—સૂરણ.

૪. कन्दं लाति—मूलरूपेण, ला आदाने—'आतोऽनुपसर्गे कः', यद्वा कन्दति—आह्वानं करोति अर्शआदीनाम्, कदि आह्वाने—कलच्—उणादि—મૂળરૂપે ગાંઠને જે ધારણ કરે છે, તેથી કન્દલ—સૂરણ, અથવા બીજા નામ પ્રમાણે અર્થ થાય છે.

૫. अर्शांसि हन्ति किल—'अमनुष्यकर्तृके च' इति टक्—જે અરશના રોગનો અવશ્ય નાશ કરે છે, તેથી અર્શોઘ્ન—સૂરણ.

### સૂરણ શ્રેષ્ઠ છતાં કોને અહિતકારી?

सर्वेषां कन्दशाकानां सूरणः श्रेष्ठ उच्यते ।
दद्रूणां कुष्ठिनां रक्तपित्तिनां न हितो हि सः ।
सन्धानयोगं सम्प्राप्तः सूरणो गुणवत्तरः ॥ ८४ ॥

अन्वय—सर्वेषां कन्दशाकानां सूरणः श्रेष्ठः उच्यते, (तथापि) दद्रूणां कुष्ठिनां रक्तपित्तिनां सः हितः न हि, सन्धानयोगं सम्प्राप्तः सूरणः गुणवत्तरः (भवति) ॥

સઘળાં કંદશાકોમાં સૂરણ શ્રેષ્ઠ કહેવાય છે, છતાં દાદર, કોઢ અને રક્તપિત્તના રોગવાળાઓને સૂરણ હિતકારી નથી. એક પ્રકારની કાંજીનો યોગ આપ્યો હોય, તો સૂરણ બહુ જ ગુણકારી થાય છે. ૮૪

### બટાટાનાં નામો, જાતિ, લક્ષણ તથા ગુણો

आरुकं वीरसेनं च वीरं वीरोरुकं तथा ।
आरुकमप्यालुकं तत्कथितं वीरसेनकम् ॥ ८५ ॥
काष्ठालुकशङ्खालुकहस्त्यालूकानि कथ्यन्ते ।
पिण्डालुकमधालुकरक्तालूकानि चोक्तानि ॥ ८६ ॥
आलुकं शीतलं सर्वं विष्टम्भि मधुरं गुरु ।
सृष्टमूत्रमलं रूक्षं दुर्जरं रक्तपित्तनुत् ।
कफानिलकरं बल्यं वृष्यं स्वल्पाग्निवर्धनम् ॥ ८७ ॥

अन्वय—आरुकं वीरसेनं च वीरं तथा वीरोरुकम् आरुकम् आलुकं वीरसेनकम् अपि तत् कथितम्; (तथा च) काष्ठालुकशङ्खालुकहस्त्यालूकानि कथ्यन्ते, पिण्डालुकमधालुकरक्तालुकानि च उक्तानि, आलुकं सर्वं शीतलं विष्टम्भि मधुरं गुरु सृष्टमूत्रमलं रूक्षं दुर्जरं रक्तपित्तनुत् कफानिलकरं बल्यं वृष्यं स्वल्पाग्निवर्धनम् (कथितम्) ॥

આરૂક,[1] વીરસેન,[2] વીર,[3] વીરોરુક,[4] આરુક,[5] આલૂક,[6] અને વીરસેનક,[7] એટલાં

બટાટાનાં સંસ્કૃત નામો છે. કાષ્ઠાલુક,[1] શંખાલુક,[2] હસ્ત્યાલુક,[3] પિંડાલુક,[4] સપ્તાલુક,[5] અને રક્તાલુક,[6] એ બટાટાની જાતો છે. જે કઠણપણાવાળું હોય તે કાષ્ઠાલુક કહેવાય છે; જે ધોળાશવાળું હોય તે શંખાલુક કહેવાય છે; જે લંબાઈવાળું અને મોટા કદવાળું હોય તે હસ્ત્યાલુક કહેવાય છે; જે મીઠાશવાળું અને રુંછાડવાળું હોય તે સપ્તાલુક કહેવાય છે; જે ગોળ હોય તે પિંડાલુક કહેવાય છે; જે રતાળુ કહેવાય છે, તે રક્તાલુક સમજવું. સઘળી જાતના બટાટા ટાઢા, મળને રોકનાર, મધુર, ભારે, મળ તથા મૂત્રને ઉત્પન્ન કરનાર, રૂક્ષ, માંડ પચે એવા, રક્તપિત્તને મટાડનાર, કફ તથા વાયુને કરનાર, બળ આપનાર, વીર્યને વધારે કાઢનાર અને અગ્નિને ઘણો જ ઓછો વધારનાર છે.

૧. इयर्ति-प्राप्नोति शीतलत्वादिगुणान्-ऋ गतौ-'निन् कसिपदर्ते' (उणा. १-८५) इति क, तत आरु. एव आरुकम्-संज्ञाया कन्-જે શીતલતા આદિ ગુણોને પ્રાપ્ત કરે છે, તે આરૂક-બટાટા.

૨. સાતમા નામ પ્રમાણે છે; કેવળ 'कन्' પ્રત્યય નથી-વીરસેન-બટાટા.

૩. विशेषेण ईर्ते ईरयति वा माधुर्यादिगुणान्. विपूर्वकात् ईर गतौ-'इगुपधे'ति क -જે મધુરતા આદિ ગુણોને વિશેષ ધારણ કરે છે, તેથી વીર-બટાટા.

૪. वीरः ऊरुः-कन्दरूपः यस्य तत्. 'शेषाद् विभाषे'ति कप्-જેની ગાઢ કે કંદરૂપ સાથળ ઘણા ગુણોને ધારણ કરે છે, તેથી વીરારુક-બટાટા.

૫. આરુક-નામ પહેલા નામ પ્રમાણે છે, કેવળ 'बाहुलकाद् ह्रस्व' વિશેષ છે.

૬. आ-समन्तात् लुनाति रक्तपित्तम्-आङ्पूर्वकात् लूञ् छेदने इत्यस्मात् क्विप्, तत संज्ञाया कन्. यद्वा आ-समन्तात् लीयते पृथिव्याम्, लाति-ददाति वा बलं मैथुनशक्तिं च बल्यत्वाद् वृष्यत्वाच, मितद्र्वादित्वात् डु-संज्ञायां कन्-જે રક્તપિત્તનો નાશ કરે છે અથવા કંદ હોવાથી જમીનમાં ભરાઈ રહે છે અથવા બળ તથા મૈથુનશક્તિને આપે છે, તેથી આલુક અથવા આલુક-દીર્ઘમધ્ય કે હ્રસ્વમધ્ય પણ મળે છે-અર્થ બટાટા.

૭. वीरा सेना-गुणरूपा यस्य तत्-तत संज्ञायां कन्-જેની ગુણોરૂપી સેના વીર છે-બળવાળી છે, તેથી વીરસેનક-બટાટા.

૧. काष्ठसदृशं कठिनम् आलुकम्-લાકડાં જેવું જે કઠણ હોય તે કાષ્ઠાલુક-બટાટાની એક જાત.

૨. शङ्खसदृशं श्वेतम् आलुकम्-શંખ જેવું જે ધોળું હોય તે શંખાલુક-બટાટાની એક જાત.

૩. हस्तिसदृशं दीर्घं महाशरीरम् आलुकम्-હાથી જેવું લાંબું ને મોટા કદવાળું જે હોય છે, તે હસ્ત્યાલુક-બટાટાની એક જાત.

૪. पिण्डसदृशं वर्तुलमालुकम्-પિંડ જેવું જે ગોળ હોય તે પિંડાલુક-બટાટાની એક જાત.

૫. माधुर्यादिसप्तगुणयुक्तम् आलुकम्-મીઠાશ વગેરે સાત ગુણોવાળું ને રુંછાડવાળું જે હોય તે સપ્તાલુક-બટાટાની એક જાત.

૬. रक्तवर्णं च तत् आलुकं-જે લાલ રંગનું હોય છે, તે રક્તાલુક-રતાળુ નામે બટાટાની એક જાત.

टीका-काष्ठालुक-काठिन्ययुक्त-'कद्दार'। शङ्खालुक-श्वेततायुक्त-'शङ्खार'। हस्त्यालुक-दीर्घतायुक्त महाशरीरम्। पिण्डालुक-वर्तुलम्-'सुथनी'। सप्तालुक-मधुरतायुक्त-रोमान्वित-'दीर्घसुथनी'। रक्तालुक 'रक्ताल्-रताल्-रतण्डा' इति च। (અર્થ ઉપર આવી જાય છે.) ૮૫-૮૭

## લાંબા તથા પાતળા રતાળુનું નામ તથા ગુણો

**रक्तालुभेदे या दीर्घा तन्वी च प्रथितालुकी।**
**आलुकी बलकृत्स्निग्धा गुर्वी हृत्कफनाशिनी॥**
**विष्टम्भकारिणी तैले ललितातिरुचिप्रदा॥८८॥**

अन्वय-रक्तालुभेदे या दीर्घा च तन्वी (सा) आलुकी प्रथिता। आलुकी बलकृत् स्निग्धा गुर्वी हृत्कफनाशिनी विष्टम्भकारिणी (भवति), तैले ललिता अतिरुचिप्रदा (स्यात्)॥

રક્તાલુના ભેદોમાં લાંબું તથા પાતળું જે રતાળુ થાય છે તે આલુકી[1] નામે પ્રખ્યાત છે. એ રતાળુ બળ આપનાર, સ્નિગ્ધ, ભારે, હૃદયના કફનો નાશ કરનાર, મળને રોકનાર અને તેલમાં જો તળ્યું હોય તો બહુ જ સારું તથા રુચિદાયક થાય છે. ૮૮

૧. दीर्घं तनुश्च आलुः आलुकी-संज्ञायां कन्-जातित्वात् ङीप्-લાંબું ને પાતળું રતાળુ આલુકી કહેવાય છે.

## મૂળાના બે ભેદો તથા નામો

**मूलकं द्विविधं प्रोक्तं तत्रैकं लघुमूलकम्।**
**शालमर्कटकं विस्रं शालेयं मरुसम्भवम्॥८९॥**

चाणक्यमूलकं तीक्ष्णं तथा मूलकपोतिका ।
नेपालमूलकं चान्यत् तद्भवेद्गजदन्तवत् ॥९०॥

अन्वय –मूलकं द्विविधं प्रोक्तम् ; तत्र एकं लघुमूलकं शालमर्कटकं विस्रं शालेयं मरुसंभवं चाणक्यमूलकं तीक्ष्णं तथा मूलकपोतिका ( कथ्यते ), गजदन्तवत् तद् अन्यच नेपालमूलकं भवेत् ॥

મૂળાની બે જાત કહી છે. તેઓમાં જે નાના મૂળા થાય છે, તેઓનાં લઘુમૂલક,[1] શાલમર્કટક,[2] વિસ્ર,[3] શાલેય,[4] મરુસંભવ,[5] ચાણક્યમૂલક,[6] તીક્ષ્ણ,[7] અને મૂલકપોતિકા[8] એટલાં સંસ્કૃત નામો છે. જે હાથીના દાંત જેવો બીજો મોટો મૂળો થાય છે, તે નેપાલમૂલક[1] કહેવાય છે. ૮૯,૯૦

૧. મૂલતિ–પ્રતિષ્ઠાં ગચ્છતિ પૃથિવ્યાં दोषत्रयहरत्वादिगुणैश्च, यद्वा मूलयति–रोहति पृथिव्यां कन्दरूपेण–मूल रोहणे–अच्, संज्ञायां कन्, 'क्वुन्' ( उणा. २–३२) वा, तत्ता लघु च तत् मूलकं–જે જમીનમાં અથવા ત્રણે દોષોને હરવાપણું વગેરે ગુણોથી જે પૃથ્વી પર પ્રતિષ્ઠાને પામે છે, તે નાનો મૂળો લઘુમૂલક કહેવાય છે.

૨. शाल्यते–श्लाघ्यते गुणैः इति शालम्–शाडृ श्लाघायाम्–कर्मणि घञ्–डलयोरैक्यम्, मर्कति–गृह्णाति तीक्ष्णत्वादिगुणान्–मर्क इति सौत्रो धातुर्ग्रहणार्थः –शकादित्वात्( उणा. ४–८१ ) अटन्, ततः संज्ञायां कन्, शालं च तत् मर्कटकं च–જે ગુણોથી વખણાય છે તેમ જ તીક્ષ્ણતા આદિ ગુણોને ગ્રહણ કરે છે, તેથી શાલમર્કટક–નાનો મૂળો.

૩. विस्यति प्रेरयति सर्वान् रुच्यत्वात्, विष प्रेरणे–'स्फायि.' ( उणा. २–१३ )–इति बाहुल्काद् रक्; यद्वा विस उत्सर्गे–विस्यति–उत्सृजति कटुतां, यद्वा विस्रवते–अधः पतति पृथिव्यां कन्दरूपेण, विपूर्वकात् स्रु अधः पतन–इत्यस्मात् 'अन्येभ्योऽपि.' इति ड–જે રુચિકારક હોવાથી સર્વને ખાવાની પ્રેરણા કરે છે અથવા તીખાશને છોડે છે અથવા જમીનમાં કંદરૂપે રહેલો હોય છે, તેથી વિસ્ર–નાનો મૂળો.

૪. शालायां–पृथिव्यां भवः कन्दरूपेण–'नद्यादिभ्यो ढक्'–જમીનની અંદર કંદરૂપે જે થાય છે, તેથી શાલેય–નાનો મૂળો.

૫. मरुदेशे संभवति–पचाद्यच्–ઓછા પાણીવાળા પ્રદેશમાં જે થાય છે, તેથી મરુસંભવ–નાનો મૂળો.

૬. चणक एव चाणक्यम्–स्वार्थे ष्यञ्, चाणक्यमिव मूलं यस्य तत्–'शेषाद् विभाषे'ति कप्–જેનું મૂળિયું ચણાના જેવું હોય છે, તેથી ચાણક્યમૂલક–નાનો મૂળો.

૭. तेजयति अग्निम् उष्णत्वात्, तिज निशाने–'तिजेर्दीर्घश्च'–( उणा. ३–१८ ) इति क्स्न प्रत्ययः–तीक्ष्णम्–જે ગરમ હોવાથી જઠરાગ્નિને તેજ કરે છે, તેથી તીક્ષ્ણ–નાનો મૂળો.

૮. मूलकस्य पोती इव–'इगुपधज्ञाप्रीकिरः कः' इति कन्–'ङयापो'रिति ह्रस्वत्वं च–જાણે કે મૂળાની નાની ટોકરી હોય તેવો દેખાય છે, તેવો મૂલકપોતિકા–નાનો મૂળો.

૧. नेपालदेशे भवं मूलकं–शाकपार्थिवादि –નેપાળદેશમાં થતો મોટો મૂળો નેપાલમૂલક કહેવાય છે.

### મૂળાના ગુણો

लघुमूलं कटूष्णं स्याद्रुच्यं लघु च पाचनम् ।
दोषत्रयहरं स्वर्यं ज्वरश्वासविनाशनम् ॥९१॥
नासिकाकण्ठरोगघ्नं नयनामयनाशनम् ।
महत्तदेव रूक्षोष्णं गुरु दोषत्रयप्रदम् ॥
स्नेहसिद्धं तदेव स्याद्दोषत्रयविनाशनम् ॥९२॥

अन्वयः–लघुमूलं कटु उष्णं रुच्यं लघु च पाचनं (सत्) दोषत्रयहरं स्वर्यं ज्वरश्वासविनाशनं नासिका-कण्ठ–रोगघ्नं नयनामयनाशनं स्यात्, महत् तद् एव रूक्षोष्णं गुरु दोषत्रयप्रदं (स्यात्), तद् एव स्नेहसिद्धं (सत्) दोषत्रयविनाशनं स्यात् ॥

નાના મૂળા તીખા, ગરમ, રુચિ ઉપજાવનાર, હલકા, પાચન, ત્રણે દોષને હરનાર, સ્વરને સારો કરનાર, તાવ તથા શ્વાસનો નાશ કરનાર અને નાકના રોગ, કંઠના રોગ તથા નેત્રના રોગને મટાડનાર છે. મોટા મૂળા રૂક્ષ, ગરમ, ભારે અને ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે. એ જ મૂળા જો તેલ કે ઘીમાં પકવ્યા હોય તો ત્રણે દોષનો નાશ કરનાર થાય છે. ૯૧,૯૨

### ગાજરનાં નામો તથા ગુણો

गाजरं गृञ्जनं प्रोक्तं तथा नारङ्गवर्णकम् ।
गाजरं मधुरं तीक्ष्णं तिक्तोष्णं दीपनं लघु ।
संग्राहि रक्तपित्तार्शोग्रहणीकफवातजित् ॥९३॥

अन्वय –गाजरं गृञ्जनं तथा नारङ्गवर्णकं प्रोक्तम्, गाजरं मधुरं तीक्ष्णं तिक्तोष्णं दीपनं लघु संग्राहि (सत्) रक्तपित्तार्शोग्रहणीकफवातजित् (अस्ति) ॥

ગાજર,[1] ગૃંજન[2] અને નારંગવર્ણક,[3] એટલાં ગાજરનાં સંસ્કૃત નામો છે. ગાજર મધુર, તીક્ષ્ણ, કડવું, ગરમ, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું અને ઝાડાને રોકનાર હોઈ

રક્તપિત્ત, અરશ, ગ્રહણીરોગ, કફ તથા વાયુને મટાડનાર છે. ૯૩

૧. गर्ज्यत इति गाज —गज मदे—भावे घञ्, गाज— मद राति—ददाति तीक्ष्णोष्णत्वात्, रा दाने—'आतोऽनुपसर्गे क'—જે તીખુ તથા ગરમ હોવાથી મદ આપે છે, મદવાન કરે છે, તેથી ગાજર.

૨. गृज्यते—भक्ष्यत्वेन कथ्यते रोगेषु वैद्यैः, गृजि शब्दे— कर्मणि ल्युट्—જેને રોગોમા ખાવા માટે વૈદ્યો ખાસ કહે છે, તેથી ગૃંજન—ગાજર.

૩. नारङ्गसदृशो वर्णो यस्य तत्—'शेषाद् विभाषे'ति कप्—જેનો રંગ નારંગી જેવો હોય છે, તેથી નારંગવર્ણક—ગાજર.

### કેળના કંદના ગુણો

शीतलः कदलीकन्दो बल्यः केश्योऽम्लपित्तजित् ।
वह्निकृद्दाहहारी च मधुरो रुचिकारकः ॥ ९४ ॥

अन्वय—कदलीकन्द शीतल बल्य केश्य अम्ल पित्तजित् वह्निकृत् दाहहारी मधुर च रुचिकारक (अस्ति) ॥

કદલીકન્દ[૧]—કેળનો કંદ ટાઢો, બળ આપનાર, કેશ માટે સારો, અમ્લપિત્તને મટાડનાર, અગ્નિને કરનાર, દાહને હરનાર, મધુર અને રુચિકારક છે. ૯૪

૧. कदल्या कन्द कदलीकन्द—કેળનો કંદ.

### માનકંદનાં નામો તથા ગુણો

मानकः स्यान्महापत्रः कथ्यन्ते तद्गुणा अथ ।
मानकः शोथहृच्छीतः पित्तरक्तहरो लघुः ॥९५॥

अन्वय—मानक महापत्र स्यात्, अथ तद्गुणा कथ्यन्ते—मानक शोथहृत् शीत पित्तरक्तहर लघु (अस्ति) ॥

માનક[૧] અને મહાપત્ર,[૨] એ બે માનકંદના નામો છે. માનકંદ સોજાને મટાડનાર, ટાઢો, પિત્ત તથા લોહીના બગાડને હરનાર અને હલકો છે. ૯૫

૧. मानयति—बृहत्परिमाणं स्वकीय ज्ञापयति—मन ज्ञाने—ण्यन्ताण्ण्वुल्—જે પોતાનુ ઘણું મોટુ માપ જણાવે છે, તેથી માનક—માનકંદ

૨. महान्ति पत्राणि यस्य स—જેના પાંદડા પણ મોટા થાય છે, તેથી મહાપત્ર—માનકંદ.

### વારાહીકંદના ગુણો

वाराही पित्तला बल्या कट्वी तिक्ता रसायनी ।
आयुःशुक्राग्निकृन्मेहकफकुष्ठानिलापहा ॥ ९६ ॥

अन्वय—वाराही पित्तला बल्या कट्वी तिक्ता रसायनी (सती) आयुःशुक्राग्निकृत् मेहकफकुष्ठानिलापहा (भवति) ॥

વારાહીકંદ પિત્ત કરનાર, બળ આપનાર, તીખો, કડવો તથા રસાયનરૂપ હોઈ આયુષ, વીર્ય તથા અગ્નિને વધારનાર અને પ્રમેહ, કફ, કોઢ તથા વાયુને મટાડનાર છે. ૯૬

### હસ્તિકર્ણી અથવા માનકંદની એક જાતનુ નામ તથા ગુણો

गजकर्णी तु तिक्तोष्णा तथा वातकफाञ्जयेत् ।
शीतज्वरहरी स्वादुः पाके तस्यास्तु कन्दकः ॥९७॥
पाण्डुशोथकृमिप्लीहगुल्मानाहोदरापहः ।
ग्रहण्यर्शोविकारघ्नो वनसूरणकन्दवत् ॥ ९८ ॥

अन्वय—गजकर्णी तु तिक्ता उष्णा पाके स्वादु (सती) शीतज्वरहरी तथा वातकफान् जयेत्, तस्या कन्द तु वनसूरणकन्दवत् पाण्डुशोथकृमिप्लीहगुल्मानाहोदरापह ग्रहण्यर्शोविकारघ्न (भवति) ॥

ગજકર્ણી[૧] કે હસ્તિકર્ણી[૨] કડવી, ગરમ તથા પાકમા મધુર હોઈ ટાઢિયો તાવ, વાયુ તથા કફને મટાડનાર છે, હસ્તિકર્ણીનો કંદ જંગલી સૂરણના કંદની પેઠે પાંડુ, સોજો, કૃમિ, બરોળ, ગોળો, આફરો, પેટના રોગ, ગ્રહણી-રોગ તથા અરશના વિકારને મટાડનાર છે.

૧ हस्तिन कर्ण इव पत्र यस्या सा—જેનુ પાંદડું હાથીના કાન જેવુ થાય છે, તે હસ્તિકર્ણી નામની માનકંદની એક જાત

૨. तथैव गजस्य कर्ण इव पत्र यस्या सा गज-कर्णी—અર્થ ઉપર પ્રમાણે છે.

### કેમુકના ગુણો

केऽमुकं कटुकं पाके तिक्तं ग्राहि हिमं लघु ।
दीपनं पाचनं हृद्यं कफपित्तज्वरापहम् ।
कुष्ठकासप्रमेहास्रनाशनं वातलं कटु ॥ ९९ ॥

अन्वय—केमुक कटुकपाके तिक्त ग्राहि हिम लघु दीपन पाचन हृद्य वातल कटु (सत्) कफपित्तज्वरापह कुष्ठकास-प्रमेहास्रनाशनम् (अस्ति) ॥

કેમુક[૧] તીખું, પાકમા કડવું, ઝાડાને રોકનાર, ટાઢું, હલકું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચક, હૃદયને પ્રિય લાગે એવું, વાયુ કરનાર અને તીખું હોઈ કફ, પિત્તનો તાવ, કોઢ, ઉધરસ, પ્રમેહ તથા લોહીના બગાડને

મટાડનાર છે. ૯૯

૧. के मस्तके अमयति-रोगं करोति इत्येवंवीर्ज पाके तिक्तत्वात् ग्राहित्वाद् वातलत्वाच्च, अम रोगे-ण्यन्तात् उक:-જે પાચન થયા પછી કડવું, ઝાડાને રોકનાર તથા વાયડું હોવાથી માથાનો રોગ ઉપજાવે છે, તેથી કેમુક-તે નામે કંદ.

## કસેલાંનાં નામો તથા ભેદો

कसेरु द्विविधं तत्तु महद्राजकसेरुकम् ।
मुस्ताकृति लघु स्याद्यत्तच्चिचोढमिति स्मृतम् १००

अन्वयः-कसेरु द्विविधं (भवति), तत्तु महत् राजकसेरुकं, यत् लघु मुस्ताकृति स्यात्, तत् चिचोढम् इति स्मृतम् ॥

કસેરુ[1]-કસેલાં બે પ્રકારનાં થાય છે; જે મોટા કંદનું કસેલું હોય તે રાજકસેરુક[2] કહેવાય છે; અને જે મોથ જેવી આકૃતિવાળું નાનું હોય તે ચિચોઢ[3] કહેવાય છે. ૧૦૦

૧. कस्ते-गच्छति शैत्यं माधुर्यं च, शास्ति वा पित्तशोणितदाहं, कस गतिशासनयोः-बाहुलकाद् एरुः-જે શીતળતા તથા મધુરતા ધારણ કરે છે અને તેથી જ પિત્તનો તથા લોહીવિકાર કે દાહનો નાશ કરે છે, તેથી કસેરુ-કસેલું.

૨. कसेरूणां राजा राजकसेरु, ततः संज्ञाया कन्-મોટા કંદનું કસેલું-તેઓની જાતમાં રાજા કહેવાય છે, તેથી રાજકસેરુક-મોટા કંદનું કસેલું.

૩. चिचोढ-આ શબ્દ કોઈ દેશ્ય કે પ્રાકૃત જણાય છે; સંસ્કૃત શબ્દકોશોમાં મળતો નથી.

## બેય જાતનાં કસેલાંના ગુણો

कसेरुकद्वयं शीतं मधुरं तुवरं गुरु ।
पित्तशोणितदाहघ्नं नयनामयनाशनम् ।
ग्राहि शुक्रानिलश्लेष्मारुचिस्तन्यकरं स्मृतम् १०१

अन्वयः-कसेरुकद्वयं शीतं मधुरं तुवरं गुरु (सत्) पित्तशोणितदाहघ्नं नयनामयनाशनं ग्राहि शुक्रानिलश्लेष्मारुचिस्तन्यकरं स्मृतम् ॥

બન્ને જાતનાં કસેલાં ટાઢાં, મધુર, તૂરાં ને ભારે હોઈ પિત્ત, લોહીનો બગાડ, દાહ તથા નેત્રના રોગને મટાડનાર, ઝાડાને રોકનાર, વીર્યને વધારનાર; વાયુ, કફ તથા અરુચિને કરનાર અને ધાવણને વધારનાર કહ્યાં છે. ૧૦૧

## કમળકંદનાં તથા કમળદંડના મૂળનાં નામો

पद्मादिकन्दः शालूकं करहाटश्च कथ्यते ।
मृणालमूलं भिस्साण्डं जलालूकं च कथ्यते ॥१०२

अन्वयः-पद्मादिकन्दः शालूकं च करहाटः कथ्यते, मृणालमूलं भिस्साण्डं च जलालूकं कथ्यते ॥

શાલૂક[1] અને કરહાટ,[2] એ કમળકંદનાં સંસ્કૃત નામો છે. કમળના દાંડાનું મૂળ ભિસ્સાંડ,[1] અને જલાલૂક[2] કહેવાય છે.

૧. शलति शल्यते वा शीतलत्वादि, शल चलनसंवरणयोः-' शलिमण्डिभ्यामूकण्' -(उणा. ४-४२), णित्वाच्च 'अत उपधायाः' इति वृद्धिः-જેનામાં શીતળતા આદિ ગુણો હોય છે, તેથી શાલૂક-કમળકંદ.

૨. करैः-सूर्यकिरणैः हट्यते-दीप्यते यत्-हट दीप्तौ-कर्मणि घञ्-સૂર્યનાં કિરણો વડે જે પ્રકાશે છે-ચળકે છે, તેથી કરહાટ-કમળકંદ.

૧. भभस्ति-दीप्यते तेजसा, भस दीप्तौ-बाहुलकात् सः, 'बहुलं छन्दसि' इति इत्वम्, 'ब्राह्मणभिस्सा'-इति सूत्रे भाष्यप्रयोगाल्लोकेऽपि, भिस्साया अण्डमिव-જે તેજ વડે પ્રકાશે છે-તે અન્નનું જાણે ઈંડું હોય-અનાજનું જાણે મૂળ હોય તેવું હોય છે, તેથી ભિસ્સાંડ-કમળના મૃણાલનું મૂળ.

૨. जले आलुः इव कायति, कै शब्दे-' अन्येष्वपि दृश्यते ' इति डः, ततः संज्ञायां कन्-પાણીમાં જાણે બટાટા જેવું જણાય છે, તેથી જલાલૂક-મૃણાલનું મૂળ.

## કમળકંદના તથા કમળદંડના મૂળના ગુણો

शालूकं शीतलं वृष्यं पित्तदाहास्रनुद् गुरु ।
दुर्जरं स्वादुपाकं च स्तन्यानिलकफप्रदम् ।
संग्राहि मधुरं रूक्षं भिसाण्डमपि तद्गुणम् ॥१०३॥

अन्वयः-शालूकं शीतलं वृष्यं पित्तदाहास्रनुत् गुरु दुर्जरं च स्वादुपाकं (सत्) स्तन्यानिलकफप्रदं संग्राहि मधुरं रूक्षम् (अस्ति)। भिसाण्डम् अपि तद्गुणं (स्मृतम्) ॥

કમળકંદ ટાઢું, મૈથુનશક્તિને વધારનાર; પિત્ત, દાહ તથા લોહીનો બગાડ મટાડનાર, ભારે, માંડ પચે એવું પાકમાં મધુર, ધાવણ વધારનાર, વાયુ તથા કફને કરનાર, ઝાડાને રોકનાર, મધુર અને રૂક્ષ હોય છે. કમળના દાંડાના મૂળના પણ એ જ ગુણો હોય છે. ૧૦૩

### કંદશાક વિષેની સામાન્ય સૂચના

वाल ह्यनार्तव जीर्ण व्याधित कृमिभक्षितम् ।
कन्द विवर्जयेत्सर्व यद्वाऽग्न्यादिविदूषितम् ॥ १०४
अतिजीर्णमकालोत्थ रूक्षसिद्धमदेशजम् ।
कर्कश कोमल चातिशीतव्यालादिदूषितम् ॥
सशुष्क सकल शाक नाश्नीयान्मूलक विना ॥ १०५

अन्वय—बालम् अनार्तव जीर्ण व्याधित कृमिभक्षित सर्व हि कन्द विवर्जयेत्, यद्वा अग्न्यादिविदूषितम् अतिजीर्ण रूक्षसिद्धम् अकालोत्थम् अदेशजं कर्कश कोमल च अतिशीतव्यालादिदूषित सशुष्क सकल मूलक विना शाक न अश्नीयात् ॥

જે કંદ કાચુ હોય, ઋતુ વગર ઉત્પન્ન થયેલ હોય, જૂનુ હોય, દરદવાળુ હોય, કીડાઓએ ખાધેલ હોય, તે સર્વનો ત્યાગ કરવો, અથવા જે શાક અગ્નિ આદિથી ખરાબ થયેલ હોય, અતિજીર્ણ હોય, રૂક્ષ હોય-તેલ આદિમા પકાવેલ ન હોય, સમય વગર થયેલ હોય, ખરાબ જગ્યામા ઉત્પન્ન થયેલ હોય, અત્યત કઠણુ હોય, કોમળ હોય કે ઘણી ટાઢ અથવા સર્પ આદિથી દૂષિત થયેલ હોય અને ખૂબ સુકાઈ ગયુ હોય તે સઘળુ મૂળા સિવાયનુ શાક ખાવુ નહિ—અર્થાત્ મૂળા વિના હરકોઈ કંદ કે શાકને પાણી, અગ્નિ આદિમા સારી રીતે પકાવ્યા વગર ખાવુ નહી ૧૦૪,૧૦૫

### સસ્વેદજ શાકોના નામો

उक्तं सस्वेदज शाकं भूमिच्छत्र शिलीन्ध्रकम् ।
क्षितिगोमयकाष्ठेषु वृक्षादिषु तदुद्भवेत् ॥ १०६ ॥

अन्वय—सस्वेदज शाक भूमिच्छत्र शिलीन्ध्रकम् उक्तम्, तत् क्षितिगोमयकाष्ठेषु वृक्षादिषु उद्भवेत् ॥

સસ્વેદજ,[1] ભૂમિચ્છત્ર[2] અને શિલીન્ધ્રક[3] એટલા સસ્વેદજ શાકોના સસ્કૃત નામો છે એ શાકો (બિલાડીના ટોપ વગેરે) પૃથ્વી, છાણુ, લાકડા તથા ઝાડ આદિમા ઉત્પન્ન થાય છે ૧૦૬

૧ सस्वेदात्—क्षितिगोमयकाष्ठवृक्षादीनाम् ऊष्मण जातम्—पञ्चम्यामजातौ—इति जनेड—જમીન, છાણુ લાકડા તથા ઝાડ વગેરેની બાફરૂપી ગરમીથી જે ઉત્પન્ન થાય છે, તે સસ્વેદજ શાક કહેવાય છે

૨ भूमौ भूम्यां वा छत्रम्—જમીનમા જે ઢકાતેુ હોય છે, તેથી ભૂમિચ્છત્ર—સસ્વેદજ શાક

૩ शिलीं—क्षित्यादीनामप्रसुन्नत भाग धरन्ति—राहणार्थम्, धृञ् धारणे—मूलविभुजादित्वात् क, पृषो दरादित्वात् मुम्, तत सज्ञाया कन्—જમીન વગેરેના ઊંચાણુના ટેકરા જેવા ભાગને જે ધારણ કરે છે, ત્યા ઊગે છે, તેથી શિલીન્ધ્રક—સસ્વેદજ શાક

### સસ્વેદજ શાકોના ગુણો

सर्वे सस्वेदजा शीता दोषला पिच्छलाश्च ते ।
गुरवश्छर्द्यतीसारज्वरश्लेष्मामयप्रदा ॥ १०७ ॥
श्वेतशुभ्रस्थलीकाष्ठवशगोमयसम्भवा ।
नातिदोषकरास्ते स्यु शेषास्तेभ्यो विगर्हिता ॥

अन्वय—सर्वे सस्वेदजा शीता दोषला च पिच्छिला (भवन्ति), ते गुरव छर्द्यतीसारज्वरश्लेष्मामयप्रदा (सन्ति, ये तु) श्वेतशुभ्रस्थलीकाष्ठवशगोमयसम्भवा (स्यु) ते अतिदोषकरा न स्यु, तभ्य शेषा विगर्हिता (सन्ति) ॥

સઘળા સસ્વેદજ શાકો ટાઢા, દોષવાળા, ચીકણા, અને ભારે હોઈ ઊલટી, અતિસાર, તાવ તથા કફ્સબધી રોગને ઉત્પન્ન કરનારા છે જે સસ્વેદજ શાકો ધોળા રગવાળા હોઈ પવિત્ર સ્થળમા, કાષ્ઠમા, વાસમા અને ગાયના છાણુમા થયેલા હોય, તે બહુ હાનિકારક નથી, એ સિવાય બીજા સસ્વેદજ શાકો નિદિત છે

## ૧૦. માસવર્ગ*

### માસના નામો તથા ગુણો

मास तु पिशित क्रव्यमामिष पलल पलम् ।
मास वातहर सर्व बृहण बलपुष्टिकृत् ॥
प्रीणन गुरु हृद्य च मधुर रसपाकयो ॥ १ ॥

* વૈદ્યકની પદ્ધતિ પ્રમાણે સર્વ પદાર્થોના ગુણુ દોષના પ્રકરણુમા માસના પણુ ગુણુદોષ લખવા જોઈએ તેથી અહી લખ્યા છે પરતુ સમજુ લોકોએ જાણુવુ જોઈએ કે, માસભક્ષણુ મોટા પાપરૂપ છે, પારકાના પ્રાણુ લઈને પોતાના પ્રાણુનુ પોષણુ કરવુ એના જેવો બીજો કયો અધર્મ હોય? સર્વ ધર્મોના અનુયાયીઓ અને સર્વ શાસ્ત્રોના લેખકો દયાને સર્વોત્તમ ગણે છે માસભક્ષણુ દયાની વિરુદ્ધ છે, એ તો સ્પષ્ટ જ છે બીજા ધાન્ય વગેરે પદાર્થોમા પણુ માસ જેવા જ ગુણો હોય છે, માટે તેની નિર્વાહ કરી માસનો સર્વથા ત્યાગ જ કરવો

अन्वय.–मांसं तु पिशितं क्रव्यम् आमिषं पललं पलं (कथ्यते, तद्गुणानाह–) सर्वं मांसं वातहरं बृंहणं बलपुष्टिकृत् प्रीणनं गुरु हृद्यं च रसपाकयोः मधुरं (भवति)॥

માંસ,[1] પિશિત,[2] ક્રવ્ય,[3] આમિષ,[4] પલલ[5] અને પલ,[6] એટલાં માંસનાં સંસ્કૃત નામો છે. સઘળાં માંસ વાયુને હરનાર, શરીરને વધારનાર, બળ તથા પુષ્ટિને કરનાર, તૃપ્તિ આપનાર, ભારે, હૃદયને પ્રિય લાગે એવાં અને રસમાં તથા પાકમાં મધુર હોય છે. ૧

૧. मन्यते–ज्ञायते वातहरादिगुणं तज्ज्ञैः, मन ज्ञाने–'मनर्दीर्घश्च' (उणा. ३–६४) इति स–જેના જાણકારો જેને વાયુ હરનાર વગેરે ગુણવાળું જાણે છે, તેવી માંસ.

૨. पिंशति–पृथग् अवयवरूपं भवति–'पिंशेः किच्च' (उणा. ३–९५) इति इतन्, यद्वा पिश्यते स्म–अवयवरूपेण भूयते स्म–क्त प्रत्ययः–જે અલગ અલગ પેશીઓ રૂપે હોય છે અથવા જે પેશીઓરૂપે જ થાય છે, તેથી પિશિત–માંસ.

૩. क्लवते क्लव्यते बिभेति–भीयते वा अनेन जनेन वा अस्माद् दर्शनेनापि, क्लव भये–ण्यन्तो मित्–'अचो यत्–' रलयोरैक्यम्, यद्वा क्रूयते–गम्यते अनेन प्राणिनां शरीरे धातुरूपेण–क्रुङ् गतौ–यत्–જેને દેખતાં જ માણસ બીએ છે, તેવી અથવા પ્રાણીઓના શરીરમાં જે ધાતુરૂપે પ્રાપ્ત થાય છે, તેથી ક્રવ્ય–માંસ

૪. आ–समन्तात् मिषति–स्पर्धते अन्यपदार्थैः सह बृंहणत्वादिगुणैः, मिष स्पर्धायाम्, यद्वा आ–समन्ताद् मेषति–सिञ्चति मधुरं रसमिति–आमिषम्–'इगुपधेति' क–જે પૌષ્ટિકપણું આદિ ગુણોથી બીજા પૌષ્ટિક પદાર્થો સામે ચોપાસ સ્પર્ધા–સરસાઈ કરે છે અથવા ચોપાસથી મધુર રસને જે સીંચે છે, તેથી આમિષ–માંસ.

૫ पलति पल्यते वा अनेन रुधिरात्, प्राणिनां शरीराच्च, पल गतौ–'वृषादिभ्यश्चित्' (उणा. १–१०६) इति कलच्–જે રુધિરમાંથી પ્રાપ્ત થાય છે, તેમ જ પ્રાણીઓના શરીરમાંથી મેળવાય છે, તેથી પલલ–માંસ.

૬. पलति–गच्छति प्राणिनः शरीरे धातुरूपताम्–पल गतौ–पचाद्यच्–પ્રાણીઓના શરીરમાં જે એક ધાતુરૂપે પ્રાપ્ત થાય છે, તેથી પલ–માંસ.

યોગ્ય છે; આ જ અભિપ્રાયથી ભગવાન મનુ કહે છે: 'मां स भक्षयिताऽमुत्र, यस्य मांसमिहाद्म्यहम्, एतन्मांसस्य, मांसत्वं प्रवदन्ति मनीषिणः.'–જે પ્રાણીનું માંસ હું અહીં ખાઉં છું, 'मां सः'–તે પ્રાણી મને પરલોકમાં–એટલે હરકોઈ બીજા જન્મમાં ખાશે' આ આશયને સૂચવતો 'માંસ' શબ્દ છે, એમ વિદ્વાનો કહે છે.

### માંસવર્ગના ભેદો

मांसवर्गो द्विधा ज्ञेयो जाङ्गलाऽऽनूपभेदतः ॥२॥

अन्वय–जाङ्गलानूपभेदतः मांसवर्गः द्विधा ज्ञेयः॥

જાંગલ માંસ[1] અને આનૂપ માંસ[2] એવા ભેદથી માંસવર્ગ બે પ્રકારનો જાણવો. ૨

૧. अल्पजलतृणादियुक्तजाङ्गलदेशजानां प्राणिनां मांसं–जाङ्गलमांसम्–જ્યાં પાણી–ઘાસ–વનસ્પતિ વગેરે ઓછાં હોય છે એવા લગભગ વેરાનરૂપ–જાંગલ પ્રદેશોમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓનું માંસ–તે જાંગલ માંસ.

૨. जलप्राय–अनूपप्रदेशजानां प्राणिनां मांसम्–आनूपमांसम्–લગભગ જ્યાં પાણી જ વધારે હોય છે, તેવા જળ ભરેલા–કચ્છ વગેરે પ્રદેશોમાં થતાં પ્રાણીઓનું માંસ તે આનૂપ માંસ.

### જાંગલ પ્રાણીની ૮ જાતિ અને તેના ગુણો

मांसवर्गेऽत्र जङ्घाला बिलस्थाश्च गुहाशयाः।
तथा पर्णमृगा ज्ञेया विष्किराः प्रतुदोऽपि च ॥३॥
प्रसहा अथ च ग्राम्या अष्टौ जाङ्गलजातयः।
जाङ्गला मधुरा रूक्षास्तुवरा लघवस्तथा ॥४॥
बल्यास्ते बृंहणा वृष्या दीपना दोषहारिणः।
मूकतां मिन्मिनत्वं च गद्गदत्वार्दिते तथा ॥५॥
बाधिर्यमरुचिच्छर्दिप्रमेहं मुखजान् गदान्।
श्लीपदं गलगण्डं च नाशयन्त्यनिलामयान् ॥६॥

अन्वय–अत्र मांसवर्गे जङ्घालाः बिलस्थाः च गुहाशयाः तथा पर्णमृगाः विष्किराः अपि च प्रतुदाः ज्ञेयाः, अथ च प्रसहाः ग्राम्याः (इति) अष्टौ जाङ्गलजातयः (भण्यन्ते, तद्गुणानाह–) जाङ्गलाः मधुराः रूक्षाः तुवराः लघवः तथा ते बृंहणाः वृष्याः दीपनाः दोषहारिणः (सन्तः) मूकतां च मिन्मिनत्वं तथा बाधिर्यम् अरुचिच्छर्दिप्रमेहं मुखजान् गदान् श्लीपदं गलगण्डं च अनिलामयान् नाशयन्ति॥

આ માંસવર્ગમાં જંઘાલ,[1] બિલસ્થ,[2] ગુહાશય,[3] પર્ણમૃગ,[4] વિષ્કિર,[5] પ્રતુદ,[6] પ્રસહ,[7] અને ગ્રામ્ય,[8] એ આઠ જાંગલ જાતિઓ ગણાય છે. જાંગલ જાતિનાં માંસો મધુર, રૂક્ષ, તુરાં, હલકાં, બળ આપનાર, પુષ્ટિ કરનાર, મૈથુનશક્તિને વધારનાર, અગ્નિને

પ્રદીપ્ત કરનાર અને દોષોને હરનાર હોઈ મૂંગાપણું, મિન્મિનવાચુ-તોતડાપણું, અર્દિત-વાયુ, બહેરાપણું અરુચિ, ઊલટી, પ્રમેહ, મોઢાના રોગ, શ્લીપદ, ગલગંડ અને વાયુથી થતા રોગોનો નાશ કરનાર છે. ૩–૬

૧. અત્યન્ત વેગવતી जङ्घा अस्ति एषां जङ्घालाः–हरिणादयः–सिध्मादित्वात् लच्–જેઓની જાંઘ ઘણી જ વેગવાળી ને મજબૂત હોય છે, તે હરણિયાં વગેરે જાંઘાલ કહેવાય છે.

૨. बिलेषु तिष्ठन्ति–बिलस्था मूषकादयः–'सुपि स्थः' इति कः–જમીનમાં દરની અંદર રહેતાં ઉંદર વગેરે પ્રાણીઓ બિલસ્થ.

૩. गुहासु शेरते–गुहाशयाः सिंहादयः–अच्–ગુફાઓમાં પડી રહેતાં સિંહ વગેરે પ્રાણીઓ ગુહાશય.

૪. पर्णचराः मृगाः पर्णमृगाः–वानरादयः.–પાંદડાં ખાઈ ઉછરતાં પ્રાણી વાંદરા વગેરે પર્ણમૃગ.

૫. विकिरन्ति–विक्षिपन्ति भूमिम् आहारशोधनार्थं पादाभ्यां–विकृ–'इगुपधे'ति कः–'विकिरः शकुनौ वा' इति वा सुडागमः–विष्किराः कुक्कुटादयः–જેઓ આહાર ગોધવા માટે જમીનને બેય પગથી ખોતરે છે, તે કૂકડાં વગેરે પક્ષીઓ વિષ્કિર કહેવાય છે.

૬. प्रतुदन्ति भक्ष्यं चञ्चा, तुद व्यथने–'इगुपधे'ति कः–प्रतुदाः–पारावतादयः–જેઓ આહારને ચાંચ વડે ફોચીને ખાય છે–તે કબૂતર વગેરે પ્રતુદ કહેવાય છે.

૭. प्रसहन्ते–बलात्कारं कुर्वन्ति–प्रसह–अच्–प्रसहा काकादयः–જેઓ બલાત્કાર કરે છે–બીજા પાસેથી આહારને બળથી પડાવી જાય છે, તે કાગડા વગેરે પ્રસહ કહેવાય છે.

૮. ग्रामे भवा ग्राम्याः छागादयः–'ग्रामाद् यखञौ' इति यत्–ગામમાં ઉત્પન્ન થતાં બકરાં વગેરે ગ્રામ્ય કહેવાય છે

**આનૂપના પાંચ પ્રકાર અને તેઓના ગુણો**

कूलेचराः प्लवाश्चापि कोशस्थाः पादिनस्तथा ।
मत्स्या एते समाख्याताः पञ्चधाऽऽनूपजातयः ॥७
आनूपा मधुराः स्निग्धा गुरवो वह्निसादनाः ।
श्लेष्मलाः पिच्छिलाश्चापि मांसपुष्टिप्रदा भृशम् ।
तथाभिष्यन्दिनस्ते हि प्रायः पथ्यतमाः स्मृताः ॥८

अन्वयः–कूलेचराः प्लवाः अपि च कोशस्थाः पादिनः तथा मत्स्याः–एते पञ्चधा आनूपजातयः समाख्याताः । आनूपाः मधुराः स्निग्धाः गुरवः वह्निसादनाः श्लेष्मलाः पिच्छिलाः अपि च भृशं मांसपुष्टिप्रदाः तथा अभिष्यन्दिनः ( भवन्ति ), ते प्रायः पथ्यतमाः हि स्मृताः ॥

કૂલેચર,[1] પ્લવ,[2] કોશસ્થ,[3] પાદી[4] અને મત્સ્ય[5] એ પાંચ પ્રકાર(નાં પ્રાણીઓ)ની આનૂપ જાતિ કહેવાય છે. આનૂપ જાતિના માંસો મધુર, સ્નિગ્ધ, ભારે, અગ્નિને મંદ કરનાર, કફ કરનાર, ચીકણાં, માંસને બહુજ પુષ્ટિ આપનાર અને દહીંની પેઠે કફકારી છે. એ માંસો ઘણું કરી બહુ જ પથ્ય ગણાય છે. ૭,૮

૧. नद्यादिजलाशयानां कूले चरन्ति इति कूलेचराः–वराहादयः.–નદી વગેરે જળાશયોના કાંઠે ચરતાં કે ફરતાં ભૂંડ વગેરે કૂલેચર કહેવાય છે.

૨. प्लवन्ते जले इति प्लवाः–हंसादयः–प्लु प्लवन-तरणयोः–अच्–જેઓ પાણીમાં તરે છે, તે હંસ વગેરે પ્લવ કહેવાય છે.

૩. कोशे तिष्ठन्ति इति कोशस्थाः–'सुपि स्थः' इति कः–शङ्खादयः–જેઓ કોશમાં અમુક આવરણ કે ઢાંકણમાં રહે છે. તે શંખ વગેરેમાં થતાં જંતુઓ કોશસ્થ કહેવાય છે.

૪. पादाः सन्ति एषां जलचराणामिति पादिनः, कूर्मादयः–'अत इनि.'–इति इन्–જે જલચર જીવોને પગ હોય છે, તે કાચબા વગેરે પાદી કહેવાય છે.

૫ माद्यति–हर्षं प्राप्नोति जले, मदी हर्षे–'ऋत-न्यञ्जि.'–( उणा. ४–२ ) इति स्यन्–પાણીમાં જે હર્ષ–આનંદ પામે છે, તે માં મત્સ્ય–માછલાં.

**જંઘાલની ગણતરી**

हरिणैणकुरङ्गर्ष्यपृषतन्यङ्कुशम्बराः ।
राजीवोऽपि च मुण्डी चेत्याद्या जङ्घालसंज्ञकाः ॥९

अन्वयः–हरिणैणकुरङ्गर्ष्यपृषतन्यङ्कुशम्बराः राजीवः अपि च मुण्डी च–इत्याद्याः जङ्घालसंज्ञकाः ( कथ्यन्ते ) ॥

હરિણ, એણ, કુરંગ, ઋષ્ય, પૃષત, ન્યંકુ, શંબર ( સાબર ), રાજીવ અને મુંડી વગેરે પશુઓ જંઘાલ કહેવાય છે. ૯

**મૃગોની જાતિઓ**

हरिणस्ताम्रवर्णः स्यादेणः कृष्णः प्रकीर्तितः ।
कुरङ्ग ईषत्ताम्रः स्यादेणतुल्याकृतिर्महान् ॥१०॥
ऋष्यो नीलाङ्गको लोके स रोझ इति कीर्तितः ।
पृषतश्चन्द्रबिन्दुः स्याद्धरिणात्किञ्चिदल्पकः ॥११॥
न्यङ्कुर्बहुविषाणोऽथ शम्बरो गवयो महान् ।
राजीवस्तु मृगो ज्ञेयो राजिभिः परितो वृतः ॥
यो मृगः शृङ्गहीनः स्यात्स मुण्डीति निगद्यते ॥१२

अन्वयः–ताम्रवर्णः हरिणः स्यात्, कृष्णः एणः

ભસ્મક અને ઉન્માદ નામના રોગો થાય છે અને તેઓનું વીર્ય પણ અવશ્ય દીર્ઘ થાય છે ૨૫

ગ્રામ્યાની ગણતરી તથા ગુણો

छागमेषवृषाश्वाद्या ग्राम्या प्रोक्ता महर्षिभिः ।
ग्राम्या वातहराः सर्वे दीपनाः कफपित्तलाः ॥
मधुरा रसपाकाभ्यां बृंहणा बलवर्धनाः ॥२६॥

अन्वयः–छागमेषवृषाश्व च आद्याः महर्षिभिः ग्राम्याः प्रोक्ताः । सर्वे ग्राम्याः वातहराः दीपनाः कफपित्तलाः रसपाकाभ्यां मधुराः बृंहणाः बलवर्धनाः (सन्ति) ॥

બકરા, ગાડર, બળદ અને ઘોડાને મોટા ઋષિઓએ ગ્રામ્ય કહ્યા છે બધા ગ્રામ્યો (ના માંસ) વાયુને હરનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, કફ તથા પિત્તને કરનાર, પાકમાં તથા રસમાં મધુર, પુષ્ટિ આપનાર અને બળને વધારનાર છે ૨૬

આનૂપોમાના કૂલેચરોની ગણતરી

लुलायगण्डवाराहचमरीवारणादयः ।
एते कूलेचराः प्रोक्ता यतः कूले चरन्त्यपाम् ॥२७॥

अन्वयः–लुलायगण्डवाराहचमरीवारणादयः–एते कूलेचराः प्रोक्ताः यतः (ते) अपां कूले चरन्ति ॥

પાડા, ગેંડા, સૂવર, ચમરી અને હાથી વગેરે આ 'કૂલેચર' કહેવાય છે, કારણ કે તેઓ જળના કિનારા પર (વધારે) ફરે છે ૨૭

टीका–लुलायः–महिषः गण्डः–खड्गः । चमरी–चमरपुच्छी गौः । (અર્થ ઉપર આપ્યો છે) ૨૭

કૂલેચરોના ગુણો

कूलेचरा मरुत्पित्तहरा वृष्या बलावहाः ।
मधुराः शीतलाः स्निग्धा मूत्रलाः श्लेष्मवर्धनाः ॥२८॥

કૂલેચરો (ના માંસ) વાયુ તથા પિત્તને હરનાર, મૈથુનશક્તિને વધારનાર, બળ આપનાર, મધુર, ટાઢા, સ્નિગ્ધ અને મૂત્રને વધારનાર છે ૨૮

આનૂપ-પ્લવોની ગણતરી તથા પ્લવ નામનું કારણ

हंससारसकारण्डवक्रौञ्चशरारिकाः ।
नन्दीमुखी सकादम्बा बलाकाद्याः प्लवाः स्मृताः ।
प्लवन्ति सलिले यस्मादेते तस्मात् प्लवाः स्मृताः ॥२९॥

अन्वयः–हंससारसकारण्डवक्रौञ्चशरारिकाः नन्दीमुखी सकादम्बा बलाकाद्याः प्लवाः स्मृताः, यस्मात् एते सलिले प्लवन्ति तस्मात् प्लवाः स्मृताः ॥

હંસ, સારસ, કપર્દિ નામના મોટા બગલા, બીજા બગલા, કુંજ, શરારી (બગલાની એક જાત), નંદીમુખી, બતક અને નાના બગલા વગેરે 'પ્લવ' કહેવાય છે, કારણ કે તેઓ પાણીમાં તરે છે, તેથી 'પ્લવ' કહેવાય છે ૨૯

टीका–कारण्डः–कादम्बः बृहद्बकः । क्रौञ्चः–शरद्विहगः स्यात् कूञ्ज इति लोके। शरारिका–'सिन्धु इति ॥ कादम्बः–करवा' इति लोके। बलाका–बगुली' इति लोके ॥ (અર્થ ઉપર આપ્યો છે)

નંદીમુખીની ઓળખ

स्थूला कठोरा वृत्ता च यस्याश्चञ्चूपरि स्थिता ।
गुटिका जम्बुसदृशी प्रोक्ता नन्दीमुखीति सा ॥३०॥

अन्वयः–यस्याः चञ्चूपरि स्थूला कठोरा वृत्ता च जम्बुसदृशी गुटिका स्थिता (भवति) सा नन्दीमुखी इति प्रोक्ता ॥

જેની ચાંચ ઉપર જાડી, કઠણ, ગોળ અને જાંબુ જેવી ગોળી હોય છે, તે નંદીમુખી એમ કહેવાય છે ૩૦

પ્લવોના ગુણો

प्लवाः पित्तहराः स्निग्धा मधुरा गुरवो हिमाः ।
वातश्लेष्मप्रदाश्चापि बलशुक्रकराः सराः ॥३१॥

अन्वयः प्लवाः पित्तहराः स्निग्धाः मधुराः गुरवः हिमाः अपि च वातश्लेष्मप्रदाः बलशुक्रकराः सराः (सन्ति)॥

પ્લવો (ના માંસ) પિત્તને હરનાર, સ્નિગ્ધ, મધુર, ભારે, ટાઢા, વાયુ તથા કફને ઉત્પન્ન કરનાર, બળ આપનાર, વીર્યને વધારનાર અને ઝાડો ઉતારનાર છે ૩૧

કોશસ્થોની ગણતરી

शङ्खः शङ्खनखश्चापि शुक्तिशम्बूककर्कटाः ।
जीवा एवंविधाश्चान्ये कोशस्थाः परिकीर्तिताः ॥३२॥

अन्वयः शङ्खः शङ्खनखः च शुक्तिशम्बूककर्कटाः च एवंविधाः अन्ये अपि जीवाः कोशस्थाः परिकीर्तिताः ॥

શંખના જીવડા, નાના શંખલાના જીવડા, છીપના જીવડા, કડાના જીવડા અને કુડચલ એ અને એવા પ્રકારના બીજા પણ જીવો કોશસ્થ કહેવાય છે ૩૨

टीका–शङ्खनखः–क्षुद्रशङ्खः (અર્થ ઉપર આપ્યો છે)

કોશસ્થોના ગુણો

कोशस्था मधुराः स्निग्धा वातपित्तहरा हिमाः ।
बृंहणा बहुवर्चस्का वृष्याश्च बलवर्धनाः ॥ ३३ ॥

કોશસ્થો(નાં માંસ) મધુર, સ્નિગ્ધ, વાયુ તથા પિત્તને હરનાર, ટાઢાં, પુષ્ટિ આપનાર, વિષ્ઠાને ઝાઝી કરનાર, મૈથુનશક્તિને આપનાર અને બળને વધારનાર છે. ૩૩

પગવાળાં-પાદી જળચરોની ગણતરી

कुम्भीरकूर्मनक्राश्च गोधामकरशङ्कवः ।
घण्टिकः शिशुमारश्चेत्यादयः पादिनः स्मृताः ॥३४

अन्वय-कुम्भीरकूर्मनक्रा च गोधामकरशङ्कवः घण्टिक च शिशुमार. इत्यादय पादिन स्मृता ॥

કુંભીર (મારી નાખનાર જળચર), કાચબા, ઝુંડ, ગોધા નામનું જળચર, મગર, શંકુ, ઘટિક અને શિશુમાર વગેરે જળચર પ્રાણીઓ પગવાળાં-પાદી કહ્યાં છે.

टीका-कुम्भीरो-मारको जलजन्तु । कूर्म -कच्छपः । नक्र -नाक इति लोके । गोधा-गोहि-जलजन्तु । मकर-मगर इति लोके । शङ्कु -शाकुचा इति लोके । घण्टिक - घडीआल इति लोके । शिशुमार.-सूस इति लोके । (અર્થ ઉપર આવી જાય છે) ૩૪

પાદીના ગુણો

पादिनोऽपि च ये ते तु कोशस्थानां गुणैः समाः ३५

अन्वय -अपि च ये पादिनः (सन्ति), त तु कोशस्थाना गुण समा (ज्ञेया)॥

તેમજ પાદીઓના (માંસના) ગુણો કોશસ્થોના માંસોના જેવા જ હોય છે. ૩૫

માછલાંનાં નામો તથા ગુણો

मत्स्यो मीनो विसारश्च झषो वैसारिणोऽण्डजः ।
शकली पृथुरोमा च स सुदर्शन इत्यपि ॥३६॥
रोहिताद्यास्तु ये जीवास्ते मत्स्याः परिकीर्तिताः ।
मत्स्याः स्निग्धोष्णमधुरा गुरवः कफपित्तलाः ॥३७
वातघ्ना बृंहणा वृष्या रोचका बलवर्धनाः ।
मद्यव्यवायसक्तानां दीप्ताग्नीनां च पूजिताः ॥३८॥

अन्वय -मत्स्य मीन विसार च झष. वैसारिण अण्डज. शकली पृथुरोमा स च सुदर्शन इत्यपि (कथ्यते)॥ रोहिताद्या ये जीवा. त तु मत्स्या परिकीर्तिताः। (तद्गुणाश्च-) मत्स्या स्निग्धोष्णमधुरा गुरवः कफपित्तलाः वातघ्ना बृंहणा वृष्या रोचकाः बलवर्धना. (सन्त.) मद्यव्यवायसक्ताना च दीप्ताग्नीना पूजिता. (कथिताः)॥

મત્સ્ય,[1] મીન,[2] વિસાર,[3] ઝષ,[4] વૈસારિણ,[5] અંડજ,[6] શકુલ,[7] પૃથુરોમા,[8] અને સુદર્શન,[9] એટલાં માછલાના સંસ્કૃત નામો છે. રોહિત[10] આદિ જે જીવો (જળમાં) થાય છે, તેઓ પણ માછલાં જ કહેવાય છે. માછલાં સ્નિગ્ધ, ગરમ, મધુર, ભારે, કફ તથા પિત્ત કરનાર, વાયુને હણનાર, પુષ્ટિ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, રુચિ ઉપજાવનાર તથા બળને વધારનાર હોઈ મદ્ય તથા મૈથુનમાં આસક્તિવાળાને તથા પ્રદીપ્ત જઠરાગ્નિવાળાઓને હિતકારી કહેવાય છે. ૩૬-૩૮

૧. મત્સ્ય નામની વ્યુત્પત્તિ ૭ મા શ્લોક પર જુઓ.

૨ मीनाति-हिनस्ति जलजन्तून्, मीयते-हिंस्यते च स्वयमन्यैर्धीवरादिभिरिति मीन, मीञ् हिंसायाम्-'फेनमीनौ' (उणा. ३-३) इति निपातित -જે જળજીવોની હિંસા કરે છે અને પોતે પણ મચ્છીમાર આદિ બીજાઓ વડે હણાય છે, તેથી મીન-માછલું.

૩. विविध विशेषत सरति जले, सृ गतौ-' व्याधि-मत्स्यबलेषु' इति घञ् कर्तरि-જે ખાસ પાણીમાં જ અનેક પ્રકારે સરકે છે-અવરજવર કરી શકે છે, તેથી વિસાર-માછલું.

૪. झषति-हिनस्ति जलजन्तून् स्वय च झष्यते-हिंस्यत धीवरादिभिरिति झष-झष हिंसार्थो धातु - पचाद्यच्, यद्वा 'खनो घ च' इति घ -અર્થ બીજા નામ પ્રમાણે સમજવો.

૫. विसरति विशेषतो जले, सृ गतौ-ग्रहादित्वात् णिनि, तत स्वार्थे 'वैसारिणो मत्स्य' इति सूत्रण अण्-ખાસ પાણીમાં જે અવરજવર કરી શકે છે, તેથી વૈસારિણ-માછલું

૬. अण्डात् जायत स्म, जनी प्रादुर्भावे-'पञ्चम्याम-जातौ' इति ड -જે ઈંડામાથી જન્મે છે તેથી અંડજ-માછલું.

૭. शकल-वल्कलम् अस्ति अस्य-'अत इनि.' इति इन्-જેના પર બારીક ચામડીની ખોળ હોય છે, તેથી શકલી-માછલું.

૮. पृथूनि रोमाणि यस्य स, रोमपक्षोऽत्र-इति स्वामी, वल्कलम् इति सर्वधर-જેને પહોળી પાખ અથવા ખોળ હોય છે, તેથી પૃથુરોમા-માછલું.

૯. सुष्ठु दर्शन यस्य स -જેની નજર ઘણી સારી હોય છે અથવા જેનું દર્શન સારું લાગે છે-દરેકને

प्रकीर्तित, ईदृशाश्च महान् एणतुल्याकृति कुरङ्ग स्यात्, (य) नीलाङ्ग (भवति) स ऋष्य लोके रोझ इति कीर्तित, चन्द्रबिन्दु. हरिणात् किंचित् अल्पक पृषत स्यात्, बहुविषाण न्यङ्कु, अथ महान् गवय शम्बर, राजिभि वरित. एत मृग तु राजीव ज्ञेय, य मृग शृङ्गहीन स्यात् स मुण्डी इति निगद्यत ॥

જે મૃગ રાતો હોય તે હરિણ કહેવાય છે, કાળો હોય તે એણ કહેવાય છે, જના રાતો, મોટો તથા એણ જેવી આકૃતિવાળો ... તે કુરંગ કહેવાય છે, જે નીલા અંગ વાળો ... છે, તે ઋષ્ય કહેવાય છે, જેને લોકો રોઝ પણ કહે છે, જે ચંદ્ર જેવા છાટણાવાળો તથા હરિણથી કાંઈક નાના કદવાળો હોય તે પૃષત કહેવાય છે જેને ઘણા શીંગડા હોય છે તે ન્યંકુ કહેવાય છે. મોટો રોઝ (સાબર) શબર કહેવાય છે. જેના શરીર પર ચોપાન દોરી જેવી રેખાઓ હોય તે મૃગ રાજીવ કહેવાય છે અને જે મૃગ શીંગડા વગરનો હોય તે મુંડી કહેવાય છે

### જંઘાલના ગુણો

जङ्घालाः प्रायशः सर्वे पित्तश्लेष्महरा स्मृता ।
किञ्चिद्वातकराश्चापि लघवो बलवर्धना ॥१३॥

अन्वय–प्रायश सर्वे जङ्घाला पित्तश्लेष्महरा किंचिद् वातकरा लघव अपि च बलवर्धना स्मृता ॥

ઘણુ કરીને સઘળા જંઘાલો(નાં માંસો) પિત્ત તથા કફને હરનાર, કંઈક વાયુ કરનાર, હલકા અને બળને વધારનારા છે. ૧૩

### બિલસ્થોની ગણતરી તથા ગુણો

गोधाशशभुजङ्गाखुशल्लक्याद्या बिलेशया. ।
बिलेशया वातहरा मधुरा रसपाकयो ।
बृंहणा बद्धविण्मूत्रा वीर्योष्णाश्च प्रकीर्तिता ॥१४

अन्वय–गोधा–शश–भुजङ्ग–आखु–शल्लकी–आद्या बिलेशया (स्मृता)। बिलेशया वातहरा रसपाकयो मधुरा बृंहणा बद्धविण्मूत्रा च वीर्योष्णा प्रकीर्तिता ॥

ઘો, સસલા, સર્પ, ઉંદર અને શેઢાઈ વગેરે બિલસ્થો કહેવાય છે. બિલસ્થોના માંસો વાયુને હરનાર, રસમાં તથા પાકમાં મધુર, પુષ્ટિ આપનાર, વિષ્ટા તથા મૂત્રને બાંધનાર અને ઉષ્ણવીર્ય છે ૧૪

### ગુહાશયોની ગણતરી

सिंहव्याघ्रवृका ऋक्षतरक्षुद्वीपिनस्तथा
बभ्रुजम्बूकमार्जारा इत्याद्या. स्युर्गुहाशया. ।
स्थूलपुच्छो रक्तनेत्रो बभ्रुभेद. स नाकुल. ॥१५

अन्वय–सिंहव्याघ्रवृका तथा ऋक्षतरक्षुद्वीपिन. बभ्रुजम्बूकमार्जारा–इत्याद्या गुहाशया स्यु। (य) बभ्रुभेद स्थूलपुच्छ रक्तनेत्र (भवति) स नाकुल (स्यात)॥

સિંહ, વાઘ, નાહાર, રીંછ, ઝરખ, દીપડો, નોળિયો, શિયાળ અને બિલાડો વગેરે ગુહાશય કહેવાય છે. જે નોળિયું જાડા પૂંછડાવાળું અને રાતા નેત્રવાળું હોય તે નાકુલ કહેવાય છે. ૧૫

टीका–तरक्षु–हरहा इति लोके। द्वीपी–चित्ता व्याघ्र इति लोके। (અર્થ ઉપર આવી ગયો છે)

### ગુહાશયોના ગુણો

गुहाशया वातहरा गुरूष्णा मधुराश्च ते ॥
स्निग्धा बल्या हिता नित्यं नेत्रगुह्यविकारिणाम् ॥१६

अन्वय–ते गुहाशया वातहरा गुरूष्णा मधुरा स्निग्धा बल्या च नेत्रगुह्यविकारिणा नित्य हिता (स्यु)॥

સઘળા ગુહાશયો(ના માંસો) વાયુને હરનાર, ભારે, ગરમ, મધુર, સ્નિગ્ધ, બળ આપનાર અને નેત્ર તથા ગુહ્યભાગના વિકાર વાળાઓને હમેશા હિતકારી છે. ૧૬

### પર્ણમૃગોની ગણતરી

वनौका वृक्षमार्जारो वृक्षमर्कटिकादय. ।
एते पर्णमृगा. प्रोक्ता सुश्रुताद्यैर्महर्षिभि. ॥१७॥

अन्वय–वनौका वृक्षमार्जार वृक्ष–मर्कटिकादय–एत सुश्रुताद्यै महर्षिभि पर्णमृगा प्रोक्ता ॥

વાનર, ઝાડ પર રહેનારો બિલાડો અને ખિસકોલી વગેરેને સુશ્રુત આદિ મોટા ઋષિઓએ પર્ણમૃગો કહ્યા છે. ૧૭

टीका–वनौका–वानर। वृक्षमार्जारो–वृक्षबिडाल। वृक्षमर्कटिका–रूखी इति लोके। (અર્થ નાાતરમા અપાયો છે) ૧૭

### પર્ણમૃગોના ગુણો

स्मृता. पर्णमृगा वृष्याश्चक्षुष्या शोषिणो हिताः।
श्वासार्शकासशमना सृष्टमूत्रपुरीषका. ॥१८॥

अन्वय–पर्णमृगा वृष्या चक्षुष्या शोषिण हिता सृष्टमूत्रपुरीषका श्वासार्श कासशमना स्मृता ॥

પર્ણમૃગો (ના માંસો) મૈથુનશક્તિને વધારનાર, નેત્રને હિતકારી, જેઓને શોષ પડતો હોય તેઓ માટે સારા, વિષ્ઠા તથા મૂત્રને વધારે ઉત્પન્ન કરનારા અને શ્વાસ, અરશ તથા ઉધરસને મટાડનારા કહ્યા છે ૧૮

વિષ્કિરોની ગણતરી અને વિષ્કિર નામનું કારણ

वर्तका लाववर्तीरकपिञ्जलकतित्तिरा ।
कुलिङ्गकुक्कुटाद्याश्च विष्किरा समुदाहृता ॥१९
विकीर्य भक्षयन्त्येते यस्मात्तस्माद्धि विष्किरा ।
कपिञ्जल इति प्राज्ञ कथितो गौरतित्तिरि ॥२०

अन्वय–वर्तका लाववर्तीरकपिञ्जलकतित्तिरा च कुलिङ्गकुक्कुटाद्या विष्किरा समुदाहृता ॥ एते यस्मात् विकीर्य भक्षयन्ति तस्मात् हि विष्किरा (कथ्यन्ते)। गौरतित्तिरि प्राज्ञै कपिञ्जल इति कथित (अस्ति)॥

વર્તકા (બટાઉડા), લાવા, લવાઈડા, કપિંજલ, તેતર, ચકલા અને કૂકડા આદિ વિષ્કિર કહેવાય છે તેઓ જમીનને ખોતરી ખોતરીને ખાય છે, તેથી જ 'વિષ્કિર' કહેવાય છે ધોળા તેતરને જાણકાર માણસો 'કપિંજલ' કહે છે ૧૯,૨૦

टीका–कुलिङ्ग –चकला इति लोके। અર્થ ઉપર છે

વિષ્કિરોના ગુણો

विष्किरा मधुरा शीता कषाया कटुपाकिन ।
बल्या वृष्यास्त्रिदोषघ्ना पथ्यास्ते लघव स्मृता ॥

अन्वय–त विष्किरा शीता कषाया कटुपाकिन बल्या वृष्या त्रिदोषघ्ना पथ्या लघव स्मृता ॥

વિષ્કિરો(ના માંસ) મધુર, ટાઢા, તૂરા, પાકમાં તીખા, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, ત્રણે દોષને હણનાર, પથ્ય અને હલકા કહેવાય છે. ૨૧

પ્રતુદોની ગણતરી તથા પ્રતુદ નામનું કારણ

कालकण्ठकहारीतकपोतशतपत्रका ।
पारावत खञ्जरीट पिकाद्या प्रतुदा स्मृता ।
प्रतुद्य भक्षयन्त्येते तुण्डेन प्रतुदास्तत ॥२२॥

अन्वय–कालकण्ठकहारीतकपोतशतपत्रका पारावत खञ्जरीट पिकाद्या प्रतुदा स्मृता एते तुण्डेन प्रतुद्य भक्षयन्ति तत प्रतुदा (कथ्यन्ते)॥

કાબર, હારિલ, હોલા, શતપત્રક, પારેવા (કબૂતર), ખંજન અને કોયલ વગેરે પ્રતુદ કહેવાય છે, તેઓ ચાંચથી પદાર્થને ફોલી ફોલી ખાય છે, તેથી તેઓનું નામ 'પ્રતુદ' છે (ધોળા રંગના અને વિચિત્ર પાંખોવાળા એમ હોલા બે પ્રકારના થાય છે શતપત્રક એટલે મોટો પોપટ (કાકાકૈવો) સમજવો. અમરકોશમાં તો 'શતપત્ર' એટલે 'ટકારો સુતાર પક્ષી' એમ લખ્યું છે) ૨૨

टीका–हारीत –हारिल इति लोक। कपोतो धवल-पाण्डु शतपत्रा बृहच्छुक। शार्ङ्गधाड हत्यनर। कठ फागवा इति लोके। (અર્થ ઉપર આપાયો છે)

પ્રતુદોના ગુણો

प्रतुदा मधुरा पित्तकफघ्नास्तुवरा हिमा ।
लघवो बद्धवर्चस्का किञ्चिद्वातकरा स्मृता ॥२३

अन्वय–प्रतुदा मधुरा (सन्त) पित्तकफघ्ना तुवरा हिमा उघर बद्धवर्चस्का, किंचिद् वातकरा स्मृता ॥

પ્રતુદો(ના માંસ) મધુર હોઈ પિત્ત તથા કફને હણનાર તૂરા, ટાઢા, હલકા, વિષ્ઠાને બાંધનાર અને કાંઈક વાયુ કરનાર છે ૨૩

પ્રસહોની ગણતરી અને પ્રસહ નામનું કારણ

काको गृध्र उलूकश्च चिल्लश्च शशघातक ।
चापो भासश्च कुरर इत्याद्या प्रसहा स्मृता ।
प्रसहा कीर्तिता एते प्रसह्याच्छिद्य भक्षणात् ॥२४

अन्वय–काक गृध्र च उलूक च चिल्ल शशघातक चाप भास च कुरर इत्याद्या प्रसहा स्मृता । एते प्रसह्य आच्छिद्य भक्षणात् प्रसहा कीर्तिता ॥

કાગડા, ગીધ, ઘુવડ, સમળા, બાજ, નીલકંઠ, ગરજ અને ટિટોડા વગેરે પ્રસહ કહેવાય છે તેઓ બળાત્કારથી ઝૂટવી લઈને ખાય છે, તેથી 'પ્રસહ' કહેવાય છે ૨૪

टीका–शशघातक – बाज इति लोके चाप– नील कण्ठ इति लोके। भासा गृध्रविशेष स्यात् कुरर– कुराकुर इति लोके। (અર્થ ઉપર આપાયો છે)

પ્રસહોના ગુણદોષ

प्रसहा खलु वीर्योष्णास्तन्मांस भक्षयन्ति ये ।
ते शोषभस्मकोन्मादशुक्रक्षीणा भवन्ति हि ॥२५॥

अन्वय–प्रसहा खलु वीर्योष्णा (भवन्ति, तत) य त मांस भक्षयन्ति, त शोषभस्मकोन्मादशुक्रक्षीणा हि भवन्ति ॥

પ્રસહો ઉષ્ણવીર્ય છે, માટે તેઓના માંસને જેઓ ખાય છે, તેઓને શોષ,

ગમે છે, તેથી સુદર્શન-માછલું

૧૦. रोहति-प्रादुर्भवति अण्डात्, यद्वा रोह-प्रादुर्भाव जात अस्य अण्डादर, प्रथमपक्षे रुह बीजजन्मनि प्रादुर्भाव च-इत्यस्मात् 'रुहे रश्च ला वा' इतीतन्, द्वितीयपक्षे तु तारकादित्वात् इतच्-જે ઈંડામાંથી જન્મે છે અથવા જેનો જન્મ ઈંડામાંથી થાય છે, તેથી રોહિત-એક જાતનું માછલું

હરિણના ગુણો

हरिणः शीतलो बद्धविण्मूत्रो दीपनो लघुः।
रसे पाके च मधुरः सुगन्धिः सन्निपातहा ॥३९॥

अन्वय-हरिणः शीतलः बद्धविण्मूत्रः दीपनः लघुः रसे च पाके मधुरः सुगन्धिः सन्निपातहा (भवति)॥

હરિણનું[1] (નું માંસ) ટાઢું, વિષ્ઠા તથા મૂત્રને બાંધનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, હલકું, રસમાં તથા પાકમાં મધુર, સુગંધી અને સન્નિપાતને મટાડનાર છે. ૩૯

૧ हरति मनः सर्वेषां, ह्रियते वा गीतेन-हृञ् हरणे-'श्यास्त्याहृञ्विभ्य इनच्' (उणा १-४६)-દરેકના મનને જે હરે છે-આકર્ષે છે અને પોતે સંગીત વડે હરાય-આકર્ષાય છે, તેથી હરિણ-મૃગ.

એણના ગુણો

एणः कषायो मधुरः पित्तासृक्कफवातहृत्।
सग्राही रोचनो बल्यो ज्वरप्रशमनः स्मृतः ॥४०॥

अन्वय-एणः कषायः मधुरः सग्राही रोचनः बल्यः (सन्) पित्तासृक्कफवातहृत् ज्वरप्रशमनः स्मृतः॥

એણનું[1] (નું માંસ) તૂરું, મધુર, ઝાડાને રોકનાર, રુચિ ઉપજાવનાર, બળ આપનાર અને પિત્ત, લોહીનો બગાડ કે રક્તપિત્ત, કફ, વાયુ તથા તાવને મટાડનાર કહેલ છે. ૪૦

૧ एति कषायमधुरगुणं श्यामवर्णं च, इण् गतौ-बाहुलकात् ण-જે તુરાશનો ગુણ તથા રંગે કાળાશ ધારણ કરે છે, તેથી એણ કહેવાતો મૃગ

કુરંગના ગુણો

कुरङ्गो बृंहणो बल्यः शीतलः पित्तहृद् गुरुः।
मधुरो वातहृद् ग्राही किञ्चित्कफकरः स्मृतः ॥४१॥

કુરંગ[1] (નું માંસ) પુષ્ટિ આપનાર, બળ વધારનાર, ટાઢું, પિત્તને હરનાર, ભારે, મધુર, વાયુને હરનાર, ઝાડાને રોકનાર અને કાંઈક કફ કરનાર કહેલ છે. ૪૧

૧ कौ-पृथिव्यां रङ्गति-गच्छति अद्भुतं, रगि गतौ-पचाद्यच्, यद्वा कौ रङ्गो-विचित्र गमनं ईषद्रक्तो वर्णो वा अस्ति यस्य सः-પૃથ્વી પર જે અદ્ભુત ચાલે છે અથવા જેની ચાલ તથા કંઈક રાતાશવાળો રંગ પૃથ્વી પર અદ્ભુત છે, તેથી કુરંગ-તે જાતનો મૃગ.

રોઝનાં નામો તથા ગુણો

ऋष्यो नीलाण्डकश्चापि गवयो रोझ इत्यपि।
गवयो मधुरो बल्यः स्निग्धोष्णः कफपित्तलः ॥४२॥

अन्वय-ऋष्यः नीलाण्डकः अपि च गवयः रोझः इत्यपि (कथ्यते)। गवयः मधुरः बल्यः स्निग्धोष्णः कफपित्तलः (भवति)॥

ऋष्य,[1] નીલાંડક,[2] ગવય[3] અને રોઝ,[4] એટલાં રોઝનાં સંસ્કૃત નામો છે. રોઝ(નું) માંસ, મધુર, બળ વધારનાર, સ્નિગ્ધ, ગરમ અને કફ તથા પિત્તને કરનાર છે. ૪૨

૧. ऋच्छति इयर्ति वा नीलाङ्गताम्, ऋ गतौ-बाहुलकात् क्यन्, मृगध्याम्तत्वेन ऋषति-गच्छति नीलं वर्णम्, ऋषी गतौ-अघ्न्यादित्वात् (उणा. ४-११२) साधु-જે કાળા રંગવાળો થાય અથવા જેનું શરીર ગળી જેવા રંગવાળું હોય છે, તેથી ऋष्य કે ऋष्य-રોઝ નામનો મૃગ

૨. नीलं अण्डं यस्य सः 'शेषाद्'-इति कप्-જેના વૃષણ પણ નીલા રંગના-વાદળિયા હોય છે, તેથી નીલાંડક-રોઝ નામનો મૃગ.

૩ गवते-शब्दं करोति, गुङ् शब्दे-बाहुलकाद् अय, यद्वा गवन गवं-'ऋदोरप्', गवं गवेन वा याति-'मूलविभुजादित्वात् क-જે અવાજ કરે છે અથવા અવાજપૂર્વક જાય છે-ચાલે છે, તેથી ગવય-રોઝ.

૪ रोह्यते आरुह्य यात्रा वा क्वचित्, रुह्-'ऋदुपधात्'-क्यप्-જેના પર સવારી કરાતી હશે અથવા ચંદ્રનું જે વાહન હોવાથી રોહ્ય-રોઝ

પૃષતના ગુણો

पृषतस्तु भवेत्स्वादुर्ग्राहकः शीतलो लघुः।
दीपनो रोचनः श्वासज्वरदोषत्रयास्रजित् ॥४३॥

अन्वय-पृषतः तु स्वादुः ग्राहकः शीतलः लघुः दीपनः रोचनः (सन्) श्वासज्वरदोषत्रयास्रजित् भवेत्॥

પૃષત[1] (નું માંસ) મધુર, ઝાડાને રોકનાર, ટાઢું, હલકું, અગ્નિને પ્રદીપ્ત કરનાર, રુચિકારક અને શ્વાસ, તાવ, ત્રણે દોષ તથા લોહીના બગાડને મટાડનાર છે. ૪૩

૧. पृषता-चन्द्राकारा बिन्दवः सन्ति यस्य शरीरे-अर्शआद्यच्, यद्वा पृषति-सिञ्चति चन्द्राकारान् बिन्दून् स्वकीयशरीरोपरि-पृषु सेचने 'पृषिरञ्जिभ्यां कित्'

(ઉણા ૩-૧૧૧) इत्यतच-જેના શરીર પર ચંદ્ર જેવા છાટણા હોય છે તેથી અથવા શરીર પર ચંદ્ર જેવા બિંદુઓને જે ધરણ કરે છે તેથી પૃષત કહેવાતો મૃગ

ન્યંકુના ગુણો

न्यङ्कु स्वादुर्लघुर्बल्यो वृष्यो दोषत्रयापह ॥४४॥

ન્યંકુ[1] (નું માસ) મધુર, હલકું, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર અને ત્રણે દોષને મટાડનાર છે ૪૪

૧ नितराम् अञ्चति प्राप्नोति विपाणान्- नावच ' (ઉણા ૧-૧૭) इति कु, न्यङ्क्वादित्वात् कुत्वम् જેને શિંગડા વણા હોય છે તેથી ન્યંકુ કહેવાતો મૃગ

સાબરના માસના ગુણો

शाम्बर पलल स्निग्ध शीतल गुरु च स्मृतम् ।
रसे पाके च मधुर कफद रक्तपित्तहृत् ॥४५॥

अन्वय -शाम्बर पलल स्निग्ध शीतल गुरु रसे च पाके मधुर कफद च रक्तपित्तहृत् स्मृतम् ॥

શામ્બર[1]-સાબરનું માસ સ્નિગ્ધ, ટાઢું, ભારે, રસમા તથા પાકમા મધુર, કફકારી અને રક્તપિત્તને મટાડનાર કહેલ છે ૪૫

૧ श सुख कल्याण च वृणोति स्वकीयमन्येषा चापि, वृन् वरणे-' शमि धाता सज्ञायाम् इत्यच्- शम्बर -शम्बरस्यद शाम्बरम् इदमर्थेऽण प्रत्ययोऽवैक्य-જે પોતાનું તથા બીજાઓનું પણ સુખ તથા કલ્યાણ પસંદ કરે છે તેથી શંબર નામનો એક મૃગ અને તેનું માસ-તે શામ્બર અથવા સાબર

રાજીવના ગુણો

राजीवस्तु गुणश्चय पृपतेन समो जनै ॥४६॥

अन्वय -राजीव तु गुणै पृपतन सम जनै ज्ञेय ॥

રાજીવ[1] (ના માસ)ના ગુણો પૃષતના માસના જેવા જ લોકોએ સમજવા ૪૬

૧ राज्य रेखा सन्ति अस्य शरीरे- अन्येभ्योऽपि दृश्यत इति मत्वर्थीयो व -જેના શરીર પર રેખાઓ એટલે દોરી જેવી નિશાનીઓ રહેલી હોય છે તેથી રાજીવ-મૃગ

મુંડીના ગુણો

मुण्डी तु ज्वरकासास्रक्षयश्वासापहो हिम ॥४७॥

अन्वय -मुण्डी तु हिम (सन्) ज्वरकासास्रक्षयश्वासापह (कथित) ॥

મુંડી[1] (નું માસ) ટાઢું છે અને તાવ, ઉધરસ, લોહીનો બગાડ, ક્ષય તથા શ્વાસને મટાડનાર છે ૪૭

૧ मुण्ड शृङ्गहीन शिर अस्ति अस्य-' अत इनि-' इति इन् જેનું માથું શીંગડા વિનાનું-બોડું હોય છે, તેથી મુંડી-એક મૃગજાતિ

## બિલેશયો

સસલાના નામો તથા ગુણો

लम्बकर्ण शश शूली लोमकर्णो बिलेशय ।
शश शीतो लघुर्ग्राही रूक्ष स्वादु सदा हित ॥४८
वह्निकृत्कफपित्तघ्नो वातसाधारण स्मृत ।
ज्वरातीसारशोषास्रश्वासामयहरश्च स ॥४९॥

अन्वय -लम्बकर्ण शश शूली लोमकर्ण बिलेशय (इति नामानि गुणाश्च-) शश शीत लघु ग्राही रूक्ष स्वादु सदा हित वह्निकृत् कफपित्तघ्न वात साधारण स्मृत स च ज्वरातीसारशोषास्रश्वासामयहर (अस्ति) ॥

લબકર્ણ,[1] શશ,[2] શૂલી,[3] લોમકર્ણ,[4] અને બિલેશય,[5] એટલા સસલાના સંસ્કૃત નામો છે સસલાનું માસ ટાઢું, હલકું, ઝાડાને રોકનાર, રૂક્ષ, મધુર, સર્વકાળ હિતકારી, અગ્નિ કરનાર, કફ તથા પિત્તને હણનાર તથા વાયુ માટે સાધારણ હોઈ તાવ, અતિસાર, શોષ, લોહીનો બગાડ તથા શ્વાસરોગને મટાડે છે

૧ लम्बौ कर्णौ यस्य स -જેના કાન લાબા હોય છે તેથી લબકર્ણ-સસલું

૨ शशति-प्लुतेन गच्छति शश प्लुतगतौ पचाद्यच्- જે કૂદી કૂદીને જાય છે તેથી શશ-સસલું

૩ शूलम् अस्ति अस्य पाकसाधनम्-' अत इनि - इति इन्-જેને પકાવવાનું સાધન લોઢાનો સોયો હોય છે તેથી શૂલી-સસલું

૪ लोमाकीर्णौ कर्णौ यस्य स -જેના કાન રુવાટાથી ખૂબ વ્યાપ્ત હોય છે તેથી લોમકર્ણ-સસલું

૫ बिले शेते इति-જે દરમા રહે છે તેથી બિલેશય-સસલું

શેઢાઈના નામો તથા ગુણો

सेधा तु शल्यक श्वाविल्कथ्यन्ते तद्गुणा अथ ।
शल्यक श्वासकासास्रशोषदोषत्रयापह ॥५०॥

अन्वय -सेधा तु शल्यक श्वावित् (प्रोक्त)। अथ तद्गुणा कथ्यन्त-शल्यक श्वासकासास्रशोषदोषत्रयापह (स्मृत) ॥

સેધા,[1] શલ્યક,[2] અને શ્વાવિત્[3] એટલા શેઢાઈના સંસ્કૃત નામો છે શેઢાઈનું માસ

શ્વાસ, ઉધરસ, કોઢીનો બગાડ, શોષ તથા ત્રણે દોષને મટાડનાર છે. ૫૦

૧. શ્વાનં ગચ્છતિ શ્વાનં પિંડ, શિવ યચ્છામ્–શ્વા-વત્.-જે દેખા મારે સ્તને નેગવે છે, તેથી ગોધા-સાહાર્ડ.

૨. શલ્યં इव શ્વસતિ शरीरोपरि संगनि, ક્રૂ शब्दे-'अन्येभ्योऽपि.'-इति डः-જેના શરીર પર જાણે કાંટા હોય તેવાં રુવાંટાં પ્રકાશે છે, તેવી શલ્યક શેઢાર્ડ.

૩. શ્વાન વિધ્યતિ शल्यगुल्यैर्नाशिः, व्यध ताडने-'नहिवृति.'-इति क्विप्.-જે કાંટા જેવાં પોતાનાં રુવાંટાંથી કૂતરાને વીંધી નાખે છે, તેથી શ્વાવિત્-શેઢાર્ડ.

પક્ષીઓનાં નામો તથા તેમના માંસના ગુણો

पक्षी खगो विहङ्गश्च विहगश्च विहंगमः ।
शकुनिर्विः पतत्री च विष्किरो विकिरोऽण्डजः ॥५१॥
धान्याङ्कुरचरा येऽत्र तेषां मांसं लघूत्तमम् ।
आनूपं जलजन्मांसं स्निग्धं गुरुतरं स्मृतम् ॥५२॥

अन्वय—पक्षी खग च विहङ्गः च विहगः विहंगमः शकुनि. विः च पतत्री विष्किर विकिरः अण्डज (स्मृतः)। अत्र ये धान्याङ्कुरचराः तेषां मांस लघु (सत्) उत्तम (स्मृतम्), आनूप मांस स्निग्ध बलदम् गुरुतर स्मृतम् ॥

પક્ષી,[1] ખગ,[2] વિહંગ,[3] વિહગ,[4] વિહંગમ,[5] શકુનિ,[6] વિ,[7] પતત્રી,[8] વિષ્કિર,[9] વિકિર[10] અને અંડજ,[11] એટલાં પક્ષીનાં સંસ્કૃત નામો છે. જે પક્ષીઓ ધાન્યો તથા અંકુરોને ખાનારા છે, તેઓનું માંસ હલકું હોઈ ઉત્તમ છે; જે પક્ષીઓ જળમાં રહેનારાં છે, તેઓનું માંસ સ્નિગ્ધ, બળ દેનાર અને બહુ જ ભારે કહેલ છે. ૫૧, ૫૨

૧. पक्षौ स्तः अस्य–' अत इनि. '–इति इन–જેને બે પાંખ હોય છે, તેથી પક્ષી.

૨. खे गच्छति–' अन्येभ्योऽपि. '–इति गमेर्डः–જે આકાશમાં જાય છે, તેથી ખગ-પક્ષી.

૩, ૪, ૫. विहायसि गच्छति–'गमश्च'–इति खच् । 'विहायसो विह: खच डिच्च'–विहङ्गः, 'अन्येभ्योऽपि'–इति डे तु विहगः, खचो डित्वाभावे विहङ्गमः–જે આકાશમાં જઈ ઊડી શકે છે, તેથી વિહંગ, વિહગ અને વિહંગમ-પક્ષી.

૬. शक्नोति विहायसि गन्तुमिति शकुनिः, शक्लृ शक्तौ–'शकेरुनिः'–(उणा. ३–४९) इति उनि. प्रत्यय.–જે આકાશમાં ઊડી જવા સમર્થ હોય છે, તેથી શકુનિ-પક્ષી.

૭. वाति–गच्छति आकाशे पक्षाभ्यां, वा गतौ–'वातेर्डिच्च'–इति इण्–જે આકાશમાં પાંખો વડે જઈ ઊડી શકે છે, તેથી વિ-પક્ષી.

૮. पतत्रम् अस्ति अस्य–' अत इनि. '–इति इन्–જેને પાંખ હોય છે, તેથી પતત્રી-પક્ષી.

૯. વિષ્કિર નામની વ્યુત્પત્તિ ૩૭મા શ્લોક પર અપાઈ ગઈ છે, તે ત્યાં જોવી.

૧૦. विकिरति–विक्षिपति आहार चञ्च्वा–कृ–'इगुपधेति' कः–જે પોતાના ખોરાકને ચાંચથી છૂંદી પાડી ખાય છે, તેથી વિકિર-પક્ષી.

૧૧. अण्डात् जातः–'पञ्चम्यामजाताविति जनेर्डः–જે ઈંડાંમાંથી ઉત્પન્ન થાય છે, તેથી અંડજ-પક્ષી.

વિષ્કિરો

બટાઉડાંનાં નામો તથા ગુણો

वर्तिको वर्तकश्चित्रस्ततोऽन्या वर्तका स्मृता ।
वर्तकोऽग्निकृत् शीतो ज्वरदोषत्रयापहः ।
सुरुच्यः शुक्रदो बल्यो वर्तकाऽल्पगुणा ततः ॥५३॥

अन्वयः—वर्तिकः वर्तकः चित्रः (इति नामानि), ततः अन्या वर्तका स्मृता, वर्तकः अग्निकृत् शीत सुरुच्यः शुक्रदः बल्य (सन्) ज्वरदोषत्रयापहः (भवति) वर्तका ततः अल्पगुणा (स्यात्) ॥

વર્તિક,[1] વર્તક[2] અને ચિત્ર[3] એટલાં બટાઉડાંનાં સંસ્કૃત નામો છે; એથી જુદાં (અને તેઓની જાતનાં બીજાં બટાઉડાં) વર્તકા કહેવાય છે. બટાઉડાંનું માંસ અગ્નિ કરનાર, ટાઢું, રુચિકર, વીર્યને વધારનાર તથા બળ આપનાર હોઈ તાવ તથા ત્રણે દોષને મટાડનાર છે. વર્તકામાં એથી ઓછા ગુણ છે. ૫૩

૧. वर्तते विशेषगुणवान् पक्षिषु, वृतु वर्तने–' वृत-तिकन्'–(उणा. २–१४६) इति तिकन् प्रत्ययः–પક્ષીઓમાં જે વિશેષ ગુણવાળું હોય છે, તેથી વર્તિક-બટાઉડું.

૨. वर्तते इति वर्तक –ण्वुल् प्रत्ययः–અર્થ ઉપર પ્રમાણે થાય છે.

૩. चित्रयति–चित्रं करोति गुणैः, चित्र चित्रकरणे–ण्यन्तात् पचाद्यच्–જે ગુણો વડે આશ્ચર્ય કરે છે અથવા રંગબેરંગી હોય છે, તેથી ચિત્ર-બટાઉડું.

### લાવાંના ભેદો, નામો તથા ગુણો

लावा विष्किरवर्गेषु ते चतुर्धा मता बुधैः ।
पांशुलो गौरकोऽन्यस्तु पौण्ड्रको दर्भरस्तथा ॥५४॥
लावा वह्निकरा स्निग्धा गरघ्ना ग्राहका हिताः ।
पांशुलः श्लेष्मलस्तेषु वीर्योष्णोऽनिलनाशनः ॥५५॥
गौरो लघुतरो रूक्षो वह्निकारी त्रिदोषजित् ।
पौण्ड्रकः पित्तकृत्किंचिल्लघुर्वातकफापहः ।
दर्भरो रक्तपित्तघ्नो हृदामयहरो हिमः ॥५६॥

अन्वय–विष्किरवर्गेषु ते लावाः पांशुलः गौरकः अन्यः तु पौण्ड्रकः तथा दर्भरः (इति) चतुर्धा बुधैः मताः । लावाः वह्निकराः स्निग्धाः गरघ्नाः ग्राहकाः हिताः (सन्ति)। तेषु पांशुलः श्लेष्मलः वीर्योष्णः अनिलनाशनः, गौरः लघुतरः रूक्षः वह्निकारी त्रिदोषजित्, पौण्ड्रकः पित्तकृत् किंचित् लघुः वातकफापहः, दर्भरः रक्तपित्तघ्नः हृदामयहरः हिमः (भवति)॥

વિષ્કિરોના વર્ગોમાં ગણાવેલા તે લાવા× પાંશુલ,[1] ગૌરક,[2] પૌંડ્રક[3] અને દર્ભર,[4] એમ ચાર પ્રકારના વિદ્વાનોએ માન્યા છે. લાવા અગ્નિ કરનાર, સ્નિગ્ધ, ઝેરને મટાડનાર, ઝાડાને રોકનાર, અને હિતકારી છે. તેઓમાં પાંશુલ જાતના લાવા કફ કરનાર, ઉષ્ણવીર્ય અને વાયુનો નાશ કરનાર છે, ગૌરક જાતના લાવા બહુ હલકા, રૂક્ષ, અગ્નિ કરનાર અને ત્રણે દોષને મટાડનાર છે, પૌંડ્રક જાતના લાવા પિત્તકારી, કાંઈક હલકા અને વાયુ તથા કફને મટાડનાર છે, દર્ભર જાતના લાવા રક્તપિત્તને મટાડનાર, હૃદયનો રોગ હરનાર અને ટાઢા છે.

૧ पांशु–श्लेष्मरूपो मलः अस्ति अस्मिन् श्लेष्मलत्वात् सिध्मादित्वात् लच्–જે કફકારક હોવાથી જેનામાં કફરૂપી મળ હોય છે તેથી પાંશુલ–લાવાની એક જાત

૨ गौरवर्णं कायति–कै शब्दे–'अन्येष्वपि॰'– इति ड–જે ધોળા રંગનો હોય છે, તેથી ગૌરક લાવાની એક જાત

૩ पौण्ड्र इक्षुरिव कायति वर्णेन रसेन च–कै शब्दे–पूर्ववत् ड–જે રંગમાં તથા રસમાં પૌંડ્ર નામની શેલડી જેવો હોય છે, તેથી પૌંડ્રક–એક જાતનું લાવું

૪. दर्भसदृशं रक्तपित्तविदारणरूपं गुणं राति–ददाति–'आतोऽनुपसर्गे कः'–રક્તપિત્તને કાપનાર હોવાથી જે દર્ભ જેવો ગુણ આપે છે, તેથી દર્ભર–એક જાતનું લાવું

× लावयति स्वकीयमाहारं चञ्च्वा–लूञ् छेदने–स्वार्थिकण्यन्ताद् अच्–પોતાના ખોરાકને ચાંચ વતી જે કાપી ખાય છે, તેથી લાવ–લાવું.

### લવાઈડાંનાં નામો તથા ગુણો

वार्तिरो वर्तिचटको वार्तिकश्चैव स स्मृतः ।
वार्तिको मधुरः शीतो रूक्षश्च कफपित्तनुत् ॥५७॥

अन्वय–वार्तिरः वर्तिचटकः स एव च वार्तिकः स्मृतः । वार्तिकः मधुरः शीतः रूक्षः च कफपित्तनुत् (स्मृतः)॥

વાર્તિર,[1] વર્તિચટક[2] અને વાર્તિક એટલાં લવાઈડાનાં સંસ્કૃત નામો છે. લવાઈડાનું માંસ મધુર, ટાઢું, રૂક્ષ અને કફ તથા પિત્તને મટાડનાર છે. ૫૭

૧ वर्तिं राति आतोऽनुपसर्गे कः–वर्तिर, वर्तिर एव वार्तिर–શરીર પર જે રેખાઓ અથવા લીટીઓ ધારણ કરે છે, તેથી વાર્તિર–લવાઈડું

૨ वर्तियुक्त चटक–शाकपार्थिवादि–શરીર પર લીટીઓ ધરાવતો ચકલો–લવાઈડું

૩ वर्तिक एव वार्तिक–અર્થ બટાઉડાના પડેલા નામ પ્રમાણે

### કાળા તથા ગોરાં તેતરનાં નામો તથા ગુણો

तित्तिरिः कृष्णवर्णः स्याच्चित्रोऽन्यो गौरतित्तिरिः ।
तित्तिरिर्बलदो ग्राही हिक्कादोषत्रयापहः ।
श्वासकासज्वरहरस्तस्माद्गौरोऽधिको गुणे ॥५८॥

अन्वय–तित्तिरिः कृष्णवर्णः स्यात्, अन्यः चित्रः गौरतित्तिरिः (कथ्यते)। तित्तिरिः बलदः ग्राही हिक्कादोषत्रयापहः श्वासकासज्वरहरः (अस्ति)। तस्मात् गौरः गुणे अधिकः ॥

એક તેતર[1] કાળા રંગનું હોય છે, બીજી જાતનું તેતર વિચિત્ર રંગનું પણ હોય છે, તેને ગૌરતિત્તિર[2]–ગોરું તેતર કહે છે. તેતરનું માંસ બળ આપનાર, ઝાડાને રોકનાર અને હેડકી, ત્રણે દોષ, શ્વાસ, ઉધરસ તથા તાવને મટાડનાર છે. કાળા તેતરના માંસ કરતાં ગોરા તેતરના માંસમાં વધારે ગુણ હોય છે. ૫૮

૧ 'तित्ति' इति शब्दं राति रा दाने–बाहुलकात् कि–જે 'તિત્તિ' એવો શબ્દ કરે છે, તેથી તિત્તિરિ–તેતર

૨ गौरवर्णं तित्तिरि–शाकपार्थिवादि–ગોરા રંગનું તેતર ગૌરતિત્તિરિ કહેવાય છે

### ચકલાનાં નામો તથા ગુણો

चटकः फलविङ्कः स्यात्कुलिङ्गः कालकण्ठकः ।
कुलिङ्गः शीतलः स्निग्धः स्वादुः शुक्रकफप्रदः ॥
सन्निपातहरो वेश्मचटकश्चातिशुक्रलः ॥ ५९ ॥

अन्वय–चटकः फलविङ्कः कुलिङ्गः कालकण्ठकः स्यात्, कुलिङ्गः शीतलः स्निग्धः स्वादुः शुक्रकफप्रदः सन्निपातहरः (भवति), वेश्मचटकः च अतिशुक्रलः (अस्ति)॥

ચટક,[1] કલવિંક,[2] કુલિંગ[3] અને કાલકંઠક[4] એટલાં ચકલાંનાં સંસ્કૃત નામો છે. ચકલાંનું માંસ ટાઢું, સ્નિગ્ધ, સ્વાદિષ્ટ, વીર્ય તથા કફને વધારનાર અને સન્નિપાતને મટાડનાર છે. ઘરમાં રહેનાર ચકલાનું માંસ વીર્યને બહુ જ વધારનાર છે. ૫૯

૧. चटति–भिनत्ति सन्निपात, चट भेदने–' वसुन्' (उणा. २–१२)–જે સન્નિપાતનો નાશ કરે છે, તેથી ચટક–ચકલો.

૨. कल–सुन्दर वङ्कन–वकि गतौ–अच्, पृषोदरादित्वात् इत्वम्–જે સુંદર ચાલથી ચાલે છે, તેથી કલવિંક–ચકલો.

૩. कौ–पृथिव्यां लिङ्गति–गच्छति चरणार्थम्, लिगि गतौ–अच्–જે ચરવા માટે પૃથ્વી પર જાય છે, તેથી કુલિંગ–ચકલો.

૪. काल कण्ठो यस्य स.–'शेषाद् विभाषे'ति कप्–જેનો કંઠ કાળો હોય છે, તેથી કાલકંઠક–ચકલો.

### કૂકડાનાં નામો તથા ગુણો

कुक्कुटः कृकवाकुः स्यात्कलज्ञश्चरणायुधः ।
ताम्रचूडस्तथा दक्षः प्रातर्नादी शिखण्डिकः ॥६०॥
कुक्कुटो बृंहणः स्निग्धो वीर्योष्णोऽनिलहृद् गुरुः ।
चक्षुष्यः शुक्रकफकृद् बल्यो वृष्यः कषायकः ॥६१॥
आरण्यकुक्कुटः स्निग्धो बृंहणः श्लेष्मलो गुरुः ।
वातपित्तक्षयवमि–विषमज्वरनाशनः ॥ ६२ ॥

अन्वय–कुक्कुटः कृकवाकुः कलज्ञः चरणायुधः ताम्रचूडः दक्षः प्रातर्नादी तथा शिखण्डिकः स्यात् ॥ कुक्कुटः बृंहणः स्निग्धः वीर्योष्णः अनिलहृत् गुरुः चक्षुष्यः शुक्रकफकृत् बल्यः वृष्यः कषायकः (भवति)॥ आरण्यकुक्कुटः स्निग्धः बृंहणः श्लेष्मलः गुरुः (सन्) वातपित्तक्षयवमिविषमज्वरनाशनः (स्यात्)॥

કુક્કુટ,[1] કૃકવાકુ,[2] કલજ્ઞ,[3] ચરણાયુધ,[4] તામ્રચૂડ,[5] દક્ષ,[6] પ્રાતર્નાદી અને શિખંડિક[8] એટલાં કૂકડાનાં સંસ્કૃત નામો છે. કૂકડાનું માંસ પુષ્ટિ આપનાર, સ્નિગ્ધ, ઉષ્ણવીર્ય, વાયુને હરનાર, ભારે, નેત્રને હિતકારી, વીર્ય તથા કફને વધારનાર, બળ આપનાર, મૈથુનશક્તિને આપનાર અને તૂરું હોય છે. જંગલી કૂકડાનું માંસ સ્નિગ્ધ, પુષ્ટિ આપનાર, કફ કરનાર અને ભારે હોઈ વાત, પિત્ત, ક્ષય, ઊલટી તથા વિષમજ્વરનો નાશ કરનાર છે. ૬૦–૬૨

૧. कुकते कौत्कृत्य वा–कुक आदाने–सम्पदादित्वात् क्विप्, कुटति इति कुट, 'इगुपधे'–ति क, कुका कुट. कुकुट–'कर्तृकरणे–इति समास., यद्वा कुत्सितं कुट, कोः पृथिव्या वा कुटः–कुक्कुट–જે ખોરાક લેવા માટે જમીનને ખોતરે છે અથવા ખરાબ રીતે ખોતરી કાઢે છે; અથવા જમીનને જે ખોતરી કાઢનારો છે, તેથી કુક્કુટ–કૂકડો.

૨. कृकेन–गलेन वक्ति, वच परिभाषणे–' कृके वचः कुश्च ' (उणा. १–६) इत्युण्–જે ગળામાંથી બોલે છે, તેથી કૃકવાકુ–કૂકડો.

૩. 'क' इति अव्यक्त शब्द लजति–भाषते, लजि शब्दे–अण्–જે 'ક' એવો અસ્પષ્ટ શબ્દ બોલે છે, તેથી કલંજ–કૂકડો.

૪. चरण एव आयुध यस्य स.–પગ એ જ જેનું હથિયાર છે, તેથી ચરણાયુધ–કૂકડો.

૫. ताम्रा चूडा यस्य स –જેને લાલ રંગની કલગી હોય છે, તેથી તામ્રચૂડ–કૂકડો.

૬. दक्षते–वर्धते गुणै, दक्ष वृद्धौ–अच्–ગુણોથી જે વધેલો છે, તેથી દક્ષ–કૂકડો.

૭ प्रात. नदति इत्यवशील, णद अव्यक्ते शब्दे–'सुप्यजातौ'–इति णिनि–સવારમાં અસ્પષ્ટ શબ્દ કરવાના સ્વભાવવાળો હોય છે, તેથી પ્રાતર્નાદી–કૂકડો.

૮. शिखाम् अमति, अम गत्यादौ–औणादिको ड. प्रत्यय, यद्वा शिखाया अण्ड इव–शकन्ध्वादि –शिखण्ड. अस्ति अस्य–' अत इनिठनौ ' इति ठन्–'ठस्येक '–જેને માથાની ટોચ પર થતી કલગી હોય છે, તેથી શિખંડિક–કૂકડો.

## પ્રતુદો

### હારિલનાં નામો તથા ગુણો

हारीतो रक्तपित्तः स्याद्धरितोऽपि स कथ्यते ।
हारीतो रूक्ष उष्णश्च रक्तपित्तकफापहः ।
स्वेदस्वरकरः प्रोक्त ईषद्वातकरश्च सः ॥६३॥

अन्वय–हारीत रक्तपित्त. स्यात्, स हरित अपि कथ्यते। हारीत रूक्ष उष्ण. च रक्तपित्तकफापह स्वेदस्वरकरः, स च ईषद्वातकरः प्रोक्त. ॥

હારીત,[1] રક્તપિત્ત [2] અને હરિત[3] એટલા હારિલના સંસ્કૃત નામો છે હારિલનું માંસ રૂક્ષ, ગરમ, રક્તપિત્ત તથા કફને મટાડનાર, પરસેવો કરનાર, સ્વરને સારો કરનાર અને કાંઈક વાયુ કરનાર કહેલ છે ૬૩

૧. हारि–मनोहरम् इत–गमन यस्य स , यद्वा हार यति इति हार्–किप्, एति इन–इति ईत –ई गतौ– 'गत्यर्थे'ति कर्तरि क्त , हार् चासौ ईतश्च–हारीत –જેની ચાલ સુન્દર હોય છે અથવા આકર્ષક થઈને જે આવે છે, તેથી હારીત–હારિલ પક્ષી

૨ रक्तवर्णं पित्त यस्य स –જેનું પિત્ત લાલ રંગનું હોય છે, તેથી રક્તપિત્ત–હારિલ

૩ हरित वर्ण अस्ति अस्य–अर्शआद्यच्–જેનો રંગ હરિયાળો હોય છે, તેથી હરિત–હારિલ

**બે જાતના હોલાના નામો તથા ગુણો**

**पाण्डुस्तु द्विविधो ज्ञेयश्चित्रपक्ष• कलध्वनि• ।**
**द्वितीयो धवल प्रोक्त स कपोत स्फुटस्वनः ॥६४**
**चित्रपक्ष कफहरो वातघ्नो ग्रहिणीप्रणुत् ।**
**धवलस्तु समुद्दिष्टो रक्तपित्तहरो हिम ॥६५॥**

अन्वय –पाण्डु तु द्विविध ज्ञेय –चित्रपक्ष कल ध्वनि , द्वितीय धवल प्रोक्त, स स्फुटस्वन कपोत (कथ्यते) ॥ चित्रपक्ष कफहर वातघ्न ग्रहिणीप्रणुत् (अस्ति), धवल तु रक्तपित्तहर हिम समुद्दिष्ट ॥

હોલા બે પ્રકારના જણાય છે–એક ચિત્ર પક્ષ[1]–વિચિત્ર પાંખોવાળો અને કલધ્વનિ[2]–અસ્ફુટ શબ્દ બોલનારો, અને બીજો ધવલ[1]–ધોળા રંગનો તથા સ્ફુટસ્વન[2]–સ્ફુટ શબ્દ કરનારો કહેવાય છે અને તે જ કપોત[3] પણ કહેવાય છે. પહેલા હોલાનું માંસ કફને હર નાર અને વાયુ તથા ગ્રહણીરોગને મટાડનાર છે. બીજા ધવલ હોલાનું માંસ રક્તપિત્તને હરનાર અને ટાઢું કહેલ છે. ૬૪,૬૫

૧ चित्र पक्ष यस्य स –જેની પાંખ રંગ બેરંગી હોય છે, તેથી ચિત્રપક્ષ–હોલો

૨ कल–मधुरास्फुट ध्वनि यस्य स –જેનો શબ્દ મધુર તથા અસ્પષ્ટ હોય છે તેથી કલધ્વનિ–હોલો

૧ धावति–गच्छति मन अत्र शुभ्रवर्णस्वरध्वनि युक्तत्वात्–धावु गतिशुद्धयो –वृषादित्वात् कलच्, बाहुल कात् दृलश्च–જેનો રંગ ધોળો તથા શબ્દ સ્પષ્ટ હોય છે, તેથી જેના તરફ મન દોડે છે, માટે ધવલ–મીઠી જાતનો ધોળો હોલો

૨. स्फुट स्वन यस्य स –જેનો શબ્દ સ્પષ્ટ હોય છે, તેથી સ્ફુટસ્વન–મીઠી જાતનો ધોળો હોલો.

૩. कस्य–वायो पोत इव–शीघ्रगामित्वात्–જે ઝડપથી ઊડી જતો હોવાથી જાણે વાયુનું બચ્ચું હોય તેવો લાગે છે, તેથી કપોત–મીઠી જાતનો ધોળો હોલો.

**મોરનાં નામો તથા ગુણો**

**मयूरश्चन्द्रकी केकी मेघरावो भुजङ्गभुक् ।**
**शिखी शिखावलो बर्ही शिखण्डी नीलकण्ठक ॥६६**
**शुक्लापाङ्ग• कलापी च मेघनादानुलास्यपि ।**
**रसे पाके च मधुर सग्राही वातशान्तिकृत् ॥६७॥**

अन्वय –मयूर चन्द्रकी केकी मेघराव भुजङ्गभुक् शिखी शिखावल बर्ही शिखण्डी नीलकण्ठक शुक्ला–पाङ्ग कलापी च मेघनादानुलासी अपि (कथ्यते, स च) रसे च पाके मधुर सग्राही वातशान्तिकृत (भवति)॥

મયૂર,[1] ચન્દ્રકી,[2] કેકી,[3] મેઘરાવ,[4] ભુજંગભુક્,[5] શિખી,[6] શિખાવલ,[7] બર્હી,[8] શિખંડી,[9] નીલકંઠક,[10] શુક્લાપાંગ,[11] કલાપી[12] અને મેઘનાદાનુલાસી[13] એટલા મોરના સંસ્કૃત નામો છે. મોરનું માંસ રસમાં તથા પાકમાં મધુર, ઝાડાને રોકનાર અને વાયુની શાંતિ કરનાર છે. ૬૬,૬૭

૧ मयते–प्राप्नोति आनन्द मेघदर्शनात्, मय गतौ–खर्जादित्वात् (उणा ४–१०) ऊर, यद्वा मह्या रौति, रु शब्दे–' अन्येष्वपि '–इति ड , पृषोदरादि – જે મેઘને જોઈ આનંદ પામે છે અથવા જમીન પર કલ્લોલ કરે છે, તેથી મયૂર–મોર પક્ષી.

૨ चन्द्रका सन्ति अस्य पिच्छु ' अत इनि '– इति इन्–જેના પીછામાં ચંદ્રકો હોય છે, તેથી ચંદ્રકી–મોરપક્ષી

૩ के–मूर्धनि कायति–कै शब्दे– अन्येष्वपि '– इति ड –'हलदन्तात्' इत्यलुक्, टाप्–केका अस्ति अस्य– व्रीह्यादित्वात् इन्–જેની વાણી માથામાથી અવાજ કરતી હોય છે, તેથી કેકી–મોરપક્ષી

૪ मेघ प्रति रौति, रु शब्दे–कर्मण्यण्–મેઘને ઉદ્દેશી જે અવાજ કરે છે, અથવા મેઘને જે બોલાવે છે, તેથી મેઘરાવ–મોર.

૫. भुजङ्ग भुङ्क्ते, भुज पालनाभ्यवहारयो '–क्विप्– સર્પને જે ખાય છે, તેથી ભુજંગભુક્–મોર

૬ शिखा अस्ति अस्य–व्रीह्यादित्वादिन्–જેને

चलकरं रुच्यं बृंहणं वीर्यवर्धनं स्यात्॥ अप्रसूतायाः अजायाः मांसं पीनसनाशनं च अग्नेः दीपनं (सत्) शुष्ककासे अरुचौ च शोषे हितं (भवति)॥ बालस्य अजासुतस्य मांसं लघुतरं हृद्यं ज्वरहरं श्रेष्ठं सुखदं भृशं बलदं स्मृतम्॥ निष्कासिताण्डस्य छागस्य मांसं कफकृत् गुरु स्रोतःशुद्धिकरं बल्यं मांसदं वातपित्तघ्नं (स्मृतम्)॥ वृद्धस्य तथा व्याधिमृतस्य (छागस्य मांसं) वातलं च रूक्षं (भवति), छागमुण्डम् ऊर्ध्वजत्रुविकारघ्नं रुचिप्रदम् (अस्ति)॥

છાગલ,[1] બર્કર,[2] છાગ,[3] બસ્ત,[4] અજ,[5] છેલક[6] અને સ્તુભ[7] એટલાં બકરાનાં સંસ્કૃત નામો છે; તેમજ અજા,[1] છાગી,[2] સ્તુભા,[3] છેલિકા[4] અને ગલસ્તની[5] એટલાં બકરી નાં સંસ્કૃત નામો છે. બકરાનું માંસ હલકું, સ્નિગ્ધ, પાકમાં મધુર, ત્રણે દોષને મટાડનાર, ન બહુ ટાઢું, ન દાહ કરનાર તથા મીઠું, સળેખમનો નાશ કરનાર, બહુ જ બળ આપનાર, રુચિકારક, પુષ્ટિ આપનાર અને વીર્યને વધારનાર છે. નહિ વિયાયેલી બકરીનું માંસ સળેખમને મટાડનાર અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોઈ સૂકી ઉધરસ, અરુચિ તથા શોષ ઉપર હિતકારી છે. છેક નાનાં બકરાંનું માંસ બહુ જ હલકું, હૃદયને પ્રિય લાગે એવું, તાવને મટાડનાર, શ્રેષ્ઠ, સુખદાયી અને બહુ જ બળ આપનાર છે. જેના વૃષણ કાઢી લીધા હોય એવા બકરાનું માંસ કફ કરનાર, ભારે, નાડીઓને સાફ કરનાર, બળ આપનાર, માંસને વધારનાર અને વાયુ તથા પિત્તને મટાડનાર છે. ઘરડા બકરાનું તથા રોગથી મરેલા બકરાનું માંસ વાયડું તથા રૂક્ષ બને છે. બકરાની ખુડી હાંસડી ઉપરના વિકારોને મટાડનાર અને રુચિ ઉપજાવનાર છે. ૭૦–૭૫

૧. छवति स्वयं तृणादीन् भक्षणार्थम्, छाद्यते च अन्यैर्मांसभक्षकैः, छो छेदने–'छो गुग् ह्रस्वश्च' (उणा. १–११०) इत्यलच्, ततः छगल एव छागलः–स्वार्थे प्रज्ञाद्यण्–જે પોતે ખાવા માટે ઘાસ વગેરેને કાપે છે અને બીજા માંસાહારીઓ જેને ખાવા માટે કાપે છે, તેથી છાગલ–બકરો.

૨. वृक्यते–गृह्यते हिंसकैर्वधार्थम्, वृक आदाने–बाहुलकाद् अरन्, बवयोरैक्यम्–જેને હિંસક લોકો તથા પશુઓ મારી નાખવા પકડે છે, તેથી વર્કર અથવા બર્કર–બકરો.

૩. छवति–इत्यादि प्रथमनामवत्, प्रत्ययस्तु–'छापूखडिभ्यः कित्' (उणा. १–१२४) इति गन्–छाग – અર્થ પહેલા નામ પ્રમાણે છે.

૪. बस्तयते–अर्दयति तृणादीन् आहारार्थम्–बस्त अर्दने–पचाद्यच्–ઘાસ વગેરેને ખાવા જે તેઓને પીડે છે, માગે છે અથવા તેઓ તરફ જે જાય છે, તેથી બસ્ત–બકરો.

૫. अजति–गच्छति–तृणादीन् प्रति भक्षणार्थम्–अज गतौ–पचाद्यच्–'अजाविभ्याम्' इति निर्देशान्न वी – ખાવા માટે ઘાસ વગેરે તરફ જે ધસી જાય છે, તેથી અજ–બકરો.

૬. 'છેલક' નામની વ્યુત્પત્તિ તથા અર્થ પહેલા નામ પ્રમાણે જ છે, પણ પ્રત્યય–'बाहुलकाद् छेलकन्' થાય છે.

૭. स्तुभ्नोति–रुणद्धि दोषत्रयविकारान् त्रिदोषहरत्वात्–स्तुन्भु. सौत्रो धातुर्थः –मूलविभुजादित्वात् क –ત્રણે દોષોને દૂર કરનાર હોવાથી ત્રણે દોષોના વિકારોને જે રોકે છે, તેથી સ્તુભ–બકરો.

૧. 'अजा'ની વ્યુત્પત્તિ તથા અર્થ ૫ મા 'अज' પ્રમાણે છે, વિશેષમાં 'अजादित्वात् टाप्'।

૨. 'છાગી'ની વ્યુત્પત્તિ તથા અર્થ ૩ જા નામ પ્રમાણે જ છે, વિશેષ–'जातित्वाद् ङीप्'।

૩. 'स्तुभा'ની વ્યુત્પત્તિ તથા અર્થ ૭ મા પ્રમાણે છે, વિશેષ–માત્ર 'अजादित्वात् टाप्'।

૩. 'છેલિકા'ની વ્યુત્પત્તિ તથા અર્થ છઠ્ઠા નામ પ્રમાણે છે; સ્ત્રીપ્રત્યય જ વિશેષ છે.

૫. गले स्तनौ यस्याः सा 'स्वाङ्गाच्चोपसर्जनात्' इति वा ङाप्, 'अमूर्धमस्तकात्'–इति सप्तम्या वा अलुक्–જેના ગળે આંચળ હોય છે, તેથી ગલેસ્તની–બકરી.

## ગાડર (ઘેટાં)નાં નામો તથા માંસના ગુણો

मेढ्रो मेण्ढो हुडो मेषः उरणोऽप्येडकोऽपि च।
अविर्वृष्णिस्तथोर्णायु कथ्यन्ते तद्गुणा अथ॥७६॥
मेषस्य मांसं पुष्टं स्यात्पित्तश्लेष्मकरं गुरु।
तस्यवाण्डविहीनस्य मांसं किंचिल्लघु स्मृतम्॥७७॥

अन्वय–मेढ्रः मेण्ढः हुडः मेषः उरणः अपि च एडकः अविः वृष्णिः तथा ऊर्णायुः अपि (कथितः)॥ अथ तद्गुणाः कथ्यन्ते–मेषस्य मांसं पुष्टं स्यात्, (तथा) पित्तश्लेष्मकरं गुरु (भवति), आण्डविहीनस्य तस्यैव मांसं किंचित् लघु स्मृतम्॥

મેઢ્ર,[1] મેણ્ઢ,[2] હુડ,[3] મેષ,[4] ઉરણ,[5]

એડક,[1] અવિ,[7] વૃષ્ણિ[8] અને ઊર્ણાયુ[9] એટલાં ઘેટાનાં સંસ્કૃત નામો છે. હવે તેના ગુણો કહેવાય છે–ઘેટાનું માસ પુષ્ટિ આપનાર, પિત્ત તથા કફને કરનાર અને ભારે છે. જેના વૃષણ કાઢી લીધા હોય એવા ઘેટાનું માંસ કાંઈક હલકું છે. ૭૬,૭૭

૧ મેહતિ–સિઞ્ચતિ વીર્યં, મિહ સેચને–ष्ट्रन् (उणा. ૪–૧૪૧) જે વીર્યસિંચન કરે છે, તેથી મેઢ્ર–ઘેટો.

૨. મેહતિ–इत्यादि पूर्ववत्–पृषोदरादि.–મેષ્ઢ–અર્થ ઉપર પ્રમાણે જ થાય છે.

૩. होडति–गच्छति रभसावेशेन, हुड गतौ–'इगुपधे'-ति क–જે ઉતાવળિયો આવેશ કરી ધસે છે, તેથી હુડ–ઘેટો.

૪. मिषति–स्पर्धते अन्यैः सह, मिष स्पर्धायाम्–अच्–જે બીજાઓ સાથે સ્પર્ધા–સરસાઈ કરે છે, તેથી મેષ–ઘેટો.

૫. ऋच्छति अर्यते वा पित्तश्लेष्मभाव तत्पर-त्वात, ऋ गतौ–'अर्ते ष्युरुच'–(उणा. ५–१७) इति ष्युन्–જે પિત્ત તથા કફનો ભાગ વધારે ધારણ કરે છે અને તેથી જ જે પિત્ત–કફકારક છે, માટે ઉરણ–ઘેટો.

૬. इलति एलयति वा–गच्छति क्षिपते वा, इल गतिक्षेपणयो –ण्वुल्, डलयोरैक्यम्–જે ખૂબ ચાલી શકે છે અને અનાદર તથા તિરસ્કાર પામે છે તેથી એડક–ઘેટો.

૭. अवति–रक्षति अन्यान् पुष्टिकृत्वेन, अव रक्षणे–'सर्वधातुभ्य इन्' (उणा. ४–११८)–જે પુષ્ટિ કારક હોઈ બીજાઓનું રક્ષણ કરે છે, તેથી અવિ–ઘેટો.

૮. वर्षति–सिञ्चति वीर्यं कफ पित्त चापि तत्का-रकत्वात्–જે વીર્ય, કફ તથા પિત્તકારક હોઈ તેને સીંચે છે, તેથી વૃષ્ણુ–ઘેટો.

૯. ऊर्णा अस्ति अस्य–'ऊर्णाया युस्'–જેના પર ઊન હોય છે, તેથી ઊર્ણાયુ–ઘેટો.

## ધંબા ઘેટાનાં નામો તથા માંસના ગુણો

एडकः पृथुशृङ्गः स्यान्मेदःपुच्छस्तु दुम्बकः ।
एडकस्य पलं ज्ञेयं मेषामिषसमं गुणैः ॥
मेदःपुच्छोद्भवं मांसं हृद्यं वृष्यं श्रमापहम् ।
पित्तश्लेष्मकरं किञ्चिद्वातव्याधिविनाशनम् ॥७८॥

अन्वय.–एडकः पृथुशृङ्गः मेदःपुच्छः तु दुम्बकः स्यात्, एडकस्य पलं गुणैः मेषामिषसमं ज्ञेयम् । मेदःपुच्छोद्भवं मांसं हृद्यं वृष्यं श्रमापहं किञ्चित् पित्तश्लेष्मकरं वातव्याधिविनाशनम् (अस्ति) ॥

એડક,[1] પૃથુશૃંગ,[2] મેદઃપુચ્છ[3] અને દુંબક[4] એટલાં જેના પૂંછડા આગળ–ગાંઠ ઉપર મેદનો મોટો લોચો થાય છે, એવા ધંબા ઘેટાનાં સંસ્કૃત નામો છે. એ ઘેટાનાં માંસમાં બકરાના માંસના જેવા જ ગુણો જાણવા. એ માંસ હૃદયને ગમે એવું, મૈથુનશક્તિને વધારનાર, શ્રમને મટાડનાર, કાંઈક પિત્ત તથા કફને કરનાર અને વાયુસંબંધી રોગોનો નાશ કરનાર છે. ૭૮

૧. એડક–એ શબ્દની વ્યુત્પત્તિ તથા અર્થ ઘેટાંના છઠ્ઠા નામ પ્રમાણે છે.

૨. पृथुनी शृङ्गे यस्य स–જેનાં શિંગડાં પહોળાં ને ખૂબ મોટાં હોય છે, તેથી પૃથુશૃંગ–ધંબો ઘેટો.

૩. मेदः पुच्छे यस्य स.–જેના પૂછડામાં મેદનો લોચો ભર્યો હોય છે, તેથી મેદઃપુચ્છ–ધંબો ઘેટો.

૪. दुम्ब इति मेदोयुक्तपुच्छनाम्ना कायति–कै शब्दे–'अन्येभ्योऽपि'–इति ड.–જે મેદ ભરેલા પૂછડાંવાળો–એ નામથી દુંબ અથવા ધંબો એ નામે જાહેર છે, માટે દુમ્બક–ધંબો ઘેટો.

## ઘોડાનાં નામો તથા માંસના ગુણો

घोटके वीतितुरगतुरङ्गाश्वतुरङ्गमाः ।
वाजिवाहार्वगन्धर्वहयसैन्धवसप्तयः ॥७९॥
अश्वमांसं तु तुवरं वह्निकृत्कफपित्तलम् ।
वातहृद् बृंहणं बल्यं चक्षुष्यं मधुरं लघु ॥८०॥

अन्वय.–घोटके वीति–तुरग–तुरङ्ग–अश्व–तुरङ्गमा वाजि–वाह–अर्व–गन्धर्व–हय–सैन्धव–सप्तयः (प्रयुज्यन्ते)॥ अश्वमांसं तु तुवरं वह्निकृत् कफपित्तलं वातहृत् बृंहणं बल्यं चक्षुष्यं मधुरं लघु (भवति) ॥

ઘોટક,[1] વીતિ,[2] તુરગ,[3] તુરંગ,[4] અશ્વ,[5] તુરંગમ,[6] વાજી,[7] વાહ,[8] અર્વન્,[9] ગંધર્વ,[10] હય,[11] સૈંધવ[12] અને સપ્તિ[13] એટલાં ઘોડાનાં સંસ્કૃત નામો છે. ઘોડાનું માંસ તૂરું, અગ્નિ કરનાર, કફ તથા પિત્ત કરનાર, વાયુને હરનાર, પુષ્ટિ આપનાર, બળ આપનાર, નેત્રને હિતકારી, મધુર અને હલકું હોય છે. ૭૯,૮૦

૧. घोटत–परिवर्तते श्रान्तः सन् पृथिव्याम्, घुट परिवर्तने–ण्वुल्–જે થાકયો હોય ત્યારે પૃથ્વી પર આળોટે છે, તેથી ઘોટક–ઘોડો.

૨. वेति–गच्छति त्वरया, क्षिपति चान्यान् गत्या–वी गत्यादौ–क्विप्–જે ખૂબ ચાલી શકે છે અને જવામા બીજા પ્રાણીને થકવે છે, તેથી વીતિ–ઘોડો.

૩. तोरण तुर –तुर त्वरणे–घनर्थे क, बाहुलकाद् घञ् वा, तुरेण–त्वरया गच्छति–'अन्येभ्योऽपि.'–इति ड –જે વેગથી જાય છે, તેથી તુરગ–ઘોડો.

૪. तुरेण गच्छति–'गमश्च'–इति खच्, 'खच वा डित्'–'अरुर्द्विषद्'–इति मुम्–અર્થ ઉપર પ્રમાણે.

૫ अश्नुते–व्याप्नोति मार्गम् गत्या, अशू व्याप्तौ–'अशूप्रुषि'–(उणा १–१५१) इति क्वन्–જે પોતાની ચાલ વડે માર્ગને વ્યાપે છે, અથવા વેગથી રસ્તો કાપે છે, તેથી અશ્વ–ઘોડો.

૬. तुरङ्गम–ની વ્યુત્પત્તિ તથા અર્થ ૪થા નામ પ્રમાણે.

૭. भृशस्य वजति–गच्छति वेगेन, वज गतौ–'आवश्यके.'–इति णिनि –જે અત્યન્ત વેગથી જાય છે, તેથી વાજિન્–ઘોડો.

૮. उह्यत असौ अनेन वा रथादिक, वह प्राप्तौ–कर्मणि करणे वा घञ्, यद्वा वाहतेऽसौ वाह–अच्, यद्वा वाहते–प्रयत्न करोति यथाशक्ति गन्तु, वाहृ प्रयत्ने–अच्–જેના પર બેસાય છે, અથવા જેના સાધને રથ વગેરેને માર્ગે લઈ જવાય છે, અથવા પોતાના સવારને ઇષ્ટ સ્થાને જે પહોંચાડે છે, અથવા પોતાની શક્તિ પ્રમાણે ચાલવા જે પ્રયત્ન કરે છે, તેથી વાહ–ઘોડો.

૯. ऋच्छति–गच्छति–सत्वरम्, ऋ गतौ–'अन्येभ्योऽपि.'–इति वनिप्, यद्वा अर्वति–गच्छति वेगेन–अर्व गतौ–बाहुलकात् कनिन्–જે ઉતાવળો ચાલે છે, ઘણી ઝડપથી જાય છે, તેથી અર્વન્–ઘોડો.

૧૦. गन्धम् अर्वति–प्राप्नोति गन्धग्रहणस्वाभाव्यात्, स्वयं च गन्धयुक्तत्वाद्वा, अर्व गतौ–कर्मण्यण्, शकन्ध्वादि –જેનો સ્વભાવ ગંધ લેવાનો હોઈ ગંધ લીધા કરે છે, અથવા પોતે પણ ગંધવાળુ પ્રાણી છે, તેથી ગન્ધર્વ–ઘોડો.

૧૧ हयति–गच्छति सर्वेभ्योऽधिकं गतिमताम्, यद्वा हिनोति–गच्छति त्वरया, हय गतौ–इत्यस्मात्, हि गतौ–इत्यस्माद्वा अच्–જે ગતિવાળા બધા પ્રાણીઓમા સૌથી વધારે ચાલી શકે છે, અથવા ઘણી ઝડપથી ચાલી શકે છે, તેથી હય–ઘોડો.

૧૨. सिन्धुषु भवः–'तत्र भवः'–इत्यण्–જે સિન્ધુ દેશમા સારી પેદાશ ધરાવે છે, તેથી સૈન્ધવ–ઘોડો.

૧૩. सप्तति–सेनायां समवैति, षप समवाये–क्विन्, यद्वा बाहुलकात् ति –જે સેનામા સમાવેશ પામે છે, તેથી સપ્તિ–ઘોડો.

## કુલેચરો

### પાડાનાં નામો તથા માંસના ગુણો

महिषो घोटकारिः स्यात्कासरश्च रजस्वलः ।
पीनस्कन्धः कृष्णकायो लुलायो यमवाहनः ॥८१॥
महिषस्यामिषं स्वादु स्निग्धोष्णं वातनाशनम् ।
निद्राशुक्रप्रदं बल्यं तनुदार्ढ्यकरं गुरु ॥
वृष्यं च सृष्टविण्मूत्रं वातपित्तास्रनाशनम् ॥८२॥

अन्वय –महिष. घोटकारि कासर रजस्वल पीनस्कन्ध कृष्णकाय लुलाय च यमवाहन स्यात् ॥महिषस्य आमिष स्वादु स्निग्धोष्ण वातनाशनं निद्राशुक्रप्रदं बल्य तनुदार्ढ्यकर गुरु वृष्य सृष्टविण्मूत्र च वातपित्तास्रनाशनम् (भवति)॥

મહિષ,[1] ઘોટકારિ,[2] કાસર,[3] રજસ્વલ,[4] પીનસ્કંધ,[5] કૃષ્ણકાય,[6] લુલાય[7] અને યમ વાહન[8] એટલા પાડાનાં સંસ્કૃત નામો છે. પાડાનુ માંસ મધુર, સ્નિગ્ધ, ગરમ, વાયુને મટાડનાર, નિદ્રા આપનાર, વીર્યને વધારનાર, બળ આપનાર, શરીરને દૃઢ કરનાર, ભારે, મૈથુનશક્તિને વધારનાર, વિષ્ઠા તથા મૂત્રને બહુ ઉત્પન્ન કરનાર અને વાતપ્રધાન રક્તપિત્ત રોગને મટાડનાર છે. ૮૧,૮૨

૧ महति–पूजयति यमदेव तद्वाहनत्वात्, यद्वा मह्यते–पूज्यते–लोकैर्यमवाहनत्वाद् यमपूजासमय, मह पूजायाम्–'अविमह्योष्टिषच्;' यद्वा मह्यते–वर्धते पशुषु बलेन वपुषा च–महि‍ वृद्धौ–आगमशास्त्रानित्यत्वान्न नुम्–જે યમદેવનું વાહન હોઈ તેને પૂજે છે, અથવા યમદેવની પૂજા વખતે તેમના વાહનરૂપે લોકો જેને પૂજે છે અથવા પશુ જાતિમા સૌ કરતા બળ તથા શરીરથી જે વધે છે, તેથી મહિષ–પાડો.

૨. घोटकस्य अरिः, घोटकोऽरिर्यस्य वा–तयो परस्पर स्वाभाविकवैरत्वात्–ઘોડાનો જે શત્રુ છે અથવા ઘોડો જેનો શત્રુ છે, કેમકે એ બંનેનું વેર સ્વાભાવિક છે, તેથી ઘોટકારિ–પાડો.

૩ क–जले–आ–समन्तात् सरति तत्प्रियत्वात्, यद्वा ईषत् सरति स्थूलकायत्वात्, सृ गतौ–इत्यस्मात् अच्, ईषदर्थे को कादेश –જે પાણીમા ચોપાસ સરકે છે; કેમકે પાણી તેને પ્રિય હોય છે, અથવા શરીર ભારે હોવાથી જે ધીમી ચાલથી ચાલે છે, તેથી કાસર–પાડો.

૪. रजः अस्ति अस्य-'रज.कृष्या.'-इति वलच्-જેને લગભગ ધૂળ વળગી જ હોય છે, તેથી રજસ્વલ-પાડો.

૫. पीनः स्कन्धः यस्य सः-જેની ખાંધ ભરાવદાર અને પુષ્ટ હોય છે, તેથી પીનસ્કંધ-પાડો.

૬. कृष्णः कायः यस्य सः स्वभावेन-જેનું શરીર સ્વાભાવિક કાળું જ હોય છે, તેથી કૃષ્ણકાય-પાડો.

૭. लुलति-विशपलो मृद्नाति पङ्क, यद्वा लुडति-संश्लिष्यति पङ्कम्, लुल विमर्दने सौत्रो धातुः, यद्वा लुड सम्श्लेषे-इत्यस्मात्-'इगुपधे'ति कः, डलयोरैक्याच्च लुल., अयत-गच्छति मन्द स्थूलकायत्वात्, अय गतौ-पचाद्यच्, ततो लुलश्चासावयश्च लुलायः, यद्वा लुल धातोर्बाहुल्यादायद् प्रत्यय-જે કીચડને ખૂંદ્યા કરે છે, અથવા કાદવમાં પડ્યા કરે છે, તેથી કાદવ વડે ખરડાય છે અને શરીરે ભારે હોવાથી ધીમી ચાલથી ચાલે છે, તેથી લુલાય-પાડો.

૮. यमेन वाह्यत असौ, वहेर्ण्यन्तात् कर्मणि ल्युट्-જેના પર યમ સવારી કરે છે-બેસે છે, તેથી યમવાહન-પાડો.

### દેડકાંનાં નામો તથા ગુણો

मण्डूकः प्लवगो भेको वर्षाभूर्दर्दुरो हरिः ।
मण्डूकः श्लेष्मलो नातिपित्तलो बलकारकः ॥८३

મંડૂક,[1] પ્લવગ,[2] ભેક,[3] વર્ષાભૂ,[4] દર્દુર[5] અને હરિ[6] એટલાં દેડકાનાં સંસ્કૃત નામો છે. દેડકાનું માસ કફ કરનાર છે, બહુ પિત્ત કરનાર નથી અને બળ આપનાર છે. ૮૩

૧. मण्डयति-भूषयति जलाशय मेघर्तु च,मडि भूषायाम्-'शलमण्डिभ्यामूकण्'-જે જલાશયને તથા ચોમાસાની ઋતુને શોભાવે છે, તેથી મંડૂક-દેડકો.

૨. प्लवन प्लवः-एरच्, प्लवेन गच्छति-गमेर्ड-જે કૂદકો મારીમારીને જાય છે, તેથી પ્લવગ-દેડકો.

૩. बिभेति-सर्वप्राणिभ्य प्राय, ञिभी भये-'इण्भीका.'-(उणा-३-४३) इति कन्-જે લગભગ બધાં પ્રાણીઓથી ડરે છે, તેથી ભેક-દેડકો.

૪. वर्षासु भवति-क्विप्-વર્ષાઋતુમાં જે ઉત્પન્ન થાય છે, તેથી વર્ષાભૂ-દેડકો.

૫. दृणाति-विदारयति शब्दैः कर्णौ, दृ विदारणे-'मुकुरदर्दुरौ' (उणा. १-४०) इति निपातित.-જે શબ્દો વડે કાનને ખૂબ કંટાળો આપે છે, તેથી દર્દુર-દેડકો.

૬. हरति सर्वेषां मन, हृञ् हरणे-'सर्वधातुभ्य इन्'-જે સર્વના મનને આકર્ષે છે, તેથી હરિ-દેડકો.

## પાદી જલચર

### કાચબાનાં નામો તથા ગુણો

कच्छपो गूढपात्कूर्मः कमठो दृढपृष्ठकः ।
कच्छपो बलदो वातपित्तनुत्पुंस्त्वकारकः ॥८४॥

કચ્છપ,[1] ગૂઢપાત્,[2] કૂર્મ,[3] કમઠ[4] અને દૃઢપૃષ્ઠક[5] એટલાં કાચબાનાં સંસ્કૃત નામો છે. કાચબાનું માંસ બળ આપનાર, વાયુ તથા પિત્તને મટાડનાર અને પુરુષાતન દેનાર છે.

૧. कच्छेन-मुखसंपुटेन पिबति-'सुपी'ति योगविभागात् कः, यद्वा कच्छं-मुखसंपुट पाति-रक्षति, पा पाने-पा रक्षणे वा-आभ्याम् 'आतोऽनुपसर्गे क'-જે પોતાના મોઢાના સંપુટથી પીએ છે અથવા પોતાના મોઢાના સંપુટને સંતાડી દે છે-સાચવે છે, તેથી કચ્છપ-કાચબો.

૨. गूढाः पादा यस्य स.-જેના પગ ગુપ્ત-છૂપા-ઢંકાયેલા હોય છે, તેથી ગૂઢપાત્-કાચબો.

૩. कुत्सितः कौ वा ऊर्मिः-वेगो यस्य सः-જેનો વેગ અથવા ચાલ ખરાબ હોય છે અથવા જમીન ઉપર પણ જે ચાલી શકે છે, તેથી કૂર્મ-કાચબો.

૪. काम्यते बलार्थिभिर्बलदत्वात्, पुंस्त्वार्थिभिश्च पुंस्त्वकारकत्वात्, 'कमेरठ' (उणा. १-१००), यद्वा के-जले मठति-माद्यति निवसति च, मठ-मदनिवासयोः-पचाद्यच्-જેનું માંસ બલદાયી હોવાથી માંસાહારીઓ જેને ઇચ્છે છે અથવા જેનું માંસ પુંસ્ત્વાતનકારી હોવાથી પુરુષાતન ઇચ્છતા માંસાહારીઓ જેને ખાવા ઇચ્છે છે, તેથી કમઠ; અથવા પાણીમાં જે હર્ષ પામે છે અને રહે છે, તેથી પણ કમઠ-કાચબો.

૫. दृढ पृष्ठं यस्य स.-'शेषाद् विभाषे.'-ति कप्-જેની પીઠ મજબૂત હોય છે, તેથી દૃઢપૃષ્ઠક-કાચબો.

### તરતનાં મારેલાં જાનવરોના માંસના ગુણો

सद्योहतस्य मांसं स्याद्व्याधिघाति यथाऽमृतम् ।
वयस्यं बृंहणं सात्म्यमन्यथा तद्विवर्जयेत् ॥ ८५ ॥

अन्वय.-सद्योहतस्य मांसम् अमृत यथा (तथा) व्याधिघाति वयस्य बृंहण सात्म्य स्यात्, अन्यथा तद् विवर्जयेत् ॥

તરતનાં મારેલાં જાનવરનું માંસ અમૃતની પેઠે વ્યાધિને મટાડનાર, યૌવનને સ્થિર રાખનાર, પુષ્ટિ આપનાર અને શરીરને અનુકૂળ હોઈ હિતકારી સ્વભાવવાળું છે, માટે તેનું ગ્રહણ કરવું, પણ એથી ઊલટા-વાસી માંસનો તો ત્યાગ જ કરવો. ૮૫

**પોતાની મેળે મરેલા જાનવરના માંસના ગુણો**

**स्वयं मृतस्य चाल्पमतीसारकरं गुरु ।**

अन्वय –स्वयं मृतस्य (पशोर्मांसम्) अल्पम् अतीसारकरं च गुरु (भवति)॥

પોતાની મેળે મરી ગયેલા જાનવરનું માંસ અગ્નિની હાનિ કરનાર, ઝાડાનું દરદ કરનાર અને ભારે હોય છે

**ઘરડાં તથા બાળક જાનવરના માંસના ગુણો**

**वृद्धानां दोषलं मांसं बालानां बल्यदं लघु ॥८६॥**

वृद्धानां (पशूनां) मांसं दोषलं, बालानां बल्यदं लघु (स्मृतम्)॥

ઘરડા જાનવરનું માંસ દોષકારક–હાનિ કરનાર છે અને નાના જાનવરનું માંસ બળ આપનાર તથા હલકું હોય છે ૮૬

**સર્પે કરડેલા જાનવરના તથા સુકાયેલા માંસના ગુણો**

**त्रिदोषकृद् व्यालदष्टं शुष्कं शूलकरं परम् ।**

अन्वय–व्यालदष्टं (मांसं) त्रिदोषकृत्, शुष्कं परं शूलकरं (कथ्यते)॥

સર્પે કરડેલા જાનવરનું માંસ ત્રણે દોષને કરનાર છે અને સુકાયેલું માંસ બહુ જ શૂળ કરનાર કહેવાય છે

**ઝેર વગેરેથી મરેલા જાનવરના માંસના ગુણો**

**विषाम्बुपङ्कमृतस्यैतन्मृत्युदोषरुजाकरम् ॥८७॥**
**क्लिष्टमुत्क्लेशजनकं कृशं वातप्रकोपनम् ।**
**तोयपूर्णशिराजालं मृतस्याप्सु त्रिदोषकृत् ॥८८॥**

अन्वय –विषाम्बुपङ्कमृतस्य एतद् मृत्युदोषरुजाकरम्, क्लिष्टम् उत्क्लेशजनकं कृशं वातप्रकोपनम्, अप्सु मृतस्य तोयपूर्णशिराजालं मांसं त्रिदोषकृत् (भवति)॥

ઝેર, જળ કે રોગથી મરી ગયેલા જાનવરનું માંસ મરણ કરનાર છે, ત્રણે દોષોને ઉત્પન્ન કરનાર તથા રોગકારી છે, પાણીથી પલળેલું માંસ ગ્લાનિ–મોળ કે ઓકારી ઉપજાવનાર છે, દૂબળાનું દુર્બળ માંસ દૂબળાપણું કરનાર તથા વાયુનો પ્રકોપ કરનાર છે, અને પાણીમાં મરેલાનું માંસ પાણીથી ભરેલી નસોવાળું હોઈ ત્રણે દોષને ઉત્પન્ન કરનાર છે

**માંસ સંબંધી ખાસ સૂચના**

**विहङ्गेषु पुमान् श्रेष्ठः स्त्री चतुष्पदजातिषु ।**
**परार्धे लघु पुंसां स्यात्स्त्रीणां पूर्वार्धमादिशेत् ॥८९॥**
**देहमध्यं गुरुप्रायं सर्वेषां प्राणिनां स्मृतम् ।**
**पक्षक्षेपाद्विहङ्गानां तदेव लघु कथ्यते ॥९०॥**

अन्वय –विहङ्गेषु पुमान् श्रेष्ठः, चतुष्पदजातिषु स्त्री (श्रेष्ठा कथ्यते), पुंसां परार्धं लघु स्यात्, स्त्रीणां पूर्वार्धं (लघु) आदिशेत्॥ सर्वेषां प्राणिनां देहमध्यं गुरुप्रायं स्मृतम्, (तथापि) पक्षिणां पक्षक्षेपात् तद् एव (देहमध्यं) लघु कथ्यते॥

પક્ષીઓમાં પુરુષ જાતના પક્ષીનું માંસ ઉત્તમ છે અને પશુઓમાં સ્ત્રી જાતિના પશુનું માંસ ઉત્તમ છે (દરેક પ્રાણીમાં) પુરુષ–પ્રાણીઓના પાછલા અર્ધા ભાગનું માંસ હલકું છે અને સ્ત્રી–પ્રાણીના આગલા અર્ધા ભાગનું માંસ હલકું જાણવું, સઘળાં પ્રાણીઓના દેહનો મધ્યભાગ ઘણું કરી ભારે હોય છે, પણ પક્ષીઓ, પાંખોને ફડફડાવતા હોવાથી તેઓના દેહનો મધ્યભાગ હલકો કહેવાય છે

**गुरूण्यण्डानि सर्वेषां गुर्वी ग्रीवा च पक्षिणाम् ।**
**उरः स्कन्धोदरं कुक्षी पादौ पाणी कटी तथा ॥**
**पृष्ठत्वग्यकृदन्त्राणि गुरूणीह यथोत्तरम् ।**
**लघु वातकरं मांसं खगानां धान्यचारिणाम् ॥९१॥**
**मत्स्याशिनां पित्तकरं वातघ्नं गुरु कीर्तितम् ।**
**फलाशिनां श्लेष्मकरं लघु रूक्षमुदीरितम् ।**
**बृंहणं गुरु वातघ्नं तेषामेव पलाशिनाम् ॥९२॥**

अन्वय –सर्वेषां पक्षिणाम् अण्डानि च ग्रीवा गुरूणि (सन्ति) तथा उरः स्कन्धोदरं कुक्षी पादौ पाणी कटी पृष्ठत्वग्यकृदन्त्राणि इह यथोत्तरं गुरूणि (भवन्ति)॥ धान्यचारिणां खगानां मांसं लघु (सत्) वातकरं (कथितम्) मत्स्याशिनां (खगानां मांसं) पित्तकरं वातघ्नं गुरु कीर्तितम् फलाशिनां (खगानां मांसं) श्लेष्मकरं लघु रूक्षम् उदीरितम् पलाशिनां तेषाम् एव (मांसं) बृंहणं गुरु वातघ्नम् (भवति)।

સઘળી જાતના પક્ષીઓનાં ઈંડાં અને ડોકાં ભારે છે, છાતી ખભા, પેટ, કુખ, પગ, હાથ, કેડ, પીઠ, ચામડી, જમણું પડખાની ગાંઠ અને આંતરડાં–એઓમાં પહેલા પહેલાથી પછી પછીનાં ભારે હોય છે ધાન્ય ખાનારા પક્ષીઓનું માંસ હલકું છે અને વાયુ કરનાર છે, માછલાં ખાનારાં પક્ષીઓનું માંસ પિત્ત કરનાર, વાયુને હણનાર અને ભારે છે, ફળ ખાનારાં પક્ષીઓનું માંસ કફ કર-

નાર, કડવું અને રૂક્ષ છે, માંસ ખાનારા પક્ષીઓનું માંસ પુષ્ટિ આપનાર, ભારે અને વાયુને હરનાર છે ૯૧,૯૨

तुल्यजातिष्वल्पदेहा महादेहेषु पूजिता ।
अल्पदेहेषु शस्यन्ते तथैव स्थूलदेहिनः ॥९३॥

अन्वयः—महादेहेषु तुल्यजातिषु अल्पदेहाः पूजिताः, तथैव अल्पदेहेषु तुल्यजातिषु स्थूलदेहिनः शस्यन्ते ॥

જેઓનો દેહ કદાવર અને જાડો હોય છે એવા સરખી જાતના પ્રાણીઓમાં પાતળા દેહવાળાઓનું માંસ ઉત્તમ છે, અને જેઓનો દેહ નાના કદનો હોય છે એવા સરખી જાતના પ્રાણીઓમાં જાડા દેહવાળાઓનું માંસ ઉત્તમ હોય છે ૯૩

## જળચર માછલાં

### રોહિત મત્સ્યના લક્ષણ તથા ગુણો

रक्तोदरो रक्तमुखो रक्ताक्षो रक्तपक्षतिः ।
कृष्णपुच्छो मत्स्यश्रेष्ठो रोहितः कथितो बुधैः ॥९४॥
रोहितः सर्वमत्स्यानां वरो वृष्योऽर्दितार्तिजित् ।
कषायानुरसः स्वादुर्वातघ्नो नातिपित्तकृत् ।
ऊर्ध्वजत्रुगतान् रोगान्हन्याद्रोहितमुण्डकम् ॥९५॥

अन्वयः—रक्तोदरः रक्तमुखः रक्ताक्षः रक्तपक्षतिः कृष्णपुच्छः मत्स्यश्रेष्ठः बुधैः रोहितः कथितः ॥ सर्वमत्स्यानां रोहितः वरः वृष्यः अर्दितार्तिजित् कषायानुरसः स्वादुः वातघ्नः अतिपित्तकृत् न (अस्ति) रोहितमुण्डकम् ऊर्ध्वजत्रुगतान् रोगान् हन्यात् ॥

રાતા પેટવાળો, રાતા મોઢાવાળો, રાતી આંખોવાળો, રાતી પાંખોવાળો અને કાળા પૂછડાવાળો જે ઉત્તમ મત્સ્ય તેને વિદ્વાનોએ રોહિત કહ્યો છે સઘળા માછલાંઓમાં રોહિત[1] ઉત્તમ હોઈ મૈથુનશક્તિને વધારનાર, અર્દિતરોગને મટાડનાર, પરિણામે તૂરો, મધુર, વાયુને હરનાર અને બહુ પિત્ત કરનાર નથી રોહિતનું માથું ડોકની હાંસડીથી ઉપરના ભાગના રોગોનો નાશ કરે છે ૯૪,૯૫

૧ રોહિત ની વ્યુત્પત્તિ પ્રથમ અપાઈ છે

### શિલંધ મત્સ્યના ગુણો

सिलन्धः श्लेष्मलो बल्यो विपाके मधुरो गुरुः ।
वातपित्तहरो हृद्य आमवातकरश्च सः ॥९६॥

સિલંધ[1] કફકારી, બળ આપનાર, પાકમાં મધુર, ભારે, વાયુ તથા પિત્તને હરનાર, હૃદયને પ્રિય લાગે એવો અને આમવાતને ઉત્પન્ન કરનાર છે. ૯૬

૧ શિલન્ધ શબ્દ દેશ્ય-પ્રાકૃત છે, તેનું સંસ્કૃત રાજવલ્લભ શિલિન્દ લખે છે, તેમણે આ ૯૬ મા શ્લોક જેવો જ એ મત્સ્યના ગુણો બતાવતો આ શ્લોક પોતાના નિઘંટુમાં ઉતાર્યો છે—शिलिन्दः श्लेष्मलो बल्यो विपाके मधुरो गुरुः । आमवातकरो हृद्यो वातपित्तहरो मतः ॥—આ ઉપરથી—शिलिं ददाति इति शिलिन्दः, उञ्छवृत्तिम्—भाजोऽनुपसर्गे क, इत्यादि—કહેને જે ધારે છે, તે શિલિન્દ કહેવાતું માછલું

### ભકુર મત્સ્યના ગુણો

भकुरो मधुरः शीतो वृष्यः श्लेष्मकरो गुरुः ।
विष्टम्भजनकश्चापि रक्तपित्तहरः स्मृतः ॥९७॥

ભકુર[1] મત્સ્ય મધુર, ટાઢો, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, ભારે, મળને રોકનાર અને રક્તપિત્તને મટાડનાર મનાય છે ૯૭

૧ भं इतिवर्णपूर्वक कुरः शब्दो यस्य—इति भकुरः—कुर शब्दे—घञर्थे कविधानम्—જે પોતાના નામમાં 'ભ' અક્ષરપૂર્વક બોલાય છે, તેથી ભકુર કહેવાતું એક જાતનું માછલું

### મોચિકા મત્સ્યના ગુણો

मोचिका वातहृद्बल्या बृंहणी मधुरा गुरुः ।
पित्तहृत्कफकृद्रुच्या वृष्या दीप्ताग्नये हिता ॥९८॥

મોચિકા[1] મત્સ્ય વાયુને હરનાર, બળ આપનાર, પુષ્ટિ આપનાર, મધુર, ભારે, પિત્તને હરનાર, કફ કરનાર, રુચિ ઉપજાવનાર, મૈથુન શક્તિને વધારનાર અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળાને હિતકારી છે ૯૮

૧ मुच्यते जनता वातादिरोगेभ्यो जनः मुच्लृ मोचने—घञ् यद्वा मुञ्चति माधुर्यप्रभृत्युत्तमगुणान्, ण्वुल् टाप्, अत इत्वं च—જેનાથી માણસ વાયુ વગેરેના રોગોથી છૂટે છે અથવા મધુરતા વીર્યવૃદ્ધિ વગેરે ગુણોને જે પ્રકટ કરે છે તેથી મોચિકા નામની માછલી

### પાઠીન મત્સ્યના ગુણ-દોષ

पाठीनः श्लेष्मलो बल्यो निद्रालुः पिशिताशनः ।
दूषयेद्रुधिरं पित्त-कुष्ठरोगं करोति च ॥९९॥

अन्वयः—पाठीनः श्लेष्मलः बल्यः निद्रालुः पिशिताशनः (सन्) रुधिरं दूषयेत् च पित्तकुष्ठरोगं करोति ॥

પાઠીન[1] મત્સ્ય કફ કરનાર, બળ આપનાર, ઊંઘવાના સ્વભાવવાળો હોઈ નિદ્રા આપનાર,

માંસને તોડનાર, લોહીને બગાડનાર અને પિત્ત તથા કોઢના રોગને કરનાર છે. ૯૯

૧. પાઠીં–પૃષ્ઠ નમયતિ, ણમ પ્રહ્વત્વે–ણ્યન્તાત્ 'અન્યેભ્યોઽપિ–' ઇતિ ડ–'અન્યેષામપિ–' ઇતિ દીર્ઘશ્ચ, યદ્વા અવશ્ય પઠતિ, પઠ વ્યક્તાયાં વાચિ–'આવશ્યકે ણિનિ –' પાઠી–દ્વિજ', તસ્ય ઇન ઇવ અપેક્ષિત, હવ્યકવ્યયો. પ્રશસ્તત્વાત્–જે પીઠને નમાવે છે, તેથી પાઠીન; અથવા અવશ્ય વેદ જાણનાર યાજ્ઞિક બ્રાહ્મણોનો જાણે રાજા કે સ્વામી હોય તેવો છે, કેમકે તેઓના યજ્ઞકાર્ય તથા પિતૃકાર્યમાં તે માછલાનો હવિષ તરીકે તથા પિતૃબલિ તરીકે તે બ્રાહ્મણોને તેની જરૂર પડે છે, તેથી પાઠી+ઇન–પાઠીન કહેવાતુ એક માછલુ.

## શૃંગી મત્સ્યના ગુણો

शृङ्गी तु वातशमनी स्निग्धा श्लेष्मप्रकोपनी।
रसे तिक्ता कषाया च लघ्वी रुच्या स्मृता बुधैः॥

अन्वय –शृङ्गी तु वातशमनी स्निग्धा श्लेष्मप्रकोपनी रसे तिक्ता कषाया लघ्वी च रुच्या बुधै. स्मृता॥

શૃંગી[1] માછલી વાયુને શમાવનારી, સ્નિગ્ધ, કફને કોપવનારી, રસમા કડવી, તૂરી, હલકી અને રુચિ ઉપજાવનાર તરીકે વિદ્વાનોએ કહી છે.

૧. શૃણાતિ–હિનસ્તિ ક્ષુદ્રાન્ જલજન્તૂન્ વાયુ ચાપિ, શૃ હિંસાયામ્–'શૃણાતેર્હ્રસ્વશ્ચ' (ઉણા. ૧–૧૨૬) ઇતિ ગન્, હ્રસ્વત્વ કિત્વં નુડાગમશ્ચ, 'પુયોગાદિ'તિ, 'જાતેરિ'તિ વા ઙીષ્–જે ક્ષુદ્ર જળજીવોનો તથા વાયુનો પણ નાશ કરે છે, તેથી શૃંગી નામની એક જાતની માછલી, જે મદ્ગુ મત્સ્યની સ્ત્રી ગણાય છે.

## ઇલ્લીસના ગુણો

इल्लीसो मधुरः स्निग्धो रोचनो वह्निवर्धनः।
पित्तहृत्कफकृत्किञ्चिल्लघुर्वृष्योऽनिलापहः ॥१०१॥

ઇલ્લીસ[1] માછલી મધુર, સ્નિગ્ધ, રુચિ કરનાર, અગ્નિને વધારનાર, પિત્તને હરનાર, કફને કરનાર, કાંઈક હલકી, મૈથુનશક્તિને વધારનાર અને વાયુને હણનાર છે. ૧૦૧

૧. આ હલ્લીસ નામ કોઈ પ્રાકૃત–દેશ્ય જણાય છે; હીંદીમાં 'હિલ્સા' કહેવાય છે: આનું સંસ્કૃત ઉદ્ભટે 'इलीश' લખ્યુ છે, એ ઉપરથી–इली इव शोभते य आकृत्या–इति इलीश, शुभ दीप्तौ–ड प्रत्यय –જે આકારથી કટાર જેવું શોભે છે, તેથી ઇલીશ કહેવાતું એક જાતનું માછલું.

## શષ્કુલીના ગુણો

शष्कुली ग्राहिणी हृद्या मधुरा तुवरा स्मृता।

શષ્કુલી[1] માછલી ઝાડાને રોકનારી, હૃદયને પ્રિય લાગે એવી, મધુર અને તૂરી કહી છે.

૧. શપતિ–હિનસ્તિ ક્ષુદ્રાન્ જલજીવાન્, સ્વયં ચ શપ્યતે–હિંસ્યતે અન્યૈર્માંસાહારિભિશ્ચેતિ શષ્કુલી, શપ હિંસાયામ્–ઉણાદિ. કુલચ્ પ્રત્યય, જાતિત્વાદ્ ઙીષ્–જે હલકા જળજીવોનો નાશ કરે છે અને પોતે પણ બીજા માંસાહારીઓથી હણાય છે, તેથી શષ્કુલી નામે કહેવાતી–માછલી

## ગર્ગરના ગુણો

गर्गरः पित्तलः किञ्चिद्वातजित्कफकोपनः ॥१०२॥

ગર્ગર[1] માછલું પિત્ત કરનાર, કાંઈક વાયુને મટાડનાર અને કફને કોપાવનાર છે.

૧. 'ગર્ગ' ઇતિ શબ્દં રાતિ, રા દાને–'આતોઽનુપસર્ગે' ક–જે ગર્ગ એવો અવાજ કરે છે, તે એક જાતનું માછલુ ગર્ગર કહેવાય છે.

## કવિકાના ગુણો

कविका मधुरा स्निग्धा कफघ्नी रुचिकारिणी।
किञ्चित्पित्तकरी वात-नाशिनी वह्निवर्धिनी॥१०३

કવિકા[1] માછલી મધુર, સ્નિગ્ધ, કફને હણનારી, રુચિ કરનારી, કાંઈક પિત્ત કરનારી, વાયુનો નાશ કરનારી અને અગ્નિને વધારનારી છે.

૧. કવતે–શબ્દં કરોતિ, કૂયતે–વર્ણ્યતે વા તત્સ્વાદજ્ઞૈ,–કુઙ્ શબ્દે–'કૃનાદિભ્યો વુન્' (ઉણા ૫–૩૫) ઇતિ વુન્, ટાપ્, અત ઇત્વ ચ–જે અવાજ કરે છે, તેથી અથવા જેનો સ્વાદ જાણતા લોકો જેને વખાણે છે, તેથી કવિકા–નામે કહેવાતી માછલી

## વર્મિ મત્સ્યના ગુણો

वर्मिमत्स्यो हरेद्वातं पित्त रुचिकरो लघु ॥१०४॥

अन्वय –वर्मिमत्स्य वात पित्तं हरेत्, रुचिकर लघु (भवति)॥

વર્મિ[1] માછલુ વાયુને તથા પિત્તને હરનાર, રુચિ ઉપજાવનાર અને હલકુ છે.

૧. વ્રિયતે–સ્વીક્રિયતે મત્સ્યાશિભિર્વિશેષાદ્ રુચિકરત્વાત્, વૃઞ્ વરણે–બાહુલકાત્ મિન્–જે રુચિકારક હોવાથી મત્સ્ય ખાનારાઓ વડે ખાસ પસંદ કરાય છે, તેથી વર્મિ કહેવાતું એક જાતનું માછલું.

## દંડ મત્સ્યના ગુણો

दण्डमत्स्यो रसे तिक्तः पित्तरक्तं कफं हरेत्।
वातसाधारणः मोचकः शुक्लो बलवर्धनः॥१०५

अन्वय -दण्डमत्स्यः रसे तिक्तः (सन्) पित्तरक्त कफ (च) हरेत् (तथा) वातसाधारणः शुक्र. बल-वर्धनः प्रोक्तः ॥

દંડ[1] મત્સ્ય રસમાં કડવો હોઈ પિત્તયુક્ત લોહીવિકાર તથા કફને મટાડનાર, સાધારણ વાયુ કરનાર અને વીર્યને તથા બળને વધારનાર છે. ૧૦૫

૧. दण्ड.-दण्डाकारः अस्ति अस्य-अर्शआद्यच्-જેનો આકાર લાકડી જેવો હોય છે, તેથી દંડ કહેવાતું એક જાતનું માછલું.

### એરંગ મત્સ્યના ગુણો

**एरङ्गो मधुरः स्निग्धो विष्टम्भी शीतलो लघुः ॥१०६**

એરંગ[1] માછલું મધુર, સ્નિગ્ધ, મળને રોકનાર, ટાઢું અને હલકું છે. ૧૦૬

૧. आ समन्तात् ईरयति-प्रेरयति-भक्षयितु मत्स्यादिन. माधुर्यात्, आङ्पूर्वक-ईर धातोः अङ्गच्-उणादिः (१-११८)-' गिडादिभ्यः कित् '-જે મધુર હોવાથી મત્સ્ય ખાનારાઓને ચોપાસ ખાવાની પ્રેરણા કરે છે, તેથી એરંગ કહેવાતું માછલું.

### મહાશફર મત્સ્યના ગુણો

**महाशफरसञ्ज्ञस्तु तिक्तः पित्तकफापहः ।**
**शिशिरो मधुरो रुच्यो वातसाधारणः स्मृतः ॥१०७**

મહાશફર[1] મત્સ્ય કડવો, પિત્ત તથા કફને હણનાર, ટાઢો, મધુર, રુચિ ઉપજાવનાર અને સાધારણ વાયુ કરનાર છે. ૧૦૭

૧. शफं-गवादीनां खुराकारं राति-रा दाने ' आतोऽनुपसर्गे कः '-शफर , महांश्चासौ शफरः महाशफर -ગાય વગેરેની ખરી જેવા આકારને ધારણ કરતું મોટું માછલું મહાશફર કહેવાય છે.

### ગરઘ્રી માછલીના ગુણો

**गरघ्नी मधुरा तिक्ता तुवरा वातपित्तहृत् ।**
**कफघ्नी रुचिकृल्लघ्वी दीपनी बलवीर्यकृत् ॥१०८॥**

ગરઘ્રી[1] માછલી મધુર, કડવી, તૂરી, વાયુ તથા પિત્તને હરનારી, કફને હણનારી, રુચિ કારક, હલકી, અગ્નિને પ્રદીપ્ત કરનારી અને બળ તથા વીર્યને વધારનારી છે. ૧૦૮

૧. गर-विष हन्ति-' अमनुष्यकर्तृके च ' इति टक्-टित्वाद् ङीप्-જે વિષ અથવા ઝેરનો નાશ કરે છે, તે માછલી ગરઘ્રી કહેવાય છે.

### મંગુરી મત્સ્યના ગુણો

**मद्गुरो वातहृद्बल्यो वृष्यः कफकरो लघुः ॥१०९॥**

મંગુરી[1] મત્સ્ય વાયુને હરનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર અને હલકો છે. ૧૦૯

૧. मज्जति-गच्छति वृष्यत्वादिगुण, मत्विं गतौ-मद्गुरः, यद्वा-माद्यति प्रभूत जल प्राप्य, यद्वा मज्जति जलान्तरे विशेषात् इति मद्गुरः-'मद्गुरादयश्च'-(उणादि-१,४१) इति निपातितः-જે વીર્યવર્ધક આદિ ગુણને ધારણ કરે છે, તેથી મગુર અથવા પુષ્કળ પાણી મેળવીને આનંદ પામે છે અથવા ખાસ કરી પાણીની અંદર ડૂબ્યું રહે છે, તેથી મદ્ગુર અથવા મંગુર કહેવાતું એક જાતનું માછલું.

### પગવાળાં માછલાંના ગુણો

**सपादमत्स्यो मेधाकृन्मेदःक्षयकरश्च सः ।**
**वातपित्तकरश्चापि रुचिकृत्परमो मतः ॥ ११० ॥**

अन्वयः-सपादमत्स्यः मेधाकृत् मेदःक्षयकरः स च वातपित्तकरः अपि च परमः रुचिकृत् मतः ॥

સપાદમત્સ્ય[1]-પગવાળું માછલું ધારણાશક્તિવાળી બુદ્ધિને વધારનાર, મેદને ઓછો કરનાર, વાયુ તથા પિત્તને કરનાર અને બહુ જ રુચિ ઉપજાવનાર મનાય છે. ૧૧૦

૧. पादैः सह वर्तते इति सपाद , सपादश्चासौ मत्स्यः-જે માછલાંને પગ હોય છે, તે સપાદમત્સ્ય કહેવાય છે.

### પ્રોષ્ઠી માછલીના ગુણો

**प्रोष्ठी तिक्ता कटुः स्वादुः शुक्रदा कफवातजित् ।**
**स्निग्धास्यकण्ठरोगघ्नी रोचनी च लघुः स्मृता ॥**

પ્રોષ્ઠી[1] માછલી કડવી, તીખી, મધુર, વીર્યને વધારનાર, કફ તથા વાયુને મટાડનાર, સ્નિગ્ધ, મોઢાના તથા કંઠના રોગને મટાડનાર, રુચિ ઉપજાવનાર અને હલકી મનાય છે.

૧. प्रकृष्ट ओष्ठाऽस्याः-प्रादिबहुव्रीहिः-' ओत्वोष्ठयोः समासे '-इति पररूपम्, 'नासिकोदरोष्ठे' ति, 'जातेरि' ति वा ङीप्-જેના હોઠ મોટા હોય છે, તેથી પ્રોષ્ઠી કહેવાતી એક જાતની માછલી.

### ઝીણાં માછલાંના ગુણો

**क्षुद्रा मत्स्याः स्वादुरसा दोषत्रयविनाशनाः ।**
**लघुपाका रुचिकरा बल्यास्ते हिता मताः ॥११२**

ઝીણાં માછલાં મધુર રસવાળાં, ત્રણે દોષને મટાડનાર, તરત પચી જાય એવાં, રુચિ ઉપજાવનાર, બળ આપનાર અને હિતકારી મનાય છે. ૧૧૨

બહુજ ઝીણા માછલાના ગુણો

अतिसूक्ष्मा पुंस्त्वहरा रुच्या कासानिलापहा ॥

બહુ જ ઝીણા માછના પુરુષાતનને હરી લેનારા, રુચિ ઉપજાવનારા અને ઉધરસ તથા વાયુને મટાડનારા છે ૧૧૩

માછલાના ઈંડાના ગુણો

मत्स्यगर्भो भृशं वृष्यः स्निग्धः पुष्टिकरो लघुः ।
कफमेदप्रदो बल्यो ग्लानिकृन्मेहनाशनः ॥११४॥

માછલાના ગર્ભરૂપ-ઈંડા મૈથુનશક્તિને બહુ જ વધારનાર, સ્નિગ્ધ પુષ્ટિ આપનાર, હલકા, કફ તથા મેદને વધારનાર, બળ આપનાર, ગ્લાનિ કરનાર અને પ્રમેહનો નાશ કરનાર છે ૧૧૪

સુકાયેલા માછલાના દોષો

शुष्कमत्स्या न बल्याः स्युर्दुर्जरा विड्विबन्धिनः ॥

अन्वय–शुष्कमत्स्या बल्या न स्युः (प्रत्युत) दुर्जराः विड्विबन्धिनः (स्युः) ॥

સુકાઈ ગયેલા માછલા બળ માટે હિતકારી નથી, ઊલટા માંડ પચે એવા અને ઝાડાને રોકનારા છે ૧૧૫

બળેલા માછલાના ગુણો

दग्धमत्स्यो गुणैः श्रेष्ठः पुष्टिकृद्बलवर्धनः ॥११६॥

બળેલા માછના ઉત્તમ ગુણવાળા પુષ્ટિ આપનાર અને બળને વધારનારા છે ૧૧૬

કૂવા વગેરે પાણીમા ઉપજ થયેલા માછલાના ગુણો

कौपमत्स्या¹ शुक्रमूत्रकुष्ठश्लेष्मविवर्धनाः ।
सरोजा² मधुरा स्निग्धा बल्या वातविनाशनाः ॥
नादेया³ बृंहणा मत्स्या गुरवोऽनिलनाशनाः ।
रक्तपित्तकरा वृष्या स्निग्धोष्णा स्वल्पवर्चसः ॥
चौञ्जा⁴ पित्तकरा स्निग्धा मधुरा लघवो हिमाः ।
ताडागा⁵ गुरवो वृष्या शीतला बलमूत्रदाः ॥
ताडागा वा निर्झरजा⁶ बलायुर्मतिवर्धनाः ॥११९॥

કૂવાના માછલા વીર્ય, મૂત્ર, કોઢ અને કફને વધારનારા છે, છૂટા તળાવના માછના મધુર, સ્નિગ્ધ બળ આપનાર અને વાયુનો નાશ કરનારા છે, નદીના માછના પુષ્ટિ આપનાર, ભારે, વાયુનો નાશ કરનારા, રક્તપિત્ત કરનારા, મૈથુનશક્તિને વધારનારા, સ્નિગ્ધ તથા ગરમ હોઈ ખાધાથી ઘણી જ થોડી વિષ્ઠા કરનારા છે. હોજના માછના પિત્ત કરનાર, સ્નિગ્ધ, મધુર, હલકા અને ટાઢા છે, બાંધેલા તળાવના માછલા ભારે, મૈથુનશક્તિ આપનારા, ટાઢા અને બળ તથા મૂત્રને વધારનારા છે, પાણીના ઝરણામા થયેના માછલા તળાવના માછલાની પેઠે બળ, આયુષ, બુદ્ધિ તથા નેત્રની શક્તિને વધારનારા છે ૧૧૭-૧૧૯

૧ कूपे भवा मत्स्या कौपा –भवार्थेऽण्, कौपाश्च ते मत्स्या–કૂવામા થયેના માછલા–કૌપમત્સ્ય

૨ सरसि जाता सरोजा – सप्तम्या जनेड –ખુલ્લા સરોવરમા થયેલા માછના–સરોજ

૩ नद्या भवा भवार्थे–नद्यादिढक्–નદીમા થયેલા માછના–નાદેય

૪ चौञ्ज भवा–चौञ्जा –भवार्थेऽण् હોજના માછના ચૌંજ કહેવાય છે

૫ तडागे भवा भवार्थेऽण् ताडागा – બાંધેલા તળાવમા ઉત્પન્ન થયેલા માછના તાડાગ કહેવાય છે

૬ निर्झरेषु जाता निर्झरजा सप्तम्या जनेड – પાણીના ઝરણામા થયેલા માછના નિર્ઝરજ કહેવાય છે

કઈ ઋતુમા કયા માછલાઓનો ઉપયોગ હિતકારી છે?

हेमन्ते कूपजा मत्स्याः शिशिरे सारसा हिताः ।
वसन्ते त नु नादेया ग्रीष्मे चौञ्जसमुद्भवाः ॥१२०॥
तडागजाता वर्षासु तास्त्वपथ्या नदीभवाः ।
नैर्झरा शरदि श्रेष्ठा विशेषोऽयमुदाहृतः ॥१२१॥

अन्वय–हेमन्ते कूपजाः मत्स्याः हिताः शिशिरे सारसाः हिताः वसन्ते तु नादेयाः ते हिताः ग्रीष्मे चौञ्जसमुद्भवाः हिताः वर्षासु तडागजाताः हिताः तासु नदीभवाः अपथ्याः शरदि नैर्झराः श्रेष्ठाः अयं विशेष उदाहृतः ॥

હેમંતઋતુમા કૂવાના માછલા, શિશિરઋતુમા છૂટા તળાવના માછલા, વસંતઋતુમા નદીના માછલા, ગ્રીષ્મઋતુમા હોજના માછલા અને વર્ષાઋતુમા બાંધેલા તળાવના માછલા હિતકારી છે, પણ વર્ષાઋતુમા નદીના માછલા હિતકારી નથી, અને શરદઋતુમા ઝરણાના માછલા શ્રેષ્ઠ છે, આ ખાસ વિશેષતા કહી છે.

## ૧૧ : કૃતાન્નવર્ગ

### રાંધેલાં અન્ન વિષે પરિભાષા કે સૂચના

**समवायिनि हेतौ ये मुनिभिर्गणिता गुणाः ।**
***कार्येऽपि तेऽखिला ज्ञेयाः परिभाषेति भाषिता ॥१***

अन्वय.—समवायिनि हेतौ ये गुणाः मुनिभिः गणिताः ते अखिलाः कार्ये अपि ज्ञेयाः, इति परिभाषा भाषिता ॥

મૂળ કારણરૂપ પદાર્થોમાં જે ગુણો મુનિઓએ કહ્યા છે, તે સઘળા ગુણો, તેઓનાં કાર્યમાં એટલે તે પદાર્થોમાંથી બનાવવામાં આવેલી વાનીઓમાં પણ સમજવા, એ સામાન્ય સૂચના કહી છે. ૧

**क्वचित्संस्कारभेदेन गुणभेदो भवेद्यतः ।**
**भक्तं लघु पुराणस्य शालेस्तच्चिपिटो गुरुः ॥२॥**

अन्वय.—क्वचित् संस्कारभेदेन गुणभेदः भवेत्, यतः पुराणस्य शालेः भक्तं लघु (स्यात्), तच्चिपिटः गुरुः (भवेत्) ॥

કોઈક અન્નમાં સંસ્કારોની જુદાઈને લીધે ગુણોની પણ જુદાઈ થાય છે; જેમ કે જૂની ડાંગેરનો ભાત હલકો થાય છે, પણ તેના પૌંઆ ભારે થાય છે. ૨

**क्वचियोगप्रभावेण गुणान्तरमपेक्षते ।**
**कदन्नं गुरु सर्पिश्च तद् युक्तं सुपचं भवेत् ॥ ३ ॥**

अन्वय.—क्वचित् योगप्रभावेण गुणान्तरम् अपेक्षते, (यथा–) कदन्नं च सर्पिः गुरु (अस्ति, किन्तु) तत् युक्तं सुपचं भवेत् ॥

કોઈક સ્થળે સંયોગના પ્રભાવથી પણ ગુણોનો ફેરફાર થાય છે; જેમ કે ખરાબ અન્ન અને ઘી (બન્ને) ભારે છે, પરંતુ તે જ ખરાબ અન્ન અને ઘી બન્ને ભેગાં ખાધાં હોય તો, (હલકાં થઈ) સહેજે પચી જાય તેવાં થાય છે. ૩

### રાંધેલા ચોખા કે ભાતનાં નામો

**भक्तमन्नं तथान्धश्च क्वचित्कूरं च कीर्तितम् ।**
***ओदनोऽस्त्री स्त्रियां भिस्सा दीदिविः पुंसि भाषितः ४***

अन्वयः—भक्तम् अन्नं तथा च अन्धः क्वचित् च कूरं कीर्तितम्, ओदनः अस्त्री, भिस्सा स्त्रियां, दीदिविः पुंसि भाषितः ॥

ભક્ત,[1] અન્ન,[2] અંધસ્,[3] કોઈક ગ્રંથમાં કૂર,[4] ઓદન[5]–પુલ્લિંગે તથા નપુંસકલિંગે છે, ભિસ્સા[6]–સ્ત્રીલિંગે છે અને દીદિવિ[7]–પુલ્લિંગે છે; એટલાં ભાતનાં સંસ્કૃત નામો છે. (ભાત–ખોરાક.) ૪

૧. भज्यते–सेव्यते स्म बुभुक्षितैः–भज सेवायाम्–कर्मणि क्तः–જેને ભૂખ્યાં લોકોએ સેવેલ છે, તેથી ભક્ત–ભાત–ખોરાક.

૨. अद्यते–भक्ष्यते क्षुन्निवारणार्थं जनैः, अद भक्षणे–कर्मणि क्त –'अन्नाण्णः' इति निपातनात्, 'बहुलं छन्दसि' इति वा न जग्धिः–જેને લોકો ભૂખ મટાડવા ખાય છે, તેથી અન્ન–ભાત–ખોરાક.

૩. अद्यते–भक्ष्यते प्राणिभिः, अद भक्षणे–'अदेर्नुम् धौ च' (उणा. ४–२–१) इत्यसुन्, यद्वा–अन्धयति–विना स्व प्राणिनां दृष्टिमुपघातयति इति अन्धः–अन्ध दृष्ट्युपघाते–असुन् (उणा. ४–१८९)–જેને પ્રાણીઓ ખાય છે તેથી અથવા પોતાના વિના જે પ્રાણીઓની દૃષ્ટિનો નાશ કરે છે–જેના વિના લોકોની આંખે અંધારાં આવે છે, તેથી અન્ધસ્–ભાત–ખોરાક.

૪. वयनं ऊः–वेञ् तन्तुसंताने–सम्पदादित्वात् भावे क्विप्, ततः कौ–पृथिव्यां उवं–वयन–मूलतन्तुसंतानं लाति राति वा–'आतोऽनुपसर्गे कः'–જમીનની અંદર પોતાનાં મૂળિયાની પરંપરાને જે ગ્રહણ કરે છે, તે કૂર–અનાજ, અથવા कौति–शब्द करोति अस्य भक्षणेन प्राणी, कु शब्दे–'खुरक्षुर'–(हैम उणा. ३९६) इति रान्तो निपात्यते'–इति कूरम्–इति हैम.–જેને ખાવાથી પ્રાણી બોલે છે–શબ્દ કરી શકે છે–જેને ખાધું ન હોય તો બોલી શકાય પણ નહિ, તેથી કૂર–ભાત–અનાજ, એમ હૈમ શબ્દકોશમાં વ્યુત્પત્તિ લખી છે.

૫. उनत्ति–क्लिद्यति–जलभृतालवालेषु क्षेत्रे पाककाले, ततश्च पाचनकाले स्थाल्यामपि, उन्दी क्लेदने–'उन्देर्नलोपश्च'–इति युच्, यद्वा ऊर्दते–क्रीडति प्राणी अस्य भक्षणेन, ऊर्द क्रीडायाम्–करणे ल्युट्, पृषोदरादिः–ખેતરમાં પાકતી વેળા પાણીથી ભરેલા ક્યારાઓમાં રહી જે ભીનાશ ધરાવે છે, તેમ જ રંધાતી વેળા પણ તપેલી વગેરેમા રહી પાણીની ભીનાશ ધરાવે છે, તેથી ઓદન; અથવા જેને ખાવાથી પ્રાણી રમે–આનંદી બને છે, તેથી ઓદન–ભાત–રાંધેલા ચોખા.

૬. बभस्ति–दीप्यते बलवीर्यतेजसा, भस दीप्तौ–बाहुलकात् सः–'बहुलं छन्दसि' इतीत्वम्–'ब्राह्मणभिस्सा' इति सूत्रे भाष्यप्रयोगाल्लोकेऽपि; यद्वा भेदनं भिद्–संपदादित्वात् क्विप्, ततो भिदं शरीरस्य, स्यति–नाशयति–भक्षणद्वारा बलवीर्यप्रदत्वात्, षोऽन्तकर्मणि–'आतोऽनुपसर्गे कः', पृषोदरादिः–બળ તથા વીર્યના પ્રકાશથી જે

પ્રકાશે છે, તેથી ભિસ્સા; અથવા જેને ખાવાથી બળવીર્ય પ્રાપ્ત થાય છે, જેથી શરીરનું ભાંગવું-તૂટવું અટકે છે-ભૂખથી થતી શરીરની કળતર કે તટનો જે નાશ કરે છે, તેથી ભિસ્સા-ભાત-ખોરાક.

૭. दीव्यति-क्रीडति प्राणी अस्य भक्षणात्, दिवु क्रीडायाम्-' दिवो द्वे दीर्घश्चाऽभ्यासस्य ' (उणा. ४-५५) इति क्विन् प्रत्यय.-જેને ખાવાથી પ્રાણી રમે-આનંદી બને છે, તેથી દીદિવ-ભાત-ખોરાક.

### ભાત રાંધવાની રીત

सुधौतांस्तण्डुलान् स्फीतांस्तोये पञ्चगुणे पचेत् ।
तद्भक्तं प्रस्तुतं चोष्णं विशदं गुणवन्मतम् ॥५॥

अन्वय -सुधौतान् स्फीतान् तण्डुलान् पञ्चगुणे तोये पचेत्, तद् उष्णं प्रस्तुत भक्त विशद गुणवत् मतम् ॥

સારી રીતે ધોયેલા ઉત્તમ ચોખાને પાંચગણા પાણીમાં રાંધવા. તે ગરમ ગરમ ભાત સ્વચ્છ, ગુણકારી અને વખાણવા યોગ્ય થયેલો મનાય છે. ૫

### ભાતના ગુણો તથા દોષો

भक्तं वह्निकरं पथ्यं तर्पणं रोचनं लघु ।
अधौतमश्रुतं शीतं गुर्वरुच्यं कफप्रदम् ॥६॥

अन्वय -भक्त वह्निकर पथ्य तर्पण रोचन लघु (अस्ति, तद् एव) अधौतम् अश्रुत शीत (सत्) गुरु अरुच्य कफप्रदम् (भवति) ॥

ભાત અગ્નિ કરનાર, પથ્ય, તૃપ્તિ આપઆપનાર, રુચિ ઉપજાવનાર અને હલકો છે; છતાં તેજ ભાત નહીં ધોયેલો, ઓછો ચડેલો અને ટાઢો થઈ ગયો હોય તો ભારે, અરુચિ કરનાર અને કફ કરનાર થાય છે. ૬

### દાળનાં નામો, રાંધવાની રીત તથા ગુણદોષ

दलितं तु शमीधान्यं दालिर्दाली स्त्रियामुभे ।
दाली तु सलिले सिद्धा लवणार्द्रकहिङ्गुभिः ॥
संयुक्ता सूपनाम्नी स्यात्कथ्यन्ते तद्गुणा अथ ॥७
सूपो विष्टम्भको रूक्षः शीतस्तु स विशेषतः ।
निस्तुषो भ्रष्टसंसिद्धो लाघवं सुतरां भजेत् ॥८॥

अन्वय -शमीधान्य दलित तु दालि दाली उभे स्त्रिया (कथ्यते), दाली तु सलिले सिद्धा लवणार्द्रकहिङ्गुभि सयुक्ता सूपनाम्नी स्यात्, अथ तद्गुणा कथ्यन्ते-सः सूप विष्टम्भकः रूक्ष (अस्ति), शीत तु विशेषत (अस्ति), निस्तुष भ्रष्टससिद्ध सुतरा लाघव भजेत् ॥

શીંગમાંથી થતા ધાન્યોને ભરડવામાં આવે એટલે તે દાળ કહેવાય છે; દાલિ[1] અને દાલી[2]-અન્ને સ્ત્રીલિંગે દાળનાં સંસ્કૃત નામો છે. દાળને પાણીમાં રાંધવામાં આવે અને પછી તેમાં લૂણ, આદું અને હિંગ યોગ્ય રીતે નંખાય ત્યારે તે તૈયાર થયેલ સૂપ[3] કહેવાય છે. સૂપ મળને રોકનાર અને રૂક્ષ છે; અને તે ટાઢી તો વધારે મળ રોકનાર તથા રૂક્ષ બને છે. ફોતરાં કાઢી નાખી શેકીને રાંધેલી દાળ બહુ જ હલકી થાય છે.

૧. दाल्यते-विशार्यते, दल विशरणे-णिजन्तात् ' सर्वधातुभ्य इन् ' (उणा. ४-११९) इति इः प्रत्ययः-જે શીંગધાન્ય-કઠોળને ભરડી નાખવામાં આવે છે, તે દાલિ કહેવાય છે.

૨. ઉપરના જ दालि શબ્દથી ' कृदिकारादक्तिन ' इति वा ङीप्'-સ્ત્રીલિંગ પ્રત્યય વધવાથી દીર્ઘ દાલી શબ્દ સિદ્ધ થાય છે અને તેનો અર્થ પણ ઉપર પ્રમાણે જ થાય છે.

૩. सवति रसान् इति सूप , षु प्रसवादौ ' सुशूभ्यां निच् '-(उणा. ३-२६) इति प. प्रत्ययो दीर्घश्च-જે બધા રસોને ઉત્પન્ન કરે છે, તેથી સૂપ-દાળ.

### ખીચડી બનાવવાની રીત, નામ તથા ગુણો

तण्डुला दालिसंमिश्रा लवणार्द्रकहिङ्गुभिः ।
संयुक्ताः सलिले सिद्धाः कृसरा कथिता बुधैः ॥९
कृसरा शुक्रला बल्या गुरुः पित्तकफप्रदा ।
दुर्जरा बुद्धिविष्टम्भमलमूत्रकरी स्मृता ॥१०॥

अन्वय -दालिसमिश्राः तण्डुला लवणार्द्रकहिङ्गुभि सयुक्ताः सलिले सिद्धा (सन्त) बुधै कृसरा कथिता ॥ कृसरा शुक्रला बल्या गुरु. पित्तकफप्रदा दुर्जरा (सती) बुद्धिविष्टम्भमलमूत्रकरी स्मृता ॥

દાળ અને ચોખા ભેગા કરી તેમા લૂણ, આદુ અને હિંગ નાખી પાણીમાં રંધાય, એટલે તે તૈયાર થયેલ કૃસરા[1]-ખીચડી કહેવાય છે. ખીચડી વીર્ય વધારનાર, બળ આપનાર, ભારે, કફ તથા પિત્તને ઉત્પન્ન કરનાર, માંડ પચે એવી, બુદ્ધિને અડચણ કરનાર અને મળ તથા મૂત્રને વધારનાર છે. ૯,૧૦

૧. करोति शुक्र बल पित्त कफ मल मूत्र चापि-डुकृञ् करणे-' कृधूमदिभ्य कित् ' (उणा. ३-७३) इति सरः प्रत्यय , बाहुलकात् पत्वम्, तत. स्त्रीत्वे टाप्-જે વીર્ય, બળ, પિત્ત, કફ, મળ તથા મૂત્રને પણ કરે છે, તેથી કૃસરા-ખીચડી

**તાપહરી બનાવવાની રીત અને તેના ગુણો**

घृते हरिद्रासंयुक्ते माषजां भर्जयेद्वटीम् ।
तण्डुलांश्चापि निर्धौतान् सहैव परिभर्जयेत् ॥११॥
सिद्धयोग्यं जलं तत्र प्रक्षिप्य कुशलः पचेत् ।
लवणार्द्रकहिङ्गूनि मात्रया तत्र निःक्षिपेत् ॥
एषा सिद्धि समायाता प्रोक्ता तापहरी बुधैः ॥१२
भवेत्तापहरी बल्या वृष्या श्लेष्माणमाचरेत् ।
बृंहणी तर्पणी रुच्या गुर्वी पित्तहरी स्मृता ॥१३॥

अन्वय –हरिद्रासयुक्ते घृतं माषजां वटीं भर्जयेत्, (तथा) च निर्धौतान् तण्डुलान् अपि सहैव परिभर्जयेत् ॥ तत्र सिद्धयोग्य जलं प्रक्षिप्य कुशलः पचेत्, (तथा च) तत्र लवणार्द्रकहिङ्गूनि मात्रया नि क्षिपेत्, एषा सिद्धि समायाता बुधै तापहरी प्रोक्ता। तापहरी बल्या वृष्या भवेत्, श्लेष्माणम् आचरेत्, बृंहणी तर्पणी रुच्या गुर्वी पित्तहरी स्मृता ॥

ઘીમા હળદર નાખી તેમાં અડદની વડીઓ શેકી લેવી અને સારી પેઠે ધોયેલા ચોખા પણ સાથે જ શેકી લેવા; પછી તે રંધાઈ જાય તેટલુ પાણી નાખી સમજુ પુરુષે રાંધવા અને તેમા યોગ્ય અંશે લૂણ, આદુ તથા હિંગ નાખવાં. એ બરાબર રંધાઈ રહે ત્યારે ડાહ્યા માણસો તેને તાપહરી[1] કહે છે. તાપહરી તૃપ્તિ આપનાર, રુચિ ઉપજાવનાર, બળ આપનાર, મૈથુનશક્તિને વધારનાર, કફ કરનાર, પુષ્ટિ આપનાર, ભારે અને પિત્તને હરનાર કહેલ છે. ૧૧-૧૩

૧. तापं हरति शैत्यगुणयुक्तत्वात् इति तापहरी– 'हरतेरनुद्यमनेऽच्'–इति अच् प्रत्यय, गौरादित्वाद् ङीष्– જે શીતળ ગુણવાળી હોવાથી તાપ અથવા પિત્તને દૂર કરે છે, તેથી તાપહરી–અડદવડી.

**દૂધપાકનાં નામો, બનાવવાની રીત અને ગુણો**

पायसं परमान्नं स्यात्क्षीरिकापि तदुच्यते ।
शुद्धाऽर्द्धपक्वे दुग्धे तु घृताक्तांस्तण्डुलान्पचेत् ॥१४
ते सिद्धाः क्षीरिका ख्याता ससिताज्ययुतोत्तमा ।
क्षीरिका दुर्जरा प्रोक्ता बृंहणी बलवर्धिनी ॥१५॥

अन्वय.–पायस परमान्न स्यात्, तत् क्षीरिका अपि उच्यते। शुद्धाऽर्द्धपक्वे दुग्धे तु घृताक्तान् तण्डुलान् पचेत् ॥ ते सिद्धाः (सन्त.) ससिताज्ययुता उत्तमा क्षीरिका ख्याता। क्षीरिका दुर्जरा बृंहणी बलवर्धिनी प्रोक्ता ॥

પાયસ,[1] પરમાન્ન[2] અને ક્ષીરિકા[3] એટલાં દૂધપાકનાં સંસ્કૃત નામો છે. અરધા પાકેલા શુદ્ધ દૂધમાં ઘીથી મોવેલા ચોખા નાખવા; એ ચોખા પાકી જાય ત્યારે તેમાં સાકર તથા ઘી નાખવાં, એટલે તે ઉત્તમ દૂધપાક કહેવાય છે. દૂધપાક માંડ પચે એવો, પુષ્ટિ આપનાર અને બળને વધારનાર કહેલ છે. ૧૪,૧૫

૧. पयसि संस्कृतं पायसम्– 'संस्कृत भक्षा.' इत्यण्– દૂધમાં જે રાંધેલ હોય છે, તેથી પાયસ–દૂધપાક.

૨. परम च तत् अन्न परमान्नम्–'सन्महत्.'–इति समास, यद्वा परमाणाम्–उत्तमानाम् अन्नम् परमान्नम्– જે શ્રેષ્ઠ અન્ન ગણાય છે અથવા ઉત્તમ શ્રીમંત લોકોનો જે ખોરાક ગણાય છે, તેથી પરમાન્ન–દૂધપાક.

૩. क्षीरम् अस्ति अस्या मुख्य पाकसाधनम्– 'अत इनिठनौ' इति ठन्, ठस्येक., टाप्, अत इत्व च– જેને પકવવામાં મુખ્ય સાધન દૂધ હોય છે, તેથી ક્ષીરિકા–દૂધપાક.

**નાળીએરનો દૂધપાક બનાવવાની રીત**

नालिकेरं तनूकृत्य च्छिन्नं पयसि गोः क्षिपेत् ।
सिताग‌व्याज्यसंयुक्ते तत्पचेन्मृदुनाऽग्निना ॥ १६॥

अन्वयः–नालिकेर छिन्न तनूकृत्य सितागव्याज्यसंयुक्ते गोः पयसि क्षिपेत्। (ततश्च) तत् (पयः) मृदुना अग्निना पचेत् ॥

નાળીએરના ટોપરાને બહુ જ ઝીણું છીણી, સાકર તથા ગાયનું ઘી નાખેલા ગાયના દૂધમાં નાખવું; એમ કર્યા .પછી કોમળ અગ્નિથી તેને રાંધવું. ૧૬

**નાળીએરના દૂધપાકના ગુણો**

नारिकेरोद्भवा क्षीरी स्निग्धा शीतातिपुष्टिदा ।
गुर्वी सुमधुरा वृष्या रक्तपित्तानिलापहा ॥ १७॥

अन्वयः–नारिकेरोद्भवा (सा) क्षीरी स्निग्धा शीता अतिपुष्टिदा गुर्वी सुमधुरा वृष्या रक्तपित्तानिलापहा (कथ्यते) ॥

નાળીએરનો તે તૈયાર થયેલો દૂધપાક સ્નિગ્ધ, ટાઢો, બહુ જ પુષ્ટિ આપનાર, ભારે, ઘણો જ મધુર, વીર્યને વધારનાર અને રક્તપિત્ત તથા વાયુને મટાડનાર છે. ૧૭

**સેવ અને તેનો દૂધપાક બનાવવાની રીત**

समितावर्तिकाः कृत्वा सुसूक्ष्मा यवसन्निभाः ।
शुष्काः क्षीरेण ससाध्या भोज्या घृतसितान्विताः ॥

अन्वय –यवसन्निभा सुसूक्ष्माः समितावर्तिकाः कृत्वा शुष्का. (ताः) क्षीरेण संसाध्या., (तत.) घृतसिता·

न्विता (ता) भाज्या ॥

પરસુની-મેદાની જવ જેવી બહુ જ ઝીણી વાટો કરી સૂકવીને દૂધમા રાધવી અને ઘી તથા સાકર સહિત (દૂધપાકરૂપે થયેલી તેને) જમવી ૧૮

સેવના ગુણો

सेविका तर्पणी बल्या गुर्वी पित्तानिलापहा ।
ग्राहिणी सन्धिकृद्रुच्या ता खादेन्नातिमात्रया ॥१९

अन्वय -(सा) सेविका तर्पणी बल्या गुर्वी पित्तानिलापहा ग्राहिणी सन्धिकृत् रुच्या (अस्ति तथापि) ताम् अतिमात्रया न खादेत् ॥

એ સેવિકા[1] કે સેવ તૃપ્તિ આપનાર, બળ વધારનાર, ભારે, પિત્ત તથા વાયુને તોડનાર, ઝાડાને રોકનાર, ભાંગેલાને સાધનાર અને રુચિ ઉપજાવનાર છે, છતા એને વધારે પ્રમાણમા ખાવી નહી ૧૮

૧ सेव्यते तृप्तिकामैः पित्तवायुनाशार्थिभिश्च नाति मात्रया षेवृ सेवायाम्- क्वुन् (उणा २-३४) इति कर्मणि क्वुन् टाप् अत इत्व च-तृप्ति तथा બળ ઇચ્છનારા તથા પિત્ત અને વાયુનો નાશ કરવા ઇચ્છતા લોકો જેને માપસર સેવે છે, તેથી સેવિકા-સેવ

પરસુની કે ઘઉંના મેંદો બનાવવાની રીત

गोधूमा धवला धौता कुट्टिता शोषितास्तत ।
प्रोक्षिता यन्त्रनिष्पिष्टाश्चालिता समिता स्मृता २०

अन्वय -धवला गोधूमा धौता कुट्टिता शोषिता तत प्रोक्षिता यन्त्रनिष्पिष्टा चालिता समिता स्मृता ॥

ધોળા ઘઉંને ધોઈ, ખાંડી, સૂકવી અને પાણી છાંટીને ઘંટીથી દળવામા આવે અને પછી ચાળી લેવામા આવે, તે લોટ પરસુની કે મેંદો કહેવાય છે ૨૦

મેંદાના મંડ કે માંડા બનાવવાની રીત

वारिणा कोमला कृत्वा समिता साधु मर्दयेत् ।
हस्तलालनया तस्या लोप्त्रीं सम्यक् प्रसारयेत् २१
अधोमुखघटस्यैता विस्तृता प्रक्षिपेद्बहि ।
मृदुना वह्निना साध्या सिद्धो मण्डक उच्यते ॥२२॥

अन्वय (ता) समिता वारिणा कोमला कृत्वा साधु मर्दयेत् (तत) हस्तलालनया तस्या लोप्त्रीं सम्यक् प्रसारयेत् ॥ विस्तृताम् एताम् अधोमुखघटस्य बहि विस्तृता प्रक्षिपेत् (तत) मृदुना वह्निना साध्या सिद्ध (सन्) मण्डक उच्यते ॥

પરસુનીને પાણીથી કોમળ કરી સારી પેઠે ટૂપવી, પછી હાથ વડે તેના લૂઆને સારી રીતે પ્રસારી મોટી રોટલી કરી ઊંધા વાળેલા ઘડાની બહાર પીઠ ઉપર પાથરી નાખવી, અને કોમળ અગ્નિથી પકાવવી, એટલે તે પકવ થયેલ મંડક કહેવાય છે ૨૧,૨૨

૧ मण्ड्यति-भूषयति शरीर बृहणवृष्यबल्यत्वादिगुणै दोषत्रयापहारकत्वेन च मडि भूषायाम्-पचाद्यच् तत सज्ञायां कन्-પૌષ્ટિક વીર્યવધક બળપ્રદ આદિ ગુણો તેનાથી તથા ત્રણે દોષને દૂર કરીને શરીરને જે સુશોભિત બનાવે છે તેથી મંડક કહેવાતુ એક ખાદ્ય

टीका-लोप्त्रा लोइ इति ख्याते। અર્થ ઉપર છે

એ મંડક કોની સાથે ખવાય ?

दुग्धेन साज्यखण्डेन मण्डक भक्षयेन्नर ।
अथवा सिद्धमासेन सतक्रवटकेन वा ॥२३॥

अन्वय -नर साज्यखण्डेन दुग्धेन मण्डक भक्षयेत्, अथवा सिद्धमासेन वा सतक्रवटकेन (सह मण्डक भक्षयेत्)॥

માણસે ઘી તથા ખાંડ નાખેલા દૂધની સાથે અથવા પકાવેલા માંસની સાથે અથવા છાશવડાની સાથે તે મંડકને ખાવા ૨૩

મંડકના ગુણો

मण्डको बृहणो वृष्यो बल्यो रुचिकरो भृशम् ।
पाकेऽपि मधुरो ग्राही लघुर्दोषत्रयापह ॥२४॥

अन्वय -मण्डक बृहण वृष्य बल्य भृश रुचिकर पाके अपि मधुर लघु (सन्) दोषत्रयापह (अस्ति)॥

એ મંડક પુષ્ટિ આપનાર મૈથુનશક્તિ આપનાર, બળ વધારનાર, બહુ જ રુચિ ઉપજાવનાર, પાકમા પણ મધુર, ઝાડાને રોકનાર અને હલકા હોઈ ત્રણે દોષને મટાડનાર છે ૨૪

પોળી બનાવવાની રીત, નામ તથા ગુણો

कुर्यात्समितयाऽतीव तन्वीं पर्पटिका तत ।
स्वेदयेत्तसके ता तु पोलिका जगदुर्बुधा ।
ता खादेदुष्णिकायुक्ता तस्या मण्डकवद् गुणा ॥२५

अन्वय -समितया अतीव तन्वीं पर्पटिका कुर्यात् तत ता तप्तके स्वेदयेत् ता तु बुधा पोलिका जगदु ता उष्णिकायुक्ता खादेत् तस्या गुणा मण्डकवत् (सन्ति)॥

પરસુનીની અત્યત પાતળી પાપડ જેવી પોલિકા[1]-રોટલી બનાવવી, અને તેને લોઢી ઉપર શેકવી, એટલે ડાહ્યા માણસો તેને

(તૈયાર થયેલી) પોળી કહે છે; એ પોળી લાપસીની સાથે ખાવી; તેના ગુણો મંડકના જેવા છે. ૨૫

૧. पालति पुलति पोलयति वा–महत्त्वमोन्नत्य च प्राप्नोति वह्निसंयोगात्, उद्धार च करोति भक्षिता बृंहत्वादिगुणे शरीरस्य, पुल महत्त्वे–पचाद्यच्, ज्वलादित्वात् णो वा, ततो गौरादित्वाद् ङीप्, संज्ञायां कन्, 'ङ्यापोरि'ति ह्रस्वत्व च–અગ્નિનો સંયોગ થતાં જે ફૂલે છે, મોટી થાય છે અને ખાવાથી શરીરને પુષ્ટ બનાવી તેનો પણ ઉદ્ધાર કરે છે, તેથી પોલિકા–પોળી

લાપસી બનાવવાની રીત, નામ તથા ગુણો

समितां सर्पिषा भ्रष्टां शर्करापयसि क्षिपेत् ।
तस्मिन्घनीकृते न्यस्येल्लवङ्गमरिचादिकम् ॥ २६ ॥
सिद्धेषा लप्सिका ख्याता गुणांस्तस्या वदाम्यहम् ।
लप्सिका बृंहणी वृष्या बल्या पित्तानिलापहा ॥
स्निग्धा श्लेष्मकरी गुर्वी रोचनी तर्पणी परम् ॥ २७

अन्वय–सर्पिषा भ्रष्टा समिता शर्करापयसि क्षिपेत्, तस्मिन् घनीकृते लवङ्गमरिचादिकं न्यसेत् ॥ एषा सिद्धा लप्सिका ख्याता, तस्या गुणान् अहं वदामि–लप्सिका बृंहणी वृष्या बल्या पित्तानिलापहा स्निग्धा श्लेष्मकरी गुर्वी रोचनी परं तर्पणी (भवति) ॥

પરસુદીને ઘીમાં શેકી સાકરના પાણીમાં નાખવી; એ અગ્નિથી ઘાટું થઈ જાય, ત્યારે તેમાં લવિંગ અને મરી આદિ નાખવા, એટલે તે લપ્સિકા[1]–લાપસી તૈયાર થઈ કહેવાય છે; હવે તેના ગુણો હું કહું છુઃ લાપસી પુષ્ટિ આપનારી, મૈથુનશક્તિને વધારનારી, બળ આપનારી, પિત્ત તથા વાયુને મટાડનારી, સ્નિગ્ધ, કફ કરનારી, ભારે, રુચિ ઉપજાવનારી અને બહુ જ તૃપ્તિકારક છે.

૧. लप्यत–वर्ण्येत बृंहणीत्वादिगुणयुक्ता पाकशास्त्रपण्डितै, लप व्यक्तायां वाचि–औणादि स प्रत्यय, ततो गौरादित्वाद् ङीप्, संज्ञायां च कन्, टाप्. 'ङ्यापो'–रिति ह्रस्वत्व च–પાકશાસ્ત્રના પંડિતો જેને પૌષ્ટિક આદિ ગુણોવાળી વર્ણવે છે, તેથી લપ્સિકા–લાપસી કે લાવસી.

રોટલી બનાવવાની રીત, નામ તથા ગુણો

शुष्कगोधूमचूर्णेन किञ्चित्पुष्टां च पोलिकाम् ।
तप्तके स्वेदयेत्कृत्वा भूर्यङ्गारेऽपि तां पचेत् ॥ २८ ॥
सिद्धैषा रोटिका प्रोक्ता गुणांस्तस्याः प्रचक्ष्महे ।
रोटिका बलकृद्रुच्या बृंहणी धातुवर्धनी ।
वातघ्नी कफकृद् गुर्वी दीप्ताग्नीनां प्रपूजिता ॥२९॥

अन्वयः–शुष्कगोधूमचूर्णेन (जलयुक्तेन) किंचित् पुष्टां पोलिकां कृत्वा तप्तके स्वेदयेत्, तां च भूर्यङ्गारे अपि पचेत् ॥ एषा सिद्धा रोटिका प्रोक्ता, तस्याः गुणान् प्रचक्ष्महे–रोटिका बलकृत् रुच्या बृंहणी धातुवर्धनी वातघ्नी कफकृत् गुर्वी (सती) दीप्ताग्नीनां प्रपूजिता ॥

સૂકા ઘઉંના લોટમાં પાણી નાખી કાંઈક જાડી પોળી બનાવવી, અને પછી તેને લોઢી પર શેકી ઝાઝા અંગારા પર નાખી દેવી; એ પાકી રહે ત્યારે રોટલી કહેવાય છે. રોટિકા[1]–રોટલી બળ આપનારી, રુચિકારક, પુષ્ટિ આપનારી, ધાતુને વધારનારી, વાયુને હણનારી, કફ કરનારી, ભારે અને પ્રદીપ્ત જઠરાગ્નિવાળાઓ માટે સારી છે. ૨૮,૨૯

૧. राध्यते–दीप्यते बलकृत्त्वादिगुणे, रुट दीप्तौ ण्वुल्–कर्तरि, स्त्रीत्वात् टाप्, अत इत्व च–બળકારકપણું આદિ ગુણોથી જે પ્રકાશે છે, તેથી રોટિકા–રોટલી.

બાટી બનાવવાની રીત, નામ તથા ગુણો

शुष्कगोधूमचूर्णं तु साम्बु गाढं विमर्दयेत् ।
विधाय वटकाकारं निर्धूमेऽग्नौ शनैः पचेत् ॥३०॥
अङ्गारकर्कटी ज्ञेया बृंहणी शुक्रला लघुः ।
दीपनी कफकृद्बल्या पीनसश्वासकासजित् ॥ ३१ ॥

अन्वय–साम्बु शुष्कगोधूमचूर्णं गाढं विमर्दयेत्, वटकाकारं विधाय निर्धूमे अग्नौ शनैः पचेत् ॥ एषा हि अङ्गारकर्कटी बृंहणी शुक्रला लघु दीपनी कफकृत् बल्या पीनसश्वासकासजित् (कथ्यते) ॥

સૂકા ઘઉંના લોટમાં પાણી નાખી ખૂબ ટૂંપી, વડાં જેવો આકાર કરી તેને ધુમાડા વગરના અગ્નિમાં ધીરે ધીરે પકાવવો, એટલે તે અંગારકર્કટી[1]–બાટી કહેવાય છે. એ બાટી પુષ્ટિ આપનાર, વીર્યને વધારનાર, હલકી, અગ્નિને પ્રદીપ્ત કરનાર, કફ વધારનાર, બળ આપનાર અને સળેખમ, શ્વાસ તથા ઉધરસને મટાડનાર છે. ૩૦,૩૧

૧. अङ्गारेषु अङ्गाराणां वा कर्कटी इव, तदुपरि पाच्यमानत्वात्–અંગારા ઉપર પકવાતી હોવાથી જાણે અંગારાની કાકડી હોય, તેવી તૈયાર કરાય છે, તેથી અંગારકર્કટી–બાટી.

### જવની રોટલીના ગુણો

यवजा रोटिका रुच्या मधुरा विशदा लघु ।
मलशुक्रानिलकरी बल्या हन्ति कफामयान् ॥३२॥

अन्वय–यवजा रोटिका रुच्या मधुरा विशदा लघु मलशुक्रानिलकरी बल्या (सती) कफामयान् हन्ति ॥

જવની રોટલી રુચિ ઉપજાવનાર, મધુર, સ્વચ્છ, હલકી, બળ આપનાર, મળ તથા વીર્યને વધારનાર, વાયુને કરનાર અને કફ સંબંધી રોગોને મટાડનાર છે ૩૨

### અડદનો લોટ બનાવવાની રીત અને તેનું નામ

माषाणां दालयस्तोये स्थापितास्त्यक्तकञ्चुकाः ।
आतपे शोषिता यन्त्रे पिष्टास्ता धूमसी स्मृता ॥३३॥

अन्वय–माषाणां दालयः तोये स्थापिताः त्यक्तकञ्चुकाः आतपे शोषिताः यन्त्रे पिष्टाः (भवन्ति) ताः धूमसी स्मृता ॥

અડદની દાળને પાણીમાં પલાળી ફોતરા ઉતારી નાખવા, પછી તડકામાં સૂકવી ઘંટીથી દળીને તેનો જે લોટ કરાય, તેને ધૂમસી[1] કહેલ છે ૩૩

૧ धूम धूमवर्णं स्यति–अन्तयति तिरस्करोति वा धूम्रवर्णावहत्वात्, षो–अन्तकर्मणि– आतोऽनुपसर्गे कः – गौरादि –જે ધૂમરો વર્ણ ધારણ કરે છે તથી ધુમાડાના રંગનો તિરસ્કાર કરે છે માટે ધૂમસી–અડદની ઝીણી દાળનો લોટ

### અડદના લોટની રોટલીના ગુણો

धूमसी रचिता चैव प्रोक्ता झर्झरिका बुधैः ।
झर्झरी कफपित्तघ्नी किञ्चिद्वातकरी स्मृता ॥३४॥

अन्वय–(सा) धूमसी एव (रोटिकारूपेण) रचिता (सती) बुधैः झर्झरिका प्रोक्ता (सा) झर्झरी किञ्चिद् वातकरी स्मृता ॥

ધૂમસીમાંથી જે રોટલી બનાવવામાં આવે તે ઝર્ઝરી[1] કહેવાય છે, એ રોટલી કફ તથા પિત્તને હણનારી અને કાંઈક વાયુ કરનારી છે

૧ झर्झ इति अव्यक्त शब्दं राति पच्यमाना भक्षिता चापि वातकरत्वात्, रा दाने– आतोऽनुपसर्गे कः–गौरादित्वात् ङीप्–રંધાતી વેળા જે ઝર્ઝ એવો અસ્પષ્ટ અવાજ કરે છે અને ખાધા પછી પણ વાયડી હોવાથી અપાનવાયુનો તેવો અવાજ–શબ્દ કરાવે છે, તેથી ઝર્ઝરી–અડદની રોટલી

### ચણાની તથા તલની રોટલીના ગુણો

चणस्या रोटिका रूक्षा श्लेष्मपित्तास्रनुद् गुरुः ।
विष्टम्भिनी च चक्षुष्या तद्गुणा तिलशष्कुली ॥३५॥

अन्वय–चणस्या रोटिका रूक्षा (सती) श्लेष्मपित्तास्रनुत् गुरुः विष्टम्भिनी च चक्षुष्या (भवति)। तिलशष्कुली (अपि) तद्गुणा (कथ्यते) ॥

ચણાની રોટલી રૂક્ષ, કફ, પિત્ત તથા લોહીના બગાડને મટાડનારી, ભારે, મળને રોકનારી અને નેત્રને હિતકારી છે તિલશષ્કુલી[1]–તલની રોટલી પણ તેના જેવા જ ગુણવાળી કહેવાય છે ૩૫

૧ शष्पति–हिनस्ति श्लेष्मपित्तास्रं शष हिंसायाम् उणादि कुलच् गौरादि–तिलानां शष्कुली–કફ, પિત્ત તથા લોહીવિકારનો જે નાશ કરે છે, તે તલની રોટલી–તિલશષ્કુલી કહેવાય છે

### પિષ્ટિકા બનાવવાની રીત અને તેના ગુણો

दालिः सुस्थापिता तोये ततोऽपहृतकञ्चुका ।
शिलायां साधु सम्पिष्टा पिष्टिका कथिता बुधैः ॥३६॥

अन्वय–तोये सुस्थापिता ततः अपहृतकञ्चुका शिलायां साधु सम्पिष्टा दालिः बुधैः पिष्टिका कथिता ॥

પાણીમાં પલાળી ફોતરા ઉતારી નાખીને પથરા ઉપર સારી રીતે વાટેલી દાળને વિદ્વાનો એ પિષ્ટિકા[1] કહી છે ૩૬

૧ पिष्ट–शिलायां सञ्चूर्णनम् अस्ति अस्या उत्पत्ति साधनम्– अत इनिठनौ इति ठन् ठस्येकः टाप्, अत इत्वं च–દાળને પલાળી પથ્થર પર વાટવી એ જ જેનું ઉત્પત્તિસાધન છે તેની પિષ્ટિકા–વાટેલી દાળ

### વેઢમિકા રોટલી બનાવવાની રીત અને તેના ગુણો

माषपिष्टिकया पूर्णगर्भा गोधूमचूर्णतः ।
रचिता रोटिका सैव प्रोक्ता वेढमिका बुधैः ॥३७॥
भवेद्वेढमिका बल्या वृष्या रुच्याऽनिलापहा ।
उष्णा सन्तर्पणी गुर्वी बृंहणी शुक्रला परम् ॥३८॥
भिन्नमूत्रमला स्तन्यमेदःपित्तकफप्रदा ।
गुदकीलार्दितश्वासपक्तिशूलानि नाशयेत् ॥३९॥

अन्वय–माषपिष्टिकया पूर्णगर्भा गोधूमचूर्णतः रचिता (या) रोटिका सा एव बुधैः वेढमिका प्रोक्ता। वेढमिका बल्या वृष्या रुच्या अनिलापहा उष्णा सन्तर्पणी गुर्वी बृंहणी परं शुक्रला भिन्नमूत्रमला स्तन्यमेदःपित्तकफप्रदा भवेत् (तथा च) गुदकीलार्दितश्वासपक्तिशूलानि नाशयेत् ॥

અડદની પિષ્ટિકાનું પૂરણ ભરી ઘઉંના લોટની જે રોટલી બનાવવામા આવે, તે વેઢમિકા રોટલી કહેવાય છે. એ રોટલી બળ આપનાર, મૈથુન શક્તિ વધારનાર, રુચિકારક. વાયુને હણનાર, ગરમ, તૃપ્તિ આપનાર, ભારે, પુષ્ટિ કરનાર, વીર્યની ખૂબ વૃદ્ધિ કરનાર, ઝાડો લગાડનાર, મૂત્ર કરનાર, ધાવણ તથા મેદને વધારનાર, પિત્ત તથા કફને કરનાર અને ગુદકીલ, અર્દિત, શ્વાસ તથા પક્તિશૂલ-એ રોગોનો નાશ કરે છે. ૩૭-૩૯

૧. वेड-छिद्ररहित घन बन्धन अनति-प्राप्नोति-अम गत्यादौ-'सर्वधातुभ्य इन्', सञ्ज्ञायां कन्, टाप्-वेडमिका-છિદ્ર વગરના પૂર્ણ બધનને જે પામે છે, તેવી વેડમિકા-पृषोदरादित्वात् दस्य ढत्वे वेढमिका-વેડમી.

**પાપડ બનાવવાની રીત, તેનું નામ તથા ગુણો**

धूमसी रचिता हिङ्गुहरिद्रालवणैर्युता ।
जीरकस्वर्जिकाभ्यां च तनूकृत्य च वेल्लिता ॥४०॥
पर्पटास्ते सदाङ्गारभ्रष्टाः परमरोचकाः ।
दीपनाः पाचना रूक्षा गुरवः किञ्चिदीरिताः ॥४१॥
मौद्गास्तु तद्गुणाः प्रोक्ता विशेषाल्लघवो हिताः ।
चणकस्य गुणैर्युक्ताः पर्पटाश्चणकोद्भवाः ॥
स्नेहभ्रष्टास्तु ते सर्वे भवेयुर्मध्यमा गुणैः ॥४२॥

अन्वय -हिङ्गुहरिद्रालवणै च जीरकस्वर्जिकाभ्यां युता रचिता धूमसी तनूकृत्य वेल्लिता (सती) पर्पटा (कथ्यन्ते)। ते सदा अङ्गारभ्रष्टा परमरोचका दीपना पाचना रूक्षा (सन्त) किञ्चित् गुरव ईरिता । मौद्गा तु तद्गुणा प्रोक्ता विशेषात् लघव हिता (भवन्ति), चणकोद्भवा पर्पटा चणकस्य गुणै युक्ता. (स्यु), स्नेहभ्रष्टा तु ते सर्वे गुणै मध्यमा भवेयु. ॥

(અડદની દાળને પાણીમા પલાળી, ફોતરાં ઉતારી, તડકામા સૂકવી ઘંટીથી દળી તે લોટના) હિંગ, હળદર, લૂણ, જીરું તથા સાજીખાર નાખી પાણીથી બાંધી બહુ જ પાતળો પાતળો વણવામાં આવે, તે પાપડ કહેવાય છે. એ પાપડને હમેશ અંગારા પર શેકીને ખાવા. પર્પટ[1]-પાપડ ઘણી રુચિ ઉપજાવનાર, અગ્નિને પ્રદીપ્ત કરનાર, પાચન, રૂક્ષ અને કાંઈક ભારે છે. એ જ પ્રમાણે મગની દાળના પાપડ કરાય તો તે પણ ઉપર કહેલાના જેવા જ ગુણવાળા, વિશેષ કરી હલકા અને હિતકારી થાય છે. ચણાની દાળના પાપડ કરાય તો તે ચણાના જેવા ગુણવાળા થાય છે; એ પાપડને તેલમાં તળવામા આવે તો તે મધ્યમ ગુણવાળા થાય છે. ૪૦-૪૨

૧. पर्पन्ति-गच्छन्ति रोचकत्वात्पानवम्, अङ्गारभ्रष्टाश्च रोचकत्वदीपनत्वादिगुणयुक्ताम्, पर्प गतौ-'शकादिभ्योऽटन्' (उणा. ४-८१) इति अटन् प्रत्यय-જેઓ પછી જે ખૂબ પાતળા બને અને અંગારા પર શેકયા પછી જે રુચિકારક તથા અગ્નિદીપક આદિ ગુણોને ધારણ કરે છે, તેવી પર્પટ-પાપડ.

**પૂરિકા બનાવવાની રીત અને તેના ગુણો**

माषाणां पिष्टिकां युञ्ज्याल्लवणार्द्रकहिङ्गुभिः ।
तया पिष्टिकया पूर्णा समिताकृतपोलिका ॥४३॥
ततस्तैलेन पक्वा सा पूरिका कथिता बुधैः ।
रुच्या स्वाद्वी गुरुः स्निग्धा बल्या पित्तास्रदूषिका ४४
चक्षुस्तेजोहरी चोष्णा पाके वातविनाशिनी ।
तथैव घृतपक्वापि चक्षुष्या रक्तपित्तहृत् ॥४५॥

अन्वय -माषाणां पिष्टिका लवणार्द्रकहिङ्गुभि. युञ्ज्यात्, तया पिष्टिकया पूर्णा समिताकृतपोलिका (या भवेत्) तत सा तैलेन पक्वा (सती) बुधै. पूरिका कथिता । (सा पूरिका) स्वाद्वी रुच्या गुरुः स्निग्धा बल्या पित्तास्रदूषिका चक्षुस्तेजोहरी पाके च उष्णा (सती) वातविनाशिनी (अस्ति), घृतपक्वा अपि तथैव (गुणयुक्ता सती विशेषात्) चक्षुष्या रक्तपित्तहृत् (भवति) ॥

અડદની વાટેલી દાળમાં લૂણ, આદું તથા હિંગ નાખી તેનું પૂરણ ભરી પરસુદીની પૂરી બનાવી તેને તેલમાં તળી લેવાય એટલે વિદ્વાનોએ તેને પૂરિકા[1] કહી છે. એ પૂરિકા મધુર, રુચિ ઉપજાવનારી, ભારે, સ્નિગ્ધ, બળ આપનારી, પિત્તને તથા લોહીને બગાડનારી, નેત્રના તેજને હરનારી, પાકમા ગરમ અને વાયુનો નાશ કરનારી છે. એ પૂરિકા જો ઘીમાં પકાવી હોય તો નેત્રને હિતકારી થાય છે અને રક્તપિત્તને મટાડે છે. ૪૩-૪૫

૧. पूरयत माषाणां पिष्टिका लवणार्द्रकहिङ्गुभिर्युता अस्या, ततश्च तैलघृतपक्वायामस्या पूर्यन्ते रुच्यत्वादि-गुणा अपि, सा पूरिका, पूरी आप्यायने-'सञ्ज्ञायाम्' इति ण्वुल्, टाप् अत इत्व च-લવણ, આદું તથા હિંગ નાખેલી અડદની દાળનું પૂરણ જેમાં ભરાય છે, તે મેંદાની પૂરીને તેલ કે ઘીમાં તળી નાખવાથી

રુચિકારક આદિ ગુણોથી ભરપૂર બનાવાય છે, તે પૂરિકા કહેવાય છે. ભોજનકૌતુહલ નામના ગ્રંથમાં આનું લક્ષણ આ રીતે આપ્યું છે: 'समितावेसने जीरहिङ्गुमारीचसंयुते, घृताक्ते जलसंयुक्ते पीठस्योपरि वेल्लिते, घृतेन वाथ तैलेन भर्जिता पूरिका मता'–જીરું, હિંગ તથા મરિયાં નાખેલું અને ઘી તથા પાણીથી ટૂંપેલું સમિતાનું વેસણ આડણી પર વણી નાખી તેલ કે ઘીમાં તળી કાઢવામાં આવે, તેને પૂરિકા કહી છે.' આમાં કંઈક ફરક છે, છતાં લગભગ મળતું જણાય છે.

### અડદનાં વડાં બનાવવાની રીત

माषाणां पिष्टिकां युक्तां लवणार्द्रकहिङ्गुभिः ।
कृत्वा विदध्याद्वटकांस्तांस्तैलेषु पचेच्छनैः ॥४६॥

अन्वय.–माषाणां पिष्टिकां लवणार्द्रकहिङ्गुभिः युक्तां कृत्वा वटकान् विदध्यात्, तान् तैलेषु शनैः पचेत् ॥

અડદની વાટેલી દાળમાં લૂણ, આદું તથા હિંગ નાખી તેનાં વડાં કરવાં; અને તેને તેલમાં ધીરે ધીરે પકાવવાં. ૪૬

### વડાંનાં નામ તથા ગુણો

विशुष्का वटका बल्या बृंहणा वीर्यवर्धनाः ।
वातामयहरा रुच्या विशेषादर्दितापहाः ॥४७॥
विबन्धभेदिनः श्लेष्मकारिणोऽत्यग्निपूजिताः ।
संचूर्ण्य निक्षिपेत्तक्रे भ्रष्टं जीरकहिङ्गु च ॥४८॥
लवणं तत्र वटकान् सकलानपि मज्जयेत् ।
शुक्लस्तत्र वटको बलकृद्रोचनो गुरुः ॥४९॥
विबन्धकृद्विदाही च श्लेष्मलः पवनापहः ।
राज्यक्तयातिरोचिन्या पाचन्या तांस्तु भक्षयेत् ॥५०॥

अन्वय–विशुष्का. वटका बल्याः बृंहणा वीर्यवर्धनाः वातामयहराः रुच्याः विशेषात् अर्दितापहाः (सन्ति, तथा च) विबन्धभेदिनः श्लेष्मकारिणः अत्यग्निपूजिताः (भवन्ति), भ्रष्टं च जीरकहिङ्गु संचूर्ण्य तक्रे निक्षिपेत्, तत्र सकलान् अपि वटकान् मज्जयेत्, (एवं) तत्र (क्षिप्तः सः) वटकः शुक्लः बलकृत् रोचनः गुरु विबन्धकृत् विदाही श्लेष्मलः च पवनापहः (स्यात्, किंच) तान् अतिरोचिन्या पाचन्या राज्यक्तया तु भक्षयेत् ॥

સુકાયેલાં વટક[1]–વડાં બળ આપનાર, પુષ્ટિ કરનાર, વીર્યને વધારનાર, વાયુના રોગને મટાડનાર, રુચિકારક અને ખાસ કરી અર્દિત(મોઢાના લકવા)નો નાશ કરનારાં છે; વળી તે ઝાડાની કબજિયાત તોડનાર, કફ કરનાર અને પ્રદીપ્ત અગ્નિવાળાઓ માટે ઘણાં સારાં છે. જીરું તથા હિંગનો ભૂકો કરી શેકીને તેને ખૂબ જાડી છાશમાં નાંખવો; પછી તે છાશમાં લૂણ નાખી સઘળાં વડાં તેમાં બોળી દેવાં; એ વડાં વીર્યને વધારનાર, રુચિ ઉપજાવનાર, ભારે, મળ બંધ કરનાર, દાહ કરનાર, કફ કરનાર અને વાયુને મટાડનાર છે. તે વડાં અતિ રુચિ ઉપજાવનાર અને પાચક એવાં રાઈતાં સાથે પણ ખવાય.

वटन्ति–वेष्टयन्ति गोलाकारेण बृंहणत्वादिगुणैश्चात्मानमिति वटाः, वट वेष्टने–पचाद्यच्, ततः वटा एव वटका–सञ्ज्ञा कन्–જેઓ ગોળ આકારથી અને પુષ્ટિકારકપણું આદિ ગુણોથી પોતાને વીંટે–વ્યાપ્ત કરે છે, તેથી વટક–વડાં.

### કાંજીવડાં બનાવવાની રીત અને તેનાં નામ તથા ગુણો

मन्थनी नूतना धार्या कटुतैलेन लेपिता ।
निर्मलेनाम्बुनापूर्य तस्यां चूर्णं विनिःक्षिपेत् ॥५१॥
राजिकाजीरलवणहिङ्गुशुण्ठीनिशाकृतम् ।
निःक्षिपेद्वटकांस्तत्र भाण्डस्यास्यं च मुद्रयेत् ॥
ततो दिनत्रयादूर्ध्वमम्लाः स्युर्वटका ध्रुवम् ॥५२॥
काञ्जिको वटको रुच्यो वातघ्नः श्लेष्मकारकः ॥
शूलघ्नोऽजीर्णदाहघ्नो नेत्ररोगेषु नो हितः ॥५३॥

अन्वय–नूतना मन्थनी धार्या, (सा च) कटुतैलेन लेपिता (कार्या), तां च निर्मलेन अम्बुना आपूर्य तस्यां राजिकाजीरलवणहिङ्गुशुण्ठीनिशाकृतं चूर्णं विनिःक्षिपेत्, (तथा च) तत्र वटकान् निःक्षिपेत्, भाण्डस्य आस्यं च मुद्रयेत्; ततः दिनत्रयात् ऊर्ध्वं वटकाः ध्रुवम् अम्ला स्युः । (अयं) काञ्जिकः वटकः रुच्यः वातघ्नः श्लेष्मकारकः शूलघ्नः अजीर्णदाहघ्नः (अस्ति, किंतु) नेत्ररोगेषु हितः नो (भवति) ॥

નવું હાંડલું લઈ તેમાં સરસિયું તેલ ચોપડી નિર્મળ પાણી ભરી તેમાં રાઈ, જીરું લૂણ, હિંગ, સૂંઠ અને હળદરથી બનાવેલું ચૂર્ણ નાખીને તેમાં વડાં નાખવાં અને હાંડલાનું મોઢું તદ્દન બંધ કરી દેવું; એમ ત્રણ દિવસ રાખ્યા પછી તેમાંથી બહાર કાઢેલાં વડાં ખરેખર ખાટાં થઈ જાય છે; તે કાંજિક[1]–કાંજીવડાં કહેવાય છે; એ કાંજીવડાં રુચિકારક, વાયુને હણનાર, કફને કરનાર અને શૂલ,

અરુચિ તથા દાહને મટાડનાર છે; પણ નેત્રના રોગવાળાઓને એ વડાં હિતકારી નથી. ૫૧-૫૩

૧. कुत्सिता अङ्गिरा-व्यक्तिर् अम्ललस्या अस्ति अस्यति काञ्जिकम्, तद् अस्ति अस्य अम्लत्वसाधनम् इति काञ्जिक.-अधोभावत्-ખટાશરૂપે જેનું ખરાબ સ્વરૂપ પ્રકટ થાય છે, તે કાંજિક કહેવાય છે-જેને કાંજી કહે છે; એ કાંજી જેમાં ખટાઈ લાવવા સાધન બને છે, તેવી કાંજિક-કાંજીવડાં કહેવાય છે.

### આંબલીવડાંનું નામ તથા ગુણો

अम्लिकां स्वेदयित्वा तु जलेन सह मर्दयेत् ।
तन्नीरे कृतसंस्कारे वटकान्मज्जयेज्जनः ॥ ५४ ॥
अम्लिकावटकास्ते तु रुच्या वह्निप्रदीपनाः ।
वटकस्य गुणैः पूर्वैरेतेऽपि च समन्विताः ॥ ५५ ॥

अन्वय-अम्लिकां तु स्वेदयित्वा जलेन सह मर्दयेत्, कृतसंस्कारे तन्नीरे जनः वटकान् मज्जयेत् । ते तु अम्लिकावटका रुच्याः वह्निप्रदीपना (भवन्ति), एते च पूर्वैः वटकस्य गुणैः अपि समन्विताः (स्युः) ॥

આંબલીના કાતરાને શેકીને પાણીમાં ચોળી નાખવા; પછી સંસ્કાર આપેલા તે પાણીમાં વડાંને બોળી દેવાં, એટલે તે અમ્લિકા વટક[1]-આંબલીવડાં કહેવાય છે. એ વડાં રુચિકારક અને અગ્નિને પ્રદીપ્ત કરનાર હોય છે અને તેઓમાં ઉપર કહેલાં વડાંના ગુણો પણ સંપૂર્ણ રહે છે. ૫૪,૫૫

૧. अम्लिकासंस्कृता वटका-शाकपार्थिवादि-આંબલીથી સંસ્કારી કરેલ-આંબલીના પાણીમાં ઝબોળેલા જે વડા તે અમ્લિકાવટક-આંબલીવડાં કહેવાય છે.

### મગનાં વડાંના ગુણો

मुद्गानां वटकास्तक्रे मज्जिता लघवो हिमाः ।
संस्कारजप्रभावेण त्रिदोषशमना हिताः ॥ ५६ ॥

अन्वय-तक्रे मज्जिता मुद्गानां वटकाः लघवः हिमाः संस्कारजप्रभावेण त्रिदोषशमनाः (सन्तः) हिताः (स्युः) ॥

ખાટી છાશમાં ઝબોળેલા મગના વડાં હલકા ટાઢા અને સંસ્કારથી થયેલા પ્રભાવને લીધે ત્રણે દોષને શમાવનાર તથા હિતકારી થાય છે. ૫૬

### અડદની વડીઓ બનાવવાની રીત અને તેના ગુણો

माषाणां पिष्टिका हिङ्गुलवणार्द्रकसंस्कृता ।
तथा विरचिता वस्त्रे वटिकाः साधुशोषिताः ॥५७॥
भर्जितास्तप्ततैले ता अथवा सूपलेहिताः ।
वटकस्य गुणैर्युक्ता ज्ञातव्या रुचिदा भृशम् ॥५८॥

अन्वय-माषाणां पिष्टिका हिङ्गुलवणार्द्रकसंस्कृता (क्रियेत), तथा वस्त्रे विरचिताः वटिकाः साधुशोषिताः, तप्ततैले भर्जिताः अथवा सूपलेहिताः ताः वटकस्य गुणैः युक्ताः (सत्यः) भृशं रुचिदाः ज्ञातव्याः ॥

અડદની વાટેલી દાળમાં હિંગ, લૂણ તથા આદું નાખી સંસ્કારી કરવી; પછી તેમાંથી વસ્ત્ર પર વડીઓ બનાવવી અને સારી રીતે સુકવવી; એ વડીઓને તેલમાં તળવી અથવા રાંધેલી દાળમાં નાખવી; એ વડીઓ વડાના જેવા ગુણવાળી હોઈ (ખાવામાં) ઘણીજ રુચિ આપનારી થાય છે. ૫૭,૫૮

### કોળાંની વડીઓના ગુણો

कूष्माण्डकवटी ज्ञेया पूर्वोक्तवटिकागुणा ।
विशेषात्पित्तरक्तघ्नी लघ्वी च कथिता बुधैः ॥५९॥

अन्वय-कूष्माण्डवटी पूर्वोक्तवटिकागुणा ज्ञेया, विशेषात् पित्तरक्तघ्नी च लघ्वी बुधैः कथिता ॥

કોળાંની વડી પણ અડદની વડી જેવા જ ગુણોવાળી જાણવી. તે વડી વિશેષે કરી રક્તપિત્તને મટાડનારી અને હલકી વિદ્વાનોએ કહી છે. ૫૯

### મગની વડીઓના ગુણો

मुद्गानां वटिका तद्वद्रचिता साधिता तथा ।
पथ्या रुच्या तथा लघ्वी मुद्गसूपगुणा स्मृता ॥ ६० ॥

अन्वय-तद्वत् रचिता तथा साधिता मुद्गानां वटिका पथ्या रुच्या तथा लघ्वी (सती) मुद्गसूपगुणा स्मृता ॥

અડદની વડીઓની પેઠે જ બનાવેલી તથા રાંધેલી મગની વડીઓ પણ પથ્ય, રુચિ ઉપજાવનાર અને હલકી હોઈ મગની રાંધેલી દાળના જેવા જ ગુણોવાળી કહી છે.

### ખાટાં ભીંછલાં બનાવવાની રીત અને તેના ગુણો

माषपिष्टिकया लिप्तं नागवल्लीदलं महत् ।
तत्तु संस्वेदयेद् युक्त्या स्थाल्यामास्तारकोपरि ॥
ततो निष्काश्य तत् खण्डं ततस्तैलेन भर्जयेत् ॥६१

अलीकमत्स्य उक्तोऽय प्रकार पाकपण्डितै ।
त वृन्ताकभटित्रेण वास्तूकेन च भक्षयेत् ॥६२॥

अन्वय –महत् नागवल्लीदल मापपिष्टिकया लिप्त (कृत्वा) तत्तु स्थाल्याम् आस्तारकोपरि युक्त्या सस्वेदयेत्, तत खण्डय तत् तत निष्कास्य तैलेन भर्जयेत्। अय प्रकार पाकपण्डित अलीकमत्स्य उक्त, त वृन्ताक भटित्रेण च वास्तूकेन भक्षयेत् ॥

મોટા નાગરવેલના પાન ઉપર અડદની દાળ ચોપડીને તેને તપેલામા પડના માળા ઉપર યુક્તિથી પકાવવુ એ પાન જ્યારે ટુકડા થઈ શકે એવુ થાય ત્યારે તેને તેમાથી બહાર કાઢી (સુધારીને) તેલમા તળવું, આ પ્રકારને પાકશાસ્ત્રના પડિતોએ ખોટુ માછલુ કહેલ છે, તેને રીંગણાના ભડથાની સાથે અથવા ટાકાની સાથે ખાવું ૬૧,૬૨

કઢી બનાવવાની રીત

स्थाल्या घृते वा तैले वा हरिद्राहिङ्गुसु भर्जयेत् ।
अवलेहनसंयुक्त तक्र तत्रैव निक्षिपेत् ॥
एषा सिद्धा समरिचा क्वथिता कथिता बुधै ॥६३

अन्वय –स्थाल्या घृत वा तैले वा हरिद्राहिङ्गु भर्ज येत्, तत्र एव अवलेहनसयुक्त तक्र निक्षिपेत्, समरिचा एषा सिद्धा (सती) बुधै क्वथिता कथिता ॥

તપેલીની અદર ઘીમા કે તેલમા હળદર અને હિંગનો વઘાર મૂકવો પછી તે વઘારમા વેસણવાળી છાશ નાખવી અને મરી નાખવા, એ પાકી રહે ત્યારે વિદ્વાનોએ તેને કઢી કહેલ છે ૬૩

કઢીના ગુણો

क्वथिता पाचनी रुच्या लघ्वी वह्निप्रदीपनी ।
कफानिलविबन्धघ्नी किञ्चित्पित्तप्रकोपिणी ॥६४॥

अन्वय–क्वथिता पाचनी रुच्या लघ्वी वह्निदीपनी किंचित् पित्तप्रकोपिणी कफानिलविबन्धघ्नी (स्यात्) ॥

ક્વથિતા[1]–કઢી પાચન, રુચિ ઉપજાવનાર, હલકી, અગ્નિને પ્રદીપ્ત કરનાર કાઈક પિત્તનો પ્રકોપ કરનાર અને કફ, વાયુ તથા મળના રોકાણને મટાડનાર છે ૬૪

૧ क्वथ्यते निष्पाद्यते स्म भर्जितहरिद्राहिङ्गुमिश्र समरिचमवलेहनयुक्त तक्र स्थाल्या या सिद्धा–क्वथिता क्वथे निष्पाके–कर्मणि क्त टाप्–હળદર તથા હિંગના વઘાર વાળી અને મરિયા સાથે વેસણથી ભિન્ન કરેલી છાશને તપેલીમા ઉકાળીને જે તૈયાર કરાય તે ક્વથિતા–કઢી કહેવાય છે

ઉપર્યુક્ત ખોટા માછલાના કઢી સાથેના ગુણો

अलीकमत्स्या शुष्का वा किं वा क्वथितया युता ।
बृंहणा रोचना वृष्या बल्या वातगदापहा ॥६५॥
कोष्ठशुद्धिकरा शुष्का किञ्चित्पित्तप्रकोपणा ।
अर्दिते सहनुस्तम्भे विशेषेण हिता स्मृता ॥६६॥

अन्वय –अलीकमत्स्या या शुष्का किंवा क्वथितया युता (भक्षिता सन्त) बृंहणा रोचना वृष्या बल्या (सन्त) वातगदापहा (भवन्ति) ॥ शुष्का (त) कोष्ठशुद्धिकरा किंचित् पित्तप्रकोपणा (सन्त) अर्दित सहनुस्तम्भे विशेषेण हिता स्मृता ॥

ઉપર કહેલા ખોટા માછલા નકરા જ ખાવા અથવા કઢીની સાથે ખાવા કઢીની સાથે ખાધેલા એ માછલા પુષ્ટિ આપનાર, રુચિ ઉપજાવનાર, મૈથુનશક્તિને વધારનાર તથા બળ આપનાર હોઈ વાયુસબધી રોગોને મટાડનાર છે એ નકરા માછલા કોઠાને સાફ કરનાર, કાઈક પિત્તનો પ્રકોપ કરનાર અને અર્દિત રોગમા તથા દાઢી ઝલાઈ જવાના રોગમા વિશેષે કરી હિતકારી કહ્યા છે ૬૫,૬૬

મગના લીલા વડા બનાવવાની રીત

मुद्गपिष्टविरचितान् वटाँस्तैलेन पाचितान् ।
हस्तेन चूर्णयेत्सम्यक् तस्मिश्चूर्णे विनिक्षिपेत् ॥६७
भृष्ट हिङ्ग्वार्द्रक सूक्ष्म मरीच जीरक तथा ।
निम्बूरस यवानीं च युक्त्या सर्व विमिश्रयेत् ॥६८॥

अन्वय –मुद्गपिष्टविरचितान् वटान् तैलेन पाचितान् (कृत्वा) हस्तेन सम्यक् चूर्णयेत् तस्मिन् चूर्ण भृष्ट हिङ्गु सूक्ष्मम् आर्द्रक मरीच जीरक निम्बूरस तथा च यवान् विनिक्षिपेत् (तत्) सर्व युक्त्या विमिश्रयत् ॥

મગની પાટીદાળના વડા બનાવી તેઓને તેલમા પકાવી હાથ વડે સારી રીતનો ભૂકો કરી નાખવો પછી તે ભૂકામા શેકેલી હિંગ, શેકેલુ ઝીણુ આદુ, શેકેલા મરી, શેકેલુ જીરુ, લીંબુનો રસ તથા અજમો એ સઘળા પદાર્થો નાખવા અને યુક્તિથી મેળવી દેવા

मुद्गपिष्टिं पचेत्सम्यक स्थाल्यामास्तारकोपरि ।
तस्यास्तु गोलक कुर्यात्तन्मध्ये पूरण क्षिपत् ॥६९॥

अन्वय –(तत) मुद्गपिष्टिं स्थाल्याम् आस्तारकोपरि

